# નિવેદન

**ગુજરાત** વિદ્યાસભા સંચાલિત **શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન** વિદ્યાભવનમાં અધ્યાપન કાર્ય સાથોસાથ સંશોધન-કાર્ય પણ થયે જાય છે અત્યાર સુધીમાં વિભિન્ન વિષયોના મહત્ત્વના સંશોધન-ગ્રંથો પ્રકટ થઈ ચૂકયા છે. એ ઉપરથી દિનપોદિન વિકસતી જતી સંશોધન-પ્રવૃત્તિનો ખ્યાલ આવશે આવા સંશોધન કાર્યમાં એક મહત્ત્વના ગ્રંથનો **"ગુજરાતી પર અરબી ફારસીની અસર"** એ ગ્રંથના પ્રકાશિત થતા **ભાગ ૧થી** ઉમેરો થાય છે આ ગ્રંથ વિદ્યાભવનમા ફારસી ભાષાનું અધ્યાપન સંશોધન કરનારા એક અધ્યાપક ડૅા. છોટુભાઈ ર નાયકને હાથે લખાયો છે સ્વલ્પાશે જ ખેડાયેલા આ વિષયને સુવ્યવસ્થિત અને ગવેષણાપૂર્વક રીતે આ ગ્રંથના વિદ્વાન લેખકે વિસ્તારથી ખેડયો છે ગુજરાતી શબ્દકોશ, વ્યાકરણ અને સાહિત્ય ઉપર પણ અરબીને સાથે લઈને રાજભાષા દરજ્જે મુખ્યત્વે ફારસી ભાષાએ કેવો મહત્ત્વનો ફાળો આપ્યો છે એ આ ગ્રંથમાં બતાવવાનો વિદ્વાન લેખકે યથાશકય પ્રયત્ન કર્યો છે ગુજરાતી ભાષાનાં અધ્યયન-અધ્યાપનના જિજ્ઞાસુઓને-વિદ્યાર્થીઓ અને શિક્ષકો-અધ્યાપકોને પણ આ ગ્રંથ ઉપયોગી નીવડશે જ, એ શ્રદ્ધાએ આ ગ્રંથનું પ્રકાશન કરવામા આવ્યું છે

અમદાવાદ,
તા ૫-૮-'૫૪

**રસિકલાલ છો. પરીખ**
અધ્યક્ષ, ભો જે વિદ્યાભવન

" बनामे आँ केह ऊ नामी न दारद,
ब हर नामी केह ख्वानी सर बर आरद। "

[ જેનું કોઈ નામ નથી અને જે કોઈ પણ નામે બોલાવતાં માથું ઊંચું કરે છે તેના નામથી (અર્થાત્ નામ વિનાના પણ ગમે તે નામે બોલાવો તો પણ તે સાંભળે છે એવા ઈશ્વરના નામથી) હું શરૂ કરું છું. ]

[ અનાખ્યેય છતાં જે જે નિર્દેશે પ્રાર્થના કરું,
તે તે દ્વારા નિહાળે જે, સ્મરી તેને હું આદરું. ]

[ પદ્યરચના અંબા કે. કા. શાસ્ત્રી ]

# પ્રસ્તાવના

મશહૂર ઉર્દૂ શાયર અલ્તાફ હુસેન હાલી (ઈ. સ. ૧૮૩૭-૧૯૧૪) એ કહ્યું છે :—

वह दीने[1] हिजाज़ी का बेबाक[2] बेड़ा,
        निशाँ जिसका अक़सामे आलम[3] में पहुँचा।
न जैहूँ[4] में अटका न क़ुल्ज़ुम[5] में झिझका,
        मुक़ाबिल हुआ कोई ख़तरा न जिसका।
किये पै सिपर जिसने सातों समन्दर,
        वह डूबा दहाने[6] में गंगा के आकर।

ઇસ્લામે તરવારના જોરથી સાતે સમુદ્ર ઉપર વિજયનો ડંકો વગાડ્યો, પરંતુ એ ઇસ્લામનો કાફલો ગંગાના મુખમાં સમાઈ ગયો. જે જે દેશમાં ઇસ્લામની તરવારે પ્રવેશ કર્યો તેના ઉપર એ ધર્મની ઊંડી છાપ પડી. અરબ, ઈરાન, અફઘાનિસ્તાન, તુર્કી, સ્પેન, મિસર, ચીન વગેરે દેશોમાં આ રીતે એનો પ્રચાર થયો, પરંતુ ભારતમાં આવ્યા પછી ઇસ્લામ આગળ પ્રગતિ કરી શક્યો નહિ. અલબત્ત અહીં એણે ઘણું કર્યું. મૂળ ઇસ્લામ અરબસ્તાનથી નીકળ્યો. તેની ભાષા અરબીએ ઈરાનમાં આવી ત્યાંની સ્થાનિક ભાષા પહેલવી

૧ દીને હિજાઝી-(દીન=ધર્મ; હિજાઝ=મક્કા, મદીના વગેરે જે ભાગમાં આવ્યા છે તે ભાગ) અર્થાત્ 'ઇસ્લામ'
૨ નીડર
૩ દુનિયાના જુદા જુદા ભાગો
૪ ઑક્સસ નદી
૫ રાતો સમુદ્ર
૬ મો

ઉપર એટલી તો અસર કરી કે તેનું નામ જ ઈરાન જ થઈ ગયું. એ પરિનિર્મિત થયેલી ભાષાનું નામ ઈરાનની નૈઋત્ય ખૂણામાં આવેલા ફાર્સ પ્રાંત ઉપરથી 'ફારસી' પડ્યું. એ ફારસી ભાષા બોલતી પ્રજાની ભૂમિમાંથી મુસલમાનો ભારતમાં આવ્યા અને રાજસત્તા હાથમાં લીધી. પરિણામે ઓછેવત્તે અંશે અહીંની પ્રાન્તિક ભાષાઓ ઉપર એઓની ફારસી ભાષાનો પ્રભાવ પડ્યો. જ્યાં જ્યાં સ્થાનિક વાસીઓનો મુસલમાનો સાથે વિશેષ સંપર્ક ત્યાં ત્યાં વિશેષ પ્રમાણમાં ફારસી અને અરબી શબ્દોએ પ્રવેશ કર્યો. બ્રિટિશ રાજ્ય ભારતમાંથી નષ્ટ થઈને આઝાદી પ્રાપ્ત થઈ તે અગાઉ પંજાબ અને સિંધમાં હિંદુ કરતાં મુસલમાનો વિશેષ હતા, તેથી પંજાબી અને સિંધી ભાષામાં અરબી-ફારસી શબ્દોનું પ્રમાણ વધુ વધારે છે. ગંગાજમુનાના દોઆબમાં મુસલમાનોની સંખ્યા પંજાબની જેમ હિંદુઓ કરતાં વધારે નહિ છતાં મોટી સંખ્યાની હોવાથી તથા ત્યાં મુસલમાની રાજ્ય વધારે ટકવાથી ત્યાંની ભાષામાં પણ અરબી ફારસી શબ્દોનું પ્રમાણ ધ્યાન ખેંચે એવું છે. બંગાળા અને ઓરિસ્સામાં હિંદુઓ વિશેષ હતા તેથી બંગાળી અને ઉડિયાની ભાષામાં મૂળ ભાષાના શબ્દોનું પ્રમાણ વધારે છે. છતાં ડૉ. સુનીતિકુમાર ચેટરજી કહે છે કે[1] પચીસસો જેટલા અરબી-ફારસી શબ્દો બંગાળી ભાષામાં છે જે રૂઢ થઈ ગયા છે.

મરાઠી અને ગુજરાતીમાં શબ્દ પ્રમાણની સ્થિતિ લગભગ હિંદી જેવી છે. ગુજરાતમાં ફારસીનો આ પ્રભાવ સ્થાનિક ભાષા ઉપર પડ્યો છે તે પણ મુસલમાનો તથા કેટલેક અંશે પારસીઓ સાથેના સંપર્કને લઈને જ. જો કે એઓના આગમન અગાઉ અરબો અને ઈરાનીઓ વેપાર અર્થે ગુજરાતના કિનારા ઉપર આવ્યાના દૃષ્ટાંતો મોજૂદ છે, પરંતુ તેઓની સંખ્યા પ્રમાણમાં ન્યૂન હતી. તેઓની સાથેના અંદરના ભાગના લોકોનો સંપર્ક પણ નહિ જેવો જ હતો, કારણ કે તેઓ

1 Suniti Kumar Chatterji Indo Aryan and Hindi (Gujarat Vernacular Society Ahmedabad 1952), p 229

રહેતા પણ કિનારા ઉપર જ તેથી અંદરની સ્થાનિક ભાષા ઉપર અસર થાય એ સભવે નહિ

આ તો શબ્દપ્રમાણુની વાત થઈ તે ઉપરાન્ત ગુજરાતી ભાષા તથા સાહિત્યના દેહમા અરબી-ફારસીની બીજી અસર પણ પ્રવેશવા પામી છે ગુજરાતી ભાષાના શાસ્ત્રીય અભ્યાસ અંગે સંસ્કૃત પ્રાકૃત અને દેશીય શબ્દોની શોધખોળ સારા પ્રમાણમાં આપણા સાહિત્યમા થયેલી છે, પણ અરબી, ફારસી અને તુર્કી વગેરે બીજી મધ્ય એશિયાઈ ભાષાઓના શબ્દો અંગે તેમજ તે તે ભાષાની બીજી અસરો અંગે જોઈએ તેટલુ સશોધન થયુ નથી વૈજ્ઞાનિક દૃષ્ટિવાળો દરેક સશોધક એ સ્વીકારશે કે ગુજરાતી ભાષા ઉપરની આ અસરોના અભ્યાસ વિના ગુજરાતી ભાષાના ઘડતરનો, વાસ્તવિક ખ્યાલ આવી શકે નહિ, આ કારણથી આ વિષય ઉપર યથાશક્તિ સશોધન કરવાની મારી કેટલાક સમયથી ઉમેદ હતી તે કામનો મે આરભ કર્યો અને હવે એ વિષયને જે રીતનો આકાર આપવો ઇષ્ટ અને આવશ્યક લાગ્યો તે આ પુસ્તક રૂપે જાહેર થાય છે

ઈરાનની પ્રજાનો પુરાણા જમાનાથી ભારત તથા ખાસ કરીને ગુજરાત સાથેનો સબધ દર્શાવતા ઈરાનનો રાજકીય અને સાહિત્યિક ઇતિહાસ કઇક અંશે લબાઈ ગયો છે, પરતુ એનાથી વિષયને પકડવામા વાચકોને વિશેષ સરળતા આવી મળશે એમ હુ માનુ છુ, તદુપરાંત કેટલીક બાબતો વિશે ગુજરાતી ભાષાના પુસ્તકોમા માહિતી ન મળતી હોય એમ જ્યાં જ્યા લાગ્યુ ત્યા ત્યાં હકીકતો વિગતવાર આપવાનું મે ઉચિત માન્યુ છે

મારા લેખનની હસ્તપ્રતના પોતપોતાને ગમતા વિભાગ અમારી સસ્થાના અધ્યક્ષ શ્રી રસિકલાલ પરીખ, અધ્યા રામનારાયણ પાઠક, અધ્યા કેશવરામ કા શાસ્ત્રી, જનાબ પ્રો માનાના અબૂ ઝફર નદવી, ગાર્ડા કૉલેજ ( નવસારી )ના અવસ્તા-પહેલવીના અધ્યા ડૉ હોરમઝ્

વિચાર મિત્રો અને અધ્યા ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીએ વાંચી મને જે કીમતી સૂચનો કર્યાં છે તે બદલ એ વિદ્વાનોનો હું હાર્દિક આભાર માનું છું.

વળી જે જે-વિદ્વાનોનાં પુસ્તકોનો આધાર લીધો છે તેઓ પ્રતિ પણ હું કૃતજ્ઞતા પ્રકટ કરું છુ

જેઓને માટે આ પુસ્તક લખાયુ છે તેઓને આ પુસ્તક ઉપયોગી નીવડશે તો મારી મહેનત સાર્થક સમજીશ. વિશેષમાં આ વિષયમાં સંશોધન કરતા વિદ્વાનો આમાં રહેલી ભૂલચૂક બતાવી તથા તે અંગે માહિતી આપી આભારી કરશે એવી આશા સેવુ છુ.

૫-૮-'૫૪ — છોટુભાઈ રણછોડજી નાયક



## સંકેતાક્ષર

| | | | |
|---|---|---|---|
| અ. | અરબી | પ્ર. | પ્રત્યય |
| એ. વ | એક વચન | ફા | ફારસી |
| કા | કાગી | બ વ | બહુ વચન |
| ગુ. | ગુજરાતી | મૃ. | મૃત્યુ |
| જ | જન્મ | લા | લાક્ષણિક |
| તુ | તુર્કી | વિ | વિશેષણ |
| ત્રી. પુ | ત્રીજો પુરુષ | સં. | સંસ્કૃત |
| ના. | નામ | | |

# વિષય-સૂચી

## પ્રકરણ ૧લું

## ઈરાનના ઈતિહાસની રૂપરેખા

ઈરાન દેશના ઇતિહાસ તથા ત્યાંની ભાષા અને સાહિત્યનું ટૂંકું અવલોકન કરતાં કરતાં, તેનો ભારત સાથે અને ભારતમાં ખાસ કરીને ગુજરાત સાથે કયા કયા સન્જોગોમાં કેવો સબંધ બંધાયો અને ચાલુ રહ્યો તે તપાસીશું કે જેથી કરીને પ્રસ્તુત વિષયની ભૂમિકા નજર આગળ ખુલ્લી થતી રહે.

હાલના સંશોધકોની શોધખોળના પરિણામે એ નક્કી થતું જાય છે કે હિંદના આર્યોના પૂર્વજો, ઈરાનીઓના પૂર્વજો તેમજ યુરોપની ઘણી પ્રજાના પૂર્વજો મૂળ એક પ્રજા હતી. આ મૂળ પ્રજાની વસાહતના મૂળ સ્થાનને વિશે તેમજ તેના પરિભ્રમણના માર્ગ વિશે વિદ્વાનોના અનેક મતો પ્રવર્તે છે તે ચર્ચામાં અત્રે ન પડતાં એટલું જ કહેવું બસ થશે કે ઈરાન અને ભારત આર્ય સંસ્કૃતિની પ્રાચીન વાહકો છે અને અવસ્તા તથા વેદને ભારત-યુરોપીય સાહિત્યના પુરાણા નમૂનાઓ લેખી શકાય. અતિ પ્રાચીનકાળના ભારત-ઈરાની ધર્મની બે શાખાઓ જરથોસ્તી અને વૈદિક ધર્મને નામે અદ્યાપિ હસ્તી ધરાવે છે.

### ઈરાનના પુરાણા રાજવંશો

ઈરાનનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે અતિ પુરાણા જમાનામાં રાજ્ય કરી ગયેલા વંશોમાં ખ્યાતિ મોટાઈ અને પવિત્રતામાં સૌથી

પ્રથમ મહાબારી ( મહ + આબારી ) વંશ અસ્તિત્વમાં હતો એ વંશ ફગાનના ચિન્નો તાજ હતો, પરંતુ તે ભુલાઈ ગયો[1] અને તે પછી થયેલા પાંચ વંશો પુરાણા ઇતિહાસોમાં મુખ્યત્વે ગણતરીમાં આવે છે: (૧) પેશદાની, (૨) કયાની, (૩) હખામની [હખામનિશી][2], (૪) અશકાની (પાર્થવ) અને (૫) સાસાની. આમાંના પ્રથમ બે વંશો પૌરાણિક ઇતિહાસના વંશો કહી શકાય. એ માટે આપણી પાસે પારસીઓના ધર્મપુસ્તક અવસ્તાનો આધાર છે, પરંતુ તેમાં આપણને કડીબદ્ધ ઇતિહાસ લખી શકીએ એવા પુરાવા મળતા નથી ઇસ્લામ દેનના ઇતિહાસના એ બે વંશોને પુરાણોક્ત ઇતિહાસના વર્ગમાં મૂકવાનું એક કારણ તે વંશોના પાદશાહોના રાજ્યસમયના અતિશય મોટા આંકડાઓ છે દાખલા તરીકે પેશદાની વંશના જમશેદનું રાજ્ય ૭૦૦ વરસનું, ઝોહાક નું ૧૦૦૦ વરસનું, અને ફરીદૂનનું ૫૦૦ વરસનું જણાવવામાં આવ્યું છે[3] એ બાબતમાં સંશોધન કરવાથી એવા અનુમાન ઉપર આવી શકાય છે કે તેઓનાં રાજ્યવરસો તે તેઓના વંશોના રાજ્યવરસો છે અને તે વંશોના સ્થાપકોની જિંદગીના બનાવોને તે વંશોના સમાપ્તિ લાવનારા પુરુષોની જિંદગીના બનાવો સાથે જોડી નાખવામાં આવ્યા છે.

પરંતુ એ પુરાણોક્ત ઇતિહાસમાં કેટલાક બનાવો ઇતિહાસની હદના નિશાનો જેવા હોય છે તેથી તે જાણી લઈને ખરી હકીકત સમજવાની જરૂર રહે છે

**પેશદાદી વંશ**

ઉપર જણાવ્યા મુજબ આર્યો એક જથ્થે પ્રથમ રહ્યા હતા ત્યાં

---

૧ એ વંશની વિગત પાછળના ફારસી સાહિત્યમાં મળે છે, અવસ્તા અને પહેલવીમાં મળતી નથી

૨ Achaemenian

૩ ફિરદોસી-શાહનામહ. 'તારીખે તબરી (ફારસી)માં ફરીદૂનનો રાજ્યસમય ૨૦૦ વરસનો છે.

વસ્તી વધી પડવાથી ટોળાંએ હળવે હળવે જુદી જુદી દિશાએ પોતાનો માર્ગ લેવા માંડ્યો. એ ટોળીઓ એક વડાની સત્તા હેઠળ એક કુટુંબ માફક રહેવા લાગી. તેઓમાં જે સૌથી વિશેષ બળવાન તે વધારે વિસ્તારવાળા રાજ્ય ઉપર સત્તા ધરાવતી. આવી રીતે બનેલું એક બળવાન ટોળું પેશદાદી નામનું હતું. એ વંશના રાજાઓએ કેટલા વરસ અને ક્યાંથી તે ક્યાં સુધી રાજ્ય કર્યું હતું તે નક્કીપણે કહી શકાતું નથી.

•

એનો સ્થાપક ગયોમર્દ (અવસ્તા ગયમરેતન્ ઉપરથી) ન્યાયી અને ઇન્સાફી હતો. તેણે મનુષ્યોને જંગલી હાલતમાંથી સુધાર્યા હતા. એના પછી થયેલા અન્ય પાદશાહોએ પણ એવાં જ સત્કાર્યો આદર્યાં હતાં. એ વંશનું નામ પેશદાદ (અવસ્તા પરધાત[1] ઉપરથી) હતું. ગયોમર્દનું પાયતખ્ત બલ્ખ હતું. તમામ મુસલમાન ઇતિહાસકારો એને ઈરાનનો પ્રથમ પાદશાહ ગણે છે.

આ ટોળીએ જ્યાં પ્રથમ વસવાટ કર્યો તેનું નામ 'અઈર્યનવએજો'[2] (અર્થાત્ બીજભૂમિ) હતું. અઈર્યનવએજો ઉપરથી ઈરાન નામ પડેલું છે. એ સ્થળ ક્યાં હતું તે હજુ સુધી ચોક્કસ રીતે

---

૧ એટલે કે પ્રાચીન સ્મૃતિકાર અથવા કાયદા ઘડનારા.

૨ મૂળ અવસ્તામાં 'અઈર્યન' છે. એ ઉપરથી 'ઈરાન' શબ્દ બન્યો છે. એ શબ્દ અવસ્તામાં અર્ય (પવિત્ર) ઉપરથી છે. વંદીદાદમાં એ પ્રદેશ માટે બોલતાં તેને 'અઈર્યન વએજ ઘહુ' કહ્યો છે. આ શબ્દમાં 'વએજ ઘહુ' પહેલવીમાં 'બીજ' (સંસ્કૃતમાં બીજ) અને પાછળથી ફારસીમાં 'બીખ' બન્યો છે. 'અઈર્યન વએજ ઘહુ' માંથી પહેલવીમાં 'અઈરાન વેજ' અને પછી ફારસીમાં 'ઈરાનવેજ' શબ્દ બન્યો. આનો અર્થ ઈરાનીઓની બીજભૂમિ અથવા જન્મભૂમિ કે તેઓનો મૂળ પ્રદેશ થાય છે. પાછળથી 'વએજ ઘહુ' તેમજ 'વેજ' વગર એ પ્રદેશ 'અઈર્યન' અથવા 'આઈરાન' અને તેનાથી ઈરાન તરીકે ઓળખાવા લાગ્યો.

જણાયુ નથી પરતુ કેટલાક વિદ્વાનો માને છે કે સોગ્દિયાનાના[1] ઈશાન ખૂણામા આમૂ દરિયા (ઓક્સસ નદી) અને સીર દરિયા[3] (જક્સાર્ટેસ નદી) વચ્ચે આવેલા પહાડી પ્રદેશમા પેશદાદી વશના સમયનુ ઈરાનવેજ (ઈરાન) હતુ

પાદશાહ ગયોમર્સનો પૌત્ર હોશગ ગાદીએ આવ્યો ત્યારે તેણે ઈરાનમા સૌથી પ્રથમ પાણીની નહેર બધાવી હતી તેના સમયમાં પથ્થરોને ઘસીને આગ પેદા કરવાની શોધ થઈ હતી અબુલફઝલના કહેવા પ્રમાણે એ ભારતવર્ષમાં આવનાર પ્રથમ ઈરાની હતો[4]

મશહૂર જમશેદ એજ વશનો ચોથો પાદશાહ હતો તેના સમયમા ખરેખર એક વિનાશક પૂર આવ્યુ હતુ પરતુ એવી કથા છે કે તે વિષેની આગાહી તેને આગળથી ખુદા તરફથી મળી ગઈ હતી તેથી તેણે લોકોને આફતમાથી ઉગારી લીધા હતા આ જમશેદ અવસ્તાનો યિમ છે એને ઈરાની સસ્કૃતિનો પિતા કહી શકાય, કારણ કે તેણે ખગોળવિદ્યા તરફ લોકોનુ લક્ષ્ય દોર્યું હતુ મહાન શહેરો તેણે બધાવ્યા હતા તેના સમયમા વિવિધ હથિયારો શોધાયા હતા વહાણો તૈયાર કરવામા આવ્યા હતાં અને મનુષ્યજાતિનુ ધ્યાન ખેતીવાડી ઉપર તેણે લગાડ્યુ હતું તે ઉપરાંત તેણે લોકોને ચાર ભાગોમા વહેચી નાખ્યા હતા (૧) ધર્મગુરુઓ, (૨) પાદશાહો અને લડવૈયા (૩) ખેડૂતો અને (૪) કારીગરો અને મજૂરો સૌર વર્ષની શરૂઆત પણ તેણે જ કરી હતી એ વરસનો પ્રારભિક દિવસ[5] 'નવરોઝ' ઈરાનીઓ અદ્યાપિ તહેવાર તરીકે ઊજવે છે

---

૧ એનુ જનુ નામ સુગ્દ યા સુ ગ્ધ હતુ ગ્રીકો એને સોગ્દિયાના કહેતા

૨ એનુ ભારતીય નામ 'વક્ષુ' ઓક્સસ ઉપરથી રૂપાંતર છે એને જૈહુન પણ કહે છે

૩ એનુ સસ્કૃત નામ 'રસા' યા 'રહા' હતુ એને સૈહૂન પણ કહે છે

૪ શેખ અબુલફઝલ-આઈને અકબરી ભા ૨ પૃ ૧૮૯ (કલકત્તા પ્રેસ ફારસી)

૫ એ દિવસે જમશેદ ગાદીએ બેઠો હતો એ દિવસે (૨૧ મી માર્ચ) રાત અને દિવસ સરખા હોય છે એની ઉજવણીનો રિવાજ અકબરે

રાગની શોધ[1] તેના જ સમયમાં થઈ હતી તદુપરાંત 'જામે જમ'[2] નામે ઓળખાતો મશહૂર પ્યાલો તેની પાસે હતો જેમાંથી દુનિયામાં બનતી બાબતો તે નિહાળી શકતો હતો, એમ કહેવાય છે

આખરે તેના ઉપર ભયંકર આફત ઉતરી. તેની બુદ્ધિને અવળું સૂઝ્યું. દરેક બાબતને સંપૂર્ણતાના શિખરે પહોંચાડવા વિશે તેનામાં એટલો તો અહંકાર આવી ગયો કે પોતાને દેવના તરીકે ગણાવવા લાગ્યો પોતાના શરીરના ઘાટની મૂર્તિ તૈયાર કરાવી તેને પૂજવાની લોકોને ફરજ પાડી આનું પરિણામ તેને ભોગવવું પડ્યું લોકોને તેના પ્રત્યે તિરસ્કાર થવા મંડ્યો કેટલાક યમન ( અરબસ્તાનમાં )ના બાદશાહ

હિંદુસ્તાનમાં દાખલ કર્યો હતો અને ઔરંગઝેબે બંધ કર્યો હતો. ઈરાનીઓ, અફઘાનો અને હિંદુસ્તાનના પારસીઓ અદ્યાપિ એ દિવસ ઉત્સાહ અને આનંદના તહેવાર તરીકે ઉજવે છે

૧ કહેવાય છે કે જમશેદ દ્રાક્ષનો અતિ શોખીન હતો એક વખત એવું બન્યું કે એક બરણીમાં તેણે ભવિષ્યના ઉપયોગ માટે થોડી દ્રાક્ષ ભરાવી રાખી હતી. તે પછી થોડા દિવસ બાદ બરણી ખોલવામાં આવી ત્યારે તેમાં ઉપર ફુગ ચઢી ગઈ હતી પાદશાહે તેને ઝેર માની લઈ તે ઉપર તે મુજબનું સૂચન કરાવ્યું અને તે અલગ મૂકવાનો હુકમ કર્યો બન્યું એવું કે એક દિવસ તેના મહેલમાં એક દાસી માથાના દર્દની લાંબી બીમારીથી કંટાળી ગઈ હતી, તેથી આપઘાત કરવા તેમાંથી થોડું પીધું આથી તેને કેફ ચઢયો અને તે ઊંઘમાં પડી ઉઠી ત્યારે તેને આરામ થઈ ગયેલો જણાયો તેમાંથી તેણે તે પછી એટલું તો લેવા માડ્યું કે બધું ખતમ થઈ ગયું પાદશાહ આગળ આ વાત ગઈ ફરીથી તે જ પ્રમાણે કરવામાં આવ્યું, જમશેદ તેમજ તેના દરબારીઓએ તે પીધું અને તેની અસર અનુભવી તે ઉપરથી તેમને ખાતરી થઈ અને તેનું નામ "ઝહરે ખુશ (ફારસીમાં અર્થાત્ માફક ઝેર) આપ્યું આજ પર્યંત એ ત્યાં સારી રીતે વપરાય છે

૨ અર્થાત્ જમશેદનો પ્યાલો કહેવાય છે કે તેના ઉપર સાત લીટી હતી. દરેક લીટી દુનિયામાં તે વખતે ગણાતા સાત ભાગોમાંનો એક દર્શાવતી તેમાં જોનારને દુનિયામાં બનતી બાબતો નજરે પડતી

ઝોહાકને પોતાના ઉપર રાજ્ય કરવા નિમંત્રણ આપ્યું[1] તેથી તેણે એ રાજ્ય ઉપર ચડાઈ કરી. પોતાને દેવના તરીકે ઓળખાવતો જમશેદ નાસભાગ કરી હાલના સિસ્તાનમાં થઈ ભારતમાં આવ્યો. પછી તે બંગાળના રસ્તે ચીન તરફ નીકળી ગયો. ઝોહાકના[3] માણસોએ પૂંઠ પકડી આખરે તેને મારી નાખ્યો.[2]

તે પછી ઝોહાક રાજ્ય કરવા લાગ્યો. તેનાં જુલમી અને ઘાતકી કાર્યોએ માઝા મૂકી. પરંતુ પાપોની સજા માટે ખુદાએ તેના ખભા ઉપર બે જખમ મૂક્યા હતા. દરેકમાંથી એકેક ભયંકર સાપ નીકળી આવ્યો હતો. તેમની ભૂખ માત્ર આદમીઓના ભેજાથી મટતી હતી. આ કમકમાટી ભરેલા ખોરાક માટે ઝોહાકની રૈયતમાંથી દરરોજ બે માણસ કાપવામાં આવતાં હતાં.[4] તેમાં આખરે અસ્ફહાન[5] શહેરના કાવા

---

૧ ફિરદોસી–શાહનામહ, ભા. ૧; પૃ. ૪૦.

કેટલાક ઇતિહાસકારો કહે છે કે તે એસીરિયાનો પાદશાહ હતો અને કેટલાક કહે છે કે તે અરબ હતો. ગ્રીક ઇતિહાસોમાં મોટે ભાગે એને એસીરિયાનો જણાવવામાં આવ્યો છે. સંભવ છે કે તે સમયે એસીરિયાનો ભાગ તેના તાબામાં હોય.

૨ અબુલફઝલ–આઈને અકબરી, ભા. ૨, પૃ. ૧૯૪–૯૫.

૩ સામાન્ય રીતે જન્મસમયે બાળક રડતું બહાર આવે છે, પરંતુ ઝોહાક તેની માતાના ઉદરમાંથી નીકળ્યો ત્યારે હસતો હતો. તેથી 'ઝહક' એટલે હસવું ઉપરથી તેનું નામ ઝુહ્હાક (અરબી) પડ્યું હતું એવી કથા છે.

૪ આ વાત કથા કહાણી જેવી છે અને સાપની વાતમાં કંઈક ભેદ લાગે છે. ખરાબ કૃત્યોના માઠાં પરિણામો વિશેનો ચિતાર આપવા સારું એ કથા જોડી કાઢેલી હોય એમ લાગે છે. ફિરદોસી કહે છે કે પ્રથમ તો સેતાને ઝોહાકને તેના ભલા પિતા મરદાસને મારી નાખવા ઉલટપાલટ સમજાવ્યો અને તે પછી ગોશ્ત ખાવાની લાલચ દેખાડી, જે તે સમયે એક મહાન પાપ લેખાતું હતું. આ મોજમજા ઝોહાકને પોતે બતાવી તેના બદલામાં સેતાને તેના ખભા ઉપર ચૂમીઓ લેવા દેવાની પરવાનગી માગી. જેવી જ ચૂમીઓ લીધી

નામના લુહારના બે છોકરાઓનો વારો આવ્યો. તે કાયર રહી એમ ને એમ પોતાના જીવ જેવા વહાલા દીકરાઓને સાપોના ભક્ષ્ય માટે સોંપે એવો ન હતો. રોષમાં ને રોષમાં તેણે એક મહાન લશ્કર ભેગું કરી વતનની શહેનશાહતને જાલિમના હાથમાંથી છોડાવી પેશદાદી વંશના એક ફરીદૂન નામના છોકરાને ગાદી ઉપર બેસાડ્યો. એ ઘણો ડાહ્યો અને ભલો પાદશાહ હતો.[1] એના સમયમાં રાજ્ય આબાદ હતું.[2]

મજકૂર ઝોહાક ભારતમાં ઘણી વાર આવ્યો હતો[3] ફરીદૂનને રાજ્-

---

કે તુરત ઝોહાકના દરેક ખભા ઉપર એકેક સાપ નીકળી આવ્યો. એ સાપથી તેનું તરત જ મરણ થશે એવી આશા રાખવામાં આવી હતી, પણ સેતાને હકીમનો વેશ લઇ એ પાદશાહને એવી ખાતરી આપી કે જો તું માણસોનાં ભેજાઓનો ખોરાક એ સાપોને આપશે તો તારે માટે કઇ ધાસ્તી જેવુ નથી. ( ફિરદોસી-શાહનામહ, ભા. ૧; પૃ. ૩૮-૩૯ )

એમ પણ કહેવાય છે કે ઝોહાક સર્પપૂજામાં માનતો અને માણસોની કુરબાની આપતો હતો, તેથી સાપવાળી વાત તેને માટે ઉપજાવી કાઢવામાં આવી હોય એમ સંભવે છે.

૫ અસ્પહાન ઉપરથી છે. કેટલાક કહે છે કે એ ફારસી सिपाहનુ બહુવચન सिपाहान ઉપરથી છે અને કેટલાક કહે છે કે એ अस्पનુ બહુવચન अस्पहा ઉપરથી છે. પરંતુ એ છાવણીની જગ્યા હતી તેથી તે આ બેમાંથી કોઈ પણ નામ ઉપરથી એ પડ્યુ છે એ વાત સત્ય છે.

૧ સાદીએ એના વિશે પોતાના પુસ્તક 'ગુલિસ્તાન'માં કહ્યુ છે કે—

फ़रीदूने फ़र्रुख़ फ़रिश्तह नबूद, ज़े मुश्को ज़ अम्बर सरिश्तह नबूद ॥
बदादो दिहिश याफ़्त आँ नीकूई, तू दादो दिहिश कुन फ़रीदून तूई ॥

[ મુબારક ફરીદૂન કંઈ ફિરિશ્તો ન હતો, તે અંબર અને કસ્તુરીનો બનેલો ન હતો. ન્યાય અને ઇન્સાફ વડે તેણે ભલાઈ મેળવી. તું પણ ન્યાય અને ઇન્સાફથી વર્તે તો તું પણ ફરીદૂન છે. ]

૨ હાથી ઉપર બેસનાર એ પ્રથમ પાદશાહ હતો તેમજ હાથીને રણસંગ્રામમાં વાપરનાર પણ એ પ્રથમ હતો.

૩ અબુલફઝલ-આઈને અકબરી, ભા. ૨; પૃ. ૧૯૫.

ગાદી મળી ત્યારે તે ઈંગિનમાથી દાગ ખાઈ નાસી છૂટી ઉપલી વાર અહી આવ્યો હતો

ફરીદૂનના પિતા આબતીનને ઝોહાકે મારી નાખ્યો[1] ત્યારે ફરીદૂન ચમત્કારિક રીતે બચી જવા પામ્યો હતો પરન્તુ એવુ કે ઝોહાકે સ્વપ્નું જોયુ[2] તેનો અર્થ એવો નીકળ્યો કે આબતીનનો એક પુત્ર ફરીદૂન થશે તે અને તેની મા ફરાનક, પુરમાયા[3] નામની ગાયના દૂધ ઉપર ગુજરાન આ જ ફરીદૂન મોટો થઈને ઝોહાકને મારી નાખશે, આથી ઝોહાકે આબતીનને મારી નાખ્યો અને જે કોઈ કયાની વંશનો માણસ જોવામા આવતો તેને મરણને શરણ કરાવતો આબતીનની કતલ પછી તેની સગર્ભા સ્ત્રી હતાશ ન થતા જાન બચાવવા નાસી છૂટી અને અલ્બુર્ઝ પહાડમા સતાઈ ગઈ ત્યાં કોઈ ગામમા રહેવા લાગી બાળકનો જન્મ થયો તેનુ નામ ફરીદૂન તેણે આપ્યુ દુ:ખની ગરમીએ દૂધ સુકાયુ એટલે ખુદાની મહેરથી પુરમાયા નામની એક ગાય આવી મળી દુશ્મન આવ્યા વિશેની બૂમ પડી ત્યારે તે સ્ત્રી પુત્રને લઈ ત્યાથી નાસી છૂટી દુશ્મને ગાયને મારી નાખી આખરે એ ફરીદૂનને કાવાએ શોધી કાઢી તખ્તનશીન કર્યો,

---

૧ ફિરદૌસી કહે છે કે એની માએ પુત્રને બચાવવા હિંદુસ્તાનમા જવા ઈચ્છા કરી હતી તેણે કહ્યુ કે —

बेबरम पय अज खाके जादूस्तान, शवम् या पिसर सूये हिंदुस्तान ।
(આ જાદૂ ભૂમિમાથી ઉચાળા ભરુ અને દીકરા સાથે હિંદુસ્તાન તરફ ગમન કરુ ) [ફિરદોસી શાહનામહ, ભા ૧ પૃ ૪૩]

૨ મોહમ્મદ હુસૈન આઝાદ (સુખનદાને ફાર્સ, પૃ ૧૭૫) કહે છે કે ત્યા હમેશા નજૂમીઓ રહેતા હતા અને તે જ્યોતિષ જોયા કરતા હતા' તેમણે ઝોહાકને આ વાત કરી હતી

૩ જુદી જુદી આવૃત્તિઓમા જુદા જુદા નામો છે બરમાયૂન, માયહ, માયૂન વગેરે 'શાહનામહ'ની નવલકિશોર આવૃત્તિમા 'બરમાયા' છે, ભા ૧, પૃ. ૪૨-૪૩

તે પછી ભારતમાં આવનાર પેશદાદી વંશનો છેલ્લો પાદશાહ ગિરશાસ્પ હતો[1]

**કયાની વંશ**

પેશદાદી વંશ પછી કયાની વંશ સ્થપાયો એ વંશના નામ ઉપરથી એના પાદશાહોના નામો આગળ ‘કય’ (સમ્રાટ) મુકાય છે એ વંશમાં એક પાદશાહ કયગુસ્તાસ્પ અથવા કયવિસ્તાસ્પ નામનો થઈ ગયો તેના સમયમાં પારસીઓના પેગમ્બર ઝરથોસ્ત્ર થયા

ઝરથોસ્ત્રનો જન્મ આઝરબાયજાનમાં થયો હતો[2] તેમણે ૨૦ વરસની ઉમરે ગૃહત્યાગ કર્યો હતો અને ભરયુવાનીનો ઉત્તમ ભાગ તપશ્ચર્યામાં ગાળ્યો હતો ત્રીસ વરસની વયે પહોંચતા પોતાના ધર્મ અને માન્યતાઓની તેમણે જાહેરાત કરી હતી અને લોકોને પોતાનો ધર્મ સ્વીકારવા કહ્યું હતું ધર્મપ્રચારની શરૂઆત તેમણે પોતાના વતનમાં કરી હતી, પરંતુ ત્યાં કંઈ સહાય ન મળવાથી ન છૂટકે વતન છોડ્યું અને બાખ્તર (ગ્રીકોના બાક્ટ્રિયા) તરફ ગયા[3] ત્યાં

---

૧ અબુલફઝલ આઈને અકબરી, ભા ૨ પૃ ૧૮૫

૨ મીર્ઝા જલાલુદ્દીન અસ્ફહાની તારીખે અદબિય્યાતે ઈરાન ભા ૧ પૃ ૨૫ (ફારસી)

અર્વાચીન યુગના કેટલાક વિદ્વાનો એમને પૂર્વના કોઈ ભાગના માને છે, કારણ અવસ્તામાં ઈરાનની પૂર્વમાં આવેલા સિસ્તાનના ઘણા નામો મળે છે તે ઉપરાંત વેદની નજીક અવસ્તા હોવાથી એ બાબતને સમર્થન મળે છે ઈરાનનો ઉત્તર ભાગ, ઇરાક તથા ફાર્સ તે સ્થળથી દૂર પડી જાય છે (મલેકુશ્શુઅરા બહાર—સુબ્ક શનાસી ભા ૧, પૃ ૧૪)
વળી આ મત પ્રવર્તવાનું એ કારણ છે કે પૂર્વના ભાગમાં પ્રચાર કરવા તે ગયા હતા

૩ મીર્ઝા જલાલુદ્દીન—તારીખે અદબિય્યાતે ઈરાન, ભા ૧ પૃ ૨૫
પરંતુ માલ્કમ (History of Persia Vol I p 53) જણાવે છે કે આઝરબાયજાનમાં પ્રચારકાર્ય કર્યા બાદ બાક્ટ્રિયા ગયા હતા

મજકૂર પાદશાહ ગુસ્તાસ્પે તેમનો સત્કાર કર્યો અને તેમનો ધર્મ સ્વીકાર્યો તેમણે પોતાના રાજ્યમાં પણ એ ધર્મના પ્રચારને ઘણો ટેકો આપ્યો એમ કહેવાય છે કે ગુસ્તાસ્પના સમયમાં ભારતમાંથી વ્યાસ મુનિ ત્યાં ગયા હતા[1] અને તેમની સાથે ગુસ્તાસ્પે ઝરથોસ્ત્રની મુલાકાત કરાવી હતી ગુસ્તાસ્પનો પુત્ર અસ્ફંદિયાર તેના પિતાના ફરમાનથી ઝરથોસ્ત્રી ધર્મના પ્રચારાર્થે ભારતમાં આવ્યો હતો[2]

## ઝરથોસ્ત્રનો સમય

ગાથા[3] અને વેદની ભાષાઓના સામ્ય ઉપરથી તેમાં આવતા દેવો, ફિરિસ્તાઓ અને ક્રિયાઓની સરખામણી ઉપરથી તેમજ ઝરથોસ્ત્રના કેટલાક સમકાલીનોનાં નામો વેદમાંથી મળી આવે છે તે ઉપરથી પેગમ્બર ઝરથોસ્ત્ર વેદકાળના અંતભાગમાં થઈ ગયા હોય એમ માનવા કારણ મળે છે ઝરથોસ્ત્ર વેદના અમુક સિદ્ધાંતો સામે વિરોધ ઉઠાવી એક જુદો જ ધર્મ સ્થાપ્યો તે અગાઉ ખાસ કરીને ઈરાન અને ભારતના આર્યોના પૂર્વજોનો ધર્મ એક જ હતો જે કોઈ માહિતી મળે છે તે ઉપરથી એમ જણાય છે કે ઈ સ. પૂ ૧૩૫૦ની આસપાસ તો તેઓ એક જ હતા

કેટલાક ઝરથોસ્ત્રનો જન્મ ઈ સ પૂ ૮૦૦૦ વર્ષ ઉપર મૂકે છે કેટલાક માને ઈ સ. પૂર્વે ૭મી સદીમાં તે થઈ ગયા એમ માને

---

૧ દબિસ્તાને મઝાહિબ (ફારસી, મુંબઈ પ્રેસ, હિજરી-૧૨૬૪, પૃ ૮૧) એ જ પુસ્તકમાં એમ પણ જણાવવામાં આવ્યું છે કે અગ્નિપૂજા વ્યાસ મુનિએ ત્યાંથી લાવી ભારતમાં પ્રથમ દાખલ કરી હતી પરંતુ આ વ્યાસ કયા હશે તે એક પ્રશ્ન છે

૨ ફિરદોસી-શાહનામહ, ભા. ૩ પૃ-૧૮

૩ અવસ્તાનો સૌથી પુરાણો ભાગ એમાં પેગમ્બર ઝરથોસ્ત્રના વચનો અને બોલો છે

છે[1] બ_ વિદ્વાનોએ માન્ય કર્યા મુજબ એમનો સમય ઇ સ પૂ ૧૦૦૦ અને ૮૦૦ દરમ્યાન આવતો હવે ગણાય છે

## ઇતિહાસમાં ગૂંચવાડો

ઈરાનના ઇતિહાસમા ગુસ્તાસ્પના-રાજ્ય પછી ફિરદોસીના શાહનામામા અને પછીની પુસ્તકોમા ઘણો ગૂંચવાડો છે તે પછી એક લાંબા સમયની હકીકત ગુમ છે

હેરોદોત[2] તથા તેના પછીના અન્ય ગ્રીક તથા રોમન ગ્રંથકારો જે ફિરદોસીના પહેલા ઘણા સમય અગાઉ થઈ ગયેલા તેમના લખાણ ઉપરથી જણાય છે કે મહાન દમદબા ભરેલી શહેનશાહત ઈરાનની ભૂમિ ઉપર ઈ સ પૂ આશરે ૭૦૦ થી ઈ સ પૂ ૩૩૮

૧ કેમ્બ્રિજ પ્રો એ વી વિલિયમ્સ જેક્સન (કોલંબિયા યુનિવર્સિટી) જરથોસ્ત વિશેનો પોતાનો નિર્ણય એવો જણાવે છે કે જરથોસ્ત ઇ સ પૂ સાતની સદીના મધ્ય ભાગમા થયા આ સમય માદ યા મિદી લોકો (મેદો)ની સત્તા અને હખામની વંશની સત્તાના ઉદય અગાઉનો હતો તેમનુ અવસાન ઇ. સ. પૂ ૫૮૩ મા ૭૭ વરસની ઉંમરે થયુ હતુ

[E G Browne–A Literary History of Persia, Vol I p 30]

મીર્ઝા અબ્દુલ્લાહ ખાન (તારીખે અદબિયાતે ઈરાન, ભા ૧, પૃ ૨૫ ફારસી)મા પણ એજ પ્રમાણે જણાવે છે

મલેકુશ્શુઅરા બહાર (મૃ–તા–૨૧, અપ્રિલ ૧૯૫૧)નો અભિપ્રાય પણ એજ છે (સુખન શનાસી પૃ ૧૪, ફારસી)

૨ પ્રચલિત ઉચ્ચાર હેરોડોટસ (Herodotus ઉપ પરથી) એનો જન્મ ઈ સ. પૂ ૪૮૪ મા થયો હતો [ Sir John Malcom–The History of Persia Pt I p 191 ના નોંધ ]

'ઈરાન બઅહદે સાસાનિયાન [ અનુવાદક ડા મોહમ્મદ ઇકબાલ (ઉર્દૂ) ]મા પૃ ૮ની નોંધમા હેરોદોતનો સમય ઇ સ. પૂ ૪૮૪ થી ૪૨૮ દરમ્યાન જણાવવામા આવ્યો છે

ગ્રીક નામોમા છેડેનો સ પ્રથમાનો એકવચનનો પ્રત્યય છે, તેથી ઉપર 'હેરોદોત ઉચ્ચાર લખ્યો છે

દરમ્યાન થઈ ગઈ હતી ફિરદોસીએ પોતાનો ગ્રંથ અવસ્તા તથા પહેલવી પુસ્તકો ઉપરથી રચ્યો છે તેમા તેણે ગુસ્તાસ્પ સુધીનો જે હેવાલ આપ્યો છે તે પ્રીકનો હેરોદોતનો હેવાલ તેના 'શાહનામહ' સાથે બારીકાઈથી સરખાવતાં ગૂંચવાડો માલુમ પડે છે જો હેરોદોત સાચો ઠરે તો ફિરદોસી ખોટો ઠરે અને ફિરદોસીને[1] સાચો ગણીએ તો હેરોદોતની હકીકત વજૂદ વગરની સમજાય તે પછી ખીલારોકી લિપિની શોધ થઈ તે ઉપરથી હેરોદોત સાચો ઠરતો ગયો, કારણ કે તેણે જણાવેલા તમામ નામો બેસિતૂન પહાડના દારયૂશ (દારા યા દરાયસ હિસ્તાસ્પ)[2] ના લેખો ઉપરથી ઉકેલવામાં આવ્યા હવે એ સાબિત થઈ ગયુ છે કે ફિરદોસીનો ગુસ્તાસ્પ સુધીનો ક્યાની પાદશાહોનો હેવાલ તદ્દન જુદા જ વંશને લાગુ પડે છે જે સાથે હેરોદોતે જણાવેલા હખામની વંશના પાદશાહો સાયરસ,[3] દારયૂશ, તથા ખ્શયાર્શનેં[4] કંઈ લાગતુ વળગતું નથી ક્યાની કયખુસરો[5] તે હખામનીનો સાયરસ નથી ને ક્યાની ગુસ્તાસ્પ તે હખામની દારયૂશ (દારા) નથી નામો જરા એકસરખા પણ વ્યક્તિઓ તદ્દન જુદી જ છે

કંઈ પણ હો, આ સંશોધન કવિ સમ્રાટ ફિરદોસી સમય

---

૧ તેને કેટલીક બાબતો અધૂરી મળી હતી પરંતુ પોતાની શક્તિથી કડીઓ સાંધીને તેમને બંધબેસતી બનાવી લીધી હતી એમ જણાય છે

૨ Darius Hystaspes

૩ ગ્રીક ભાષાનો એ શબ્દ છે ઈરાની નામ 'કુરુ' છે હખામની શિલા લેખોમા એજ નામ મળે છે

૪ Xerxes

૫ અવસ્તા 'હુસ્રવ' ઉપરથી 'ખુસરો' છે તે ઉપરથી અરબીમા ઉચ્ચાર કિસ્રા અરબોએ કર્યો હુસ્રવ નો અર્થ 'સુવિખ્યાત' થાય છે તે ઉપરથી પાછળથી 'પાદશાહ' 'શાહેનશાહ' ના અર્થમા એ વપરાવા લાગ્યો એ શબ્દ ઉપરથી કૈસર, ઝાર સીઝર વગેરે શબ્દો નીકળ્યા છે

ઓળખવામાં ગૂંચવાડો પડ્યો હતો એ વાત સત્ય જ હોય તો તેની કલ્પનાના ઘોડાએ આ આખી ઉંમર મારવામાં ચમત્કાર કર્યો એમ કહેવાય

એ વાત પણ રસમય છે ફિરદોસી કહે છે કે ગુશ્તાસ્પ પછી તેનો પૌત્ર બહ્મન ગાદીએ આવ્યો અને બહ્મન પછી તેની પુત્રી હુમાય તખ્તનશીન થઈ તે સમયે તે તેના બાપથી સગર્ભા હતી[1] ગર્ભને લઈને તેણે આ વાત છુપાવી રાખી અને જે છોકરો અવતર્યો તેને મારી નાખવા તેણે એક આયાને સોંપ્યો આયાએ તેમ ન કરતાં એક ટોપલીમાં તે બાળકને મૂકી નદીમાં વહેવડાવી દીધો એ ટોપલી એક ધોબીએ ઊંચકી લીધી તેણે છોકરાને ઉછેરી મોટો કર્યો તે બીચારાએ પોતાની રંક અવસ્થામાં તેને સાધારણ કેળવણી આપી હતી, પરંતુ શાહી લોહીએ જલદી પોત પ્રકાશ્યું અને તે એક સફળ સરદાર થયો તે પછી તે તુરત જ ઓળખાઈ ગયો હુમાયને જાણ થતાં તેને તાજ સોંપ્યો અને પોતે એકાન્તવાસ અખત્યાર કર્યો તે 'દારાબ પ્રથમ' નામે ઓળખાયો જેને સિકંદરે હાર આપી હતી તે દારા ફિરદોસીના 'શાહનામહ' મુજબ આ દારાબનો પુત્ર હતો

## મજકૂર સમય દરમ્યાન ભારતમાં આવેલા ઈરાનીઓ

ફિરદોસી[2]ના કહેવા પ્રમાણે, આગળ ઉલ્લેખ આવી ગયા તે ઉપરાંત, મશહૂર પહેલવાન નરીમાન, તેનો પુત્ર સામ, સામનો પુત્ર ઝાલ અને પહેલવાન રુસ્તમનો પુત્ર ફરામુર્ઝ (ગુજરાતીમાં પ્રચલિત ઉચ્ચાર–ફરામરોઝ) અને અસ્ફંદિયારનો પુત્ર બહમન પણ ભારતમાં આવ્યા હતા.[3] કહેવાય છે કે નજૂમીઓએ નરીમાનના બાપને જણાવ્યું

---

1 ફિરદોસી–શાહનામહ, ભા ૩, પૃ. ૯૪

2 ફિરદોસી–શાહનામહ, ભા ૩, પૃ ૧૦

3 આઈને અકબરી—ભા ૨, પૃ ૧૮૫

ઓળખવામા ગૂચવાઇ પડ્યો હતો એ વાત સત્ય જ હોય તો તેની કલ્પનાના ઘોડાએ આ નાખી છલંગ મારવામા ચમત્કાર કર્યો એમ કહેવાય

એ વાત પણ સમય છે ફિરદોસી કહે છે કે ગુશ્તાસ્પ પછી તેનો પૌત્ર બહ્મન ગાદીએ આવ્યો અને બહ્મન પછી તેની પુત્રી હુમાય તખ્તનશીન થઈ તે સમયે તે તેના બાપથી સગર્ભા હતી[1] ગર્ભને લઈને તેણે આ વાત છુપાવી રાખી અને જે છોકરો અવતર્યો તેને મારી નાખવા તેણે એક આયાને સોપ્યો આયાએ તેમ ન કરના એક ટોપલીમા તે બાળકને મૂકી નદીમા પધરાવી દીધો એ ટોપલી એક ધોબીએ ઝાલી લીધી તેણે છોકરાને ઉછેરી મોટો કર્યો. તે ખીચારાએ પોતાની રંક અવસ્થામા તેને સાધારણ કેળવણી આપી હતી, પરંતુ શાહી લોહીએ જ્યારે પોત પ્રકાશ્યુ અને તે એક સફળ સરદાર થયો તે પછી તે તુરત જ ઓળખાઈ ગયો હુમાયને જાણ થતાં તેને તાજ સોપ્યો અને પોતે એકાન્તવાસ અખત્યાર કર્યો તે 'દારાબ પ્રથમ' નામે ઓળખાયો જેને સિકંદરે હાર આપી હતી તે દારા ફિરદોસીના 'શાહનામહ' મુજબ આ દારાબનો પુત્ર હતો

## મજકૂર સમય દરમ્યાન ભારતમાં આવેલા ઇરાનીઓ

ફિરદોસી[2]ના કહેવા પ્રમાણે, આગળ ઉલ્લેખો આવી ગયા તે ઉપરાત, મશહૂર પહેલવાન નરીમાન, તેનો પુત્ર સામ, સામનો પુત્ર ઝાલ અને પહેલવાન રૂસ્તમનો પુત્ર ફરામુર્ઝ (ગુજરાતીમા પ્રચલિત ઉચ્ચાર–ફરામરોજ) અને અસ્ફંદિયારનો પુત્ર બહ્મન પણ ભારતમા આવ્યા હતા[3] કહેવાય છે કે નજૂમીઓએ નરીમાનના બાપને જણાવ્યુ

---

૧ ફિરદોસી-શાહનામહ, ભા ૩, પૃ ૯૪

૨ ફિરદોસી-શાહનામહ, ભા ૩, પૃ ૧૮

૩ આઈને અકબરી—ભા ૨, પૃ ૧૮૫

હતું કે નાગ વંશની પડતી થશે ઝાબુલિસ્તાન બેનમેહાન થશે, રુસ્તમના વંશજોને મારી નાખવામાં આવશે અને તેના પુત્રોનાં શબો ખોદી કાઢવામાં આવશે એ સાંભળી નરીમાનના બાપે તેના પુત્રોને, તેને તથા તમામ વંશજોને ભારતમાં કનોજ (?)[1] માં દફનાવવાની સૂચના કરી હતી આથી મગનારના પુત્રોએ મજકૂર શબોને કનોજમાં દાટ્યા હતા

આમ પુરાણા સમયથી ભારત તરફ ઈરાનીઓનું લક્ષ્ય રહ્યું છે

## વિભક્ત રાજ્ય

અધકારથી હખામનીના એ સમય દરમ્યાન ઈરાન અખંડ એક પાદશાહના કાબૂ નીચે કેન્દ્રિત રહ્યું હોય એમ લાગતું નથી પરંતુ પાર્થિયા મિડિયા અને પાર્સ વગેરે ભાગોમાં તે જુદી જુદી ટોળીઓમાં વહેંચાયેલું રહ્યું હોય એમ જણાય છે એ જ કારણને લઈને ક્યાની વંશ પછી સ્થપાયેલા એસીરિયાના[2] જેવા પરદેશી રાજ્ય સામે એ સંયુક્ત મોરચો રચી શક્યું ન હતું અને એ જ પરિણામે એ પરદેશી હકૂમત ઈરાનમાં સ્થપાઈ હતી પરંતુ એ સમય ટૂંકો હતો, કારણ કે તુરત જ પાછો ઈરાની શાહોનો સમય ચાલતો જણાય છે

ઈ. સ. પૂ. ૮૦૦ માં આર્યોની ભારત-ઈરાની ટોળીઓ અંદર અંદર પ્રસરવાની ચળવળ કરી તેમાં માદ યા મિદી લોકો (પ્રચલિત

---

૧ આ સ્થળ કયું હશે, આપણું કાન્યકુબ્જ હશે કે બીજું તે કહી શકાતું નથી

૨ ઈ. સ. પૂ. ૨૩૦૦ ના શુમારે યુફ્રેટીસ અને ટાઇગ્રીસ નદીઓના પ્રદેશમાં બેબિલોનિયાનું મહારાજ્ય થઈ ગયું તેની રાજધાની બેબિલોન યુફ્રેટીસને કિનારે હતી અત્યારે તે ભાગ ઇરાકને નામે ઓળખાય છે બેબિલોનિયાનું સામ્રાજ્ય નબળું પડ્યું ત્યારે તેની પડોશમાં આવેલા એસીરિયાએ પોતાનું સામ્રાજ્ય જમાવ્યું હતું તે એક વિસ્તૃત ભાગ ઉપર પથરાયેલું હતું તેનું પાયતખ્ત નીનેવા ટાઇગ્રીસને કિનારે હતું

મિડો)ની[1] ટોળીએ પ્રથમ પહેલ કરી હતી. એ ટોળીએ આગળ વધી પશ્ચિમમાં વસવાટ કર્યો. એના એ સ્થળનું નામ ગ્રીક ઇતિહાસકારોએ માદ રાખ્યું હતું.[2] તેની રાજધાની રય[3] હતી એમ પારસી ધર્મપુસ્તકોમાં છે. એ ટોળીના લોકો દીનની દસ્તૂરી અને મુલ્કની પાદશાહી ચલાવતા હતા. એ રાજ્ય દિન પ્રતિદિન બળવાન બનતુ ગયું હતું અને ઈ. સ. પૂ. ૭૬૦ માં એસીરિયાથી સ્વતંત્ર થયું હતું. આ અગાઉ શુદ્ધ ઈરાનીઓનાં કેટલાંક ટોળાનો બીજો વસવાટ પૂર્વ અને દક્ષિણ ભાગોમાં થઈ ચૂક્યો હતો અને તેમનું એક ટોળું સિંધુ નદીના પ્રદેશમાં રહેતું હતું, જે પરથી તેઓ પાછળથી હિંદુઓ તરીકે ઓળખાયા (કારણ કે અવસ્તાનો હ સસ્કૃતમાં સ છે).

૧ મિદી નામ ગ્રીક લોકોએ આપેલું છે. દરી બોલીમાં એનું નામ 'માય અને 'માહ' છે.

(આકા મોહમ્મદ તકી બહાર–સુબુક શનાસી, ભા. ૧.)

૨ પરંતુ ડાર્મેસ્ટેટર કહે છે કે તેમની રાજધાની એકબાતાના (હાલનું હમદાન) હતી. માદ (મિડિયા) નો પ્રાંત બે ભાગોમાં વહેચાયેલો હતો. તેમાનો એક અત્યારે 'ઇરાકે અજમ' નામે ઓળખાય છે તે ભાગ હતો અને બીજો આઝરબાયજાનવાળો ભાગ હતો. તેનું મુખ્ય શહેર રય હતું.

કોલંબિયા યુનિવર્સિટીના એ. વી. વિલિયમ્સ જેક્સનના મત મુજબ ઝરથોસ્ત મિદી લોકોમાં થઈ ગયા. (Prof E. G. Browne–A Literary History of Persia, Vol. I; p. 30.)

પશ્ચિમના ઇતિહાસકારો મિદી લોકો અને ઈરાનીઓ વચ્ચે ઝાઝો ફેર સમજતા નથી, કારણ કે મિદીઓ આર્યો હતા, અગ્નિપૂજક હતા, તેમનો ધર્મ પણ ઝરથોસ્ત્રી કાંઇક ફેરફારો સાથે હતો અને તેમનાં પોશાક અને રીતભાત પણ ઈરાનીઓને મળતાં હતાં.

૩ મલેકુશ્શુઅરા બહાર ('સુબુક શનાસી'માં) જણાવે છે કે પુરાણું એકબાતાના (હાલનું હમદાન) મિદીઓનું પાયતખ્ત હતું. (પૃ. ૪).

## હખામની વંશ

ઉપર જણાવેલા શુદ્ધ ઇરાનીઓનો મુખ્ય મુલક પાર્સ[1] હતો જે હાલના ઈરાનના નૈર્ઋત્ય ખૂણામાં આવેલો છે એ ઈરાની રાજ્યનો ભાગ મિદી લોકો (મિડો) એ ધીમે ધીમે બહુ અંકાવી નાખ્યો હતો, તે

[1] એ પ્રાંતના નામ ઉપરથી દેશનુ નામ પાર્સ પડ્યુ. ગ્રીક ઇતિહાસકારોએ એ માટે 'પર્સી' શબ્દ વાપર્યો છે. એનુ લેટિન રૂપ 'પર્શિયા' છે અને અંગ્રેજો પણ 'પર્શિયા' શબ્દ જ વાપરે છે. પાછળથી આરબોએ આ દેશ માટે 'પાર્સ'ને બદલે 'ફાર્સ' શબ્દ વાપર્યો, કારણ કે અરબી ભાષામાં 'પ'ની જગ્યાએ 'ફ' વપરાય છે. તે પછી એ ફાર્સ ઉપરથી ત્યાની ભાષાનુ નામ 'ફારસી' પડ્યુ છે. અસલ 'પાર્સ' ઉપરથી એ દેશના લોકો 'પારસી' કહેવાય છે. ભારતમાં તેઓ એ જ નામથી ઓળખાય છે.

ફાર્સ પ્રાંતની આબાદી, મહત્તા, ખૂબસૂરતી તેમજ ત્યાંથી બહાર પડેલા શહેનશાહોને લઈને તથા તેણે દુનિયાને આપેલી સભ્યતા અને સંસ્કૃતિના કારણે પુરાણા જમાનાથી આજ પર્યંત એ મશહૂર છે. પર્સીપોલીના મહેલોનાં ખંડિયેરો એની મોટાઈની સાક્ષીરૂપ છે. વળી પેગમ્બર મોહમ્મદે કહ્યુ હતુ કે 'ખુદા તા'લાએ પેદા કરેલા ઇન્સાનોમાં કુરેશ તથા ઈરાનના ફાર્સના લોકોને હુ વિશેષ પસંદગી આપુ છુ.'

પાર્સ નામ પડવા માટે પણ ઘણા તર્કવિતર્કો છે:—

કેટલાક માને છે કે પેશદાદી વંશના સ્થાપક ગયોમર્સનો પુત્ર સિયામક (જેને કેટલાક શીસ પેગમ્બર એ જ હતો એમ ગણે છે-મોહમ્મદ હુસૈન આઝાદ-સુખનદાને ફાર્સ પૃ. ૭) ઘણો ધાર્મિક, ન્યાયી, નીતિવાન અને વિદ્વાન હતો. તેનો ખિતાબ 'પાર્સા' (પવિત્ર) હતો. એ જ કારણથી તેણે મજકૂર ભાગનુ નામ 'પાર્સ' રાખ્યુ હતુ.

કેટલાક કહે છે કે ફરીદૂનને ત્રણ પુત્રો હતા. તેણે રાજ્યના ત્રણ ભાગો પાડી એક એક ત્રણેને વહેંચી આપ્યો હતો. પૂર્વનો ભાગ તૂરને આપ્યો હતો, જેને ઈરાનીઓ તૂરાન નામે ઓળખતા. એ અરબીમાં માવરાઉન્નહ્ર (નદીની પેલે પારનો મુલક) કહેવાય છે. પશ્ચિમનો ભાગ સલમને અને મધ્યનો ઈરજને આપ્યો હતો. ઈરજવાળો ભાગ ઈરાન નામે ઓળખાયો (તારીખે તબરી-ફારસી).

કેટલાક ઇતિહાસકારો કહે છે કે ફરીદૂન ઈરજને ઘણું ચાહતો હતો અને

એટલે સુધી કે મજકૂર પાર્સમાં આવેલું ફક્ત નાનું શહેર પાર્સાગર્દ[1] એક ઇરાની રાજાના તાબામાં રહી ગયું હતું, જેનું નામ હખામની (લગભગ ઈ. સ. પૂ ૬૫૦) હતું. તેના વંશજ 'સાઇરસે ઈ. સ. પૂ. ૫૫૦ માં ત્યાં એક બળવાન રાજ્ય સ્થાપ્યું જે તેના પૂર્વજના નામ ઉપરથી 'હખામની સામ્રાજ્ય' કહેવાયું. વિગત એવી છે કે આ દિગ્વિજયી પાદશાહે મિડોના છેલ્લા રાજા ઈસ્તવેગુ (એસ્ટાઇજીઝ[2] ગાદીએ ઈ. સ. પૂ ૫૮૪)ને ઈ. સ. પૂ ૫૫૯ ની સાલમાં હરાવી ૬૫૧ વરસની મિદી શહેનશાહતને ખતમ કરી તેનું વિશાળ રાજ્ય જીતી લીધું. તે પછી તેણે પશ્ચિમનાં એસીરિયા અને બેબિલોનિયા વગેરે રાજ્યો (ઈ. સ. પૂ. ૫૩૯)[3] મેળવી લીધાં. તેણે પૂર્વમાં વસતી (સીર નદીના કાંઠેની) સીથિયન પ્રજા ઉપર પણ વિજય

---

એના ભાગમાં સમશિતોષ્ણ આબોહવાનો આ ફળદ્રુપ પ્રદેશ આવેલો જોઈ તેણે એનું નામ 'પાર્સ' (પવિત્ર ભૂમિ) આપ્યુ હતુ.

દરેક પ્રજા પોતાના દેશમા પવિત્ર જગ્યા તરીકે કોઈ એક ભાગને ઓળખાવી તેને મહત્ત્વ આપે છે; જેમકે યહૂદીઓ જેરૂસાલેમને. મુસલમાનો મક્કાને, હિંદુઓ કાશીને વગેરે. એ મુજબ ઈરાનીઓએ એ સ્થળ પવિત્ર ઠરાવ્યુ તેથી એનું નામ 'પાર્સ' પડ્યુ હતુ એવો પણ એક તર્ક છે.

મલેકુશ્શુઅરા બહાર કહે છે કે કદાચ મૂળ એ શબ્દ 'પાર્સાકર્તહ' હશે એટલે કે 'પાર્સ' શહેર અથવા તો 'પારસીએ બનાવેલુ' શહેર, કારણ કે 'કર્ત' જે પાછળથી 'કર્દ' થયો છે તે માણસોના નામોનો પૂરક પ્રત્યય છે; જેમકે ખુસ્રોકર્ત, યઝ્દકર્ત વગેરે. 'ક'નો પાછળથી 'ગ' થયો એટલે 'પાર્સાકર્ત'નું 'પાર્સાગર્દ' થયુ (સુખુક શનાસી પૃ. ૩૧, ભા. ૧ નોંધ). એ આજના શીરાઝની પૂર્વ દિશામાં આવેલું હતુ. હવે ત્યા ખ ડિયેર છે.

Astyges.

ઈ. સ. પૂ. ૧૧૦૦ પછી બેબિલોન અને તેની પૂર્વે આવેલા નીનેવા વચ્ચે સત્તાએ ઝોકાં ખાધાં હતાં. તેમાં ઈ. સ. પૂ. ૯૪૫ માં એસીરિયાના લોકોએ બેબિલોન જીતી લીધું હતુ. તે પછી ખાલ્દિયાના લોકોએ મિદી અને ઈરાની

મેળવ્યો. વળી કંદહાર (ગંધાર) પર્યંતનો પ્રદેશ તેના રાજ્યમાં સમાઈ જતાં ભારતથી માંડી ભૂમધ્ય સુધીના વિશાળ પ્રદેશ પર તે એક અખંડ સામ્રાજ્ય ઊભું કરતો હતો ત્યારથી ઈરાનનો આધારભૂત ઇતિહાસ શરૂ થાય છે.

સાઇરસનો વિજય વિશ્વના ઇતિહાસમાં એક નવીન યુગની શરૂઆતનું સૂચન છે. આ ઈ. સ. પૂ. છઠ્ઠી શતાબ્દીનો સમય માનવ ઇતિહાસમાં એક યુગાન્તરનો સમય માનવામાં આવે છે. મહાન સાઇરસ (ઈ. સ. પૂ. ૫૫૯–૫૨૯) નું હખામની રાજ્ય[૧] પાર્સ પ્રાંતમાં શરૂ થઈ આખા દેશમાં ફેલાયું અને આખા દેશનું નામ 'પાર્સ' પડ્યું. હખામની વંશનો જાણીતો પાદશાહ મહાન દારયૂશ[૨] (દરાયસ હીસ્તાસ્પે કે પ્રથમ દારા—ઈ. સ. પૂ. ૫૨૧–૪૮૫) પાર્સના મુલક ઉપરથી પોતાને પાર્સનો પાદશાહ કહે છે. પોતાની સલ્તનતના મુલકોમાં તે પ્રથમ નામ પાર્સનું દે છે. પોતાનાં પ્રજાજનો માટે પણ તે 'પાર્સ' શબ્દ વાપરે છે. એના સલ્તનતની રાજધાની પર્સીપોલી (તખ્તે જમશેદ) હતી.

એ મહાન દારયૂશ ઉર્ફે મહાન દારા હખામની સામ્રાજ્યનો ત્રીજો પાદશાહ હતો.

---

લોકો સાથે મળી તે ઉપર ચઢાઈ કરી હતી અને ઈ. સ. પૂ. ૬૦૬ માં નીનેવા જીતી લીધું હતું.
(H. G. Wells–Outline of History, p. 97).

૧ આ વંશના ઇતિહાસના મૂળ આધારો ગ્રીક લોકોના હાથે લખાયેલા ઇતિહાસો તેમજ નક્શે રુસ્તમ, પર્સીપોલી અને બેહિસ્તુનના પહાડો વગેરે સ્થળોના ખીલાલેખી લેખો છે.

૨ Select Inscriptions–Vol. I. (ed. D. C. Sircar) p. 4.
તેણે પોતાને માટે નક્શે રુસ્તમની તખ્તીમાં લખાવ્યું છેઃ—"વિશ્તાસ્પનો બેટો, હખામની, પારસી આર્ય."

અંગ્રેજીમાં જોડણી જુદી રીતે લખવામાં આવે છે, પરંતુ એનાં મૂળ ઉચ્ચારણો ફારસીમાં વધારે જળવાતાં હોવાથી એવા કેટલાંક નામો આ પુસ્તકમાં ફારસી જોડણી અનુસાર લેવામાં આવ્યાં છે.

એ વખતની પૂરેપૂરી જાહોજલાલી આ સમ્રાટના રાજ્યમાં હતી દારયૂશે ઈ સ પૂ ૫૧૨ માં સિંધ[1] જીતી લીધું[2] ગંધાર (કંદહાર) પણ તેની સત્તા નીચે હતું ઈ સ પૂ ૪૯૦ માં મેરેથોનની લડાઈમાં ગ્રીસ દેશમાં એનું લશ્કર હારી ગયું હતું એમ કહેવામાં આવે છે કે તેમાં હિંદી લશ્કરો પણ ઈરાનીઓની સરદારી નીચે ઈરાની રાજ્ય તરફથી લડ્યા હતા[3]

એના રાજ્યનો વિસ્તાર મિસરથી ઑક્સસ પર્યંત અને દાન્યૂબથી સિંધુ નદી સુધી ફેલાયેલો હતો દરેક જિતાયેલા પ્રાંત ઉપર પોતાના તરફથી રાજ્ય ચલાવવા સારુ વિશ્વાસુ ક્ષત્રપો[4] (હાકેમો) તે નીમતો હતો તેનું આખું રાજ્ય બધા મળી વીસ[5] ક્ષત્રપોમાં વહેંચાયેલું હતું

---

૧ જિતાયેલા એ ભાગનો એક સ્વતંત્ર પ્રાંત બનાવવામાં આવ્યો હતો અહીંના રાજ્યનો એ વીસમો પ્રાંત સૌથી સમૃદ્ધ અને સૌથી વિશેષ વસ્તીવાળો ગણાતો હતો એ હિંદી પ્રાંતની ચોક્કસ મર્યાદા નક્કી કરી શકાય એમ નથી પણ એટલું તો જાણી શકાય કે તે આરિયા (એટલે કે હેરાત), એરેકોશિયા (એટલે કે કંદહાર) અને ગંડારિયા (એટલે કે વાયવ્ય પંજાબ) કરતાં જુદો પ્રાંત હતો

૨ દારયૂશના મરણ પછી ભરતખંડની હદના રાજાઓ પાછા સ્વતંત્ર બની ગયા હતા

૩ Rawlinson's Herodotus Vol IV, p p 63 347, 398

૪ 'ક્ષત્રપ' શબ્દનો સંસ્કૃતમાં સ્વીકાર થયો હોય એમ લાગે છે પુરાણી ઈરાની ભાષામાં Khshathrapavan શબ્દ છે તેમાં Khshathraનો અર્થ 'રાજ્ય' અને Pavanનો અર્થ રક્ષણ કરનાર થાય છે તેથી એ આખા શબ્દનો અર્થ 'રાજ્યનો રક્ષણ કરનાર' થાય છે તે ઉપરથી અંગ્રેજી Satrap નો અર્થ હાકેમ (Viceroy Governor) થાય છે

૫ Darmesteter-Persia and Parsis ed by G K Nariman p 4

પરંતુ એ સંખ્યા જુદે જુદે સમયે ૨૦ થી ૨૯ પર્યંતની વધતી ઘટતી રહી હતી એમ લાગે છે Sykes—A History of Persia Vol I p.162

ડૉ. વિલિયમ સ્મિથના કહેવા પ્રમાણે સિક્કાઓ પડાવવામાં દારયશ સૌથી પ્રથમ ઈરાની પાદશાહ હતો.[1] તેના નામ ઉપરથી એના સોના ચાંદીના સિક્કા 'દારિક' કહેવાતા પોતાના સિક્કાઓ માટે તે ઉચ્ચ પ્રકારનું સોનુ વાપરતો.

સિકંદરની ચડાઈ

સાઇરસે સ્થાપેલા આ રાજ્વંશના ખુશ્યાર્શ[2] પાદશાહ (ઈ. સ. પૂ ૪૮૫–૪૬૬) પછી ઈરાની સામ્રાજ્યની પડતીના પડઘા પડવા લાગ્યા અને પછીથી થયેલા સમ્રાટોની નબળાઈ આ પડતીના ચિહ્નોને દિવસે દિવસે સ્પષ્ટ કરવા લાગી. ઈ. સ. પૂ ૩૩૬ માં દારા (દારયશ ત્રીજો) તખ્તનશીન થયો. તેના સમયમાં સૌથી આગેવાન ગ્રીસ દેશના માસેડોન પ્રાંતના ફિલિપના નામચીન પુત્ર સાહસિક સિકંદરને ઈરાને આકર્ષ્યો. તેણે ચઢાઈ કરી દારાને બે વાર હાર આપી; તેમ છતાં હિંમત ન હારતા એસીરિયામાં આવેલા મોસલ અને બગદાદની વચ્ચે અરબેલાન મેદાનમાં ઈ. સ. પૂ ૩૩૧ મા ફરીથી સિકંદરની સામે તેણે મોરચો માંડ્યો. આમા પણ શિકસ્ત મળતા દારા રણસગ્રામમાથી નાઠો. બેસુ[3] નામના એક ઘાતકી ક્ષત્રપે[4] દારાને ખંજર હુલાવી દેવડાવ્યું આ રીતે હખામની વંશનો ઝળકતો સિતારો ખરી પડ્યો.

---

૧ Dr. William Smith–History of Greece. સિક્કાઓ પાડવાનુ કામ દારયસ લીડિયા (હાલનુ એશિયા માઇનોર) ના પ્રાંતમાથી શીખ્યો હતો. કહેવાય છે કે સૌથી પ્રથમ સિક્કા લીડિયામા જ પડ્યા હતા. શમ્સુલ ઉલમા સ્વર્ગ ડૉ. ધાલા (Zoroastrian Civilization) જણાવે છે કે તે વખતે દુનિયામા આ સિક્કાઓ સિવાય બીજા સોનાના સિક્કાઓ હસ્તી ધરાવતા નહિ. સાઈક્સ (A History of Persia, Vol. I; p. 130) કહે છે કે સિક્કા બનાવવાની શોધ માટે દુનિયા લીડિયાને ઋણી છે.

૨ Xerxes

૩ Bessus.

૪ એ બાકટ્રિયાનો ક્ષત્રપ હતો.
Sir Percy Sykes–A History of Persia, Vol. I; p. 262.

સિકંદરે પાયતખ્ત પર્સીપોલીનો નાશ કર્યો; સુંદર ઇમારતો, કિલ્લાઓ, આતશખાનાં, મહેલો અને પુસ્તકાલયોને બાળીને ખાક કર્યાં; તોપણ જીતનો તેનો લોભ પૂરો થયો નહિ તેથી જીતેલા મુલકોમાં રસ્તાઓનાં નાકાં ઉપર કિલ્લા બનાવતો અને છાવણી નાખતો તે પોતાની સેના સાથે ઈ. સ. પૂ ૩૩૦ ના અંતમાં ભારતવર્ષની સીમા પર આવેલા શકસ્થાન (સીસ્તાન) માં પહોંચ્યો. ત્યાંથી ઈ. સ. પૂ ૩૨૮માં બાખ્તર (બાકટ્રિયા) જઈ આગળ વધી સીર નદી પર્યંતનો સોગ્દિયાનાનો પ્રદેશ પોતાના તાબામાં લીધો. તે પછી તેની સેનાનો પ્રવાહ (ઈ. સ. પૂ ૩૨૭ માં) ભારત તરફ વળ્યો. પંજાબ તથા સિંધમાં સ્થાનિક રાજાઓનાં રાજ્યો હતાં. સિકંદરની સેનામાં ગ્રીક ઉપરાંત શક અને ઈરાની વગેરે સિપાઈઓ પણ હતા. તે જેલમ નદી પર્યંત પહોંચ્યો. ત્યાં પંજાબના રાજા પૂરુ (પોરસ)ને તેણે હાર આપી. આવી રીતે ભારતના વાયવ્ય ખૂણામાં તે વાવાઝોડાની માફક આવી ત્યાંથી વંટોળિયાની જેમ ચાલી ગયો, પરંતુ પોતાનો અધિકાર એ ખૂણાના કેટલાક ભાગો અને સિંધ ઉપર સ્થાપતો ગયો.[1] પંજાબ છોડતી વખતે સિકંદરે તે પ્રાંતમાં ગ્રીક ટુકડીઓ મૂકી ન હતી, પરંતુ ત્યાં પોતાનો લાભ જાળવવાનુ કામ તેણે વસ્તુતઃ લગભગ સ્વતંત્ર જેવા પૂરુ રાજાને સોંપ્યુ હતું. પૂરુ જોડે મળી કામ કરવાની સત્તા તેણે તક્ષશિલાના આર્ય રાજા આંભિને આપી હતી. તે એવી રીતે બીજા જિતાયેલા ભાગોની પણ વ્યવસ્થા કરતો ગયો હતો.

---

૧ આ પ્રકરણમા આવતા વિદેશી રાજાઓના વિશેષ નામો અંગ્રેજીમાં કંઈક જુદી રીતે લખવામા આવે છે, પરંતુ આ પુસ્તકમા એ નામોનાં મૂળ ઉચ્ચાર અનુસાર જણાતી જોડણી આપવાનો પ્રયાસ કરવામા આવ્યો છે. તે માટે જયચંદ્ર વિદ્યાલંકારના भारतीय इतिहासकी रुपरेखा जिल्द १ અને ૨ તેમજ દિનેશચંદ્ર સરકાર સંપાદિત Select Inscriptions bearing on Indian History and Civilization Vol. I માં આપેલા મૂળ ઉત્કીર્ણ લેખોનો આધાર લેવામાં આવ્યો છે.

### સિકંદરનું અવસાન અને તેના સામ્રાજ્યની હાલત

ઈ સ પૂ ૩૨૬ મા ભારતમાંથી સિકંદર પાછો ફર્યો વતનમા જતાં બેબિલોનમા તેનું અવસાન ઈ સ પૂ ૩૨૩ મા થયું, તે પછી તેના વિશાળ સામ્રાજ્યને એક છત્ર નીચે રાખનાર કોઈ શક્તિ ન હતી રાજ્યમાં અંધાધુંધી શરૂ થઈ પરિણામે તેના સેનાપતિઓમા એ સામ્રાજ્ય વહેંચાઈ ગયું જે જે સૂબાઓમાં તેઓ ક્ષત્રપ તરીકે કામ કરતા હતા તે તે સૂબાઓમા તેઓ સ્વતંત્ર રીતે હકૂમત કરવા લાગ્યા હવે ભારતવર્ષમા પરિસ્થિતિ બદલાઈ ગઈ સિકંદરના મરણ (ઈ સ પૂ ૩૨૦) પછી થયેલી અવ્યવસ્થાને લીધે ચંદ્રગુપ્ત મૌર્યને પોતાની સત્તા જમાવવાની સારી તક મળી પરદેશીઓ ની સામે સ્વદેશી રાજાઓએ કરેલા બળવાની તેણે સરદારી લીધી અને ઘણીખરી ગ્રીક પલટણોનો તેણે નાશ કર્યો જુવાનીના પૂરબહારમાં આવેલો આ બળવાન રાજા ઉત્તર ભારતનો બિનહરીફ સ્વામી બન્યો ભારતના આ પ્રથમ સમ્રાટ સાર્વભૌમ ચંદ્રગુપ્તનું રાજ્ય બંગાળાના ઉપસાગરથી અરબી સમુદ્ર સુધી પ્રસરેલું હતું

બેબિલોન અને સીરિયામા સેલેઉક (Seleukus) રહ્યો લગભગ સમસ્ત પશ્ચિમ એશિયા ઉપર તેનું પ્રભુત્વ હતું જેમાં સારા ઈરાનનો સમાવેશ થતો હતો તેની રાજધાની સીરિયામાં હતી તેથી તેને સીરિયાનો સમ્રાટ કહેવામા આવે છે તમામ ગ્રીક રાજાઓમા વિશેષ શક્તિશાળી એ હતો અને તેથી તે 'નિકાતોર' (વિજેતા) કહેવાતો હતો

### ગ્રીકોનો ભારતમાં પગપેસારો

પશ્ચિમ અને પૂર્વ ઈરાનના કબજાની જમાવટના ઈ સ પૂ ૩૧૨[1] થી ૩૦૫ સુધીમા કરી ભારતવર્ષના ગુમાવેલા પ્રાંતો ફરીથી યવન રાજ્યમા મેળવવા સેલેઉક ઈચ્છા રાખતો હતો, તેથી તે એક મહાન

[1] આકા મીર્ઝા જલાલુદ્દીન તારીખે અદબિયાતે ઈરાન, ભા ૧, પૃ ૧૬૨, નોધ ૨

સેના લઈ હિંદુસ્તાન જીતવા સિંધુ નદી ઓળગી[1] લગભગ ઈ સ. પૂ ૩૦૫માં આ તરફ આવી પહોંચ્યો તેનો પ્રતિસ્પર્ધી ચંદ્રગુપ્ત મૌર્ય (ઈ સ પૂ ૩૨૫–૨૯૮)[2] પણ સાવધાન અને જાગ્રત હતો પ્રથમ તો હુમલો કરવાની તૈયારી હોવા છતાં જોખમ લાગવાથી સેલેઉકે નામોશી ભરેલી સંધિ કરી તે અનુસાર પોતાના સામ્રાજ્યના ચાર મોટા પ્રાંતો એટલે કે હેરાત, લાસબેલા અને કલાત,[3] કંદહાર અને કાબુલનો પ્રદેશ મૌર્ય સમ્રાટને મળ્યા તે ઉપરાંત કમ્બોજ દેશ (બદક્સાં અને પામીર) પણ મૌર્યની સત્તા નીચે આવ્યો

તે પછી આ બંને સમ્રાટો વચ્ચે ગાઢો સંબંધ અને મૈત્રી રહ્યા, એટલું જ નહિ પરંતુ લગ્નસંબંધ બાંધી ખ્યાશ પૂરી કરી સેલેઉકે પોતાની પુત્રી ચંદ્રગુપ્તને આપી અને ચંદ્રગુપ્તે પોતાના સસરાને ભેટ તરીકે ૫૦૦ હાથી આપ્યા વિશેષમાં સેલેઉકે પોતાના દૂત પ્રસિદ્ધ મેગેસ્થિનિસને ચંદ્રગુપ્તના દરબારમાં વારંવાર મોકલ્યો તેણે ભારત વિશે જે કંઈ લખેલું તે ભારતના ઇતિહાસ માટે એક મહત્ત્વની સાધન સામગ્રી છે

### યવન સામ્રાજ્યના ટુકડા

સેલેઉકનું ઈ સ પૂ ૨૮૦માં ખૂન થયું તે પછી તેના પુત્ર અન્તિયોક સોટરે (Antiochus Soter ઈ સ પૂ ૨૮૦–૨૬૨/૧) ભારત જોડેની પિતાની નીતિ ચાલુ રાખી તેના પછી તેનો પુત્ર

૧ સિંધુ નદી તે વખતે ઈરાન અને ભારતના રાજ્ય વચ્ચે સરહદ ગણાતી હતી

૨ Chronology of Asokan Inscriptions by H C Seth, M A Ph D (Journal of Indic Hist Vol XVII Pt III pp 279 292

૩ ગ્રીક લોકો કલાત અને લાસબેલાવાળા ભાગને 'ગદરોસિયા' કહે છે

અંતિયોક થેયો[1] (Antiochus Theos ઈ. સ. પૂ. ૨૬૧–૨૪૭) રાજ્ય ચલાવતો રહ્યો. તેના સમય દરમિયાન ઈરાનની વાયવ્ય તરફ આવેલા સીરિયાનું યવન સામ્રાજ્ય ટુકડા થવા માંડ્યું હતુ. એ સમયે હિંદુકુશની બરાબર ઉત્તરે આવેલા બાકૂટ્રિયા (બાખ્તર–રાજધાની બલ્ખ), મર્વ અને સોગ્દિયાના (બોખારા, સમરકંદ વાળો ભાગ)માં સમ્રાટ તરફથી એકેક ગ્રીક ક્ષત્રપ રાજ્ય કરતો હતો. ઈ સ. પૂ. ૨૫૬[2] મા બાકૂટ્રિયાના યવન ક્ષત્રપ દિઓદોતે (Diodotus)[3] બળવો કરી પોતાને સીરિયા સામ્રાજ્યથી સ્વતંત્ર બનાવી એક નવા રાજ્યનો પાયો નાખ્યો.

## શકો

આજનું રૂસી (એટલે કે પૂર્વ) તુર્કસ્તાન તૂર કે તૂરાન નામે ઓળખાતો પ્રદેશ હતો. ત્યાં ભટકતી જાતિઓ રહેતી હતી. તેઓ નિર્વાહના સાધનની શોધમા જુદી જુદી આબોહવાવાળા પ્રદેશોમાં પશ્ચિમ તરફ ખસી અને બે મુખ્ય પ્રવાહોમાં વહેચાઈ ગઈ હતી. તેમાંનો એક પ્રવાહ ઑક્સસ નદીની અને બીજો વોલ્ગા નદીની બીણુ તરફ વળ્યો હતો. તે પછીથી તેમની વસ્તી ચીનની પડોશના પ્રદેશથી માંડી ગ્રીસ પર્યંત ફેલાયેલી હતી. પ્રાચીન ગ્રીક ઇતિહાસકારોએ એ જાતિને સીથિયન જાતિ નામ આપ્યું છે અને એ ભાગને સીથિયાનો દેશ ગણાવ્યો છે.[4] ઈગિની લોકો ભાગ્તના લોકોની જેમ તેમને સક (શક)ના

૧ એ દારૂડિયો અને લંપટ હતો છતા આશ્ચર્યની વાત તો એ કે તેની જિંદગી દરમિયાન 'થેયો' એટલે 'દેવ' તરીકે જ તે પૂજાતો રહ્યો. (V. A. Smith–The Early History of India.)

૨ Sykes–A History of Persia Pt. I, p. 298.

૩ કેટલાક ઇતિહાસોમા થેઓદોત (Theodotus) છે.
, The Cambridge History, Vol. I; p. 435.

૪ Hirodotus—S. K. Hodiwala-Parsis of Ancient India, p. 124 ના આધારે.

નામથી ઓળખે છે એમની વસ્તી ઈ. સ પૂ આઠમી સદીથી વિદ્યમાન હતી. એ લોકો રખડેલ હતા, ગોવાળ હતા અને ભટકતુ જીવન ગાળતા હતા.

બાકૂટ્રિયામાં યવન ક્ષત્રપે સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું ત્યારે તે ભાગની પશ્ચિમે કાસ્પિયન સમુદ્રના અગ્નિ ખૂણામાં પાર્થિયા[1] (અર્વાચીન ખુરાસાન)માં શક લોકોનો વસવાટ હતો. તેઓ કંઈક સભ્યતા પણ શીખ્યાં હતા અને તેમણે ભટકવાનુ છોડી ખેતીવાડીનો ધંધો શરૂ કર્યો હતો. બાકૂટ્રિયાની સ્વતંત્રતાની સ્થાપના પછી તેમણે બે ભાઈઓના નેતૃત્વ નીચે પાર્થવ[1] લોકોના પ્રદેશમાં યવન સામ્રાજ્ય સામે બળવો કર્યો. તેઓ લગભગ ઈ સ પૂ ૨૪૮ માં ગ્રીક હાકેમનુ ખૂન કરી સ્વતંત્ર થયા અને તેમણે પોતાની રાજધાની રય ઠરાવી. એ ભાઈઓમાંના મોટાનુ નામ અશક કે અરસક (ગ્રીક Arsaces)[2] હતું.[3] ઘણું કરીને તેનું જ નામ તિરિદાત (Tiridates) પ્રથમ

૧ એ ભાગમા અસ્ફહાન, રય, હમદાન, નેહાવન્દ અને આઝરબાયજાનના એક ભાગનો સમાવેશ થતો હતો પાર્થિયાનુ પાયતખ્ત હેકાટૂમ્પીલ (Hecatompylos) હતુ, એ શબ્દનો અર્થ 'સો દરવાજાનુ શહેર' થાય છે. એ પાર્થિયા પ્રાંતની બરાબર વચમા હતુ. કહેવાય છે કે એ સિકંદરે વસાવ્યુ હતુ અને તે પછી સેલેકસે તેને વિસ્તૃત કર્યું હતુ.

(ડૉ. સર મોહમ્મદ ઇકબાલે અનુવાદ કરેલા 'ઈરાન બઅહદે સાસાનિયાન,' પૃ. ૧૦).

૨ જેનો અર્થ કદાચ 'રાજા શક' હશે એ પદ નથી પણ નામ છે. એના સ્થાપેલા વંશનું નામ 'અશકાની' હતુ.

૩ અશકે લોકોને બળવા માટે તૈયાર કરતી વખતે કહ્યુ કે "દારા હાર્યો અને માર્યો ગયો ત્યારે મારા કાકાએ દુરફશે કાવિયાની (ઈરાની ઝંડો) બચાવીને સંતાડી રાખ્યો હતો તે મારી પાસે છે." આ રીતે પ્રજા તરફથી તેને ભારી મદદ મળી હતી.

(Malcom—The History of Persia, Pt. I, p 83)

હતુ. તેની સત્તાનો સમય લગભગ ઈ સ પૂ ૨૪૫ થી ૨૧૧ ગણાય છે અને તેના પછી અરસક બીજો રાજ્યકર્તા તરીકે લગભગ ઈ સ પૂ ૨૧૧ થી ૧૯૦ પર્યંત રહ્યો,[1] પરતુ સાઈક્સ કહે છે કે પાર્થવ (યા અશકાની) સામ્રાજ્યનો સાચો સ્થાપક તિરિદાત હતો અને એ જ અરસક બીજો હતો [2]

એ બે ભાઈઓના વખતે સારા પાર્થ દેશને પોતાના રાજ્યમાં ભેગો લીધો હતો

## પાર્થવ અને બાકટ્રી રાજ્યો જીતવા ગ્રીક સમ્રાટોના પ્રયત્નો

પાર્થવ અને બાકટ્રી રાજ્યોને ફરીથી જીતી લેવા સીરિયાના સેલ્યુક વંશી સમ્રાટોએ ઘણી કોશિશો કરી તેમા પાર્થવ માટે આખરી અને જાણીતો પ્રયત્ન મહાન અંતિયોક ત્રીજા ( Antiochus III લગભગ ઈ સ પૂ ૨૨૩–૧૮૭)નો હતો મોટી લડાઈ લડ્યા પછી તેને અરસક સાથે ઈ સ પૂ ૨૦૯ માં સધિ કરવી પડી હતી તે પછી બાકટ્રી રાજ્યને દબાવવા તે ઈ સ પૂ ૨૦૮માં આગળ વધ્યો ત્યાંનો રાજા એઉથીદેમ ( Euthydemus ગાદીએ ઈ સ પૂ આશરે ૨૩૦–૨૦૦ ) રાજ્ય કરી રહ્યો હતો એઉથીદેમ બલ્ખ રાજધાનીના કિલ્લામા ઘેરાઈ રહ્યો આખરે લડાઈ કરી કરીને મને પક્ષો થાક્યા એઉથીદેમે પોતાના પુત્ર દેમેત્ર (Demetrius)ને સધિની વાતચીત માટે સીરિયાના રાજા અંતિયોક પાસે મોકલ્યો અંતિયોક નવજુવાન દેમેત્રથી ઘણો પ્રભાવિત થયો અને તેની સાથે પોતાની પુત્રી પરણાવી.

## ગ્રીક સમ્રાટ અંતિયોક ત્રીજો ભારતમાં

ઈ સ પૂ ૨૦૬ મા સીરિયાનો અંતિયોક ત્રીજો સિકંદરની જેમ હિંદુકુશ ઓળગી ભારતમા આવ્યો અશોકના વંશજ સુભાગ-

૧ Seton Lloyd—Twin Rivers, p 103
૨ Sykes—A History of Persia Pt I, p 309

સેને[1] નામના કાબુલના રાજાને હાથીઓ અને સરંજામ આપવાની તેણે ફરજ પાડી. તે પછી તે કંદહાર અને સીસ્તાનના રસ્તે પાછો ગયો.

### બાકટ્રિયાનો પાદશાહ ભારતમાં

અંતિયોકના આક્રમણનું સફળતાપૂર્વક પરિણામ આવવાથી બાકટ્રિયાનો યવન રાજા પણ ચમકી ઊઠ્યો, કારણ કે તેનો સ્વતંત્ર રાજા તરીકે સ્વીકાર થઈ ચૂક્યો હતો. સાઈક્સ[2] જણાવે છે કે ઈ. સ. પૂ. ૨૦૫ થી ૧૭૦ સુધીમાં આ રાજ્યની હદ દક્ષિણમાં હિંદુકુશ અને ઉત્તરે ઓક્સ (આમૂ દરિયા) નદી પર્યંત હતી. યવનો એઉથીદેમ અને તેના શક્તિશાળી પુત્ર દેમેત્ર (ઈ. સ. પૂ. ૨૦૦–૧૭૦)ની હકૂમત દરમિયાન ભારતવર્ષમાં આવ્યા હતા[3] અને કેટલીએ ચડાઈઓ કરી હતી જેને પરિણામે કાબુલ, પંજાબ તથા સિંધ સાથે ઉત્તર ભારતનો ઘણો મોટો ભાગ તેમણે જીતી લીધો હતો. આવી રીતે સસરાનું અનુકરણ જમાઈએ કર્યું હતું.

દેમેત્ર આ બાજૂ ભારતમાં આવ્યો અને તે બાજૂ એઉક્રતિદ (Eukratides ઈ. સ. પૂ. ૧૭૫–૧૫૩) નામના એક હરીફ બાકટ્રી રાજવીએ ઈ. સ. પૂ. ૧૭૫[4] માં બાકટ્રિયાના પશ્ચિમનો ભાગ કબજે કરી લીધો અને કાબુલ અને કંદહાર પણ લઈ લીધાં.

---

૧ સાઈક્સ (A History of Persia, Pt. I; p. 313) જણાવે છે કે અશોકનો વંશજ હતો. તેણે હાથીઓ તેમજ અન્ય વસ્તુઓની કીમતી ભેટો વડે વિજેતાને વશ કરી લીધો હતો. તેણે રાજાનું નામ આપ્યું નથી, પરંતુ મોટા ભાગના ઇતિહાસોમાં ઉપર મુજબ છે.

૨ Sykes—A History of Persia, Pt. I; p. 322.

૩ યવનો દેમેત્રની સરદારી નીચે ભારતમાં આવ્યા તે સમય વિશે મતભેદ છે. કેટલાક ઈ. સ. પૂ. ૧૭૫ જણાવે છે અને કેટલાકના કહેવા મુજબ ઈ. સ. પૂ. ૧૮૮ કે ૧૮૫ હતો.

जयचन्द्र विद्यालंकार–भारतीय इतिहासकी रूपरेखा, जिल्द २, पृ. ७२२.

૪ V. A. Smith—The Early History of India, p. 223.

એનાથી પણ સંતોષ ન થતાં એઉકતિદ દેમેત્ર અને તેના ઉત્તરાધિકારીઓનો ભારતમાં પણ પીછો પકડ્યો અને પોતાની સત્તા નીચેનાં કાબુલ અને પંજાબ માટે કાબુલમાં રાજધાની રાખી. તે સિકંદરનાં પરાક્રમોની બરાબરી કરવાની મહત્ત્વાકાંક્ષાથી ભારતના અંદરના ભાગમાં ઈ. સ. પૂ. ૧૫૫માં પણ આવ્યો હતો. સિંધુનો દોઆબ, પશ્ચિમ કિનારા પર સૌરાષ્ટ્રનો દ્વીપકલ્પ અને બીજા કેટલાક ભાગો તેણે ખાલસા કર્યા અને મથુરા નગરી કબજે કરી ઘણું જીતવાની ઇચ્છા કરી; પરંતુ ઘોર યુદ્ધ પછી તેની ચડાઈને પાછી ઠેલવામાં આવી. એને પરિણામે તેને ઈ. સ. પૂ ૧૫૩ માં પાછા ફરવાની ફરજ પડી. રસ્તામાં તેના જ પુત્ર એપોલોદોતે (Apollodotos) તેને મારી નાખ્યો. તેના કુટુંબમાં એક મેનંદ્ર થઈ ગયો જે પણ અતિ બહાદુર હતો.

### સીરિયાનું ગ્રીક સામ્રાજ્ય છિન્નભિન્ન

સીરિયાના સામ્રાજ્યની ગાદી ઉપર સમ્રાટ અંતિયોક ત્રીજા પછી અનુક્રમે સેલેઉક ચોથો (ઈ. સ. પૂ ૧૮૭–૧૭૬) અને તેનો પુત્ર અંતિયોક ચોથો (ઈ. સ. પૂ ૧૭૬–૧૬૪) આવ્યા; પણ બંને અતિ અશક્ત નીવડ્યા.

એ સમય દરમિયાન આ બાજૂ પાર્થવોની ગાદી ઉપર મેહેરદાદ ઉર્ફે મિથ્રદાત પહેલો (Mithradates I ઈ. સ. પૂ. ૧૭૦–૧૩૮)[૧], રાજ્ય કરતો હતો. અંતિયોકને આર્મેનિયા અને પાર્સ ઉપર ચડાઈઓ કરવી પડી. પાર્સમાં લડતાં લડતાં ગાંડો થઈ તે મરણ પામ્યો. તે પછી સીરિયા સામ્રાજ્ય જીર્ણ થઈ તૂટવા માંડ્યું. અંતિયોક ચોથા (ઈ. સ. પૂ. ૧૭૬–૬૪) પછી અંતિયોક પાંચમો (ઈ. સ. પૂ. ૧૬૪–૧૬૨) અને પછી સેલેઉક ચોથાનો પુત્ર દેમેત્ર (Demetrius ઈ. સ. પૂ. ૧૬૨–૧૫૦) ગાદીએ આવ્યો. ઈ. સ. પૂ. ૧૫૦ માં તે ગૃહદંટામાં

---

૧ એના અગાઉ ઈ. સ. પૂ. ૧૯૦–૭૫માં પ્રિઆપત (Priapatius) અને ઈ. સ. પૂ. ૧૭૫–૭૦માં ફ્રાત્ત પ્રથમ (Phraates I) રાજ્ય કરી ગયા.

ફસાઈ પડવાથી આર્મેનિયા તેના સામ્રાજ્યમાંથી નીકળી ગયું અને તે પોતે પણ તે જ વરસે ઘરગથ્થુ ઝઘડામાં માર્યો ગયો. તેના ઉત્તરાધિકારીઓમાં દેમેત્ર બીજા ( ઈ. સ. પૂ. ૧૪૫–૩૮ ) ને પાર્થવ મિથ્રદાતે ઈ. સ. પૂ. ૧૩૮માં એક યુદ્ધમાં કેદ પકડ્યો અને યુફ્રેટીસ (ફેરાત)ની પશ્ચિમે સીરિયાના સામ્રાજ્યના જે ભાગો હતા તે પણ તેના પછી આર્મેનિયા વગેરે પડોશી રાજ્યોએ છીનવી લીધા. એ ઉપરાંતનો ઘણો મોટો ભાગ પાર્થવોએ લઈ લીધો.

## પાર્થવોનું જોર અને ગ્રીક સત્તાને તિલાંજલિ

આ બાજૂ બાક્ટ્રિયાના રાજ્યકર્તા એઉક્રતિદના સમકાલીન પાર્થવ સમ્રાટ મિથ્રદાત પહેલાએ માદ (મિડિયા) અને પાર્સ જીતી લીધાં અને પાર્થવ સામ્રાજ્યની સીમા વધારી પશ્ચિમમાં ઠેઠ યુફ્રેટીસ પર્યંત પહોંચાડી દીધી. અર્વાચીન હેરાત અને કંદહાર પ્રદેશોના ભાગો જે ૪૦ વરસ અગાઉ બાક્ટ્રિયાના યવન શાસક એઉથીદેમે ભારતીય રાજ્ય પાસેથી જીતી લીધા હતા તે પણ ઈ. સ. પૂ. ૧૫૫ માં પોતાના રાજ્યમાં તેણે જોડી દીધા. પૂર્વમાં બાક્ટ્રિયાના પાદશાહનું લક્ષ્ય હિંદુકુશની આ પાર તરફ હતું, તેનો લાભ લઈ તે પ્રાંતો પણ લઈ લીધા અને એઉક્રતિદે તેની પરવા છોડવી પડી. આ રીતે ઉત્તરમાં કાસ્પિયનથી માંડી દક્ષિણે ઈરાની અખાત સુધી અને પશ્ચિમે યુફ્રેટીસથી માંડી પૂર્વમાં હેરાત અને કંદહાર પર્યંત પાર્થવોનું એકછત્ર સામ્રાજ્ય ઈ. સ. પૂ. ૧૪૦ માં થઈ ગયું. હવે આખો દેશ ત્યાંના પાર્થવ અનુશાસનને લઈ ને 'પાર્થિયા' કહેવાવા લાગ્યો.

મિથ્રદાતે તક્ષશિલાનું રાજ્ય પણ પોતાના રાજ્યમાં લગભગ ઈ. સ. પૂ. ૧૩૮ માં જોડી દીધુ. તેના અવસાન પછી એટલે કે ઈ. સ. પૂ. ૧૩૬ની લગભગમાં બહારના ભાગો ઉપરથી પાર્થવ સત્તા ઓછી થઈ.

એનો ભારતમાં અંત ક્યારે આવ્યો તે વિશે ચોક્કસ સમય મળતો

નથી; પરંતુ લગભગ ઈ. સ. ૪૫ અને ૬૪ની વચ્ચે હોય એમ સંભવે છે.[1]

## જંગલી ટોળીઓએ મચાવેલી અવ્યવસ્થા

ચીનના સમ્રાટ શી-હુઆંગ-તી (Shi-Huang-Tai ઈ. સ. પૂ ૨૪૬-૨૧૦) એ સારા ચીનનું એક રાજ્ય સ્થાપ્યું તે વખતે પ્રથમ વાર ચીને દુનિયામાં મહાન શક્તિ પ્રાપ્ત કરી હતી. એ સમયે ચીનમાં હૂણ લોકોના હુમલા રોકવા ચીનની ઉત્તર સીમા પર સમુદ્રતટથી ચીનની વાયવ્યમાં આવેલા કાંસૂ (Kansuh) પ્રાંત પર્યંત એક મહાન દીવાલ ચીનના રાજ્ય તરફથી બંધાવવામાં આવી. પરિણામે હૂણ લોકો પશ્ચિમ તરફ ધકેલાઈ ગયા. એમણે વસવાટ કરેલા નવા સ્થળની નીચેના ભાગમાં યૂચી[2] (Yueh-chi) જાતિ રહેતી હતી. ઈ. સ. પૂ. ૧૬૫માં હૂણોએ યૂચીઓ ઉપર હુમલો કર્યો. આથી યૂચીઓ પશ્ચિમ તરફ ખસ્યા. તે પછી યૂચીઓને બે ત્રણ વાર હરાવી ભગાડવામાં આવ્યા આખરે યૂચીઓ મીર (જક્સાર્ટેસ) નદીની દક્ષિણમાં પહોંચ્યા. પરિણામે ત્યાં વસવાટ કરતી શક[3] (સીથિયન) જાતિના લોકોને ત્યાંથી ખસવું પડ્યું. તેઓ હાર ખાઈ વેરવિખેર થઈ ગયા અને કપિશ દેશ (બદક્સાં અને પામીરના ભાગ)માં રહ્યા. ત્યાં પણ યૂચી લોકોએ તેમને રહેવા દીધા નહિ તેથી લગભગ ઈ સ. પૂ ૧૬૩ માં તેઓ બાક્ટ્રિયામાં પહોંચ્યા. ઈ. સ. પૂ ૧૪૦ અને ૧૩૦ની વચ્ચે યૂચી લોકોએ બાક્ટ્રિયા ઉપર ધસારો કર્યો તેથી શક લોકોનાં કેટલાંક ટોળાં હેલમંદ

---

૧ The Cambridge History of India, Pt. I; p. 584.

૨ Turchanyi—Hist. of Hun Peoples, Pt. I, p. 86 (Dr. Modi Memorial Volume, p. 518 ના આધારે) મુજબ ય્યૂચી (યૂચી કે અસીં) લોકો શુદ્ધ હૂણ લોહીવાળા હતા.

૩ ઈરાનીઓ એને સક (શક) કહેતા અને ગ્રીકો સીથિયન કહેતા. (E. G. Rapson's 'Ancient India', 144-147.)

નદી[1]ની ખીણમાં આવી ત્યાં રહેતી પુરાણી વસ્તીમાં ભળી ગયાં તેમના નામ ઉપરથી એ ભાગ સકિસ્તાન, સગિસ્તાન, સજિસ્તાન[2] અને હવે સીસ્તાન નામથી ઓળખાયો. એ સમયે એ ભાગ પાર્થવ રાજ્યમાં સમાયેલો હતો પાર્થવ રાજા ફ્રાવત બીજા (Phraates II ઈ. સ. પૂ. ૧૩૮–૧૨૭)એ નવા શકોનો પ્રવાહ અટકાવવા પ્રયત્નો શરૂ કર્યા, પરંતુ ઈ. સ. પૂ ૧૨૮ માં તે તેમની સાથે લડતાં માર્યો ગયો. તેનો અનુગામી આર્તાબન પહેલો (Arbatanus I ઈ. સ. પૂ ૧૨૭–૧૨૪) પણ એ કાર્યમાં સફળ થયો નહિ તે પછી પાર્થવ રાજા મિથ્રદાત બીજા(Mithradates II)ના સમય(ઈ. સ. પૂ ૧૨૪–૮૮)માં આ નવા શકો ઉપર પૂરેપૂરી રીતે દમન શરૂ કરવામાં આવ્યુ તે એક પ્રબળ શાસક હતો. હખામની રાજાઓની[3] પદવી ઉપરથી 'રાજાઓના રાજા', 'રાજાધિરાજ' પદવી ધારણ કરનાર તે પ્રથમ પાર્થવ રાજા હતો.[4]

ભારતવર્ષના શક શાસકો પોતાને 'રાજાધિરાજ' કહેવડાવતા હતા તે ઉપરથી સાબિત થાય છે કે તેઓ મિથ્રદાત બીજા પછીથી જ પોતાને એ પદવીથી ઓળખાવતા હતા, કારણ કે ત્યારથી જ તેની શરૂઆત થઈ હતી.

મિથ્રદાત બીજાની સત્તાના પાછલા ભાગમાં પાર્થવ સામ્રાજ્ય શિથિલ થયું

૧ એ નદી અફઘાનિસ્તાનમાં છે એ કાહે બાબા પહાડમાંથી નીકળી નૈર્ઋત્યમાં સીસ્તાનમાંથી વહે છે અવસ્તામાં એ હૈતુમન્ત કહેવાય છે.

૨ અને સક્ઝી પણ કહેવામાં આવતું તે ઉપરથી પણ એ શબ્દ બન્યો હોય એ સંભવિત છે. એમ પણ કહેવાય છે કે એનું નામ સગિસ્તાન હતું તે ઉપરથી બદલાતાં બદલાતાં સીસ્તાન થયું 'સગ'નો અર્થ ફારસીમાં 'પથ્થર' થાય છે અને 'સગિસ્તાન' એટલે 'પથ્થરવાળી જગા' થાય છે.

૩ जयचन्द्र विद्यालंकार—भारतीय इतिहासकी रूपरेखा, जिल्द, २, पृ ७५७

૪ ફારસીમાં 'શાહનશાહ' અને પુરાણી ફારસીમાં 'ખ્શાયથિય ખ્શાયથિયાનાં' (Khshayathiya Khshayathiyanam). એ શબ્દ હખામની પાદશાહોના શિલાલેખમાં છે એનો અર્થ 'રાજાઓનો રાજા' થાય છે.

### શકો ભારતમાં

ઈ. સ. પૂર્વેની પહેલી સદીથી શકો સીસ્તાનમાંથી ભારતમાં આવી સિંધના નીચલા પ્રદેશમાં વસ્યા હતા. ભારતીય પાર્થવ રાજાઓમાં સૌથી પહેલો મોય (Maues) થયેલો હોય એમ જણાય છે. ઈ સ. પૂ ૯૫ માં પશ્ચિમ પંજાબમાં પ્રબળ સત્તા જમાવી તેણે 'રાજાધિરાજ' પદ ધારણ કર્યું હતું. તે પછી અઝ (Azes ઈ. સ. પૂ ૪૦) તથા ગુંદુન્હર (Gondopharnes ઈ. સ. ૨૦ થી ૬૦ મુખ્ય થયા, તેમની સત્તાની વૃદ્ધિને લઈને નિર્બળ થયેલું ગ્રીક રાજ્ય હમેશ માટે નષ્ટ થઈ ગયું.

### યૂચીમાંથી કુષાણ

શક લોકોને ભગાડી યૂચી લોકોએ તેમના વસવાટનો ભાગ કબજે કર્યો. તે પછી કમ્બોજ (બદક્સાં અને પામીર) દેશમાં રહી એક વિશાળ ભાગ ઉપર પોતાની સત્તા તેમણે સ્થાપી. તેઓએ શહેરો અને કસબા વસાવ્યા અને તેઓ સભ્યતા પણ શીખ્યા. આવી રીતે વ્યવસ્થિત પ્રજા થઈ ત્યારે તેમણે પાંચ ટુકડી બનાવી રિયાસતોમાં વહેંચી નાખી. તે પછીનાં સો વરસ પર્યંત એ લોકો વિશે કંઈ પણ માહિતી મળતી નથી. ઈસ્વી પ્રથમ સદીની શરૂઆતમાં (લગભગ ઈ. સ. પૂ. ૨૫ માં) યૂચી કોમના વડા સરદાર કુષાણ કુળના કુજુલ કદફિસે (Kujul Kadphises) પોતાની નાની નાની ટોળીઓને એકઠી કરી તેના ઝંડા નીચે રહેવા સોગંદવિધિ કરાવી. તે પછી હિંદુકુશના ઘાટો ઓળંગી તેણે કાફિરિસ્તાન, કાબુલ, કંદહાર અને કાશ્મીર જીતી લીધાં અને બાક્ટ્રિયા ઉપર પણ પોતાનો ધ્વજ ફરકાવ્યો. કુજુલનો ઉત્તરાધિકારી તેનો પુત્ર વીમ કદફિસ (Wima Kadphises લગભગ ઈ. સ. ૩૫–૪૫) થયો. તેણે કુષાણે જીતેલા ભાગોમાં પંજાબ અને પશ્ચિમ મધ્યદેશ મેળવ્યા અને તક્ષશિલાને પોતાની રાજધાની ઠરાવી. કુષાણનો આ વિજય પાર્થવોના ભોગે હતો.

કુષાણ વંશના રાજ્યકર્તાઓમાં કનિષ્ક ( ઈ સ ૧૨૦–૬૦ ) નામનો એક પ્રતાપી અને વિદ્વાન મહારાજા થઈ ગયો તેની રાજધાની પુરુષપુર (પેશાવર) હતી ઉત્તરમા કાશ્મીરથી દક્ષિણમા નર્મદા સુધીનો સઘળો પ્રદેશ તેણે પોતાની સત્તા નીચે આણ્યો હતો તેના પછી વાસિષ્ક, હુવિષ્ક અને વાસુદેવ જેવા રાજાઓ થઈ ગયા તે પછીથી કનિષ્કનુ મહારાજ્ય પડી ભાગ્યુ એ વંશના સરદારોએ નાનાં નાના રાજ્યો સ્થાપ્યાં જે ઝાઝો સમય ટકી શક્યાં નહિ ઈ સ ના પાચમા સૈકામાં હૂણ નામની પ્રજાએ ભારત ઉપર ચડાઈ કરી અને કુષાણ રાજ્યનો ધ્વસ કર્યો ત્યા સુધી કાબુલમા કુષાણ રાજાઓનુ પ્રાબલ્ય હતુ, એ વાત તો નિર્વિવાદ છે ચોથા સૈકાની શરૂઆતમા તેમાના એક ઈરાનના સાસાની વંશના રાજા બીજા હોર્મુઝ ( ઈ સ ૩૦૨–૩૦૯ ) વેરે પોતાની દીકરી પરણાવી હતી

## અશકાની (યા પાર્થિવ) રાજ્ય

પાર્થવોએ લગભગ પોણી પાંચસો વરસ એક મજબુત સ્વાધીન રાજ્ય બનાવી રાખ્યુ હતુ તે સમયે આખો પાર્સ દેશ પાર્થવ ઉપરથી પાર્થિયા કહેવાતો પાર્થવો મૂળ સીથિયન એટલે કે શક હોવાથી એ રાજવંશના શાસનપ્રબધ, સેનાસગઠન, શ્રેણીકરણી વગેરેમાં શકોની અસર રેવો ચમખી ઉઠતી હતી[૧] તો છતા ધીમે ધીમે તેઓ પાર્થવ યા પહ્લવ થઈ ગયા હતા અને પ્રાય સર્વ બાબતોમા તેમણે ઈરાની સભ્યતા અપનાવી લીધી હતી, જો કે ઘણી બાબતોમા ઈરાની સભ્યતાનો પૂરો વિકાસ તેમના શાસનમા થઈ શક્યો ન હતો ગ્રીક રગ તેમની રીતિનીતિમાં હમેશાં ચડેલો રહેતો હતો યવન (ગ્રીક) શાસન દરમિયાન ઈરાનના સિક્કા પર ગ્રીક ભાષા લખાવા લાગી હતી. પાર્થવોના સમયમાં પણ એજ રિવાજ ચાલુ રહ્યો હતો આથી પાર્થવ રાજાઓના

૧ અશ્વવિદ્યા અને ધનુષના ઉપયોગમા બાક્ટ્રિયાના લોકો સિવાય એની કોઈ બરાબરી કરી શકતુ ન હતુ

સિક્કા પર કેવળ ગ્રીક લખાણ મળે છે[1] એનુ કારણ એ પણ હોઈ શકે કે પાર્થ અને પશ્ચિમના દેશો વચ્ચેના વ્યવહારની ભાષા એ હતી

**સાસાની વંશ સત્તા પર**

બીજા મિથ્રદાતના સમયના પાછના ભાગથી પાર્થવ સત્તા શિથિલ થતી ગઈ હતી સમય જતાં રોમનો સાથે લડાઈઓ લડી નડીને અને ખાનેથી પાર્થવોનુ જોર બિલકુલ તૂટી ગયુ હતું તેનો લાભ લઈ તેના સમ્રાટ અર્દવાન સામે અર્દશેર બાબગનની[2] સરદારી નીચે હથિયાર, ઝોચકી શુદ્ધ લોહી ધરાવનારા જરથોસ્ત્રીઓએ પોતાની ગુમાઈ ગયેલી સ્વતંત્રતા ઈ સ પૂ ૨૨૬ મા પાછી પ્રાપ્ત કરી. આવી રીતે ઈરાનમાં ઈ સ. પૂ ૩૩૧ થી ઈ સ. ૨૨૬ ના ગાળા એટલે કે લગભગ સાડી પાંચસો વરસ પછી પાછા અસલ જરથોસ્ત્રીઓના એક મોટા વંશની સ્થાપના થઈ એ સાસાની વંશ કહેવાય છે એનુ એ નામ પડવાનુ કારણ પણ નોંધપાત્ર છે પાર્સ (ફાર્સ) પ્રાંતમા બાબક નામનો હાકેમ રાજ્ય કરતો હતો મજકૂર અર્દશેર એની દીકરીનો દીકરો થતો હતો તે તેની માતા મહના નામ ઉપરથી અર્દશેર બાબકાન નામથી ઓળખાયો વાત એમ હતી કે હખામની વંશના છેલ્લા સમ્રાટ દારાનો એક પુત્ર સાસાન નામે હતો[3] તે ભારતમા નાસી આવ્યો હતો અહી તેના વંશ વારસો ચાર પેઢી પર્યંત સાસાનનુ નામ રાખીને ભરવાડનો ધંધો કરતા રહ્યા હતા ચોથો સાસાન ભારતથી ઈરાનમા આવેના પાર્સ પ્રાંત ખાતે ગયો તે વખતે

---

૧ Dr Modi Memorial Volume p 592—William Erskine s " Dissertation of the Religion, Usages and Morals of the Parsis '

૨ શીરાઝ નજીક આવેલા 'નક્શે રુસ્તમ' નામે ઓળખાતા શિલ્પી કોતરણીમાં માના એકમા અર્દશેરને પાર્થવોના છેલ્લા સમ્રાટ અર્દવાનને પગ તળે કચડતો અને એક બીજી ઘોડેસવાર થયેલી આકૃતિ પાસેથી એક ચક્ર સ્વીકારતો બતાવવામાં આવ્યો છે એ ચક્ર પાદશાહતના ચિહ્નના અર્થમા ગણવામા આવે છે

૩ મીર્ઝા જલાલુદ્દીન તારીખે અહબિયાને ઈરાન, પૃ ૬, ભા ૨ (ફારસી)

ત્યા મજૂર બાબક અમીર નજર કરતો હતો ભરવાનુ કામ કરતાં કરતા આ ખાનદાન ભરવાડોનો વડો થયો એમ વખત એવુ બન્યુ કે અમીર સાસાને એને નણ્ વખત સ્વપ્નામા જોયો, તદુપરાંત લોકો તરફથી તેને અતિ માન મળતું તેણે ભાળ્યુ, તેથી તેને (સાસાને) તેને બોલાવીને તેના કુળ વિશે પૂછપરછ કરી પાદશાહ દારા તરફથી ઊતરી આવેલો જાણી પોતાના રાજ્યમા તેને મોટો ઓધ્ધો આપ્યો અને તેને પોતાની પુત્રી વેરે પરણાવ્યો એ સંતતેને પેટે પેદા થયેલુ ફરજંદ તે શહનશાહ અર્દશેર હતો [1] એજ વિજેતા સરદાર હતો જેણે પોતાના પિતા અને વડીલોના નામ ઉપરથી પોતે સ્થાપેલા પ્રસિદ્ધ રાજ્યવંશનુ નામ "સાસાની રાખ્યુ હતુ

અર્દશેરે (ઈ સ ૨૨૬–૪૧) તખ્ત સભાળતાની સાથે જ ઝરથોસ્ત્રી ધર્મનો બુઝાયેલો દીપક ફરીથી પ્રકાશિત કર્યો આતશખાના ફરીથી બધાવ્યા પાર્થિયાવાળાઓના મોબેદો વગેરેના જમીના રાજને કાઢી પોતાના ધર્મ પ્રમાણે જૂની સ્થિતિ ફરી સ્થાપિત કરી, અને સિકંદરે જે ખડિયેરોના ઢગલાઓ ખડક્યા હતા તે સાફ કરી ત્યા નવાં મકાનો ઊભા કર્યા

સાસાની વંશ દરમિયાન પણ ઈરાનના શાહોનો સબંધ ભારતમાં ચાલુ જ રહ્યો હતો એવી સાબિતીઓ મળે છે

બહેરામ બીજો (ઈ સ. ૨૭૬–૨૮૨) સીસ્તાન આવ્યો અને ત્યાના લોકોને વશ કર્યા તે પછી એ ત્યાથી ભારત સુધી ચડાઈ લાવ્યો, પરંતુ કંઈ પરિણામ આવે તે અગાઉ એને રોમનો સાથેની લડાઈમા રોકાવુ પડ્યુ એના પછી થયેલા શાહ નરસી (ઈ સ

---

[1] B P Desai—History of the Sassanides, P 145

તીનતુત્તવારીખમા જણાવવામા આવ્યુ છે કે એ બહમનના દીકરા સાસાનનો દીકરો હતો પરતુ એ સત્યથી વેગળુ છે કારણ કે એમા સમયની બાબત તપાસતા બ બધબેસતુ આવતુ નથી

૨૯૩–૩૦૧ )ના હુકમથી પૈકુલીમાં એક મહેલ બાંધવામાં આવ્યો હતો જેમાંનો પહેલવી ભાષામાં લખાયેલો લેખ પ્રો. એન્દ્રિયાસ અને પ્રો. હટ્ઝફેલ્ડે ઉકેલ્યો છે. તે ઉપરથી એમ જણાય છે કે જે ખંડિયા રાજાઓ નરસીના રાજ્યારોહણની ક્રિયા વખતે હાજર હતા તેઓમાં ભારતમાંથી પણ કેટલાક હતા.

શાપુર બીજા ( ઈ. સ. ૩૦૯–૩૭૯ )ના સમયમાં કાસ્પિયન સમુદ્રની પૂર્વ બાજૂએ ઈરાનના ઈશાન ખૂણામાં ગોરી ચામડી ને સુંદર વાનવાળી એક જંગલી પ્રજા રહેતી હતી. તે લોકો ભટકતું જીવન ગુજારનારા હતા. લડાઈ કરવાનો અને લૂંટ ચલાવવાનો તેમનો મુખ્ય ધંધો હતો. ઈરાની લેખકો તેમને તાતારી, તુર્ક કે તુરાની એવાં નામથી ઓળખાવે છે. ફિરદોસીએ એ લોકોને ચીની લખ્યા છે અને કેટલીક જગ્યાએ 'હયતાલ[૧]' નામ આપ્યું છે. એ જ લોકોને 'સફેદ હૂણ' કહેવામાં આવે છે.

શાપુરના જમાનામાં એ લોકોએ ઈરાન ઉપર ચડાઈ કરી હતી. તે વખતે ઓક્સસ નદી ઈરાનની ઉત્તર દિશાની સીમા હતી, પરંતુ માઝિંદરાન અને પાર્થિયા સુધી વારંવાર ઊતરી આવીને એ લોકો લૂંટ ચલાવી જતા હતા. ઈ સ. ૩૫૦ માં કરેલો તેમનો હુમલો ઘણો મોટો હતો. એમની સાથે ઠેઠ ભારતની સરહદથી માંડી કાસ્પિયનની પૂર્વના ભાગ પર્યંત શાપુર લડાઈ લડયો હતો. તેમાં હરાવીને તેણે તેમને વશ કર્યાં હતાં. એ લડાઈ ઈ. સ. ૩૫૦ થી માંડી ૩૫૭ સુધી ચાલુ રહી હતી.[૨]

મશહૂર ઈરાની ઇતિહાસકાર તબરી મુજબ આ શાપુર બીજાએ સિંધમાં પણ શહેરો વસાવ્યાં હતાં.[૩]

૧ ફિરદોસી-શાહનામહ, ભા. ૪, પૃ. ૫૪.

૨ Sykes—A History of Persia, Vol. I, p. 415.

3 S. K. Hodiwala-Parsis of Ancient India, p. 22.

તે પછી ભારત સાથે ગાઢ સબધ ધરાવનાર સામાની પાદશાહ બહેરામ ગોર (ઈ સ ૪૨૦–૪૦) હતો ઈરાનના ઇતિહાસમાં એ બહેરામ પાચમો નામથી મશહૂર થયો છે ગોર'નો અર્થ 'જગલી ગધેડું' થાય છે ગોરખર નામના જાનવરનો શિકાર એ પાદશાહને ઘણો ગમતો તે ઉપરથી એનુ એ નામ પડ્યુ હતુ

બેશક, એ પાદશાહના સમય અગાઉ ઈરાનમા ગવૈયા તો હો જ, પરતુ જણાવવામા આવે છે કે તેણે કેટલાક લોકોને ગાયન વગર નાચતા જોયા ત્યારે તેમ કરવાનુ કારણ પૂછ્યુ જવાબ મળ્યો કે 'અમોએ સરળી જગ્યાએ માણસ મોકલી એક ગવૈયાના એકસો સોનેરી સિક્કા આપવા કહ્યા તોએ કોઈ મળ્યો નહિ' આથી પાદશાહે ભારતમાથી ગવૈયાઓને બોલાવ્યા અને તેમા એટલી બધી ઉદારતા દર્શાવી બાર હજાર શખ્સો (નચ્યાઈને) તેના રાજ્યમાં આવી પહોચ્યા[1] તેના સમયમાં કેવળ મોજમઝામા ગરકાવ અને નાચગાનમા મશગૂલ હોવાની ખબર પડતાં ઓક્સસ નદીની ઉત્તરે રહેતી ટોળીના ખાને પચીસ હજાર[2] માણસોનુ લશ્કર લઈ નદી ઓળગી આખુ ખુરાસાન તારાજ કરી નાખ્યુ પરિણામે સારા ઈરાનમા ગભરાટ અને ખળભળાટ ફેલાયા આ અધાધુધી દરમિયાન બહેરામ અદૃશ્ય થઈ ગયો[3] જે વિશે ઘણા તર્ક વિતર્કો થયા પરતુ તે પછી તે એક મહાન લશ્કર સાથે ઓચિંતો દુશ્મનો ઉપર તૂટી પડ્યો અને તેના સરદારોને મારી નાખી તમામ

---

૧ ફિરદોસી શાહનામહ ભા ૩ પૃ ૨૬૧

૨ રોઝતુસ્સફા અને ઝીનતુત્તવારીખમા બે લાખ પચાસ હજારની સખ્યા છે

૩ તીરદાજીમા સીસ્તાન બલુચિસ્તાન વગેરે સ્થળોએ પહાડી પ્રદેશોમા વસતી જગલી પ્રજા અતિ કુશળ હતી, તેથી તેમની મદદ માટે ભારતની સરહદે તે વખતે એ નીકળી આવ્યો હોય એમ સભવે છે

જેમ્સ પ્રિન્સેપ[1] કહે છે કે ગધેયા પૈસાની એક બાજૂ ઉપર પાર્શ્વદૃશ્ય મુખની મુદ્રા અને બીજી બાજૂ ઉપર સાસાની હોમપાત્રની મુદ્રા હોય છે અને એમ કહેવાય છે કે ગધારૂપા ( બહેરામ ગોર )નો પુત્ર વિક્રમ ઉજ્જૈનની ગાદીએ ઈ સ ૪૪૧મા બેઠો હતો.

પંડિત ભગવાનલાલ ઇંદ્રજીની માન્યતા મુજબ જે દ્રમ્મ અત્યારે કોંકણમાં મળે છે તે હલકા સાસાની જાતના સિક્કા છે એ ગધેયા પૈસા નામે ઓળખાય છે. એ શબ્દ સંસ્કૃત 'ગર્દભ' ઉપરથી છે તેનો સબધ ગર્દભિલ્લ વશ સાથે છે.

બહેરામ ગોર અને યઝ્દર્દે પડાવેલા સિક્કાની એક બાજૂએ પાદશાહ તાજ પહેરી બેઠો છે જેની આગળ પાછળનાં બને પાખડીઓની વચ્ચે અર્ધો ચદ્ર અને તેના ખાંચામા ગોળ ચક્ર પાડેલાં છે આ ચંદ્ર અને ચક્ર ચદ્ર અને સૂર્યનુ સૂચન કરતાં હોય એમ જણાય છે એ સિક્કાની બીજી બાજૂએ બે ચોકીદારો ઊભા છે અને બાદશાહનુ માથુ આતશ તરફ નમતુ હોય એમ પડેલુ છે[2]

1 James Princep in his Essays—Indian Antiquities, Vol I, p 341-42

2 B P. Desai-History of the Sassanides 253.

અબ્દુલહુસૈન સ્રેન્તા 'ઈરાન વ અહમિય્યતે ઈરાન' (ફારસી) નામના પુસ્તકમા જણાવે છે કે સાસાની પાદશાહોના અને તેમા ખાસ કરીને પીરોઝના સિક્કાઓમાં હોમપાત્ર, અર્ધચદ્ર તેની જમણી બાજૂએ અને તારો તેની ડાબી બાજૂએ છે, પરતુ કોબાદ પ્રથમના સિક્કાઓમા તારાને અર્ધચદ્રમાં મૂકવામા આવ્યો છે અને તે છાપ તે પછીના સાસાની શહેનશાહોના ઘણા સિક્કામા ચાલુ રહી અને તે આખરે અરબોનું લક્ષણસૂચક ચિહ્ન બન્યુ (પૃ ૧૪૬)

મિ. પી પી. બલસારા ( Ancient Iran-Its Contribution to Human Progress ) જણાવે છે કે શુક્ર અને અર્ધચદ્રનો સંયોગ શુભ શુકન છે અને સારુ નસીબ સૂચવે છે, કારણ કે આવી સ્થિતિ ભાગ્યેજ

પીરોઝ (ઈ. સ. ૪૫૭–૮૩)ના સમયમાં હૂણ લોકોએ ઘણું તોફાન મચાવ્યું હતું અને તેને અતિ હેરાન કર્યો હતો.[૧] તેની સાથે વારંવાર લડાઈ કરી આખરે તેમણે તેને હરાવ્યો. ઈ. સ. ૪૮૩માં તેમની સાથે લડતાં લડતાં તે માર્યો ગયો.

એ પીરોઝે ભારતમાં પોતાના નામ ઉપરથી રામપીરોઝ અને રોશનપીરોઝ નગરો વસાવ્યાં હતાં.[૨]

પલાસ (ઈ. સ. ૪૮૩–૮૭), પીરોઝનો અનુગામી હતો. હૂણો સાથે ન છૂટકે તેને સુલેહ કરવી પડી પરિણામે તેણે બે વરસ સુધી હૂણ સમ્રાટને ખંડણી ભરવી પડી. તે પછી કોબાદ (ઈ. સ. ૪૮૭–૫૩૧) ગાદીએ આવ્યો. જેના નામ ઉપરથી 'ગુર્જર' નામ પડ્યું છે એમ કેટલાકનું માનવું છે તે ખઝર લોકોની સાથે તેને ઈ. સ. ૪૮૭માં લડવું પડ્યું. એ લોકો વોલ્ગા અને ડોન નદીની વચ્ચેના ભાગમાં ભટકતા રહેતા હતા. તેઓ દેખાવે વિકરાળ હતા અને લૂંટનો ધંધો કરતા હતા. સાસાની પાદશાહોના સમયમાં તેઓએ ઘણી વાર દેખાવો દીધા. તેમાં કોબાદ સાથેની લડાઈ પ્રથમ પ્રસંગ હતો. કોબાદના આઈબીરિયા, અલ્બાનિયા અને આર્મેનિયાના પ્રાંતોમાં ધસી આવી

પેદા થાય છે. કોબાદ પ્રથમ આ ચિહ્‌ન વાપરવાનું કારણ પણ તે તેવા સમયે ગાદીએ આવ્યો હશે તે જ હશે. એમ પણ સંભવે છે કે અગાઉ તારો અને અર્ધચંદ્ર જુદા રાખવામાં આવતા હશે, તેને બદલે કોઈ કારણ સિવાય એમણે સાથે મૂકયા હશે, પરંતુ અર્ધચંદ્રની અંદર શુક્રનું ચિહ્‌ન સાસાની સમય દરમિયાન ચાલુ રહ્યું હતું અને આખરે અરબોએ પણ પોતાના લક્ષણસૂચક ચિહ્‌ન માટે એનો ઉપયોગ કર્યો. (pp. 112–13)

૧ એ વિશેની હકીકત 'શાહનામહ'માં આપવામાં આવી નથી, પરંતુ રોમન ઇતિહાસોમાં મળે છે.

૨ 'પ્રજામિત્ર અને પારસી, ૨૮ ફેબ્રુઆરી; ૧૯૧૮.
S. K. Hodiwala Parsis of Ancınt India, p. ૨૨.
એ શહેરો સરહદ ઉપર હશે એમ લાગે છે.

તેમણે લૂટ ચલાવી કોબાદ લશ્કર લઈને તેમની સામે ગયો અને મોટી હાર આપી તેઓને હાંકી કાઢ્યા તે પછી હૂણ લોકોની લડાઈ કોબાદ સાથે ઈ. સ. ૫૦૩ થી ૫૧૩ પર્યંત ચાલુ રહી તેમાં કોબાદે તેમને હાર આપી. તે પછી ઈરાનમાં હૂણોએ કદી લડાઈ કરી નહિ.

નૌશેરવાન પાદશાહ (ઈ. સ. ૫૩૧–૭૯) ન્યાય અને ઇન્સાફને માટે જગમશહૂર છે એની સહાયથી તુર્કોએ ઑક્સસ નદી ઉપરનું હૂણોનું રાજ્ય ઈ. સ. ૫૬૩ થી ૫૬૭ ની વચ્ચે કોઈ સમયે તારાજ કર્યું હતું અને હૂણોની જડ ત્યાંથી કાઢી નાખી હતી.[1]

એ બાદશાહ તથા તેનો પૌત્ર ખુસરો પરવીઝ (ઈ. સ. ૫૯૦–૬૨૮) દક્ષિણ હિંદ તેમજ સિંધના રાજ્યકર્તાઓ સાથે ગાઢો સંબંધ રાખતા હતા. કીમતી ભેટોની આપ લે તેઓ વચ્ચે પ્રસંગોપાત્ત થતી હતી

ફિરદોસી[2] કહે છે કે કનોજના રાજાએ પોતાના એલચીઓ સાથે નૌશેરવાન ઉપર મોકલેલી ભારે ભેટોમાં એક શેતરંજની બાજીનો સમાવેશ થતો હતો તે સમયે હિંદુસ્તાન ઈરાનને ખંડણી ભરતું હતું તેથી અહીંના રાજાએ બાજીમાંના દરેક મોહરાનું નામ, તેનું સ્થાન તથા ચાલ વગેરે બાબતોનો ખુલાસો માગ્યો અને જણાવ્યું કે જો આ રમતની રીત શોધી આપવામાં ઈરાનનો શાહ નિષ્ફળ જાય તો એનો અર્થ એ થાય કે હિંદીઓ ઈરાનીઓ કરતાં બુદ્ધિમાં વધી જાય છે, તેથી ઈરાનના શાહે ખંડણીની માગણી કરવી ન જોઈએ અને ઊલટું હિંદુસ્તાનને ખંડણી ભરવી જોઈએ શાહે આ રમતનો સાર ખોળવામાં અતિ શ્રમ લીધો. વઝીરો એ રમતનો ભેદ સમજી શક્યા નહિ, પરંતુ પણ

---

૧ ઈરાન બ અહદે સાસાનિયાન–આર્થર ક્રિસ્ટેન્સન પૃ. ૯.

૨ ફિરદોસી-શાહનામા, ભા. ૮, પૃ. ૫૨-૫૩.

વઝીર બુઝુર્ગમહેરે (બુઝુર્ગમહર, બુઝર્ગમહર, વા બુઝુર્ગમહર)[1] આખી બાજી ગોઠવી આપી, મહોરાની જગ્યા બતાવી અને તેની ચાલ પણ ચલાવી.[2] આ ખુલાસા સાથે નૌશીરવાને તેના તરફથી બીજી બાજી મોકલી આપી. તેનું નામ ફિરદોસી નર્દ આપે છે અને જણાવે છે કે તે બુઝુર્ગમહેરે શોધી કાઢીને તેની મતલબથી ફક્ત બાદશાહને જ વાકેફ કર્યો હતો એના ખુલાસા માટે હિંદના પાદશાહો સાત દિવસ પર્યંત મથ્યા પણ કંઈ કરી શક્યા નહિ, તેથી બુઝુર્ગમહેરે કનોજના રાજાને તે સમજાવી

એવી વાત પીલપાઇની વાર્તાઓની ચોપડીની છે ફિરદોસી જણાવે છે કે બરઝુ નામે[3] ઇરાની હકીમે એક દિવસ નૌશીરવાનને કહ્યું કે મરેલાં માણસો જીવતાં થાય એવી અસરવાળો એક ઘાસપાલો હિંદુસ્તાનમા કાંઈ એક પહાડ ઉપર થાય છે એમ હિંદના[4]

---

૧ જુદા જુદા અર્થ કરી જુદા જુદા પુસ્તકમા એ નામના જુદા જુદા ઉચ્ચારો મળે છે

૨ આવી રીતે આ રમત હિંદુસ્તાનથી ઈરાન અને તે પછી ઈરાનથી અરબસ્તાન અને અરબોની જીત પછી સ્પેન તરફ ગઈ

3 Decline and Fall of the Roman Empire નામના પ્રથમ ગીબન જણાવે છે કે શેત્રંજની રમત અને પીલપાઈ (વિદ્યાપતિ)ની વાર્તાઓની ચોપડી ઈરાનમા લાવનાર બુઝુર્ગમહેર હતો, પરંતુ ફિરદોસી પ્રમાણે બુઝુર્ગમહેર અને બરઝ (બરઝવીયાહ) એ અલગ વ્યક્તિઓ છે બુઝુર્ગમહેરનો સબંધ શેત્રંજની રમત સાથે છે અને પુસ્તકનો સબંધ બરઝૂ સાથે છે

સર જોન માલ્કમ (History of Persia) મુજબ પણ આ ઉપરની બાબતોમા જુદી જુદી વ્યક્તિઓ છે. ફિરદોસીના શાહનામહમા આ વાત વા ૪, પૃ. ૬૫ ઉપર છે.

૪ ધર્મ તથા નીતિના ઉપદેશવાળી પાંચ પ્રકરણમા કાલ્પનિક વાર્તાઓનો એ સંગ્રહ છે.

પુસ્તકમાં મે વાચ્યું છે. નૌશેરવાનને પ્રથમ તો એ વાતમાં કંઈ તથ્ય લાગ્યું નહિ, તેમ છતાં તેણે એક પત્ર આપી હિંદુસ્તાનના રાજા પાસે તે હકીમને મોકલ્યો. રાજાએ પોતાના દરબારના વિદ્વાન બ્રાહ્મણો સાથે જડીબુટ્ટીઓના[1] ગુણોની પરીક્ષા કરવા બરૂઝને મોકલ્યો, પરંતુ તેમાં તેઓ નિષ્ફળ ગયા. તે પછી એક વૃદ્ધ હિંદુએ કહ્યું કે "એ પાલો કોઈ ઝાડપાન નહિ પણ કેળવણી છે. બુદ્ધિ વગરનું માણસ મરેલા સમાન છે; પાલો તે કેળવણી છે, પહાડ તે બુદ્ધિ છે અને સજીવન થવું તે બુદ્ધિમાન થવા બરાબર છે." તેણે વધારામાં કહ્યું કે "મૂર્ખાઓને અક્કલમંદ બનાવવા માટે વિદ્વાનોએ 'કલીલા' નામની એક ચોપડી બનાવી છે તે હિંદના રાજાના ભંડારમાં છે અને મરેલા માણસો સજીવન કરનાર પાલો એ જ છે." આ પુસ્તક રાજા પાસેથી લઈને બરૂઝ્ હકીમ નૌશેરવાન પાસે ગયો અને તે પાદશાહે ત્યાંની પહેલવી ભાષામાં તેનો અનુવાદ કરાવ્યો.[2]

---

૧ મૃત સંજીવનીનો એમાં નિર્દેશ હશે?

૨ આ પુસ્તકની અસલ નકલ અને પહેલવી અનુવાદ ગુમ થઈ ગયેલાં છે. અરબોની ઈરાન ઉપર જીત પછી અરબીને રાજભાષા બનાવવામાં આવી ત્યારે જરથોસ્તીઓનાં અમુક પવિત્ર પુસ્તકો સિવાયનાં તમામ પહેલવી પુસ્તકોનો નાશ થયો હતો. તેમાં એનો પણ સમાવેશ થયો હતો, પરંતુ અરબોને એ પુસ્તકની મહત્તા અગાઉથી જણાઈ આવી હતી તેથી એનો અનુવાદ જરથોસ્તી મટી મુસલમાન થયેલા ઇબ્નુલ્મુકફ્ફાએ ઈ. સ. ૭૫૦માં કરી દીધો હતો. તે અરબી અનુવાદ ઉપરથી ફારસી પદ્યમાં તે પુસ્તક ઉતારવાને નસ્ર બિન અહમદ નામના સામાની પાદશાહે (ઈ. સ. ૯૧૪-૯૪૩) તેના દરબારી શાયર ઈરાની પદ્યના પિતા રૂદકી (ઈ. સ. ૮૮૪-૯૪૧)ને ફરમાવ્યું. તે પછી તો ફારસી ગદ્યમાં ઘણા અનુવાદ થયા અને તે ઉપરથી હિબ્રુ, તુર્કી, યૂનાની વગેરે વિવિધ ભાષાઓમાં એ પુસ્તકનું ભાષાંતર થયું. હવે તો અંગ્રેજી, ફ્રેંચ, લૅટિન, જર્મન તેમજ ઉર્દૂ વગેરેમાં પણ એ પુસ્તક મળે છે.

આ પુસ્તકમાં પીલપાઇ યા બીદપાય નામે બ્રાહ્મણનો ઉલ્લેખ આવે છે તે મૂળ વિદ્યાપતિનું બગડેલું રૂપ છે.[1]

ખુસરો પરવીઝ ( ઈ. સ. ૫૯૦–૬૨૮ )ના સમયમાં ચાલુક્ય રાજા પુલકેશી બીજા ( ઈ. સ. ૬૦૮–૬૪૨ ) તરફથી એક એલચી-મંડળ ઈ. સ. ૬૨૫ની લગભગમાં ઈરાન ગયું હતું અને ત્યાંથી પણ એક એલચીમંડળ હિંદુસ્તાનમાં આવ્યું હતું. અત્રે તેનો સુંદર સત્કાર થયો હતો.

અજંટાની ગુફામાં આનો ચિતાર આપવામાં આવ્યો છે.[2] ત્યાંની આકૃતિમાં પહેરેલા પોશાક ઉપરથી તે સાસાની ઈરાનીઓ હોય એમ અચૂક જણાઈ આવે છે.

## સાસાની વંશની પડતી અને આરબોની જીત

આ સાસાની અમલ દરમિયાન ઈરાનના રાષ્ટ્રિય જાગરણનો

---

૧ ઇબ્નુલ્મુકફ્ફાએ પોતાના અરબી અનુવાદની પ્રસ્તાવનામાં જણાવ્યું છે કે સિકંદરે પેરસને હરાવ્યો અને તેના મુલકો જીતી ત્યા તે એક સરદારને વહીવટ માટે મૂકતો ગયો. તેના ગયા પછી થોડા જ વખતમા પેરસના ન રાજા દાબશલીમે ( દેવશર્માએ ) તેને ત્યાંથી નસાડયો અને રાજ્યવહીવટની લગામ પોતાના હાથમાં લીધી, પરંતુ એ રાજા ક્રૂર અને ઘાતકી નીકળ્યો. કોઈની તેની સામે બોલવાની હિંમત ન હતી. વિદ્યાપતિ નામના એક ફિલસૂફે ( જે પુસ્તકમાં પીલપાઇ કે બીદપાઈ નામે છે તેણે) એ જોખમ ખેડયુ અને પરિણામે પોતે કરેલા ભાષણ માટે તેને જેલ મળી. એક જ રાત્રિ માટે તે ત્યા રહ્યો. તે ત્યા રહ્યો એટલામા બન્યુ એવું કે રાજા તારામંડળ નિહાળી રહ્યો હતો ત્યારે કોઈ એક પ્રશ્ન ઉપસ્થિત થયા તેનું નિરાકરણ તે પોતે કરી શક્યો નહિ તેથી તેણે વિદ્યાપતિને બોલાવી તે પ્રશ્ન પૂછ્યો. તેના જવાબથી તેને સંતોષ થયો. પરિણામે તેને મુક્ત કરી તેણે પોતાના વજીર તરીકે નીમ્યો. તે પછી રાજ્યવહીવટની તેની કાબેલિયત જોઈ એક પુસ્તક એ વિષયને લગતુ લખવાનું તેને તેણે કહ્યુ જે આ છે.

૨ At Agenta ( Kanaiyalal H. Vakil, B. A., L. L. B. )માં પૃષ્ઠ ૪૦ની સામેની પ્લેટમાં એનું ચિત્ર છે.

ગૌરવયુગ હતો. ઘણાં વરસોની પરાધીનતા વેઠ્યા બાદ એ યુગમાં પ્રજા નવીન પ્રાણ શક્તિથી સતેજ બની, બહુમુખી પ્રતિભાનું અર્જન કરવા મંડી પડી હતી. આરોગ્ય, શક્તિ, શિલ્પ, વેપાર, કેળવણી, ટૂંકમાં દરેક બાબતમાં આ યુગ ઈરાનને સમૃદ્ધિની છેવટની ટોચે લઈ ગયો અને પાર્થવોની બધી સ્મૃતિને સાફ કરી નાખી. ઈરાનની પ્રાચીન સંસ્કૃતિ અને ઝરથોસ્ત્રી ધર્મ ઉત્કૃષ્ટતાના શિખર ઉપર પહોંચ્યાં.

પરંતુ હવે ઈરાનને માથે પનોતી બેઠી અને એ વંશની પડતીનાં ચિહ્નો પાછળના નબળા પાદશાહોના ગજ્જ અમલમાં વધારે ને વધારે સ્પષ્ટ થતાં રહ્યાં

એ બાબતની વિગત એમ છે કે ઈરાનમાં સાસાની વંશ ચાલુ હતો ત્યારે અરબસ્તાનમાં[1] એક નવીન મહાન ઘટના બની. ત્યાંના લોકોનાં સેંકડો કુટુંબો અને વંશોની જુદી જુદી સેંકડો મૂર્તિઓનો[2] અંત આણી તેમની જગ્યાએ મનુષ્ય માત્ર માટે એક નિરાકાર અલ્લાહની ભક્તિ કરવાનો બોધ મોહમ્મદ પેગમ્બરે (જન્મ ઈ. સ. ૫૭૦) કર્યો. તમામ અરબનિવાસીઓની એક સંયુક્ત કોમ બનાવવી, તેમના ધાર્મિક તથા સામાજિક અસંખ્ય કુરિવાજો અને નુકસાનકારક રૂઢિ-

---

૧ વૈદિક સંસ્કૃતમાં અર્વન્‌નો અર્થ 'ઘોડા' થાય છે અને અરબસ્તાનના ઘોડા જાણીતા છે, તેથી કેટલાક વિદ્વાનો અર્વન્‌નો અરબ સાથે સંબંધ જોડે છે, જેમકે वैदिक सम्पत्ति–पण्डित रघुनन्दन शर्मा, પૃ. ૪૧૬માં છે.

૨ ઉર્દૂ કવિ હાલી કહે છે–

> कबीले कबीले का बुत अिक जुदा था,
> किसी का हुबल था, किसी का सफ़ा था।
> यह अुज़्ज़ा पे वह नायले पर फ़िदा था,
> अिसी तरह घर घर नया अिक ख़ुदा था।

એમાં 'હુબલ' 'સફા' 'ઉઝ્ઝા' અને 'નાયલા' મૂર્તિઓનાં નામો હતાં.

એને તોડી તેમનું જીવન પવિત્ર અને ઊંચું બનાવવું અને સૌ કરતા વિશેષ તો માનવ માનવની સમાનતાનો અને ભ્રાતૃભાવનો ઉપદેશ કરવો એ તેમના ધર્મનું મુખ્ય સ્વરૂપ હતું એમના સિદ્ધાંતોનો પ્રભાવ, ધાર્મિક, સામાજિક અને રાજનૈતિક ક્ષેત્રો ઉપર સમાન જ હતો આ ઉપદેશોએ આરબ જાતિમા નવો પ્રાણ ફૂંક્યો તેઓ ધાર્મિક તથા રાજકીય દિગ્વિજય કરવા પોતાના દેશમાથી બહાર નીકળી પડયા મોહમ્મદ પેગમ્બરના મૃત્યુ ( ઈ સ ૬૩૨ ) પછી આસરે સો વરસના ગાળામા આરબોએ સુધરેલી દુનિયાના એક મોટા ભાગ ઉપર પોતાનુ પ્રભુત્વ જમાવ્યુ બન્યુ એવુ કે મોહમ્મદ પેગમ્બરની ઈચ્છા રોમન અને ઈરાની શહેનશાહતો જીતવાની હતી, તેથી તેમના પછી થયેલા ખલીફાઓએ તેમની ઇચ્છા બર લાવવાની તેમજ દેશને મજબૂત કરવાની કોશિશ શરૂ કરી પેગમ્બર મોહમ્મદ પછી અબૂ બક્ર ( ઈ સ ૬૩૨–૩૪ ) ખલીફા નિમાયો તેના સમયમા ખાલિદ નામના આરબ સરદારે ઈરાનના સાસાની વંશના છેલ્લા પાદશાહ યઝ્દગર્દ[1] ( ઈ સ ૬૩૨–૫૧ )ને મુસલમાન થવાનુ કહેણ મોકલ્યુ, પરંતુ તેની ગણના કરવામા આવી નહિ અબૂ બક્રની જ પાછળ ઉમર ( ઈ સ ૬૩૪–૪૪ ) ખલીફા થયો અને તેના સમયમા આરબ લોકોએ બગદાદ પાસે આવેલા કાદિસિયા નામની જગાએ ઈ સ ૬૩૬મા યઝ્દગર્દના લશ્કરને હાર આપી અને તેના કાવિયાની ઝંડાનો[2] કબજો લીધો

---

૧ અત્યારે જે સન પારસીઓનો ગણાય છે તે આ યઝ્દગર્દ યા યઝ્દજર્દ ગાદીએ બેઠો હતો તે દિવસથી શરૂ થઈ હતી

૨ કાવા લુહારે પેશદાદી વંશના ફરીદૂનને ઝોહાક પાસેથી ગાદી મેળવી આપી હતી તેથી ફરીદૂને પ્રથમ તે લુહારની ધમણના ચામડાના ટુકડાથી ઈરાનની પાદશાહી ઝંડો બનાવ્યો હતો ઝવેરાતો વડે અને કીમતી રીતે શણગારવામા આવ્યો હતો અને તે પછી થયેલા પાદશાહો પણ તેના ઉપર ઝવેરાત વધારતા ગયા એને દિરફશે કાવિયાની ( કાવિયાની ઝંડો ) કહેતા મુસલમાનોની આ ફતેહ પર્યંત એ જ ઝંડો ઈરાનમા શાહી પ્રતીક તરીકે રહ્યો હતો

બીજી હાર ઈરાનીઓને ઈ. સ. ૬૪૧માં અરબોને હાથે હમદાનની દક્ષિણે આવેલા નેહાવંદના મેદાનમાં મળી. પરિણામે ઝરથોસ્ત્રીઓના લગભગ સવાચારસો વરસના અમલ પછી ઈરાનનું મહાન સામ્રાજ્ય અરબોના ચરણમાં પડ્યું. તે પછી યઝ્દગર્દ નાસતો ફરતો રહ્યો હતો. તેનું મોત આખરે ઈ. સ. ૬૫૨[1] માં એક દળનારના હાથે થયું.[2] છેલ્લી ઘડી પર્યંત આ ઈરાની શૂરવીર પાદશાહે દેશની સ્વતંત્રતા માટે લડાઈ કરી, પરંતુ ન ફાવ્યો તે ન જ ફાવ્યો. એ કમનસીબ તાજધારીએ નવ વરસ રાજ્ય કર્યું અને પછીનાં દશ વરસ તેને ભમતી અવસ્થામાં ગાળવાં પડ્યાં.[3]

---

૧ આકા મીર્ઝા જલાલુદ્દીન–તારીખે અદબિયાતે ઈરાન, પૃ–૬.

૨ કેટલાક કહે છે કે એના કીમતી પોશાકથી લલચાઈને એ દળનારે તેને મારી નાખ્યો. ( ઝીનતુત્તવારીખ ).

કેટલાક ઇતિહાસકારો કહે છે કે મર્વના હાકેમે તેની પાસે એનું ખૂન કરાવ્યું હતું. ફિરદોસી પણ આ જ પ્રમાણે કહે છે.

૩ ફિરદોસી ચંદા ગુમાવ્યા અને અરબોના હાથમાં સત્તા ગયા વિશે કમકમાટી ભરેલી ભાષામાં કહે છેઃ—

ज़े शीरे शुतुर ख़ुर्दनो सूसमार,
अरब रा बजायी रसीदस्त कार।
कि तख़्ते अजम रा कुनद आरज़ूई,
तुफ़ु बाद बर चर्ख़े गर्दान तुफ़ूअी।

[ ઊંટનું દૂધ પીને અને ઘો ખાઈને અરબ લોકોનો શું દહાડો હવે ફરી ગયો કે તેઓ ઈરાનીઓનું તખ્ત લેવાની ઇચ્છા કરે છે? અરે ફરતા આસમાન પર લાનત હજો ( કે કયાનીઓનું આવું જાહોજલાલી ભરેલું તખ્ત ક્યા કોને હાથે હવે બરબાદ કરાવે છે? )]

શાહનામાહ, ભાગ–૪, પૃ. ૨૨૨

યઝ્દગર્દને પોતાની સ્થિતિ ઉપર રડતો, કવિ ફિરદોસી નીચે પ્રમાણે બતાવે છેઃ—

કહેવાય છે કે એની ત્રીજી પુત્રી મહાબાનૂ કેટલાક સિપાઈઓ જોડે ભારતમાં આવી રહી હતી અને એક રજપૂત રાજકુમાર જોડે લગ્નથીથી જોડાઈ હતી, તેમાંથી સિસોદિયા રજપૂતોની ઉત્પત્તિ થઈ[1]

कि यारी न जादी मरा मादरम,
    नगश्ती सिपहरे बलँद अज़ सरम ।
न रूज़े बुज़ुर्गी, न रूज़े नियाज़,
    नमानद हमी दर कसी दर दराज़ ।
ज़मानह ज़े मा नीस्त चूँ बेनिगरी,
    नदारद कसी आलते दावरी ।
ज़े आराम खानी चे पयमाय जाम,
    ज़े तीमारे गीती मबर हीच नाम ।
अगर चर्खे गर्दान कशद ज़ीने तू,
    सरअन्जाम खिश्त अस्त बालीने तू ।

[ અરે ઓ મા તેં મને જન્મ ન આપ્યો હોત તો આ ઊંચુ આકાશ મારી સામે રૂઠત નહિ.

મોટાઈ તેમજ ગરીબાઈના દિવસો કોઈ માણસ ઉપર લાંબો સમય રહેતા નથી.

જો તુ ધ્યાનપૂર્વક જુએ તો સમય આપણો નથી. કોઇ માણસ પાસે એ વિશે ( સામે ) ચર્ચા ( ફરિયાદ ) કરવાનુ સાધન નથી.

( તેથી ) તુ આ દુનિયામાં અમનચમનથી રહે ( ખાવા મેજ બિછાવ અને શરાબ પીતો રહે ) અને દુનિયાની દુઃખોનું નામ પણ ન લે.

ફરતુ આકાશ તારા ઘોડાનુ જીન કસે ( તારો નોકર બને અને તને મોટો કરે ) તોપણ આખરે તારો તકિયો ઈંટ છે. ]

(શાહનામહ, ભા–૪ પૃ. ૨૧૯)

1 Tod-Annals of Rajasthan, Pt. I., p. 278

### ઉમય્યા અને અબ્બાસી વંશોની ચડતી પડતી

ચોથો ખલીફ઼ા હઝરત અલી ઈ. સ. ૬૬૧મા શહીદ થયો ત્યારે અરબસ્તાનના ઇતિહાસમા એક ફેરફાર થયો પેગમ્બર મોહમ્મદના હાશિમ નામના એક દૂરના વડીલનો ઉમય્યા નામનો એક પિતરાઈ હતો તેના વંશનો મુઆવિયા જે શામ(સીરિયા)નો સૂબો હતો તેની ખટપટ ખિલાફત મેળવવા માટે અલીના સમયથી જ ચાલુ હતી અલીના પુત્ર હસનનું લક્ષ્ય રાજ્ય કરતાં ધર્મ પ્રતિ વિશેષ હતું તેથી મુઆવિયાની ઇચ્છા બર આવી પરિણામે તે ખલીફ઼ા (ઈ સ ૬૬૧માં) થયો અને ઇમામત જુદી પડી તેમા શરત એ હતી કે મુઆવિયા પછી ખિલાફત ઇમામને પાછી મળે, પરંતુ આખરે આ ઉમય્યા વંશ (ઈ. સ. ૬૬૧–૭૫૦)ના હાથમા જ તે રહી એ સમય દરમિયાન જિતાયેલા દેશોની વિસ્તૃતતા એક નમૂના રૂપ હતી તેની રાજધાની શામમા આવેલા દમસ્કમા હતી એ વંશમા થયેલા ખલીફ઼ાઓ ઘાતકી હતા તેમના સમય દરમિયાન ઈરાન અને ઈરાનીઓને ઘણું વેઠવું પડ્યું હતું તે ઉપરાંત હઝરત મોહમ્મદના કાકા અબ્બાસના વંશજો પણ ત્રાસી ગયા હતા. તેઓએ ઉમય્યા ખલીફ઼ા સામે બળવો કર્યો ઈરાનીઓએ એ બળવામાં તેમને સહાય આપી છેલ્લો ઉમય્યા ખલીફ઼ો મરવાન બીજો ઈ સ ૭૫૦મા ઝાબ[1]ની લડાઈમાં હાર્યો. પરિણામે અબ્બાસી ખિલાફત સત્તા ઉપર આવી

અબ્બાસી ખલીફ઼ાએ શત્રુઓ ઉપર વેર લેવાનું શરૂ કર્યું [2]

1 ઝાબ મોટી અને ઝાબ નાની નદીઓ દજલા(ટાઈગ્રીસ)ને મળે છે અહીંના સબંધ ઝાબ મોટી સાથે છે

2 જે અબૂ મુસ્લિમ (અબ્દુર્રહમાન બિન મુસ્લિમ) નામના સેનાપતિને લઈને અબ્બાસીઓની જીત થઈ હતી તેને અરબો પ્રત્યે એટલો તિરસ્કાર હતો કે તેણે ખુરાસાનમા ફરમાન બહાર પાડ્યું કે જે અરબીભાષી હોય તેની કતલ કરવી [Sir Percy Sykes—A History of Persia. Pt I p 558]

આ બાબતના પ્રેમ લાગે છે કે તમામ અરબોને માટે

ઉમય્યા વંશના જે કોઈ નાના યા મોટા હાથ લાગતા તેમને મોતના ઘાટ પર ઉતારી મૂકવામાં આવતા. એક વખત તો એ વંશના નેવુ આગેવાન સરદારોને પેલેસ્ટાઇનમાં સુલેહનો દેખાવ કરી નિમંત્રણ આપવામાં આવ્યું અને પકડી પકડીને ડંડા અને લાઠીઓ વડે મારી નાખવામાં આવ્યા.[1] તેમની લાશો ઉપર દસ્તરખાન બિછાની સઘળા અબ્બાસી સરદારોએ ખાણું લીધું.

અબ્બાસી ખલીફાઓએ પોતાની સત્તા જમાવવા ઈરાનીઓ તરફ સુંદર વર્તણુ દાખવ્યું. તેમણે તેમની ધાર્મિક અને રાજકીય ચળવળોનો લાભ ઉઠાવ્યો.

ઈ. સ. ૭૬૨માં બીજા અબ્બાસી ખલીફા અબૂ જાફર મન્સૂરે (ઈ. સ. ૭૫૪–૭૭૫) બગદાદ બાંધી તેને પાયતખ્ત (ઈ. સ. ૭૪૪માં) કરાવ્યું. એ શહેર ઘણુ જ જલદી શાનોશૌકતમાં દમશ્ક કરતા અને બુદ્ધિની આમોતાલીમમાં કૂફા અને બસરા કરતા પણ ચડી ગયું.[2] એની સરખામણી ફક્ત કુસ્તુન્તુનિયા (કૉન્સ્ટન્ટિનોપલ) કરી શકે એમ હતું.

તે પછીના ખલીફાઓમાં હારૂનર્રશીદ (૭૮૬–૮૦૯) તથા તેના પુત્ર મામૂન (ઈ. સ. ૮૧૩–૮૩૩)નાં નામો અતિ પ્રચલિત છે.

## ઈરાનીઓની હાલત

અબ્બાસી ખલીફાઓ ઈરાનીઓની મદદથી[3] ગાદી ઉપર આવ્યા હતા તેથી ઉપકારને લઈને તેમને વધુ ને વધુ સત્તા આપતા ગયા. હવે તેઓને આપણે નીતિજ્ઞ, મુત્સદ્દી અને લડવૈયા તરીકે જોઈએ છીએ.

---

એક્રમાન ન હોઈ શકે. સંભવિત છે કે ઉમય્યા વંશના સરદારો માટે એ હશે.

[1] Sykes–History, Pt. I, p. 559

[2] તારીખે ફલસફએ ઇસ્લામ–ડૉ. સૈયદ આબિદ હુસૈન સાહેબ, પૃ. ૫

[3] ખાસ કરીને ખુરાસાનના લોકો (Sykes—History, Pt. I, p. 557)

સાસાની યુગમાં જેવી રાજ્યવ્યવસ્થા હતી તેવી હવે ત્યાંવા માંડી[1] ઇરાનીઓ (જે મુસલમાન થયેલા તેમને) માટે એ સુવર્ણયુગ હતો ઇરાનમાં સભ્યતા સહિષ્ણુતા અને વૈજ્ઞાનિક સંશોધનનો યુગ બેઠો અને સાહિત્ય, આધ્યાત્મિકતા અને તત્ત્વચિંતન ઉપર લોકોનું મન દોડ્યું સર્વ બાબતોમાં ઇરાનીકરણ થવા માંડ્યું અને છેવટે ઇરાનીઓએ વિજેતા અરબોને જીતી લીધા સાહિત્ય અને સંસ્કારિતામાં અરબોને નમતું પડ્યું રાજ્યકર્તાઓના ઇન્સાફ અને બક્ષિશોના દરવાજા વિદ્વાનો માટે હમેશાં ખુલ્લા હતા

આ તમામ ઉન્નતિના શિખરે પહોંચ્યું ત્યારે ઇસ્વી નવમી સદીમાં સલ્તનતની મોટાઇને પણ ગ્રહણ લાગ્યું કમીનાઓના જે ઝઘડા હતા તે આ સમય દરમિયાન દબાયેલા ગયા હતા, પરંતુ ધાર્મિક અને ફિલસૂફીની બાબતો વગેરેના ઝઘડા ચાલુ હતા આથી ખિલા ફતની પડતીનાં બીજે ધીમે ધીમે વૃક્ષનું સ્વરૂપ ધારણ કર્યું દૂર પૂર્વના પ્રાંતોની સ્વતંત્રતા ધાર્મિક ફાટાઓના કાવતરાં વગેરેએ પડતીના કારણોને પોષણ આપ્યું આખરે ખનારિ ધાર્મિક વરો બની ગયો વિગત એવી હતી કે જેમ જેમ ખિલાફતનું જોર ઘટતું ગયું તેમ તેમ (મુસ્લિમ બનેલા) ઇરાની ઉમરાવ વંશો પોતપોતાના પ્રાંતોમાં સ્વતંત્ર બનતા ગયા પ્રથમ અર્ધ સ્વતંત્ર[2] રાજ્ય ખુરાસાનમાં અરબ સરદાર તાહિરે ઈ સ ૮૨૦માં સ્થાપ્યું[3] જેને હારૂનરરશીદના પુત્ર મામૂનના

---

૧ અબ્બાસી ખલીફાઓએ સાસાનીઓની રીતે જે કર્યું તેની વિગત માટે જુઓ —

Prof Browne-Lit History Vol I pp 255 260

૨ એ સ્વતંત્રતાનો દાવો કરતો ન હતો, પરંતુ ખુરાસાનમાં તેની સત્તા અને શક્તિ એટલા વધી ગયા કે સ્વતંત્રતાને માટેની તમામ આવશ્યક પ્રાબતો તૈયાર હતી

૩ તાહિર હતો મૂળ ઈરાની નસલનો પરંતુ કોઈ ગુલામના વંશમાં ઊતરી આવેલો હતો

(Sir Percy Sykes-A History of Persia Pt II p 4)

સમયમાં ખુરાસાનના હાકેમ તરીકે નીમવામાં આવ્યો હતો. તે વંશ ઈ. સ. ૮૭૨ પર્યંત ચાલ્યો. તેને સફ્ફારી વંશે ( રાજધાની સીસ્તાન ઈ. સ. ૮૬૮–૯૦૩ ) ખસેડ્યો. બીજાં સ્વતંત્ર રાજ્યોમાં સામાની (રાજધાની બુખારા ઈ. સ. ૮૭૪–૯૯૯[1] ), ઝિયારી[2] (તબરિસ્તાન ઈ. સ. ૯૨૮–૧૦૪૨ ) અને દેલમી યા બ્વૈહ (ફાર્સ, ઇરાક અને રયમાં ઈ સ. ૯૩૨–૧૦૫૫ ) વંશો મુખ્ય હતા.

તેઓ શુદ્ધ ઈરાની હતા. ઔપચારિક રીતે તો તેઓ બગદાદના ખલીફાની સત્તા નીચે હતા અને તેના નામના ખુત્બા પઢતા, તેની પાસેથી ફરમાનો અને ખિતાબો મેળવતા, પરંતુ તેઓ મુસ્લિમ થયેલા ઈરાની હોવાથી સ્વદેશભક્તિથી પ્રેરાયેલા હતા.

## તુર્કોની સત્તા

ખલીફા મોતસિમ બિલ્લા( ઈ. સ. ૮૩૩–૪૨ )એ ફોજમાં તુર્કોની ભરતી શરૂ કરી ત્યારથી ઈરાન અને મેસોપોટેમિયામાં ફોજી ખાતામાં તુર્કો જ તુર્કો થઈ ગયા હતા આ નવજુવાન સિપાઈઓ ખુબસૂરત ફાંકડા હતા. તેમનાં ચાલઢાલ વાચા વક્તવ્ય વગેરેમાં સુંદર છટા હતી. વખત જતો ગયો તેમ તેમ તુર્ક નોકરો ઘેર ઘેર થઈ ગયા અને મજલિસોમાં તેમણે સાકીગીરી કરવા માંડી. ધીમે ધીમે તેમનું જોર વધતું ગયું અને તેમની શક્તિ અને મહત્તાનું તેમને ભાન થયું. બુખારાના સામાની બાદશાહો(ઈ. સ. ૮૭૪–૯૯૯) એ તુર્કોને હોદ્દા પણ આપ્યા. પરિણામે તેઓ ઈરાની પ્રાંતો ઉપર સત્તા

---

૧ Levy–History of Persian Literature, p 18

૨ આ વંશ સ્થપાયો તે અગાઉ તબરિસ્તાન સામાની રાજ્યકર્તાના હાથમાં હતું. ઈ. સ. ૯૨૮માં મરદાવીજ બિન ઝિયારે તે જીતી લઈ ને તેની રાજ્યસત્તા જમાવી. એ વંશ વિદ્યા પ્રેમ માટે મશહૂર હતો. એ વંશનો શમ્સુલ્મઆલી કાબૂસ બિન વશ્મગીર વિદ્વાન અને કવિ હતો. તેમજ વિદ્વાનો ઉપર ભારે પ્રેમ રાખનાર હતો. મશહૂર અલ્બીરૂની તેના દરબારમાં લાંબો સમય રહ્યો હતો.

જમાવના ગયા એઓમા એક અલપ્તગીન નામનો તુર્ક હતો ધીમે ધીમે પ્રગતિ કરી તે સામાની બાદશાહ અબ્દુલ્મલેક બિન નૂહ (ઈ સ. ૯૫૪–૯૬૧)ના રાજ્યમા ખુરાસાનના હાકેમ તરીકે નિમાયો હતો. એ બાદશાહના અવસાન બાદ તેનો ભાઈ મન્સૂર (ઇ સ ૯૬૧—૯૭૫) ગાદીએ આવ્યો અલપ્તગીન મન્સૂરની તખ્તનશીનીનો ફગો વિરોધ કરતો હતો તેથી ઠરી જઈને તે ગઝ્ના[1] ગયો અને ત્યા એક વ્યવસ્થિત ફોજ તૈયાર કરવા મડી પડ્યો. મન્સૂરને એ સમયે સલ્તનતના ગૂચવારોના મામલામા એટલા બધા ગૂથાઈ જવુ પડ્યુ કે અલપ્તગીનની હિલચાલ તરફ કઈ પણ ધ્યાન તે આપી શક્યો નહિ આવા સજોગોમાં અલપ્તગીને એક સ્વતત્ર અને મજબૂત રાજ્યની સ્થાપના ઈ સ ૯૬૨મા ત્યા કરી દીધી. એ વશ ઇતિહાસમાં ગઝ્નવી વશ નામે ઓળખાય છે અલપ્તગીન પછી તેનો પુત્ર ઇસ્હાક ગાદીએ આવ્યો જેનુ એક સાલમા અવસાન થયુ તે બાદ બે અમીરો ગઝ્નામા રાજ્યકર્તા થયા તે પછી સિપાહસાલાર સુબુક્તગીને[2] (મૃ ઈ સ ૯૯૭) ઈ સ ૯૭૬માં રાજ્યની લગામ પોતાના હાથમા લીધી તેણે કાબુલ અને પેશાવર લઈ રાજ્ય વિસ્તીર્ણ કરવા માડ્યુ. તે પછી તેણે ઈ સ ૯૮૬–૮૭ મા પજાબ ઉપર ચડાઈ કરી, જીત મેળવી, અને ત્યા કટલીક મસ્જિદો બધાવી.[3] સુબુક્તગીનનો પુત્ર મહમૂદ ગઝ્નવી[4] ઈરાનના પાદશાહોને ઉખેડી તેમના રાજ્યો પોતાનામા જોડી સારા ઈરાનનો ધણી થયો તેની સલ્તનતમા જે વિસ્તૃતતા આવી તેવી

---

1 અત્યારે તે કાબુલની સત્તા નીચે છે

2 અલપ્તગીને એની સમજ અને અક્કલ જોઈ એક વેપારી પાસે એને ગુલામ તરીકે ખરીદ કર્યો હતો.
તારીખે ફિરિશ્તહ, ભા–1, પૃ 32

3 જુઓ અકબરશાહી–રશાબિને આહબિયે ઈરાન વ હિંદ, પૃ. 23

4 સુબુક્તગીન અલપ્તગીનની પુત્રી વેરે પરણ્યો હતો તેનાથી તેને ઇસ્માઇલ નામનો પુત્ર હતો અને ઝાબુલિસ્તાનની સ્ત્રીથી તેનો પુત્ર મહમૂદ હતો.

ત્યાં કદી ઇસ્લામની શરૂઆતથી તે સમય પર્યંત ન હતી. તેણે ઈ. સ. ૧૦૦૦ અને ૧૦૨૬ દરમિયાન ભારત ઉપર લાગનાગટ સત્તર ચડાઈ એ કરી, પરિણામે સિંધ અને પંજાબ તેના તાબામાં ગયાં અને કાશ્મીર, કનોજ અને કાલિંજર વગેરે રાજ્યો તેને ખંડણી ભરતા થયા.

## સલ્જૂક વંશની સ્થાપના (ઈ. સ. ૧૦૪૪)

મહમૂદના અનુગામીઓ નમળા નીકળ્યા તેથી તેના અવસાનની સાથે જ એ વંશની પડતી શરૂ થઈ. તેમના હાથમાંથી જિતાયેલા મુલકો જવા માંડ્યા. ઇસ્વિનમા અગિયારમી સદીના પૂર્વાર્ધમાં તાતારી એટલે કે તુર્કોની ટોળીના સલ્જૂક નામના ખાને ખુરાસાનથી માંડી સેહુન સુધીનો ભાગ જીતી લીધો, જ્યાં તેના નામથી સલ્જૂક વંશની સ્થાપના ઈ. સ. ૧૦૪૪ માં થઈ. તે પછી એણે અન્ય પ્રાંતો પણ જીત્યા અને એ રાજ્ય ઘણું વિસ્તૃત થયું.

## ગઝનવી વંશના છેલ્લા બાદશાહો

ગઝનવીઓ સલ્જૂક વંશના રાજ્યકર્તાઓ સાથે સંધિ કરી તેમના આશ્રયમાં રહેવા લાગ્યા. પાછળથી તો તેમની સત્તા ફક્ત ભારતમાં જ રહી. તેમની હકૂમત પંજાબ ઉપર લગભગ બસો વરસ રહી. આંતરિક કલહોને લઈને એ વંશના બહેરામશાહ (ઈ. સ. ૧૧૧૭–૫૨), ખુસરો શાહ (ઈ. સ. ૧૧૫૨–૬૦) અને મલેક ખુસરો (ઈ. સ. ૧૧૬૦–૮૬)એ ગઝના છોડી લાહોરમાં રાજધાની કેન્દ્ર બનાવ્યું.

## ગોરી વંશ

કાબુલની હદમાં ગઝનાની પેલી તરફ આવેલા એક પહાડનું નામ ગોર[1] છે. શિહાબુદ્દીન ગોરીનું કુટુંબ લાંબા સમયથી ત્યાં રહેતું હતું. ગઝનવી રાજ્યકર્તાની નબળાઈનો લાભ લઈ આ વંશના લોકોએ ગઝના જીતી લીધું અને ગિયાસુદ્દીન બાદશાહ થયો. શિહાબુદ્દીન ગોરી તેનો

[1] ગઝના અને હેરાતની વચ્ચે

જ ભાઈ થતો હતો. તે ઘણો બહાદુર અને ચાલાક હતો. તેણે ઈ સ. ૧૧૭૫ થી ૧૧૯૫ સુધીમાં વારવાર ભારત ઉપર ચઢાઈઓ કરી અને મુલતાન, સિંધ, લાહોર, દિલ્હી અને કનોજથી બનારસ સુધીનો ભાગ વગેરે જીતી ત્યા પોતાનો કબજો જમાવ્યો અને રજપૂતોની સર્વોપરિ સત્તા તોડી નાખી

સ્વદેશ પાછા જતી વખતે પોતાના પ્રથમ તુર્ક ગુલામ અને તે પછી જમાઈ થયેલા કુત્બુદ્દીન અયબેક(મૃ ઈ સ ૧૨૧૦)ને જીતેલા ભાગોનો વહીવટ તે સોંપતો ગયો તેણે પ્રથમ લાહોરને રાજધાની બનાવી અને પછી દિલ્હીમા ફેરવી ત્યા તેણે જે કુત્બ મિનારનો પાયો નાખ્યો હતો તે અદ્યાપિ મોજૂદ છે તેણે સ્થાપેલો રાજવશ ઇતિહાસમા ગુલામ વશ તરીકે જાણીતો થયો

મોંગલો

ઈરાનમા બીજો તુર્કી વશ સલ્જૂક વશ ઈ સ ૧૦૪૪ થી ૧૧૫૭ પર્યન્ત રાજ્ય કરતો રહ્યો હતો તુર્કી વશના રાજ્યકર્તાઓ પોતાની તુર્કી સસ્કૃતિ ભૂલી ગયા હતા તેમણે ઈરાની સસ્કૃતિ જ અપનાવી હતી તે સમય પછી ફરી ફરી રાજ્યવ્યવસ્થા ઈરાનમા ચાલુ હતી એટલામા તેરમી સદીમાં ઈ સ ૧૨૨૧ થી ચીનાઈ તાર્તારીના મોગલોના ક્રૂર હુમલા ચગીઝખાનની[1] આગેવાની નીચે શરૂ થયા તેને વિશે મનાય છે કે સારી દુનિયાના ઇતિહાસમા બીજા કોઈ પણ વિનાશકારક બનાવ કરતા તેણે માનવ જાતને વિશેષ રક્તસ્નાન કરાવ્યુ હતુ મોગલોની પાશવતાથી ઈરાનની વસ્તીના ચોથા ભાગનો વિનાશ થયો[2] ખુરાસાનથી

---

૧ ચગીઝખાન ખિતાબ હતો તેનુ નામ તમૂજન હતુ 'ચગીઝખાન' શબ્દનો અર્થ 'મહાન બાદશાહ' થાય છે એ ખિતાબ એના ધર્મગુરુ તરફથી મળ્યો હતો (મુઆરિફ ઑક્ટોબર ૧૯૪૧, 'મુગલ યા મોગલ' લેખ, શેખ ઇનાયતુલ્લાહે લખેલ પૃ ૨૯૮–૩૦૫

૨ Sir Arnold T Wilson Persia

તારીખે જહા ગુશા આતા મલેક જુવૈની (ઈ સ. ૧૨૬૦ની કૃતિ

શામ પર્યંત જાણે અંધકાર ફેલાયો. ચંગીઝખાનના અનુગામીઓએ તેમના વડવા પાસે શીખેલી વિનાશક અને ત્રાસદાયક પદ્ધતિ ચાલુ રાખી. ઈ. સ. ૧૨૫૮માં ચંગીઝખાનના પૌત્ર હલાકૂખાનની સરદારી નીચે મોગલોએ બગદાદ લૂંટ્યું અને છેલ્લા અબ્બાસી ખલીફા અલ્‌-મુસ્તઅસિમ બિલ્લાનું ખૂન કર્યું. ઈરાની અને તુર્ક બાદશાહોના હાથમાં ઈરાની સત્તા રહી હતી તે દરમિયાન બગદાદના ખલીફાને ખુશામતથી તેઓ ખુશ રાખતા અને કેટલીક વાર અમુક કામ કરવાને તેને ફરજ પાડતા. પાછળથી તો તેની સત્તા કંઈ ખાસ રહી નહિ. તે ફક્ત ધાર્મિક વડો ગણાતો. હવે પાંચસો વરસ બાદ ખિલાફતની સત્તાનો અંત આવ્યો.

## દિલ્હીમાં ગુલામ વંશ

આ બાજૂ હિંદુસ્તાનમાં હિમાલયથી વિંધ્યાચળ અને સિંધના કિનારાથી બ્રહ્મપુત્રા પર્યંત ઉત્તર હિંદુસ્તાનમાં આ ગુલામ વંશની સત્તા રહી. તેઓનાં મુખ્ય કાર્યોમાં નોંધવા યોગ્ય એ હતુ કે તેમણે મોંગલો અને તાતારી જંગલી લોકોને ભારતમાં ઘૂસવા દીધા નહિ. સુલતાન શમ્સુદ્દીન અલ્તમશ( ઈ. સ. ૧૨૧૦–૧૨૩૬ )ના વખતમાં ઈ. સ ૧૨૨૧માં ચગીઝખાન મોંગલ પણ સિંધુ નદી સુધી ગામો જીતતો આવી પહોંચ્યો, પરંતુ હિંદુસ્તાનની આબોહવા ઘણી ગરમ લાગવાથી તે પાછો ગયો

---

જેમાં ખાસ કરીને ચગીઝખાનના ગાત્ય અમલનો ઇતિહાસ ફારસી ભાષામાં છે. ) માં છે કે "મોગલો આવ્યા, તોડ્યુ, ફોડ્યુ, બાળ્યુ, માર્યા, કાપ્યા, ઉપાડ્યુ અને રવાના થયા."

સેરૂલ્‌અજમ (ભા–૨, પૃ. ૧) માં જણાવવામા આવ્યુ છે કે લગભગ ચાલીસ લાખ માણસોનું લોહી વહ્યુ, સેંકડો અને હજારો શહેરો ભસ્મીભૂત થયા અને માટીમાં મળ્યાં. મદ્રેસા અને મકાનો ઈંટે ઈંટ ભેગી થઈ ગઈ. જ્ઞાન અને વિજ્ઞાનના ખજાનાનું એકે એક પાદડું ઊડી ગયુ.

## દિલ્હીમાં ખલજી વંશ

ગુલામ વંશનો છેલ્લો બાદશાહ મુઈઝુદ્દીન કૈકોબાદ (ઈ સ ૧૨૮૬–૧૨૮૮) બાયલો અને ઐયાશી હતો તેના અમીરોમાં ફીરોઝ શાહ ખલજી પોતાની બાહોશીથી સિપાહસાલાર અને વજીરપદ ઉપર આવ્યો તુર્કસ્તાનમાં આવેલા ખલજ[1] પ્રાંતના લોકો લાંબા સમયથી અફઘાનિસ્તાનમાં આવી રહેતા હતા પ્રથમ તેઓ સુલતાન મહમૂદ ગઝનવીની ફોજમાં સિપાઈઓ તરીકે કામ કરતા ગોરીઓના સમયમાં તેમણે ઘણી પ્રગતિ કરી અને મોટા મોટા હોદ્દાઓ મેળવ્યા ગુલામ વંશના છેલ્લા પાદશાહ કૈકોબાદ સુલતાનના રાજ્યમાં અંધાધુંધી અને સત્તા માટે ઝઘડા મચેલા જોઈ ખલજી લોકોમાંનો એક મજબૂત ફીરોઝશાહ ખલજી જલાલુદ્દીન ખિતાબ ધારણ કરી તખ્તનશીન થઈ ગયો એનાથી ચાલુ થયેલો વંશ ખલજી વંશ નામે ઇતિહાસમાં પ્રચલિત છે એ વંશના બીજા બાદશાહ અલાઉદ્દીન ખલજીના સમય (ઈ સ ૧૨૯૬–૧૩૧૬)માં રાજ્યની હદ બંગાળાથી ગુજરાત અને પંજાબથી દક્ષિણ પર્યંત હતી એ રાજ્યસમય (ઈ સ. ૧૨૮૮–૧૩૨૦) દરમિયાન પણ મોગલોના[2] હુમલા વારંવાર હેલનામાં આવ્યા ,

---

1 એ લોકો દેખાવે સુંદર હતા

2 મોગલ લોકોનો પુરાણો સંબંધ અને પુરાણો ઇતિહાસ મોગલ લોકો સાથે મળતો છે સંશોધકો 'મોગલ' અને 'મોગલ' શબ્દો બાબતમાં જણાવે છે કે મૂળ શબ્દ 'મોગલ' યા 'મગલ' હતો જે ભાષાનો એ શબ્દ હતો તેમાં એનો અર્થ 'જુવાન માણસ' યા 'બહાદુર માણસ' થાય છે ગોબીના રણ અને તેની ઉત્તરની સપાટ જમીનમાં તેઓ રહેતા હતા જે કોમને ગ્રીક ઇતિહાસકાર હેરોડોટ 'સિથિયન' નામ આપે છે તે એ જ કોમ હતી તેમનો સંબંધ હૂણ લોકો સાથે હતો તેમને જ રોકવા માટે ચીનીઓએ મશહૂર ભીંત ચણી હતી રોમન લોકોએ એમને હૂણ કહ્યા અને ચીની લોકોએ એમને 'અગ્નાનૂ' ...ના ડેગ્વીનપૂસના મત

## ઈરાનમાં નાનાં નાનાં સ્વતંત્ર રાજ્યો

હુલાકૂ વંશનો છેલ્લો રાજ્યકર્તા ઈ સ. ૧૩૩૫ માં વારસ વગર મરણ પામ્યો તેથી દેશ નાનાં નાનાં સ્વતંત્ર અને અર્ધસ્વતંત્ર રાજ્યોમાં વહેંચાઈ ગયો અને ઈ સ ૧૩૩૫ થી ઈ સ ૧૩૭૯ પર્યંત ઈરાન તે જ હાલતમાં રહ્યું એમાં પાંચ મુખ્ય રાજાઓ જલાઇર[1] (બગદાદ અને તબ્રીઝ), મુઝફ્ફરી[2] (ખુરાસાન), સરબદાર (સબ્ઝવાર) બની કર્ત (હેરાત) અને ચોબાની[3] (આઝરબાઇજાન) હતાં એમના રાજ્યકર્તાઓ શાંત રીતે રાજ્ય કરે એવા ન હતા તેઓ હંમેશાં માંહો માંહે લડતા રહ્યા

### તૈમૂર લંગ

મુઝફ્ફરી બધા વંશોનાં પતનનું કામ ઈ સ ૧૩૯૬ માં ચંગીઝખાનના (કોઈ પુત્રી તરફથી) વંશજ તૈમૂર લંગના હાથે થયું મોગલોના વિનાશનું બાકી રહેલું કામ તેણે પૂરું કર્યું તૈમૂરની સત્તા (ઈ સ ૧૩૯૫–૧૪૦૫)ની શરૂઆતમાં તાતારોએ એ દેશના એક

---

મુગલ 'મોગલ' એ 'મોગલ'ની અરબી જોડણી છે (Mediaeval India પૃ ૧૯૬ નોંધ)

મોગલોના ઇતિહાસની શરૂઆત ચંગીઝખાન (મૃ ઈ સ ૧૨૪૭) થી થાય છે અગાઉ આ ભટકતી ટોળીઓ (ઈ ને મોઈ) જેવી કે ચીની, ક્યૈનો ખાન યા તુર્કો વગેરેની (સત્તા નીચે હતી ચંગીઝખાનના બાપ યસૂકાયે પોતાની) સત્તા નીચેની ટોળીઓને ચીનીઓની હકૂમતમાંથી આઝાદ કરી તે પછી ચંગીઝખાન સત્તા ઉપર આવ્યો હતો.
[મુઆરિફ, ૧૯૪૧, ઓક્ટોબર શેખ ઇનાયતુલ્લાહનો લેખ, 'મુગલ યા મોગલ,' પૃષ્ઠ ૨૮૮–૩૦૫]

૧ શેખ હસન જલાઇરનું

૨ મુઝફ્ફરનું

૩ અમીર ચોબાનનું

છેડાથી બીજા છેડા પર્યંત ત્રાસ વર્તાવ્યો અને એ રીતે મધ્ય એશિયામા એક મહાન વિસ્તૃત સલ્તનત સ્થાપવામા તેને મુશ્કેલી પડી નહિ. શાહરુખ (ઈ સ ૧૪૦૪[1]–૧૪૪૭) સિવાયના તેના અનુગામીઓ નબળા નીકળ્યા તેથી ઈરાનની સલ્તનત ફરીથી તૂટી ગઈ શાહરુખ પછી છેલ્લા રાજ્યકર્તા સુલતાન હુસૈન મીર્ઝા પર્યંત અર્ધો ડઝન જેટલા ગાદી ઉપર બેઠા તેઓમા ગાદી મેળવવા માટે ખૂનની રમઝટ ચાલી પુત્રે પિતાને પણ છોડ્યો નહિ. પરિણામે એ વંશનો અંત આવ્યો

દિલ્હીમાં તઘલક વંશ

અલાઉદ્દીનના સમયમા સામાન્ય સિપાઈ તરીકે ફોજમા ભરતી થયેલો મલેક તગલક[2] નામનો તુર્ક પોતાની કુદરતી શક્તિથી સરહદી પ્રાંતના હાકેમ–પદ ઉપર પહોચ્યો હતો તક જોઈ તે દિલ્હીની ગાદી પચાવી પાડી, ગિયાસુદ્દીન ખિતાબ ધારણ કરી ગાદીએ બેઠો

એ વંશના મોહમ્મદ તગલક[3] (ઈ સ ૧૩૨૫–૧૩૫૧)ના

---

૧ એણે તૈમૂરના મરણ અગાઉથી ખુરાસાનમા રાજ્યવહીવટ શરૂ કર્યો હતો

૨ 'તગલક' તુર્કી શબ્દ છે એનો અર્થ 'નોકર થાય છે (લુગાત–મુઅય્યિદુલ ફુઝલા) લુગાતે સઈદીમા એનો અર્થ 'સરદાર' આપ્યો છે મુઅય્યિદુલફુઝલા (રચના ઈ. સ. ૧૫૯૯)મા 'કતલગ'નો અર્થ 'ડાહ્યો અને મહાન' છે તે ઉપરથી લુગાતે સઈદી (રચના ઈ સ. ૧૮૩૬)મા 'તુગલક'નો અર્થ 'સરદાર' કરવામા આવ્યો હોય એમ સભવે છે 'તગલક' શબ્દ વિષે ઇબ્ન બતૂતા કહે છે કે 'શેખ રુકનુદ્દીન કુરૈશી પાસેથી મે સાભળ્યુ છે કે 'તગલક' તુર્કોમાની 'કરના' જાતિનો હતો. વેનીસનો મશહૂર મુસાફર માર્કોપોલો (ઈ. સ ૧૨૯૫) જણાવે છે કે "જેનો બાપ તાતારી અને મા હિંદી (ઘણુ કરીને બલુચી) હોય તેને 'કરના' કહેવામા આવે છે" (Mediaeval India–S Lane Poole, p 122)

એ પૃષ્ઠ ઉપર લેનપૂલે 'તગલક' વંશનુ નામ પણ 'કરના વંશ' લખે છે

૩ એ પત્રો તરની હતો તેથી ઇતિહાસમા તેને 'ખાન'ની ઉપાધિ મળી છે તેના સ્વભાવમાં વિરોધી તત્ત્વોનુ અજબ મિશ્રણ હતુ. તે અતિ સખી દિલ

અમલ દરમિયાન પણ ઈ. સ. ૧૩૨૬ માં મોગલો હિંદ ઉપર ચડી આવ્યા પરંતુ તેઓને પાછા કાઢવામાં આવ્યા ઇસ્વી ચૌદમી સદીના અંતભાગમાં દિલ્હીની સલ્તનત નામની જ રાજ્યકર્તા તરીકે રહી છેલ્લો બાદશાહ સુલતાન મહમૂદશાહ તગલક (ઈ. સ. ૧૩૯૪–૧૪૧૨) રાજ્યકર્તા તરીકે પણ નામનો જ હતો. ઇકબાલખાન નામના વછરના હાથમાં તમામ સત્તા હતી. મુલતાન, પંજાબ, જોનપુર, દખ્ખણ, ગુજરાત, બંગાળા, એ તમામ સુબાઓના હાકેમો સ્વતંત્ર થયા હતા. મહમૂદના કબજામાં ફક્ત દિલ્હી અને તેની આસપાસનો ભાગ હતો. અમીરો પણ માંહેમાંહે સત્તા માટે લડતા હતા તૈમૂર લગની તીરછી નજર લાંબા સમયથી ભારત ઉપર હતી. છેવટે અધાધુંધીને લઈને મેદાન ખાલી જોતાં ઈ. સ. ૧૩૯૮ માં વંટોળિયાની જેમ ચડી આવ્યો અને દિલ્હી લૂંટ્યું; જાણે વાદળ ચડી આવ્યું, વરસ્યું અને ચાલ્યું ગયું.

તગલક વંશનો દીપક ઈ. સ. ૧૪૧૪ માં બુઝાઈ ગયો. તે પછી પંજાબના હાકેમ ખિઝ્રખાને દિલ્હી લીધું. તેના વંશના બીજા ત્રણ સૈયદો[1] એક પછી એક ગાદીએ આવ્યા. એ વંશ ઈ. સ. ૧૪૫૧ પર્યંત ચાલ્યો.

---

હતો. તેની યાદશક્તિ બળવાન હતી. તેને શાયરી પ્રત્યે દિલચસ્પી હતી. એકાંતમાં હિંદુ જોગીઓની સોબત રાખતો. પરદેશીઓને તે ઉત્તેજન આપતો, પરંતુ તે હિંદુસ્તાનનો પૈસો બહાર ન જાય તેની કાળજી રાખતો. જમના કિનારે એક નવી છાવણી તેણે બનાવી હતી તેનું નામ તેણે 'સ્વર્ગદ્વાર' રાખ્યું હતું. ટપાલની વ્યવસ્થા એના સમયના જેવી કદી અગાઉ ન હતી. કબૂતર, ઘોડેસવાર, ઊંટસવાર તથા પેદલ માણસોની ટપાલ વ્યવસ્થા હતી. એ વ્યવસ્થાને લઈને ગંગાનું તાજું પાણી દરરોજ દોલતાબાદ (જ્યાં તેણે રાજધાની થોડા સમય માટે ખસેડી હતી ત્યાં) જતું હતું. આ બધું હોવા છતાં તે અતિ નિર્દય પણ હતો. ગુના માટે કતલ સિવાય તે બીજી સજા કરતો નહિ.

૧ તેઓ ભારતના વતની હતા અને મોહમ્મદ પૈગમ્બરની પુત્રી ફાતિમાના વંશજોમાંથી હોવાનો દાવો કરતા હતા તેથી તેઓ સૈયદો કહેવાયા.

દિલ્હીની મુસલમાની સલ્તનત ભાગી પડી હતી તેને અહીં મદી બાદ બહલોલ (ઈ સ ૧૪૫૧–૮૮) અને સિકંદર લોદી( ઈ સ ૧૬૮૦–૧૫૧૮ )એ પાછી સજીવન કરી બહલોલ શુદ્ધ પઠાણ લોદીનો ફોજી અમલદાર હતો અને ધીમે ધીમે પંજાબના હાકેમ પદ ઉપર પહોંચ્યો હતો તેણે સૈયદ વંશની નબળાઈનો લાભ લઇ દિલ્હી ઉપર કબજો મેળવ્યો એ અફઘાન લોદી વંશે ઈ સ ૧૪૫૦ થી ૧૫૨૬ પર્યંત હકૂમત કરી એ સમયના અંત ભાગમા રાજકીય સ્થિતિ છિન્નભિન્ન હતી ચંગીઝખાન અને તૈમૂરના વંશનુ મિશ્ર લોહી ધરાવતો બાબર બાર વર્ષની વયે ફરગાના નામના નાના રાજ્યનો સુલતાન ઈ સ. ૧૪૯૫મા થયો તેણે સમરકંદ જીતી ઈ સ. ૧૫૦૩ મા કાબુલ પણ લીધુ તે પછી બે વરસ બાદ તેણે હિંદુસ્તાન ઉપર ચડાઈ કરવા માંડી અને છઠ્ઠી અને છેલ્લી સવારી(ઈ સ. ૧૫૨૬)મા ઇબ્રાહીમ લોદીને હરાવી મોગલ વંશની સ્થાપના કરી.

## સફવી યુગ ( ઈ સ ૧૫૦૨–૧૬૨૨ ) અને તે પછી

( લગભગ ૮૫૦ વર્ષ ) ના ગાળા પછી ઈરાનનો અધિકાર ફરીથી દૂર થયો ઇસ્માઇલ સફવી ( અવસાન ઈ સ. ૧૫૨૪ ) નામના ખુદ ઈરાનના વતનીએ શુદ્ધ ઈરાની સફવી હકૂમત સ્થાપી અને ઈરાનના હમેશા લોકપ્રિય રહેલા શીઆ પંથનો રાજધર્મ તરીકે સ્વીકાર કર્યો તેના સિદ્ધાંતોનો પ્રચાર ઠેઠ ઉત્તરે તુર્ક લોકોમા પણ થયો જુલમ અને ત્રાસ વર્તાવી સુની પંથને સફવી શાહોએ ત્યાથી મિટાવ્યો અને તેમ કરી ખલીફા ઉમરે જે સુમરી સૈમાઓ પહેલા તેમના ઉપર લાદી હતી તે ફેકી દીધી હવે ત્યાના ઇતિહાસનો સુવર્ણયુગ ચાલુ થયો એ વંશનો મહાન શાહ અબ્બાસ ( ઈ સ. ૧૫૮૭–૧૬૨૯ ) ભારતનો મહાન અકબર, તુર્કસ્તાનનો મહાન સુલેમાન અને ઇંગ્લાંડની મહાન ઇલિઝાબેથનો સમકાલીન હતો તે મહાન લડવૈયો, મહાન રાજ્યકર્તા અને વિદ્યા અને કળાનો મહાન પોષક હતો તેના સમયમા ઈરાનની સસ્કૃતિ અને

સભ્યતા સંપૂર્ણતાના શિખરે પહોંચી એ વંશનું રાજ્ય ઈ સ ૧૭૨૨ માં ખતમ થયું

## દિલ્હીમાં રાજકીય હાલત

બાબર (મ ઈ સ. ૧૫૩૦) પછી તેનો પુત્ર હુમાયુન ગાદીએ આવ્યો. તેની પાસેથી ઈ સ ૧૫૪૦ માં શેરખાન અફગાને રાજ્ય ઝુંટવી લીધું હુમાયુનને તેના ભાઈઓ તરફથી પણ મદદ ન મળતાં તે ભટકતો રઝળતો તેના કુટુંબ સાથે ઈરાન ગયો અને શેરખાન અફગાને શેરશાહ નામ ધારણ કરી દિલ્હીના રાજ્યનો વહીવટ કરવા માંડ્યો. તે ઈ સ ૧૫૪૫ માં મરણ પામ્યો તે પછી તેનો પુત્ર સલીમશાહ અને તે પછી તેનો પુત્ર ફીરોઝ હકૂમત કરતા રહ્યા ફીરોઝનો મામો મુબારિઝખાન તેનું ખૂન કરી આદિલશાહ નામ ધારણ કરી દિલ્હીનો પાદશાહ ઈ સ ૧૫૫૩ માં બન્યો (પરંતુ ઈરાનમાં તે તે સમયમાં ચાલતા સફવી વંશના શાહ તહમાસ્પે (ઈ સ ૧૫૨૪–૭૬) તેઓ બન્નેના વંશનો પુરાણો સંબંધ તાજો કરી હુમાયુનને તખ્ત મેળવવા લશ્કરની મદદ આપી, જેથી પોતાનું ગુમાવેલું રાજ્ય ફરીથી કબજામાં લેવા ઈ સ ૧૫૫૫ માં તે શક્તિમાન થયો અને એ રીતે ફરીથી મોગલ હકૂમતનો સિલસિલો શરૂ થયો

## ઈરાનમાં રાજકીય પરિસ્થિતિ

ઈરાનમાં સફવી વંશનો બાદશાહ શાહ હુસેન રાજ્ય ચલાવી રહ્યો હતો ત્યારે ઈ સ ૧૭૨૩ માં ભારે નામોશી સાથે એ દેશ અફઘાનોના હાથમાં જઈ પડ્યો અફઘાન સરદાર મહમૂદ રાજ્ય કરવા લાગ્યો જેના ઉપર કોઈ પણ જાતનો શક જાય તેને તુરત જ મોતનો ઘાટ ઉતારવો એ રાજકીય કુનેહ એણે રાખી[1], પરંતુ નાદિર કુલી નામના એક સરદારે

[1] એ રીતે તેણે પચ્ચીસ અમીરો તથા તેના પુત્રોને મરાવી નાખ્યા તે ઉપરાંત ઓગણચાલીસ શાહજાદાઓની કતલ કરાવી.

ફરીથી પરદેશીઓની ઝુંસરી, જુલમ અને ત્રાસમાથી સ્વદેશને છૂટો કર્યો અને ઈ. સ. ૧૭૩૬મા પછી નાદિરશાહ નામ ધારણ કરી તેણે સફવી વશનો અત આણ્યો પોતાની છત્રથી કુલાઈ જઈ ઈ. સ ૧૭૩૭–૩૯ નો સમય પોતાના પુત્રને રાજ્યની લગામ સોપી ભારત ઉપર ચઢાઈ કરવામા તેણે ગાળ્યો ઈ. સ ૧૭૩૯માં તે દિલ્હીમા દાખલ થયો બે માસ સુધી તેના લશ્કરે તે શહેરની જનતાની કતલ કરી અને તેમનાં ઘરબાર લૂટ્યા, મોગલ પાદશાહ મોહમ્મદશાહ ( ઈ. સ ૧૭૧૯–૧૭૪૮ )નો ખજાનો અને ભડાર ખોલ્યા અને કરોડો રૂપિયાની કીમતનાં રત્નો તથા 'તખ્તે તાઉસ' ( મયૂરાસન ) લઈને તે ઈરાન ભેગો થઈ ગયો.[1] ત્યાં જઈને પોતાના પુત્ર ઉપર જ એ પિતાને કાવતરાની શકા જતાં તેની આખો કાઢી નખાવી તેને રિબાવ્યો [2]

---

Conder's 'Modern Traveller' translated into Urdu by Munshi Husaini pp 155–156

૧ લૂટના માલનો અદાજ વધારેમાં વધારે ૮૭,૫૦૦,૦૦૦ અને ઓછામાં ઓછા ૩૦,૦૦૦,૦૦૦ પાઉડ આકવામા આવે છે.

Sir Percy Sykes–A History of Persia, Vol II, p 261

૨ એ છોકરો જેનુ નામ રેઝા કુલી ખાન હતુ, તેણે આ કૃત્ય બાદ તેના પિતાને કહ્યુ કે "તમે મારી આખ કાઢી નાખી નથી, પરતુ ઈરાનની આખ કાઢી છે" આ શબ્દોએ નાદિરશાહના દિલ ઉપર ઘણી અસર કરી અને પોતાના નિર્દય કાર્ય માટે પસ્તાવો પણ તેને એવો થયો કે તે પછી કદી તે પોતે આનદમા રહેતો નહિ અને કોઈ અન્યને પણ ખુશમિજાજમાં જોવા ચાહતો નહિ. જે પચાસ અમીરોની સામે અન્ધકાર હુકમનો અમલ થયો હતો તેમની તેણે કતલ કરાવી, કારણ કે તેમણે એ કાર્ય વિશે કોઈ પણ જાતનો વિરોધ દર્શાવ્યો ન હતો.

Conder's 'Modern Traveller' translated into Urdu by Munshi Husaini, p 166

### ઝંદ વંશ

ઈ. સ. ૧૭૪૭માં નાદિરશાહનું ખૂન થયું[1] અને દેશની હાલત ખરાબ બની. ખૂની સરદારોએ નાદિરશાહના ભત્રીજા અલી કુલીને તખ્તનશીન કર્યો. તે પછી તો મામલો તદ્દન વિફરી ગયો. એક રાજ્યકર્તાને તખ્ત ઉપર બેસાડી બીજાને ગાદી આપવામાં આવતી. પાદશાહ તરીકે ઉપભોગ કરવાની વાત તો દૂર રહી પરંતુ કેટલાએ આંધળા થયા અને કેટલાએ મોતને ઘાટ ઉતર્યા. આવું દસ વરસ ચાલ્યું. દેશમાં કેટલાંએ નાનાં નાનાં રાજ્યો બન્યાં અને બગડ્યાં. આખરે કરીમખાન ઝંદ સત્તા ઉપર આવ્યો. એ વંશે ઈ. સ. ૧૭૪૭ થી ૧૭૯૬ પર્યંત રાજ્ય કર્યું. એમાં એ તથા લુત્ફ અલીખાન બળવાન અને બુદ્ધિશાળી થઈ ગયા.

---

૧. એ પછી નાદિરશાહના સિપાહસાલાર અબદાલી ટોળીના ખાન, અહમદશાહે કંદહાર વગેરે પ્રાંતો કબજે કરી એક બળવાન રાજ્ય સ્થાપ્યું. પરિણામે અફઘાનો ઉપરથી ઈરાનની ધૂંસરી નીકળી ગઈ. આ અહમદશાહે મોગલ રાજ્યને નબળી સ્થિતિમા જોઈ પંજાબ ઉપર ઈ. સ. ૧૭૪૮માં ચઢાઈ કરી, પરંતુ તેને પાછો કાઢવામાં આવ્યો. તે પછી વિકરાળ અફઘાન સરદારો વારંવાર ઉત્તર હિંદના મેદાનમા આવતા રહ્યા. ત્રીજા પેશ્વા બાલાજી બાજીરાવે જાણ્યું કે અફઘાનોના આવવાથી ઉત્તર હિંદમાં ચોથ ઉઘરાવી શકાશે નહિ ત્યારે તેમને દેશમાંથી હાંકી કાઢવા જબરો પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. અહમદશાહ પોતાની કાબુલ રાજધાનીમા ગયો ત્યારે ગેરહાજરીનો લાભ લઈ તેના ભાઈ રઘુનાથરાવ ઉર્ફે રાઘોબાને પંજાબ તરફ મોકલ્યો. તેણે લાહોર લીધું. આ ખબર સાંભળી અહમદશાહ બળવાન લશ્કર લઈ પાછો આવ્યો. તેણે ઈ. સ. ૧૭૫૯મા રાઘોબાને હાંકી કાઢ્યો અને દિલ્હી તરફ કૂચ કરી. તે પછી પેશ્વાએ જુદા જુદા ભાગોમાંના પોતાના મરાઠા સરદારો તથા રજપૂતોની મદદથી મહાન લશ્કર એકઠું કર્યું અને અફઘાનોએ ઈ. સ. ૧૭૬૧માં પાણિપતના મેદાનમા અહમદશાહ અબદાલીની સરદારી નીચે તેમની સામે લડાઈ કરી તેમાં તેમણે મરાઠા લશ્કરનો ઘાણ કાઢી નાખ્યો. તે સમયે અહમદશાહ દિલ્હી પહોંચ્યો અને શાહઆલમ બીજાને બાદશાહ બનાવી પાછો કાબુલ ગયો.

કાચાર યુગ (ઈ. સ. ૧૭૯૬–૧૯૨૫) અને પહેલવી યુગ (ઈ. સ. ૧૯૩૬ પછી)

ઈ. સ. ૧૭૯૬[1]માં તુર્ક કાચાર વંશની સ્થાપના થઈ. એ વંશના સ્થાપક આકા મોહમ્મદે ઝંદ વંશના છેલ્લા રાજ્યકર્તાને ઉખેડી નાખ્યો.

કાચાર શાહોએ દેશની ખરાબી કરવામાં કમી રાખી નહિ. ઈરાનની રમણીય અને ફળદ્રુપ ભૂમિ ગોવાઈ ગઈ.

ઈ. સ. ૧૮૪૪માં મિર્ઝા અલી મોહમ્મદ[2] નામના શીરાઝના વતનીએ ચાલુ કરેલા બાબી[3] પંથના અનુયાયીઓનું બળ દિવસે દિવસે આ વંશના અમલ દરમિયાન વધતું જતું હતું, પરંતુ તેઓ નિષ્ફળ નીવડ્યા. પછી તો તેમની ઘણી સતામણી કરવામાં આવી અને ઘણાને દેશનિકાલ કરવામાં આવ્યા. બાબીપંથીઓની મોટી સંખ્યા બહાઉલ્લા (મૃ. ઈ. સ. ૧૮૯૨)એ સ્થાપેલા બહાઈ પંથમાં જોડાઈ. બાબી પંથના સ્થાપકને મોતની સજાનો અમલ ઈ. સ. ૧૮૫૦માં કરવામાં આવ્યો.

નાસિરુદ્દીન શાહ કાચાર[4] (ઈ. સ. ૧૮૪૯–૯૬) અને મુઝફ્ફરુદ્દીન શાહ કાચારે (ઈ. સ. ૧૮૯૬–૧૯૦૭) યુરોપની ઘણી સફર કરી હતી. સફર દરમિયાન જે ખરાબીના બી તેમણે વાવ્યા હતા તેના પરિણામો અત્યારે પણ ઈરાનીઓ ભોગવી રહ્યા છે. વળી

---

૧ તે કાચાર વંશનો સ્થાપક આકા મોહમ્મદખાન કાચાર ઈ. સ. ૧૭૭૯થી રાજ્ય કરી રહ્યો હતો, પરંતુ શાહ તરીકે તેણે વિધિસરની સલ્હેગત ઈ. સ. ૧૭૯૬માં કરી.

૨. એણે જાહેરાત કરી કે જે બારમા ઇમામ, મહદી બાળવયમાં જ અદૃશ્ય થઈ ગયા હતા અને દર્શન આપનાર છે તે હું પોતે છું.

૩ એ 'બાબ' ઉપરથી છે જેનો અર્થ 'દરવાજો' થાય છે, અર્થાત્ એ એક જ દરવાજેથી 'સત્ય' સાંપડી શકાય એમ છે. એના સિદ્ધાંતોનો પાયો થોડે ઘણે અંશે સૂફીવાદ ઉપર છે.

૪. ઈરાનના શાહોમાં યુરોપની મુસાફરી કરનાર એ પ્રથમ હતો.

તેમની ગેરહાજરીમાં લુચ્ચા અને લાંચિયા અમલદારો પડે દેશમાં ગેરવ્યવસ્થા, જુલ્મ અને ગેરરીતિથી કોપજ કરી રૈયતને ત્રાસથી તંગ કરતા હતા, આખરે "તંગ આયદ બજંગ આયદ" (તંગ થઈ જંગે ચડે) એ ફારસી કથન અનુસાર બળવાની આગ નીચેથી ભભૂકવા લાગી. બસો વરસથી અનિશ્ચિતતા અને અવ્યવસ્થતાના વાદળો ઘેરાતાં રહ્યાં હતાં તે વધારે ઘેરાવા લાગ્યાં પાશ્ચાત્ય સત્તાનો ચાપડો વધારે મજબૂત થતો ગયો રશિયા અને ગ્રેટ બ્રિટન પોતાનુ પ્રભુત્વ સ્થાપિત કરવા પાશ્ચાત્ય મુત્સદ્દીગીરી લગાની રહ્યા હતા એટલામા આ બાજૂ લોકોમાં જાગૃતિ આવી ઈ. સ ૧૯૦૬ મા ક્રાન્તિની ચળવળ પૂર જોશથી ચાલી. ઈ સ ૧૯૨૧મા સારા ઈરાનમા "ઈરાન ઈરાનીઓનુ" એ પ્રચલિત સૂત્ર પોકારાતું રહ્યુ ત્યારથી ઈરાનનુ સુકાન ધીમે ધીમે રેઝાખાન નામના પ્રામાણિક સ્વદેશાભિમાની અને સ્વદેશભક્ત સૈનિકના હાથમાં જવા મડ્યુ તે સમય કજરિયાન એ ઈરાનમાં એનાજ પાદશાહ હતો. ઈ સ ૧૯૨૫ના ડિસેમ્બરની તા ૧૬ મીએ કૃતજ્ઞ અને કદરદાન ઈરાનીઓએ રેઝાખાનને તાજદાર રેઝાશાહ બનાવી તખ્તનશીન કર્યો. તે પછીના આઠ વરસના ગાળામાં ઈરાનના પ્રારબ્ધમા ઘણો પલટો તેણે આણ્યો. ભીષણ તપશ્ચર્યા અને ભગીરથ પ્રયત્નો પછી ઈરાનની પ્રજાએ પુન પૃથ્વીની મહાન પ્રજાઓમા નામદાર રેઝાશાહ પહેલવીના નેતૃત્વ નીચે પોતાનુ સ્થાન પ્રાપ્ત કર્યું આ વર્તમાન યુગ પહેલવી યુગ કહેવાય છે

આ રેઝાશાહ એક સાધારણ સૈનિક હતો, પરંતુ તેની નસમાં શુદ્ધ ઈરાની લોહી ફરતુ હતુ તે ઈરાનનો બીજો સાઇરસ, બીજો અર્દશેર અને બીજો ઇસ્માઈલ સફવી હતો ખરેખર ઇતિહાસે ફરીથી પુનરુક્તિ કરી કાચાર પાદશાહોએ દુ:ખના દિવસો કાઢવાની જે ફરજ લોકોને પાડી હતી તથા પાશ્ચાત્ય સત્તાનો જે પગપેસારો થઈ રહ્યો હતો તેનો અંત એ પાદશાહે આણ્યો, પરંતુ આ બધું એ બહાદુર અને મુત્સદ્દી પુરુષને સાથી રાષ્ટ્રોએ સ્થાયી થવા દીધો નહિ

અને તેને દેશનિકાલ કર્યો, તે પછી બાળ ગ્હેર્વા સુકાયો તેના અનુગામી સુપુત્ર મોહમ્મદ રેઝા પહેલવીએ ઈ સ ૧૯૪૪ ના જુલાઈની ૨૬ મી પછી ગાદી ગયા છે અને તેમાથી આગ ભભૂકી ગઈ છે

* * *

આમ ઈરાનનો રાજકીય ઈતિહાસ ૭–અકી નાટક સમાન છે પહેલો અક મહાન દારયુશ (મહાન દારા)ના સમયમા ઈરાનીઓના વૈભવથી શરૂ થાય છે, જ્યારે ઈરાનનુ સામ્રાજ્ય મોટુ અને વિસ્તૃત હતુ તેમની જાહોજ્લાલીનો અત ગ્રીસના સિકદરે એકદમ મચ ઉપર જાહેર થઈ આણ્યો કળા અને સાહિત્યમા તેમનુ કરેલુ તમામ કામ એક વૈશ્યના કહેવાથી તેણે ધૂળમા મેળવ્યુ બીજો અક સાસાની વશના સ્થાપક અર્દશેર બાબકાન રગભૂમિ ઉપર દેખાવ દે છે ત્યારથી શરૂ થાય છે તેણે ઈરાની કળા સાહિત્ય અને ધર્મને પુનર્જીવન આપ્યુ એ વશનુ રાજ્ય ચાલુ હતુ ત્યારે આરબો ઈરાનની ભૂમિ ઉપર આવી પહોચે છે જે કઈ ઈરાની છાપ ધરાવતુ તે તેમણે ભૂસી નાખ્યુ તેમણે શાસિત પ્રજા ઉપર તેમના ભાષા ધર્મ અને સસ્કૃતિ ઠોકી બેસાડ્યાં ત્રીજા અકની શરૂઆત અરબ સરકાર તૂટી અને ઈરાનીઓ સત્તા ઉપર આવ્યા ત્યારથી શરૂ થાય છે અને પછી તુર્કોની સત્તા જામી.

ચોથા અકમા મોંગલોના હુમલા અને સફવી રાજ્યનો ઉદય ભજવાય છે શાહ અબ્બાસના અનુગામીઓ બાયલા નીકળ્યા તેથી એ વશનો અત કરુણ રીતે આવ્યો પાચમો અક અફઘાનોની ચડાઈથી શરૂ થાય છે અફઘાનો ઈરાનની ખાનાખરાબી કરી રહ્યા હતા એટલામા નાદિરશાહ રગભૂમિ ઉપર આવી પહોચે છે અને તેમને તગેડી કાઢે છે

છઠ્ઠા અકની શરૂઆત કાચાર વશથી થાય છે એમા શાહોના કૃત્યોએ ઈન્કિલાબ નોતર્યો અને પહેલવી વશની સ્થાપના થઈ જે અત્યારે રાજ્ય કરી રહ્યો છે

# પ્રકરણ ૨ જું

## ઈરાનનાં ભાષા લિપિ અને સાહિત્ય વિશે ટૂંકમાં પરિચય

### ભારત-યુરોપીય કુળ

દુનિયાની ભાષાઓના વર્ગીકરણમાં અત્યારે પુસ્તકના વિષયને લાગેવળગે છે ત્યાંસુધી ભારત-યુરોપીય કુળથી શરૂઆત કરવી પડશે. એ કુળની ભાષાઓ ભારત ઈરાન અફઘાનિસ્તાન તથા યુરોપમાં બોલાય છે પુરાણી ફારસી સંસ્કૃત, ગ્રીક, લૅટિન વગેરે પ્રાચીન ભાષાઓ આ કુળની છે એ જ કુળમાં અંગ્રેજી ફ્રેંચ, જર્મન નવી ફારસી, પસ્તુ હિંદી, મરાઠી, બંગાળી, ગુજરાતી વગેરે ભાષાઓનો સમાવેશ થાય છે

એના શબ્દોમાં રહેલું સામ્ય દર્શાવવા નીચે દૃષ્ટાંત આપવામાં આવ્યું છે—

| | | |
|---|---|---|
| ૧ मातृ | भ्रातृ | (સંસ્કૃત) |
| ૨ माटर | फ्रातेर | (યુનાની) |
| ૩ मेटर | फ्रटर | (લૅટિન) |
| ૪ मधर | ब्रधर | (અંગ્રેજી) |
| ૫ मादर | बिरादर | (ફારસી) |
| ૬ माता | भाई, भ्राता | (હિંદી) |
| ૭ માતા | ભાઈ, ભ્રાતા | (ગુજરાતી) |

### સેમિટિક કુળ

નૈઋર્ત્ય એશિયાની પુરાણી ભાષાઓમાં સૌથી નૂતન ઇસ્લામી અરબી છે અને અમુક નાની મૂની ભાષાઓ ન ગણીએ તો એને જ ફક્ત તેઓમાં જીવંત ગણી શકાય. એ બધી મળીને એક સ્વતંત્ર કુળ કહેવાય છે જેનું નામ સેમિટિક[1] છે. તેમના શબ્દકોશ અને રચના તેમનું સર્વનું એક જ મૂળ દર્શાવે છે. એ કુળમાં નીચેની ભાષાઓનો સમાવેશ થાય છે:—

અ. બેબિલોનિયા અને એસીરિયાનાં ખીલાકારી લખાણોની ભાષા

બ. સીરિયા અને મેસોપોટેમિયાની પુરાણી ભાષાઓ.

(૧) ફિનીશી (ફીનેશિયાની) અને હેબ્રુ (ઇબ્રાની)

(૨) આરામી[2] જે કેટલી સદીઓ પર્યંત પશ્ચિમ એશિયાની વહેવારની શિષ્ટ ભાષા હતી.

ક. અરબસ્તાનની ભાષા

આ કુળમાંથી યહૂદી અને મુસલમાન લોકોના ધર્મને પોષણ

---

૧. ફિનીશી (ફીનીશિયાના) લોકો ઈ. સ. પૂ. ૧૨૦૦માં સીરિયા અને પેલેસ્ટાઇન તરફના કિનારાના ભાગ ઉપર રહેતા હતા. એ લોકોને જ બાઈબલમાં 'આરામી' કહ્યા છે. ફિનીશી લોકો દુનિયામાં સૌથી પ્રથમ વેપારી પ્રજા હતી અને એશિયાથી યુરોપ પર્યંત તેઓ વેપાર કરતા હતા. તેમણે યુરોપમાં સભ્યતા અને સંસ્કૃતિની શરૂઆત પ્રથમ કરી હતી. એમાંના આરામી લોકો કહે છે કે તેઓ મૂળ બહેરૈનથી ત્યાં આવ્યા હતા. તેઓ શાંત વેપારી કોમ હતા. હુન્નર, કળા અને સુંદરેવી પ્રજાની બનાવેલી ચીજો પૂરી પાડનારા તેઓ જ હતા. તેમણે જ યૂનાનને લિપિ આપી હતી. (સૈયદ સુલેમાન નદવી-અર્ઝુલકુરાન, ભા. ૧, પૃ. ૧૬૩)

૨. દેશ જે સીરિયા કહેવાય છે તેનું અરબી નામ શામ છે. ત્યાંના લોકો સેમાઇટ (અંગ્રેજીમાં) અને તે સાથે સંબંધ રાખનારી ભાષા સેમિટિક (અંગ્રેજીમાં) કહેવાય છે.

મળ્યું યહૂદીઓની પ્રાચીન ભાષા હિબ્રુ (ઇબ્રાની)માં તેમનું ધર્મપુસ્તક બાઇબલ લખાયું હતું અને મુસલમાનોના ધર્મપુસ્તક કુરાનની ભાષા અરબી છે અરબી ભાષાનો પ્રચાર પેગમ્બર મોહમ્મદ પછી એશિયા આફ્રિકા અને યુરોપમાં થયો

## ઈરાનની સૌથી પુરાણી ભાષા

બાખ્તર (બાકટ્રિયા)માં ઝરથોસ્તીના સમયમાં જે ભાષા બોલાતી તેને ઐતિહાસિક સમયમાં ત્યાંની સૌથી પુરાણી ભાષા ગણી શકાય તે ભાષા અને તેમાં લખાયેલા ઝરથોસ્તી ધર્મપુસ્તકો 'અવસ્તા' ને નામે ઓળખાય છે[1] ધર્મપુસ્તકોમાં સૌથી પુરાણો ભાગ ગાથાનો ગણાય છે[2]

'અવસ્તા' શબ્દનો ધાતુ અને 'વેદ' શબ્દનો ધાતુ વિદ્ એક જ છે વિદ્નો અર્થ 'જાણવું' થાય છે અને તે ઉપરથી અવસ્તા-નો મૂળ અર્થ 'જે કંઈ જણાયેલું એટલે કે 'જ્ઞાન' એવો થાય છે આમ વેદ અને અવસ્તા શબ્દાર્થમાં એક જ છે કહેવાય છે કે મતભેદ ઊભો થયો તે અગાઉ ઋગ્વેદનો અમુક ભાગ ઈરાનમાં લખાયો હતો ઋગ્વેદની ઋચાઓના પદ્યના જે ત્રણ મુખ્ય છંદો વિરાજ પંક્તિ અને ત્રિષ્ટુભ્-વપરાયેલા છે તે જ છંદો ગાથામાં પણ નજરે પડે છે ઋગ્વેદની ઋચાઓ વર્ણમેળ છંદોમાં લખાયેલી છે અને અવસ્તા ભાષાના મંત્રો પણ વર્ણમેળમાં જ લખાયેલા છે

---

૧ વસ્તુત ઝરથોસ્તી ધર્મપુસ્તકો કઈ ભાષામાં લખાયા હતા તે વિશે પુસ્તકોના કંઈ પણ ઉલ્લેખ મળતો નથી, તેથી અવસ્તાનું લખાણ જે ભાષામાં લખાયું તેને પણ અવસ્તાને નામે ઓળખવામાં આવે છે

૨ મહેકુશબુઆરા બહાર જણાવે છે કે જો ગાથાને, ઝરથોસ્તની છે એમ ગણીએ તો તેનો ઊતરવાનો સમય ઈ સ. પૂ ૬૩૦નો ગણવો જોઈએ એટલે કે તેમની ત્રીસ વરસની ઉંમર હતી ત્યાર અને ઈ સ પૂ ૫૮૩ પહેલાં યોગ્ય સમય અગાઉ એટલે કે તેમના અવસાનના અગાઉ (રુબુકરાનાસી, ભા ૧, પૃ ૧૪)

ગાથા અને વૈદિક ભાષામાં એટલું સામ્ય છે કે એ બંનેને એક જ ભાષાના પ્રાદેશિક ભેદ કહી શકાય; એટલે સુધી કે કેટલાક વર્ણ પરિવર્તન સબંધી નિયમો દ્વારા ગાથાઓની ભાષા વૈદિક સંસ્કૃતના રૂપમાં સહેલાઈથી પરિવર્તિત થઈ શકે છે, એટલું જ નહિ, પણ ગાથાઓની ભાષામા લખેલું એક વાંક્ય વૈદિક ભાષા જાણનાર સારી રીતે સમજી શકે છે. ટૂંકમા અવસ્તા અને વૈદિક સંસ્કૃત એક જ જનનીની બે પુત્રીઓ છે. એકને એક જ પ્રજાની બે કે તેથી વધારે ટોળીઓમાં જેમ બે ત્રણ જાતની બોલીઓ બોલાતી હોય અને તે બોલીઓ જેમ એકેકને મળતી આવતી હોય તેમ જ એ બંને ભાષાનું છે.

સામ્ય દર્શાવવા દૃષ્ટાંત માટે નીચે વેદ અને અવસ્તાના થોડા શબ્દો આપવામાં આવ્યા છેઃ—

| | વેદમાં | અવસ્તામાં | |
|---|---|---|---|
| (૧) | "स" | 'ह" | |
| | अस् | अह् | હોવું |
| | असुर[૧] | अहुर[૨] | મહાન |

૧. શરૂઆતમાં જ્યારે બંને એક હતા ત્યારે असुरને પ્રતાપી અને પવિત્ર ગણતા, પરંતુ વિખવાદ થયા પછી ભારતમાં આવનારા આર્યોએ એને રાક્ષસ ગણ્યો અને ઈરાનીઓ તેને अहुर કહી પૂજવા લાગ્યા.

પ્રો. હોડીવાળાએ સુંદર રીતે બતાવ્યુ છે કે વેદમાનો असुर-वरुण તે અવસ્તાનો अहुरमज़्द છે. વરુણની એક ઉપાધિ महाठ જે मज़्दमांमज़्दनो સમાનાર્થ છે. [ Hodiwala-Indo-Iranian Religion pp. 25-26 ]

૨. એવો જ એક શબ્દ 'દેવ' છે. પ્રથમ તો બંને એ શબ્દ પવિત્ર અર્થમાં વાપરતા હતા. ઈરાનમાં રહેલા આર્યોએ ભારતમાં આવનારા આર્યોના વિરોધમાં 'દેવ'ને શેતાન ગણ્યો. જરથોસ્ત્ર પોતાના ધર્મના સ્વીકારવામાં જાહેર કરે છે કે "હું દેવોના પૂજક તરીકે મટી જાઉં છું." તે દેવો કે દેવોને તિરસ્કારે છે. અને અહુરમઝદનો ભક્ત બને છે.

| | | | |
|---|---|---|---|
| | सप्तसिंधु[1] | हप्तहिंदु | સપ્તસિંધુ |
| | सेना | हेना | ફોજ |
| | सोम | होम | હોમ વનસ્પતિ |
| (૨) | "ह" | "ज" | |
| | अहि | अजि | સર્પ |
| | आहुति | आजुअिति | આહુતિ |
| | बाहु | बाजु | હાથ |
| | हस्त | जस्त | હાથ |
| (૩) | "ज" = | "ज" | |
| | अजा | अजा | બકરી |
| | जानु | जानु | ઘૂંટણ |
| (૪) | "श्व" | "स्प" | |
| | अश्व | अस्प | ઘોડો |
| | विश्व | विस्प | સમગ્ર |
| (૫) | "भ" = | "फ" | |
| | गृभ | ग्रिफ्त | પકડવું |

૧. મુસલમાનોએ એ પ્રદેશમા પાચ નદીઓ જેલમ, ચિનાબ, રાવી, બિયાસ અને સતલજ ગણી તેનુ પજાબ (પાચ નદીઓનો મુલક) નામ આપ્યુ. ત્યાં સાત નદીઓ છે. કાબુલ અને સિંધુને તેમણે ગણી નહિ.

ઘણાખરા શબ્દો તો સરખા જ છે —

| | | |
|---|---|---|
| उक्षन् | उक्षन् | બળદ |
| गान्धर्व | गान्धर्व | ગાનારો |
| दृष्टि | दृष्टि | દૃષ્ટિ |
| रथ | रथ | રથ |
| वायु | वायु | વાયુ |
| वैद्य | वैद्य | વૈદ્ય |

એ ઉપરાંત નીચેના શબ્દોમાં પણ થોડુંઘણું સામ્ય છે —

| | |
|---|---|
| दुहितृ | दुग्धर |
| पशु | पसु |
| पितृ | पितर |
| भ्रातृ | ब्रातर |
| मातृ | मातर |

## પુરાણી ફારસી

ઝરથોસ્ત, તેમના સમકાલીનો અને નજીકના અનુગામીઓ કઈ લિપિમાં અવસ્તા ભાષા લખી ગયા તે જાણવા માટે કોઈ પણ સાધન નથી, કારણ કે સિકંદરના હુમલા દરમિયાન ઝરથોસ્તી ધર્મના સાહિત્યનો સદંતર વિનાશ થયો હતો.[1] એ યુગ અને જે યુગમાં ઝરથોસ્ત થયા

૧. દારા (દરાયસ હીસ્તાસ્પે–ઈ સ પૂ. ૫૨૧-૪૮૫) અને તેના પુત્ર ખુશયારશે (ઈ સ પૂ ૪૮૫-૪૬૬) ગ્રીસ ઉપર ચઢાઈઓ કરી ત્યારે મૂર્તિપૂજાનો નાશ કરવા ગ્રીક દેવળો તોડી પડાવ્યા હતા. તેનું વેર લેવા થૈઇસ નામે એક એથેનિયન વેશ્યાએ એક દિવસ સિકંદરને ઉશ્કેર્યો તેથી તેણે છાકટાપણામાં પર્સીપોલીસનો મહેલ બાળી નાખ્યો. ઈરાની પાદશાહોના ધર્મની પુસ્તકો અને કાગળિયા મહેલોના ખજાનામાં હતા તે

તે ક્યાની યુગર્ન વચ્ચે સૈકાઓનુ અન્તર છે એ દ મિયાન હખામની વશ (ઈ સ પૂ ૫૫૦–૩૩૧) ઈરાનમા રાજ્ય કરી ગયો હતો એ સમયમા જે ભાષા પ્રચલિત હતી તેનુ નામ વિદ્વાનોએ 'પુરાણી ફારસી' રાખ્યુ છે એમા લખાયેલ કાઈ પણ સાહિત્ય બચવા પામ્યુ નથી[1] અને જે છે તે હખામની શાહોએ ખિલાગ્રીફી[2] અક્ષરોમા પોતાના પરાક્રમોની યાદગીરી કાયમ રાખવાની અભિલાષાથી લઈને પર્વતો ઉપર કોતરાવેલા લેખો છે[3] તેમા કુટુબ વિગેરેના ઉ લેખો, મુલ્કોનુ વર્ણન, સૃષ્ટિના કર્તાની પ્રશસા અને અસત્ય અને અપવિત્રતા પ્રત્યે તિરસ્કાર વગેરે છે

ભસ્મીભૂત થયા ઇતિહાસકારોએ કહ્યુ છે કે સિકદરે ઘણા મોબેદો અને અમારોને એ વખત કાપી નાખ્યા હતા તે આ કીમતી પુસ્તકોનુ રક્ષણ કરનારા જ હોય એમ માની શકાય (B P Desai—History of the Sassanides, p 49)

પ્લેટાર્ક ઇતિહાસકર્તા કહેવુ છે કે સિકંદરે ઈરાન ઉપર પોતાનો કાબુ મેળવ્યો તે પછી ઈરાની સાહિત્યના જે પુસ્તકો તેને પરાદ પડયા તેમનો ગ્રીક ભાષામા અનુવાદ કરવાનો તેણે હુકમ કર્યો હતો

(આવ મીર્ઝા જલાલદીન તારીખે અદબિયાતે ઈરાન ભા ૧, પૃ ૧૬૨)

૨ ખાસ પથ્થર ઉપર કોતરવા માટે જ એ હતી તેથી તમા કોઈ પણ અક્ષર મરોડવાળો ન હતો, બધા અક્ષર સીધા રાથર આકારની આકૃતિઓથી બનેલા હતા

૩ આવા લેખોમા હમદાન શહેરની પડોશમા આવેલા બેસુતૂન પહાડના ખડકો ઉપર કોતરેલા, દારા(ઈ સ પૂ ૫૨૧ ૪૮૫)ની જીત વિશેના સૌથી લાબા મહત્ત્વના ને સુરક્ષિત છે એમા લગભગ ૪૨૦ લીટી છે દરેક લીટીમા લગભગ ૪૫ અક્ષરો છે (ડૉ રાફ્ફ—તારીખ અદબિયાતે ઈરાન, પૃ ૫) એમા મૂળ શબ્દો ચાલસોથી વિશેષ મળતા નથી (E G Browne A Literary History of Persia Vol. I, p 7)

એ ૩૦૦ ફૂટની ઊચાઈએ ખડક ઉપર છે તેના એક છેડાથી બીજા છેડા પર્યંત ૧૭૦૦ ફૂટ પહોળાઈ છે તેઓમા દારાએ પોતે આર્ય હોવાનો

તેના અનુગામી ખષયાર્શ (ઈ સ પૂ ૪૮૫–૪૬૫) અને આર્તાક્ષ ષયાશ[1] (ઈ સ. પૂ ૪૬૫–૪૨૫)ના ખીનારોકી લખાણ ઈરાનના રાષ્ટ્રિય સાહિત્યની ચોક્કસ શરૂઆતના ચિહ્નરૂપે છે અવસ્તા ભાષા અને આ ખીનારોકી ભાષામા ઘણો તફાવત છે તેથી જ પેઢી પારસીઓના પુસ્તકો મોઢે રખાતા આવેલા એટલે શબ્દોના ઉચ્ચારણોમા પણ ફેર પડેલો હતો, પરંતુ તેનુ વ્યાકરણ તથા એ ભાષાના શબ્દોના મૂળો આર્ય ભાષાના ઈરાની ટોળાની ભાષાને મળતા જણાયા છે ઈરાનીઓ આસપાસના લોકો સાથે વારંવાર સંપર્કમા આવ્યા હતા તેથી તેમા જુદી જુદી ભાષાઓના શબ્દો ઉમેરાતા ગયા

## લિપિ

એસીરિયાની સત્તા વખતે (લગભગ ઈ સ પૂ ૧૦૦૦–૭૦૦) ફીનેશિયાના સેમિટિકભાષી આરામી લોકોના સબંધમા ઈરાનીઓ આવ્યા હતા એ આરામી લોકો કારકુન અને હિસાબનવીસ તરીકે દીવાની તેમજ

---

પર્સીપોલીના ખંડેરોને 'તખ્તે જમશેદનુ વિચિત્ર અને ભુલાવામા નાખનારુ નામ આપવામા આવ્યુ છે આ મહેલો બાધનારા હખામની બાદશાહો જ હતા ઈરાની ઇતિહાસોમા એ શાહોનુ તો જાણે કંઈ જ નથી અને જમશેદ ઈરાની સંસ્કૃતિનો પિતા હોવાથી બધુ જ તેને લાગુ પાડવાનો રિવાજ જાણે પડી ગયો હતો

હખામની શાહો શિયાળો સૂસામા કાઢતા અને ઉનાળામા એકબાતાના (હમદાન) જતા જો કે તેઓની રાજધાની ઇસ્તખ્ર (ગ્રીક નુ પર્સીપોલી) હતી એ શાહોના મહેલોમા એક ખાસ ખૂબી તેમના બજાવટ સ્તભોવાળા દીવાનખાનાઓમા રહેલી હતી મિ પાવનજી દેસાઈ (તવારીખે હખામ નિશાન) મુજબ પર્સીપોલીમા સદમિનાર (એ ૧ સો મિનારા)વાળુ એક મહાન દીવાનખાનુ હતુ

1 Artaxerxes ફારસી ઇતિહાસોમા એનુ નામ બહેમન દરાજદસ્ત (દરાઝ=લાંબો અને દસ્ત=હાથ અર્થાત્ લાંબા હાથવાળો) છે કારણ કે એના હાથ પ્રમાણમા વધારે લાંબા હતા

ટંકશાળ વગેરે ખાતામાં સુદર કામ આપતા હતા તેથી એસીરીયા અને બેબિલોનિયામા તેઓને મોટા પ્રમાણમા રોકવામા આવ્યા હતા પરિણામે તેમની આરામી લિપિનો પ્રચાર ત્યા થઈ ગયો હતો એ લિપિ રાજકીય અને વ્યવહારના કાર્યોમા વપરાતી, જ્યારે બેબિલોનિયાની ખીનારોકી લિપિનો ઉપયોગ શિલાલેખો માટે થતો હતો[1]

હખામની પાદશાહોના વખતમા ઈરાનના રાજ્યનો પ્રભાવ વધો વધી ગયો હતો અને દૂર દૂરના દેશો તેની સત્તા નીચે આવ્યા હતા એ સમયે આરામી અને ખીનારોકી લિપિઓ ઈરાનમા સારી રીતે પ્રચાર પામી ગઈ હતી અને સેમિટિક તત્ત્વ પણ ભાષામા આવ્યુ હતુ એસીરિયા અને બેબિલોનિયામા ચાલતી લિપિની નકલ કરીને મેળવેલી નવી લિપિ એ દેશોની મૂળ લિપિ કરતાં અલગ હતી એમ જણાય છે કે આ ખીનારોકી લિપિ હખામનીઓએ પર્વત ઉપર લેખો કોતરવા પૂરતી જ વાપરી હોવી જોઈએ[2]

---

૧ ડૉ રઝા શાહ શફક પરા (તારીખે અદબિયાતે ઈરાન પૃ ૧૦) કહે છે કે ખીનારોકી પથ્થર ઉપર લખાતી તે કાળમા સામાન્ય ઉપયોગમા બીજી લિપિ પણ વપરાતી હતી અને અવસ્તાનુ પુરાણુ ધાર્મિક સાહિત્ય કદાચ તે જ લિપિમા હતુ

આરામી લિપિમા લખાયેલા અનેક શિલાલેખો મિસર અરબસ્તાન અને એશિયા માઈનોરમા મળ્યા છે ઈરાનમા તેહરાન અને તબ્રીઝ વચ્ચે આવેલા એક સ્થળે પણ એક પ્રાપ્ત થયો છે (પ્રાચીન લિપિમાળા પૃ ૩૪ નોધ)

મરહૂમ શુઅરા બહાર સ્પષ્ટતાપૂર્વક કહે છે કે પહેલવી લિપિ મૂળ આરામી લિપિમાથી આવી હતી (સુખુનશનાસી, ભા ૧, પૃ ૬૮)

૨ આ ઉપરથી એમ માલૂમ પડે છે કે દારાએ રાજ્યવ્યવસ્થા સ્થાપ્યા પછી પહેલાના અનુભવી આરામી લોકોને નોકરીમા લીધા હતા ને જ્યારે ઈરાનના ક્ષત્રપો એમને ભારતમા લાવ્યા અને તે પછી એમની અસરથી વાયવ્ય ભારતના લોકોએ ખાસ કરીને વેપારી ને કારકુની વર્ગના

## પહેલવી યા મધ્યકાલીન ફારસી

હખામની વંશની પડતી પછી થોડો સમય પુરાણી ફારસી ઉપર અંધકાર ઢંકાયેલો રહ્યો આપણે એને ફરીથી જોઈએ છીએ ત્યારે તે પહેલવી[1] સ્વરૂપમાં દેખા દે છે, એટલે કે ગ્રીકોની જીત (ઈ. સ. પૂ.

---

લોકોએ, આરામી લિપિ શીખવાનું શરૂ કર્યું અને તેમાંથી ખરોષ્ઠીનો જન્મ થયો.

આરામી લિપિમાં કેવળ ૨૨ અક્ષર હોવાથી તથા સ્વરોનો અભાવ હોવાથી અહીંની ભાષાને માટે તે સર્વથા યોગ્ય ન હતી, તેમ છતાં રાજકીય લિપિ હોવાથી અહીં કોઈએ ઈ. સ. પૂ. પાંચમી સદીની આસપાસ તેના અક્ષરોની સંખ્યા વધારી કેટલાક વર્ણોને આવશ્યકતા અનુસાર બદલી તથા સ્વરોની માત્રાઓની યોજના કરી. તે ઉપરથી વ્યવહાર માટે કામચલાઉ ખરોષ્ઠી લિપિ બની હોય એમ સંભવે છે. એ લિપિનો યોજક આ લોકોના લખ્યા મુજબ ખરોષ્ઠ નામનો બ્રાહ્મણ હતો જેના નામ ઉપરથી એ નામ પડ્યું.

તક્ષશિલા જેવી કોઈ પ્રાચીન વિદ્યાપીઠમાં એનો પ્રાદુર્ભાવ થયો હોય એ પણ બનવા જોગ છે.

પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝા—भारतीय प्राचीन लिपिमाला, पृ. ३५

એ લિપિ જમણીથી ડાબી બાજૂ તરફ લખાતી. ઈસ્વી ત્રીજી સદી પર્યંત એનો પ્રચાર ભારતમાં પંજાબમાં રહ્યો હતો. તે પછી તેનું સ્થાન પહેલેથી ચાલી આવતી બ્રાહ્મીએ લીધું.

કેટલાક खरोष्ठीમાંના खरोष्ठ શબ્દનો અર્થ खर+ओष्ठ એટલે 'ગધેડાનો હોઠ' કરે છે.

[1] E. G. Browne—A Literary History of Persia,, Vol. I
અમારાના શબ્દકોશો મુજબ 'પહ્લવ' ઉપરથી 'પહેલવી' ભાષા છે. કેટલાક માને છે કે 'પહ્લવ' એટલે શહેર છે અને કેટલાક એનો અર્થ છાવણી કરે છે. એક અભિપ્રાય એવો પણ છે કે ફાર્સમાં પહેલવાનો જે બોલી બોલતા તે

૩૩૧) પછી અને પાર્થવોના વહીવટ (લગભગ ઈ સ. પૂ ૨૪૮) અગાઉનો ભાગ એ બાબતમાં કોરુ પત્ર છે. એ સમય દરમિયાન ઈરાની ભાષામાં

---

પહેલવી કે પહ્લવા હતી એમના વસવાટના પ્રદેશમા અસ્ફહાન, રય (હાલનું તહેરાન) અને નેહાવ દનો પણ સમાવેશ થતો હતો. એ શહેરો ફળદ્રુપ, સુધરેલા અને આબાદ હતા (મોહમ્મદ હુસૈન આઝાદ-સુખનદાને ફાર્સ, પૃ. ૩૬).

કેટલાક એમ પણ માને છે કે એ શબ્દ 'પહ્લવ' નામના પ્રાંત ઉપરથી નીકળ્યો છે જેને ગ્રીક ઇતિહાસકારો પાર્થિયા નામે ઓળખે છે. ત્યાંની ભાષા તેમના કહેવા મુજબ પહેલવી નામની હતી અને તેનો અર્થ તેઓ શહેરી ભાષા કરતા.

દસ્તૂર ખુરશેદજી પાવરી (Iranian Studies) ના મત મુજબ 'પાર્સવ' શબ્દ અવસ્તામા નથી, પરંતુ પુરાણી ફારસીમા લખાયેલા ખીલાકોરી લખાણોમા છે. એ શબ્દ પાર્થવો માટે હમેશાં વપરાતો હતો. એ લોકો લડાયક હતા તેથી તેઓ પહ્લવ અથવા પહલવાન કહેવાતા. આગળ જતા 'પહલવાન' શબ્દ પાર્થવ માટે નહિ પરંતુ કોઈ પણ શૂરવીર પુરુષના અર્થમા વપરાવા લાગ્યો, જેમકે 'શાહનામહ'મા રુસ્તમ વગેરે માટે 'પહલવાન' શબ્દ વારવાર આવે છે.

મનુસ્મૃતિ (અધ્યાય ૧૦, શ્લોક ૪૩)મા જણાવવામા આવ્યુ છે કે કેટલાક લોકો શાસ્ત્રો વિરુદ્ધ થઈ ગયા અને બ્રાહ્મણોથી વિમુખ બન્યા. તેઓમા કમ્બોજ, યવન, શક, પલ્હવ, ચીની વગેરે હતા. તેમાં પલ્હવ વિશે જણાવવામા આવ્યુ છે કે તેઓ ઈરાનમા વસતા હતા અને તેમની ભાષા પહેલવી હતી.

'પહ્લવ' અને 'પારસિક' શબ્દો પ્રાચીન સસ્કૃત સાહિત્યમા શક, યવન, કમ્બોજ વગેરે પ્રજાઓની સાથે વપરાય છે (The Pahlavas & Parasikas in Ancient Literature —Prof. P. V. Kane —Dr. J J. Modi Memorial Volume, p 352) તેથી એ શબ્દો પુરાણી પારસી પ્રજાનો અર્થ ધરાવતા હશે એવા તર્કને સમર્થન મળે છે. ભીષ્મપર્વમા હિંદની વાયવ્ય દિશાએ વસતી કેટલીક પ્રજાઓના નામો આપવામાં આવ્યાં છે અને તેમાં પારસિક અને પહ્લવો પણ છે, પરંતુ આખા દેશની પ્રજાને માટે 'પાર્સ' શબ્દ હખામની વંશના ઉદય પછી વપરાવા લાગ્યો હતો તે અગાઉ એ એક પ્રાંત પૂરતા મર્યાદિત ભાગનુ નામ હતું.

ઘણો ફેરફાર થયો. ઝરથોસ્ત્રી ધર્મ અને અવસ્તાએ ભાષાની ખાસિયત કાયમ રાખવામાં મદદ કરી. ગ્રીક સંસ્કૃતિ અને જ્ઞાનનો પ્રચાર થયો. કેટલાક ઈતિહકારો કહે છે કે સિકંદર અને સેલેઉકે સીસ્તાન, અફઘાનિસ્તાન અને બલુચિસ્તાન જેવા ભાગોમાં સિત્તેર શહેરો બાંધ્યાં હતાં અને તેમાં ગ્રીકોને વસાવ્યા હતા.[1]

પાર્થવોના વહીવટ વખતની સરકારી ભાષા ( એટલે કે પહેલ્વી ) ને પ્રો. ઈ. જી. બ્રાઉને 'મધ્યકાલીન ફારસી' ભાષા એવું નામ આપ્યું છે. એ પાર્થવોના સમયમાં પ્રચાર પામી હતી; પરંતુ એની ખિલવણી

---

ડૉ. શફક ( તારીખે અદબિયાતે ઈરાન, પૃ. ૧૩ ) જણાવે છે કે 'પહેલ્વી'નું મૂળ 'પર્સવ' હતુ. તે અશકાની (પાર્થવ) કોમનુ નામ હતુ. 'ર'નો 'લ' થયો. પરિણામે એ શબ્દ 'પર્સવ' થયો. તે પછી 'સ'નો 'હ' થઈને 'પલ્હવ' અને તે ઉપરથી 'પહ્લવ' થયો. તેને સબધવાચક 'ઈ' લાગીને 'પહ્લવી' શબ્દ બન્યો. હવે એ શબ્દ અશકાની અને સાસાની સમયની ભાષાને માટે વપરાય છે. એ લિપિ જમણી બાજૂથી ડાબી બાજૂ તરફ લખાય છે.

મલેકુશ્શુઅરા બહાર (સુખુકશનાસી પૃ. ૧૫ )નુ મતવ્ય છે કે પહેલવી ભાષાનો સબધ 'પર્સવહ' સાથે છે. એ નામ એક મહાન કોમ તેમજ એક પ્રદેશ માટે વપરાતુ હતુ અને તે ભાગ આજના ખુરાસાનવાળો હતો. ત્યાં લોકો ઈરાની (શક) હતા. તેમણે સિકદરના અવસાન બાદ ગ્રીકોને ઈરાનમાંથી હાંકી કાઢી મહાન વિસ્તૃત સામ્રાજ્ય સ્થાપ્યુ હતુ, જે અશકાની નામથી ઓળખાય છે. 'પહ્લવ' અને 'પહ્લવાન' (જે 'પહ્લવ'નું બહુવચન છે) શબ્દો જે 'બહાદુર' અર્થ ધરાવે છે તે આ બહાદુર કોમના હતા. તેમની ભાષા 'પર્સવી' કહેવાતી જેના વર્ણોચ્ચારમાં ફેરફાર થતાં થતા 'પહેલવી' શબ્દ બન્યો. તેમના સમય દરમિયાન એ લિપિ અને ભાષા ઈરાનમા ચાલુ હતી.

અત્યારે 'પહેલવી' શબ્દ સાસાની વશના રાજ્ય દરમિયાન જે રાજ્યભાષા લખવામાં વપરાતી તે તથા પુરાણાં ઝરથોસ્ત્રી ધર્મશાસ્ત્રના અનુવાદો અને તે સમયના અન્ય હસ્તી ધરાવતાં લખાણોની ભાષા માટે વપરાય છે.

સાસાની યુગમાં થઈ હતી. સાસાનીઓના રાજ્ય દરમિયાન એના પુનર્જીવન ઉપરથી અટકળ કરી શકાય કે એ ઈરાનના લોકોની ભાષા તરીકે બંધ થઈ ન હતી. પરદેશીઓની ઝૂસરીને લઈને ભાષાનાં રચના અને વ્યાકરણમાં ફેર પડતો નથી, પરંતુ શબ્દકોશમાં વૃદ્ધિ સંભવે છે તે રીતે જોતાં ગ્રીકોના રાજ્યવહીવટ દરમિયાન તેમની ભાષામાંથી એણે છૂટથી ગ્રહણ થાય એટલું કરી પ્રગતિ કરી અને નવા સંજોગોને અનુકૂળ થઈ.[1]

એ ભાષા આર્ય-ઈરાની ભાષાનું કંઈક અશુદ્ધ રૂપ હતું દસ્તૂર ડૉ. ધાલાના કહેવા પ્રમાણે પહેલવીમાં રોજના ઉપયોગના શબ્દો ઘણે ભાગે આરામી હતા.[2] પરંતુ તેમને ઈરાની પ્રત્યયો લગાડી પહેલવી બનાવી દેવામા આવ્યા.

સાસાની પાદશાહોનાં સરક્ષણમાં પહેલવી સાહિત્યે ઘણી ઉન્નતિ કરી. ધર્મ ભૂસાઈ ગયો હતો. તેનાં પુસ્તકોનો નાશ થયો હતો. લોકોનાં મોએથી તેમજ ફાટેલા તૂટેલાં જ્યાં જ્યાં કાગળિયા એ વિશેનાં મળ્યાં તે એકઠાં કરી ફરીથી ધર્મરૂપી પુસ્તક અને તેમની મીમાંસા પહેલવીમા મળતાં થયાં. એ સમયના શિલાલેખો, સાહિત્ય, સીલ, સિક્કા વગેરે ઉપર આ ભાષાનુ લખાણુ છે ફિલસૂફીના ગ્રીક અને સંસ્કૃત ગ્રંથોમાંથી એ ભાષામાં અનુવાદ થયા અને જ્ઞાન અને વિદ્યામાં એ દેશ મહાન લેખાયો.

---

૧ મીરઝા જલાલુદ્દીન-તારિખે અદબિયાતે ઈરાન, પૃ. ૧૬૩

૨ એમ કહેવાય છે કે લગભગ હજાર જેટલા એ શબ્દો પહેલવીમાં આવ્યા હતા (મીરઝા જલાલુદ્દીન-તારિખે અદબિયાતે ઈરાન, ભા. ૨, પૃ. ૨૭પ).
ડૉ. હોરમઝદિયાર મિર્ઝા મુજબ આરામી મૂળના નામો, વિશેષણો, સર્વનામો અને ક્રિયાવિશેષણ, શબ્દયોગી અને અન્ય અવ્યયો પહેલવીમાં વપરાય છે.

(Dastur: Dr. Hormazdiar Mirza's Paper.—All India Oriental Conference, 13th Session, Nagpur, 1946.)

## પહેલવી લિપિ

આપણે જોયું કે એ આરામી લિપિમાંથી આવી હતી.

એ એટલી મુશ્કેલ,[૧] અપૂર્ણ અને અટપટી હતી કે બહોળા પ્રમાણમાં સાહિત્ય એમાં ઉતારવું કઠણ થઈ પડતું.[૨] આસારુલ્-અજમમાં જણાવવામાં આવ્યું છે કે સાસાની સમયની પહેલવીમાં અઢાર મૂળાક્ષરો હતા અને તેમાં પણ કોઈ સ્વર ન હતા. એના શબ્દોની વિભક્તિ કરવી પણ મુશ્કેલ હતી અને એક અક્ષરના એકથી વિશેષ ઉચ્ચાર થતા. આકા પૂરે દાઉદ[૩]ના કહેવા પ્રમાણે એક જ વર્ણમાંથી 'અ' 'ઓ' 'ન' 'ર' અને 'લ' જેવાં ઉચ્ચારણો થઈ શકતાં. આ રીતે જોતાં એક પહેલવી વાક્ય એકથી વધારે રીતે વચાઈ શકતું અને સમજવામાં ગૂંચવાડો ઉપસ્થિત થતો. આથી વિચારો અને ભાવો પ્રદર્શિત કરવા માટે આ ભાષા એક યોગ્ય સાધન તરીકે વપરાય એમ ન હતુ.

એમ કહેવાય છે કે ઇગીનીઓ પાસે લગભગ એક હજાર શબ્દો હતા જે તેઓ લખવામાં વાપરતા. એમાં લખેલા સેમિટિક શબ્દો વાચવામાં આવતા ન હતા પરંતુ તેમને ઠેકાણે તેમના ઇગીની સમાનાર્થક શબ્દો વચાતા: દાખલા તરીકે 'રોટલા' માટે તેઓ સેમિટિક 'લહ્મા' શબ્દ લખતા, પરંતુ તેનો ઉચ્ચાર 'નાન' કરતા તે જ પ્રમાણે માંસ માટે આરામી ભાષાનો 'વીસ્રા' શબ્દ લખતા, પરંતુ ઉચ્ચાર 'ગોસ્ત' કરતા. કર્નલ સાઈક્સ કહે છે કે સેમિટિક શબ્દ 'મલકાન મલકા'[૪]

---

૧ આકા મીર્ઝા જલાલુદ્દીન-તારીખે અદબિયાતે ઈરાન, ભા. ૧, પૃ. ૧૮૧

૨ 'Persian Poetry before the Arab Conquest' (Article by Sir Jahangir C. Coyaji—'Times of India,' 29th June, 1935)

૩ Āgā Pur-e-Daud-The Gāthās of Zarathustra

૪ Sykes-A History of Persia, Vol I, p. 467

લખાતો પણ વાચની વખતે તે 'શાહાનશાહ' વચાતો, કારણ કે તેનો અર્થ એ થતો જેમ લેટિન 'viz' ને અગ્રેજી namely ના અર્થમાં લખવામા આવે છે તેમ એ હતું ટૂંકમાં આ પ્રમાણનુ લખાણ આરામી અને વાચન પહેલવી હતું આ લેખન શૈલી 'હુઝવારિશ'[1] નામથી પ્રચલિત છે

પૂરા સાસાની સમય (ઈ સ ૨૨૬–૬૪૧) દરમિયાન પહેલવી રાજ્યભાષા રહી[2]

**પાઝંદ**

પહેલવી ભાષા ખુદ ઝરથોસ્ત્રીઓમા પણ લોકપ્રિય ન હતી એમાનુ પારકુ સેમિટિક તત્ત્વ દરેક દેશાભિમાની ઈરાનીને સાલતુ હતુ આખરે એ તમામ પારકા હુઝવારિશ તત્ત્વોને દૂર કરી તેને બદલે શુદ્ધ ઈરાની શબ્દો મૂકવામા આવ્યા એ રીતે જે શુદ્ધ ભાષા જન્મી

---

૧ પહેલવીમા આ શબ્દ 'હુઝવારિષ' અથવા 'અઝ્ઝવારિશ' તથા ફારસીમા 'ઝવારિષ' અને કોઈવાર 'હુઝવાર્ષ' લખાયો છે મનેકુશુઅગ બહાર મુજબ એ શબ્દ આરામી ભાષાનો છે (મુલુકશનાસી ભા ૧, પૃ ૮૦) પરતુ આ પદ્ધતિ ઘણુ કરીને હખામની સમય દરમિયાન શોધાઈ હતી અને તે પાર્થવો સાસાની અને તે પછીના સમય (ઈસ્વી નવમી સદીના અત) પર્યંત ઝરથોસ્ત્રીઓમા ચાલુ હતી

૨ ડૉ હાઉગ એ પહેલવીનો સમય ઈસ્વી ત્રીજી સદીથી સાતમી સદી સુધી ગણે છે (B P Desai—History of the Sassanides, p 46).

ઈ સ ૬૯૨ના સિક્કા જે મુસલમાન રાજ્યની શરૂઆતના મળ્યા છે તે ઉપર પહેલવી લખાણ છે સાસાની વશની શરૂઆતથી અગિયારમી સદીની શરૂઆત સુધીના પહેલવી શિલાલેખો પણ છે કેટલાક એનો સમય ઈ સ ૨૨૬ થી ૯૦૦ સુધીનો ગણે છે પરતુ સાસાની વશની પડતી પછી એનો ઉપયોગ સર્વસામાન્ય રહ્યો ન હતો

તેનુ નામ 'પાઝંદ'[૧] (અથવા 'પઈતી આઝન્તી'=બીજો ખુલાસો કે સમજૂતી) હતુ. આ પાઝંદ ભાષાને લોકોએ તુરત અપનાવી તે અર્વાચીન ફારસીને બહુ મળતી આવે છે. પહેલવી ભાષામાં પારકા શબ્દોનુ પ્રમાણ વિશેષ હોવાના કારણે તેમા પ્રાર્થનાઓ રચાતી ન હતી, પરન્તુ પાઝંદ એક શુદ્ધ ભાષા હોવાથી તેમાં પ્રાર્થનાઓ રચાઈ અને પુસ્તકો પણ લખાયાં. પાદશાહો તરફથી એને ઉત્તેજન મળ્યુ તે વધારે શુદ્ધ, સુંદર અને મધુર લાગી દરબારીઓ તેને 'ઝબાને દરી'ના નામે વાપરવા લાગ્યા[૨]

ડૉ. હાઉગ એનો સમય સાતમી સદીથી અગિયારમી સદી પર્યંતનો ગણે છે[૩] ઇતિહાસોમા પહેલવી અને પાઝંદ વચ્ચે ઝાઝો

---

૧ આ જ ચાગે એક ખુલાસો કરી લેવા ચોગ્ય છે ઝંદ કોઈ ભાષાનુ નામ નથી, પરંતુ તે અવસ્તાની પહેલવીમા ટીકા અથવા તેના ખુલાસાના પુસ્તકોનુ નામ છે. 'ઝંદ' શબ્દનો ધાતુ 'ઝન' (એટલે 'જાણવુ') છે એમ કેટલાક વિદ્વાનો માને છે અને તે ઉપરથી તેનો અર્થ 'જ્ઞાન' અથવા 'વિદ્યા' કહે છે

પ્રો૦ મેક્સમૂલર 'ઝંદ'ને સંસ્કૃતમા 'છંદ' નો અપભ્રંશ ગણે છે અને કહે છે કે પુરાણા જમાનામા વેદની ભાષાને 'છંદસ્' કહેતા અને બોલાતી ભાષા સંસ્કૃત હતી.

ગમે તે માન્યતા હોય પરંતુ 'ઝંદ'નો અર્થ ટીકા તરીકે લેવામા આવે છે. ઝરથોસ્તી ધર્મશાસ્ત્રોને 'ઝંદ અવસ્તા' (યા ઝંદે અવસ્તા) કહેવામા આવે છે, એનો અર્થ ધર્મશાસ્ત્ર અવસ્તા ઉપરનો (પહેલવીમા) ખુલાસો થાય છે

તે પછી દરી ભાષામા થયેલો ખુલાસો 'પાઝંદ' છે (મોહમ્મદ તકી બહાર-સુબુકશનાસી, ભા. ૧, પૃ. ૬-૭).

૨ Penny Cyclopaedia-Chapter 'Persia'

B P. Desai-History of the Sassanides, p 47ના આધારે.

3 „ „ „ „ „ p. 46- 47.

ફેર ન ગણીને પાઝંદને બદલે પણ પહેલવી શબ્દ વપરાયો છે તેથી આ સમય ચોક્કસપણે નક્કી કરવું મુશ્કેલ છે

મીર્ઝા જમાલુદ્દીન જણાવે છે કે જે સાધનો અને સાબિતીઓ મળે છે તે ઉપરથી એમ લાગે છે કે ઈસ્વી અગિયારમી સદી સુધી ઝરથોસ્ત્રી ઈરાનીઓએ પહેલવીને લખાણમાં ચાલુ રાખી હતી એ સમય પર્યંત ઝરથોસ્ત્રીઓ ત્યાં સારી જેવી સંખ્યામાં હતા અને ધીમે ધીમે પહેલવી છૂટતી ગઈ[1]

## અરબી ભાષા

સાસાની વંશના પતનથી પ્રાચીન ઈરાની યુગનો અંત આવ્યો અને મુસ્લિમ યુગનો આરંભ થયો સમય સંપૂર્ણ રીતે પલટાઈ ગયો આ નવી પરિસ્થિતિએ રાજકીય, સામાજિક, નૈતિક અને ધાર્મિક ઈરાનીઓના વ્યવહારમાં ઘણી જ ભયપ્રદ અવસ્થા ઉપસ્થિત કરી લોકોને નવા પંથ તરફ વાળવાની ફરજ પડી ઈરાનીઓ પાસે ધર્મ હતો અને ભાષા પણ હતી, પરંતુ કુરાને શરીફ અને અરબી ભાષાનો અભ્યાસ ફરજિયાત આવ્યા

ઈરાનીઓને અરબી શીખ્યા વિના છૂટકો જ ન હતો, તે વિના સરકારી નોકરી મળતી નહિ આખરે જુલ્મો અને અપમાન વગેરે સહન થયાં નહિ અને તે સાથે આર્થિક લાભ જોઈ લાખોની સંખ્યામાં ઈરાનીઓ ઝરથોસ્ત્રી મટી મુસલમાન થયા સ્વભાવે ઈરાનીઓ ચપળ, શાણા અને સમય આવે સાવધાન રહેનાર હોઈ જે પરિસ્થિતિમાં મુકાયા તે વિષમ હતી છતાં સહન કર્યા વગર છૂટકો ન હતો, તેથી તેમણે નવા યત્નો શરૂ કર્યા. તેમના ચપળ અને ગ્રાહક, મૃદુ અને તીવ્ર મનો બળને લઈને નવી કેળવણી તેમણે પ્રાપ્ત કરી અને તેના ઉપર પ્રભુત્વ મેળવ્યું તેમાં તેઓ અરબોને પણ ટપી જતા એ જોઈ અરબો દિગ

[1] મીર્ઝા જમાલુદ્દીન–તારીખે અદબિયાતે ઈરાન, ભા ૨, પૃ ૨૬૧

થના[1] ઈરાની લેખકોએ અરબીમા શ્રેષ્ઠ ઉજ્જ્વળ પુસ્તકો લખ્યાં અને અમર કીર્તિ મેળવી નવમી અને દશમી સદીમા અરબી વ્યાકરણ શબ્દકોશ, તત્ત્વજ્ઞાન વૈદક વિદ્યા, ઇતિહાસ,[2] ભૂગોળ, નજૂમી અને જીવનચરિત્ર વગેરે વિષયો ઉપર લખાણો લખાયા તેનો યશ આ ધર્માંતર પામેલા ઈરાનીઓને સગીન ફાળે જાય છે

ટૂંકમા ઈરાનીઓએ અરબી સાહિત્યની ખિલવણીમા અને નવી સસ્કૃતિના પ્રચારમા આગેવાની ભર્યો સારો ભાગ ભજવ્યો એ જમાનો 'અરબી સસ્કૃતિ' નો યુગ હતો એમ મનાય છે, પરતુ યાદ રાખવુ જરૂરી છે કે ઈરાનીઓની આ કીર્તિ સ્વભાષાના ભોગે હતી

## અર્વાચીન ફારસીનો ઉદય

ઈ સ ૭૫૦ના ઇન્કિલાબ પછી ઈરાનીઓની શમશેરના બળે સત્તા ઉપર આવેલા અબ્બાસી વશના ખલીફાઓની હકૂમત દરમિયાન ઈરાની સસ્કૃતિનો ઉદય થવા મડ્યો[3] અને તેમની સામાજિક સ્થિતિમા પણ સુધારો થતો ગયો

હારૂનરશીદે (ઈ સ ૭૮૬–૮૦૮) નવરોઝના ઈરાની તહેવારને પુનર્જીવન આપ્યુ ત્યારે દરબારમનુ ફારસીકરણ શિખરે પહોચ્યુ.

---

૧ મીર્ઝા જલાલુદ્દીન તારીખે અદબિયાતે ઈરાન, ભા ૨ પૃ ૨૭૬

૨ ઈરાનીઓ અરબો કરતા ઉત્તમ અરબી લખતા તેમાએ અરબો માટે કુરાનનો ખુલાસો કરી તેની સમજૂતી ટીકા સહિત આપી અરબી વ્યાકરણ પદ્ધતિસરનુ કર્યું ગ્રીક ફિલસૂફી અને ગ્રીક વૈદકના પુસ્તકોનો અરબીમા અનુવાદ કર્યો વળી ઇતિહાસ અને ભૂગોળના પ્રથમ ગ્રથ લખનાર તેઓ જ હતા (Prof A M Moulvi M A Modern Iran p 34)

૩ આ બાબતમા એક વાત જાણવા યોગ્ય એ છે કે ઈરાન મુસલમાન થયુ હોવા છતા ઈરાની સસ્કૃતિ ઇસ્લામી જગત ઉપર સત્તા જમાવતી રહી હતી અને વિજેતાઓ ઉપર પોતાનો પ્રભાવ પાડતી રહી હતી બગદાદના ખલીફાનુ ઈરાન ઉપર રાજ્ય હતુ પરતુ ઈરાનના દરબારોમા રીતરિવાજ અને પોષાક ઈરાની જ રહ્યા હતા

આમ હોવા છતાં પરાજિત ઈરાનીઓને પોતાની પરતંત્રતા સાલ્યા કરતી હતી. નવા વાતાવરણથી ટેવાઈ ગયા છતાં તેમનો દેશપ્રેમ જાગૃત હતો અને આરબો પ્રત્યેનાં વેર અને દ્વેષની બાબતમાં કઈ ફરક પડ્યો ન હતો. ઘણી વાર તેઓનો ગુસ્સો ઊકળી આવતો. આ જ કારણથી તાહિરી, સફ્ફારી, સામાની વગેરે વંશોના ખડિયા રાજાઓએ સ્વતંત્રતાનો સૂર ફૂંક્યો ત્યારે તેઓને તક સાંપડી. એ વંશોના રાજાઓમાં ઘણાખરા તો ફારસી ભાષા અને સાહિત્યની સેવા કરવા અધીરા હતા, આથી તેઓએ લાભ ઉઠાવ્યો. ઈરાનીઓના ઇતિહાસનો પ્રવાહ હવે બદલાયો. તેઓ સાહિત્ય અને રાજનૈતિક ક્ષેત્રમાં આગલી હરોળમાં આવ્યા. મજકૂર વંશોના સમય દરમિયાન અત્યારે બોલાતી એટલે કે અર્વાચીન ફારસી ભાષા તેમજ સાહિત્યની ઉત્પત્તિ થઈ.

એઓમાં તાહિરીઓ (ઈ. સ ૮૨૦–૮૭૨) તો અરબ હતા તેથી ઈરાનીઓની રાષ્ટ્રભાવના તરફ તેમની સહાનુભૂતિ ન હોય એ સ્વાભાવિક છે. જો કે ઈરાનમાં સ્વતંત્રતાની શરૂઆત કરનાર તો તેઓ હતા પરંતુ પર્સિયા તરફ તેમનું ધ્યાન કેન્દ્રિત હતું પર્સિયન ભાષા તરફ નહિ. તેઓ પૂરા મુસલમાન હતા. તેમને માટે કુરાને શરીફ કાફી હતું. એ વંશની સ્થાપનાની શરૂઆતના સમયનો એક કિસ્સો છે કે એક વખત ખુરાસાનનાં હાકેમ અબ્દુલ્લા બિન તાહિર (ઈ. સ. ૮૨૮–૪૪)ના દરબારમાં એક માણસ આવ્યો અને પહેલવીમાં લખાયેલા 'વામિક અને અઝરા'ના દિલચસ્પ પ્રેમકિસ્સાનું પુસ્તક આગળ ધર્યું[1]. તે, તરફ નજર કરી અમીરે કહ્યું: 'અમે તો કુરાન વાચનારા છીએ અને આવાં પુસ્તક અમારે જોઈતા નથી વળી આ પુસ્તક તો મુગી(ઝરથોસ્તી)એ લખ્યું છે, તેથી હમારી દૃષ્ટિએ એ નિંદ્ય છે.' તે પછી અમીરે તેને પાણીમાં નાખવાનો હુકમ કર્યો અને તુરત જ ફરમાન બહાર પાડ્યું કે

૧ વિદ્વાનોએ એ પુસ્તક નૌશેરવાન પાદશાહને અર્પણ કર્યું હતું

'જ્યા જ્યા આ રાજ્યમા મુગે લખેલુ ઈગીની ભાષાનું પુસ્તક હોય, તેનો નાશ કરવો'[1]

આ તો ખુરાસાનમા અર્ધસ્વતત્ર રાજ્ય હતુ ત્યારે બન્યુ હતુ, પરતુ એ જ પ્રાતમા તે પછી અર્વાચીન ફારસી સાહિત્યનો પ્રારભ થયો એ સાહિત્યક પ્રવૃત્તિઓનુ મહાન કેન્દ્ર બન્યુ તેની આજુબાજુના પ્રદેશની ભાષા પહેલવી હતી એ ખલીફાની રાજધાનીથી દૂર હોવાથી ત્યા અરબી શબ્દોનુ મિશ્રણ વધારે થયુ ન હતુ વળી એ બાબત પણ ધ્યાન યોગ્ય છે કે અરબોના વિજય પછી પહેલવી ભાષા ઈરાનમા સામાન્ય રીતે બોલાતી બધ થઈ હતી, પરતુ ઝરથોસ્ત્રી ધર્મગુરુઓએ બે ત્રણ સદી દરમિયાન તેનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો તેઓએ એ ભાષામા પુસ્તકો પણ લખ્યા હતા ફેર ફક્ત એટલો જ પડ્યો હતો કે પહેલવી તેમજ પાઝદ અરબી લિપિમા લખાવા લાગ્યા હતા આવી રીતે રાષ્ટ્રિય ભાષા અને રાજકીય સ્વતત્રતાનો ઉત્સાહ સૌથી પ્રથમ ખુરાસાનમા શરૂ થયો

એમ મનાય છે કે ઈરાની લોહીમાથી પેદા થયેલા યાકૂબ લૈસ[2]

---

૧ દૌલતશાહ—તઝ્કિરતુશ્શુઅરા પૃ ૧૨ (મુબઈ અથવા લાહોર આવૃત્તિ) મજ્મઉલ્ફુસહામા પણ એની નોંધ છે

૨ એમ કહેવાય છે કે એનો બાળપુત્ર એક ઉત્સવના દિવસે અખરોટ વડે તેના સાથીઓ સાથે રમતો હતો ત્યારે તેણે થોડી અખરોટ ખાડામા નાખી, તેમાથી એક (જે બહાર નીકળી ગઈ હતી તે) ધીમે ધીમે ગબડતી ગબડતી ખાડા તરફ જતી હતી ત્યારે તાળી સાથે તેના મોમાથી આ લીટી નીકળી પડી—

ગલ્તાઁ ગલ્તાઁ હમીં રવદ તા લબે ગૌ ।

(ગબડતી ગબડતી ખાડાની કિનાર તરફ જઈ રહી છે)

યાકૂબ પણ તે વખતે ત્યા હાજર હતો. છોકરાના મોઢેથી આ અનુપ્રાસવાળુ વાક્ય સાભળી ખુશ થયો અને તેની સાથે ત્રણ ચરણ

સફ્ફારીના દરબારમાં લગભગ ૮૭૦ ની સાલથી ફારસી ભાષા પ્રથમ બોલાવા લાગી બીજી રીતે કહીએ તો આરબોએ ઈરાન ઉપર વિજય મેળવ્યો ત્યાર પછી ઈરાન અહીં ફરીથી પ્રથમ વાર સ્વભાષા બોલતું થયું એ ભાષામાં અરબી શબ્દોની એટલી વિપુલતા હતી કે અર્ધી અરબી હોય એવું એનું સ્વરૂપ હતું

એ વંશે ઈ સ ૮૬૮ થી ઈ સ ૯૦૩ પર્યંત રાજ્ય કર્યું એના રાજ્યકર્તાઓએ ઈરાનમાં રાષ્ટ્રિય જીવનની પ્રવૃત્તિ ફેલાવી મજકૂર દેશભક્ત યાકૂબ લૈસે 'શાહનામહ'ના મૂળ સમાન 'ખુદાઈનામહ' નામના મહાન ઐતિહાસિક ગ્રંથ ઉપરથી ચાર ઝરથોસ્ત્રી વિદ્વાનો પાસે એક ગદ્ય શાહનામું ઈ સ. ૮૭૨ મા રચાવ્યું પ્રથમ એ કોઈ ઝરથોસ્ત્રીએ નૌશેરવાનના સમયમાં લખ્યું હતું

પરંતુ ફારસી સાહિત્યની સાચી પ્રગતિ અને ઈરાનના પુનરુદ્ધારનો સામાન તો સામાની વંશના સમય ( ઈ સ. ૮૭૪-૯૯૯ )માં તૈયાર થયો સામાની લોકો એક લડાયક પ્રજા હતી તેઓ સામાની વંશ દરમિયાન થયેલા બહેરામ ચોબીનના વંશજો હતા સામાનીઓએ માવરાઉન્નહ્ર[1]માં રાષ્ટ્રિય સલ્તનતનું કેન્દ્ર નક્કી કર્યું અમીર ઇસ્માઈલ સામાની( મૃ ઈ સ. ૯૦૭ )એ તુર્કસ્તાન, ખુરાસાન, અસ્ફહાન, તબરિસ્તાન વગેરે ઉપર પોતાની હકૂમત ફેલાવી. આરબ હાકેમો રહ્યા ત્યાંસુધી તો અરબી ઝબાને દેશી ભાષાને દબાવી રાખી હતી, પરંતુ સામાની શાહોએ રાષ્ટ્રિય સાહિત્યના ઉત્તેજનમાં પૂરો રસ લીધો તેમને અરબી પ્રત્યે વધારે આકર્ષણ ન રહ્યું તેમજ તેમણે ન રાખ્યું ઈ સ ૯૫૩ માં તમામ દફતરો ફારસી થયાં અને ઈ સ. ૯૬૧ મા તો સ્થિતિ

---

પાછળથી જોડી દેવામાં આવ્યા જેથી રુબાઈ બની આને કેટલાક ફારસી કાવ્યની શરૂઆત તરીકે ગણે છે આ બનાવ ઈ. સ. ૮૬૫મા બન્યો હતો

દોલતશાહ-તઝ્કિરતુશ્શુઅરા, પૃ ૧૨ (મુબારક અલી-લાહોર આવૃત્તિ)

1 જે ભાગ ઓક્સસ નદીની પેલી પાર છે તે એટલે કે ટ્રાન્સોક્સિયાના.

એવી થઈ કે મન્સૂર બિન નૂહ સામાની (ઈ. સ. ૯૬૧–૯૭૫)ના બલ'મી' નામના વઝીરે તબરી (મૃ. ઈ. સ. ૯૬૩)ના ઇતિહાસનો અરબીમાંથી ફારસીમાં અનુવાદ કરાવ્યો.

એ વંશના દરેક પાદશાહનો સમય પ્રગતિ અને ઉન્નતિની અગાસી ઉપર પહોંચવાનું એક નવું પગથિયું હતો.

અરબી હજુ પણ રાજકીય કામો અને સંસ્કૃતિની ભાષા તરીકે ચાલુ રહી, પરંતુ ફારસી પદ્ય અને થોડે અંશે ગદ્યનો પણ પ્રચાર થયો. બુખારામાં તેમનો દરબાર ઉમદા સાહિત્યકારોથી દીપી રહેતો હતો. કસીદા અને ગઝલ લલકારાતાં હતાં, તે ઉપરાંત મસ્નવી, રુબાઈ વગેરે રૂપોમાં ફારસી કવિતા લખાવા લાગી. ફારસી કવિતાનો પિતા ગણાતો શાયર રૂદકી[1] (ઈ. સ ૮૮૪–૯૪૧) જે જન્મથી જ અંધ હતો તે સામાની શાહ નસ્ર બિન અહમદ (ઈ. સ. ૯૧૪–૯૪૩) ના દરબારમાં થઈ ગયો. તેણે પાદશાહના કહેવાથી 'કલીલહ વ દમનહ'નો ('પંચતંત્ર'નો) અનુવાદ પદ્યમાં કર્યો. નૂહ (બીજો) બિન મન્સૂર (ઈ. સ. ૯૭૫ આદીએ) ના સમયમાં દકીકી દરબારી કવિ થઈ ગયો. પાદશાહના હાથમાં યાકૂબ લૈસ સફ્ફારીવાળું 'ખુદાઈનામહ' નામનું પુસ્તક આવ્યું તે તેણે દકીકીને સોંપ્યું. તેણે ગયોમર્સથી યઝદગર્દના અવસાન પર્યંતના ઈરાનના શાહોનો ઇતિહાસ પદ્યમાં શરૂ કર્યો. એક હજાર શે'ર તેણે લખી[3] અને પોતાના (દકીકીના) અકુદરતી હવસના દોષને કારણે તેના જ ગુલામે

---

૧ અંગ્રેજી કવિતાનો ચોસર તેમ ફારસી કવિતાનો રૂદકી છે.

૨ એના બદલામાં તેને ચાળીસ હજાર દરહમ મળ્યા હતા (શેરુલઅજમ, ભા. ૧, પૃ. ૨૮).

૩ જેને ઇબ્નુલઅસર કુર્આનુલઅજમ (ઈરાનનું કુરાન) કહે છે(શેરુલઅજમ ભા. ૧, પૃ. ૪૩).

લાગ્યા હતા જેમ પાર્ગુ આગામી તત્ત્વ હખામની અને પાર્થવોના સમયમા હતુ તેમ અગ્રોની અત્તાના શરૂઆતના સકામાં ઈરાની ભાષાનુ ભારે અધ પતન થયુ હોવાથી ઉચ્ચ ભાવો અને તાત્ત્વિક વિચારો વ્યક્ત કરવાને ઈરાનીઓને સમાનાર્થ શબ્દો મળતા ન હતા પરિણામે અગ્રોનુ શાસન ઢીલુ થયુ અને ભાષાએ ફરીથી માથુ ઊચકયુ ત્યારે એવા જરૂરી શબ્દો અરબીમાથી લેવા પડયા હતા આની રીતે અરબીથી ઓતપ્રોત થયેલી ઈરાની સકર ભાષા ચાલુ થઈ

ઘણાખરા ઈરાનીઓ ધર્માતર પામેલા છતા દિલથી તેઓ ઝરથોસ્ત્રી જ રહ્યા હતા અને પ્રાચીન ઈરાન પ્રતિ અત્યત ગૌરવ અને ભક્તિભાવથી જોતા હતા તેઓ ઝરથોસ્ત્રી દૃષ્ટિ અને આદર્શો મુજબ ઇસ્લામનો અર્થ ઘટાવતા હતા તેઓનામા પાગપૂર્વથી ઊતરી આવતા સજોગોને અનુકૂળ થવાના ગુણને લઈને મુસલમાનોની દમનનીતિનુ પરિણામ હળમાં આ યુ હતુ

તેઓ પોતાનો ઇતિહાસ ભૂલ્યા ન હતા ગામડે ગામડે લોકો ફરીદુન, રુસ્તમ, સોહરાબ, અફરાસિયાબ, કાવા, અર્દશેર, નૌશેરવાન અને ખુસ્રોની વાતો કર્યા કરતા હતા

માસોનાં નામો, તહેવારોના નામો, વ્યક્તિઓનાં નામો એ યુગમા પણ ઈરાની કાયમ રહેલા અને પહેલવી ભાષા પણ જીવત રહેલી

## અરબી લિપિ

વિજેતા અરબો પોતાની અરબી ભાષા ઈરાનની પ્રજા ઉપર કાયમની ઠોકી બેસાડવામા કામયાબ રહ્યા નહિ, પરતુ તેઓ પોતાની સેમિટિક કુળની લિપિની ટોક આર્ય ભારતી–ઈરાની કુળની ફારસીને ગળે ઓગની શક્યા ¹

¹ વખત જતા સિંધમા સિંધી ભાષાની લિપિ તરીકે પણ એ આવી

તેની કતલ ઈ. સ. ૯૭૭માં કરી.[1] એ ગેંગ ફિરદોસીના 'શાહનામહ'ના પાયાનો પ્રથમ પથ્થર હતો. પ્રખ્યાત હકીમ શેખ અબૂ અલીસીના[2] (મૃ. ઈ. સ. ૧૦૩૫) પણ લાંબા સમય પર્યંત નૂહ બિન મન્સુરના દરબારમાં રહ્યો હતો. તેણે ગણીત, ભૂમિતિ, વૈદક, તત્ત્વજ્ઞાન વગેરે ઉપર ઘણાં પુસ્તકો લખ્યાં છે.

સામાની શાહોના લગભગ સમકાલીન ઝિયારી વંશ (ઈ. સ. ૯૨૮–૧૦૪૨) અને દેલમી વંશ (ઈ. સ ૯૩૨–૧૦૫૫)ના શાહો હતા તેઓએ પણ ફારસી ગદ્ય તેમજ પદ્ય લેખકોને ઘણું ઉત્તેજન આપ્યું. તેનાથી રાષ્ટ્રિય સાહિત્યની ખિલવણી થઈ અને વિજ્ઞાન અને અધ્યાત્મ-વિદ્યાનો પ્રચાર થયો. તેઓ પંડે પણ ફારસી શાયર હતા. તેમની સહાય અને ઉત્તેજનને લઈને ફારસી સાહિત્ય જુસ્સા, શુદ્ધતા, સરળતા અને બળમાં એક જ સૈકામાં અરબી સાહિત્યની હરીફાઈ કરતું થયું. ઈરાની ઇતિહાસમાં એ સમય નવયુગના આરંભનું ચિહ્ન ગણાયો.

## તે સમયના ઈરાનીઓની ભાષાનું સ્વરૂપ

ઈરાનીઓને મોએ અરબી ભાષા અરબોના ઝંઝાવાત દરમિયાન એવી ચડી ગઈ હતી કે તેઓ એક નવીન પ્રકારની પાઝંદ બોલવા

---

૧ ફિરદોસી એ વિષે કહે છે—

जवानीश रा ख़ुये बद यार बूद,
अबा बद हमेशाह बपयकार बूद।
यकायक अज़ू बख़्त बरगश्तह शुद
बदस्ते यकी बन्दआजि कुश्तह शुद।

[કુટેવ સાથે તેની જવાનીને મિત્રાચારી હતી. તેને બદી સાથે હંમેશાં ઝઘડો હતો.

એકાએક નસીબે તેના તરફથી મોં મોડયું અને એક ગુલામના હાથે તે માર્યો ગયો.]

૨ જેને અંગ્રેજીમાં Avicenna કહે છે.

(૪) જો શાહની મા ઊંચા કુળમાં જન્મેલી ભદ્રમહિલા હોત તો સોનું અને ચાંદી(નો ઢગલો) મને ઘૂંટણ સુધી હોત.

(૫) શાહ મહમૂદમાં ડહાપણ જ નથી, કારણ કે તેની હથેળી મને દાન કરવા દેતી હું જોતો નથી.

(૬) ઊંચા કુળના શાહ મહમૂદની હથેળી નવે નવ (એકયાસી) અને ત્રણ ચોક (બાર) બરાબર છે[1]

(૭) જે શાહનું તોખમ જ એક દરવેશ (ભિખારી)થી હતું તેની શાહનામહ'માં પ્રશંસા કરવી ન જોઈએ.

(૮) ગુલામનો જણેલો કામ લાગે નહિ, પછી ભલેને તેનો બાપ શાહ હોય.

(૯) નાલાયકોને ઊંચે ચઢાવવા અને તેઓ પાસેથી સારી આશા રાખવી

(૧૦) આપણી ગ્રીવાનો છેડો ગુમાવવા સમાન છે (અર્થાત્ સાપ ખાવા જેવું છે) અને ગજવામાં સાપ પાળવા બરાબર છે.

(૧૧) એક ઝાડ જે કુદરતી કડવું હોય તેને જો સ્વર્ગના બાગમાં રોપો

(૧૨) અને પાણી આપતી વખતે સ્વર્ગની નદીમાંથી તેના મૂળમાં મધ અને ચોખ્ખું દૂધ રેડો

(૧૩) (તોપણ) અંતે તો તેની નસ્લ પ્રમાણે બને છે અને તેનું (અસલ) કડવું ફળ જ તે ઉપર આવશે .

(૧૪) નાપાકના જણેલા પાસે (સારી) ઉમેદ રાખીશ નહિ, કારણ કે સીદી નાહવા ધોવાથી સફેદ થતો નથી ]

[1] આંગળી વડે સંખ્યાનો ખ્યાલ આપવાની એક પુરાણી રીત મુજબ ૯૩ નો આંકડો દેખાડવા માટે મૂઠી વાળવી પડે છે. ફિર્દોસીનો કહેવાનો ભાવાર્થ એ છે કે મહમૂદની મૂઠી વળેલી છે એટલે કે તે કંજૂસ છે.

(૬) कफ़े शाह महमूदे आली तबार,
नोह अन्दर नोह आमद से अन्दर चहार ।

(७) शही को निज़ादश ज़े दरवीश बूद,
बशहनामह अन्दर न बायद सितूद ।

(८) परस्तारज़ादह नयायद बकार,
अगर चन्द दारद पिदर शहरयार ।

(९) सरे नाखज़ायाँ बर अफ़राश्तन,
वज़ ईशान उमीदे बिही दाश्तन ।

(१०) सररिश्तअे खीश गुम कर्दनस्त,
बजैब अन्दरून मार पर्वरदनस्त ।

(११) दरख़्ती के तल्ख़स्त वय रा सिरिश्त,
गरश दर निशानी बबाग़े बिहिश्त ।

(१२) वर अज़ जूये खुल्दश बहँगामे आब,
ब बीख़ अन्गबीन रेज़ी ओ शीरे नाब ।

(१३) सरअन्जाम गवहर बकार आवरद
हमाँ मेवअे तल्ख़ बार आवरद ।

× × × ×

(१४) ज़े नापाक ज़ादह मदारीद उमीद,
के ज़न्गी बशुस्तन न गर्दद सपीद ।

[(૧) જ્યાંસુધી દુનિયા છે ત્યાંસુધી પાદશાહો પણ રહેશે (તે) તાજદારોને મારો પેગામ છે—

(૨) કે પવિત્ર માબાપના ફિરદોસી તૂસીએ આ શાહનામું મહમદ ગઝનવીને નામે લખ્યું નથી.

(૩) જો શાહ મહમૂદનો પિતા શાહ હોત તો તે મારે શિરે સોનાનો તાજ મૂકત.

ાચર ફર્રુખી (મૃ. ઈ. સ. ૧૦૩૭), ઉન્સુરી (મૃ ઈ. સ ૧૦૪૦ ી ૫૦ સુધીમાં) વગેરે ચારઓથી વિશેષ ગર્વ ઉપજાવે એવા જાણીતા વિઓ અને સાહિત્યકારો હતા. એ વંશના બીજા પાદશાહો પણ વેદ્યાપાલક, કવિઓ અને સાહિત્યકારોના આશ્રયદાતા હતા. આ ગઝનવી ુગમાં જ પ્રથમ સૂફી ફારસી કવિના લખનાર અબૂ સઈદ અબુલ્ખૈર મૃ ઈ સ. ૧૦૪૯) થઈ ગયો.

એ યુગનું સાહિત્ય સાદું હતુ. ભાવો અને વિચારોમાં પરિપક્વતા અને સ્વાભાવિકતા હતી, પરંતુ ભાષામા અરબી શબ્દો અને શબ્દસમૂહોનું પ્રમાણ વિશેષ હતુ.

સલ્જૂક વંશ

બીજો તુર્કી વંશ સલ્જૂક વંશ થયો. તેણે પણ ઈરાની રાષ્ટ્રવાદને પોષી તેના સાહિત્યને બનતુ પ્રોત્સાહન આપ્યુ અલપ અર્સલાન સલ્જૂકી (ઈ. સ ૧૦૬૩–૭૨) ગાદીએ આવ્યો કે તુરત જ તેણે રાજ્યભાષા ફારસી રાખવાનુ ફરમાન બહાર પાડ્યુ હવે ઈરાની જમીને જોર પકડ્યું. તે પાદશાહના વઝીર અબ્દુલમલેક અબૂ નસ્ર કુન્દરીએ[૧] દરબારી ભાષા ફારસી માટે યોજના ઘડી ઈરાની શાયરી સામાની વંશ દરમિયાન શરૂ થઈ હતી તે આ વંશ દરમિયાન પ્રગતિના શિખરે પહોચી. ગદ્યલેખક નાસિર ખુસરો (મૃ ઈ સ ૧૦૬૧), નિઝામુલ્મુલ્ક (મૃ. ઈ સ. ૧૦૯૨), ઇમામ ગઝ્ઝાલી(મૃ ઈ સ ૧૧૧૧), ગણિતજ્ઞ ઉમર ખય્યામ (મૃ ઈ. સ ૧૧૨૪), મસ્નવી (મહાકાવ્ય)મા નૈતિક અને સૂફી ભાવોનો આરંભ કરનાર સનાઈ (મૃ ઈ સ ૧૧૫૦) નિઝામી અરૂઝી (જીવિત ઈ. સ ૧૧૫૬–૫૭), અન્વરી (મૃ ઈ. સ. ૧૧૮૯ અને ૧૧૯૧ ની લગભગ) વગેરે થઈ ગયા તે પછી અવ્યવસ્થાના જમાનામાં ઝહીર ફારયાબી (મૃ ઈ સ. ૧૨૦૧), નિઝામી

[૧] નિઝામુલ્મુલ્ક—સિયરુલ્મુલૂક (તઝકિરતુશ્શુઅરા પૃ. ૧૧–૧૨ ના આધારે)

ગઝ્નવી (મૃ. ઈ. સ. ૧૨૦૩) જેવા સાહિત્યકારો અને કવિઓએ ફારસી સાહિત્યનો પ્રદીપ પ્રજ્વલિત રાખી તેનું ગૌરવ વધાર્યું. તે સમયે અને પછી છૂટી છવાઈ વ્યક્તિઓ તુર્કી ભાષામાં લખતી, પરંતુ તેમની સંખ્યા જૂજ હતી, તેમ છતાં તુર્કોના વસવાટની અસરને લઈને તુર્કી શબ્દો ફારસી ભાષામાં ગઝ્નવી વંશના સમયથી પ્રવેશતા ચાલ્યા આવ્યા હતા. વળી એ સમયે અરબી શબ્દો અને મહાવરાનુ પ્રમાણ પણ ફારસી ભાષામા વધી ગયુ હતું.

આ યુગનું પદ્ય ઘણું મહત્ત્વનું હતું સૂફીવાદનો રંગ એ ઉપર ચડવા લાગ્યો. એ સમય પર્યંત ફારસી ગદ્યમાં બિન-જરૂરી લંબાણ, વાગ્વિસ્તાર, સધિ વિનાનાં વાક્યો અને શબ્દોની પુનરુક્તિ હતાં, પરંતુ હવે કેટલાક વિચારવંત ગદ્ય લેખકો પાક્યા તેમની ભાષા સીધી, મર્યાદાવાળી અને ગંભીર હતી. આ યુગે ફારસી ગદ્ય તેમજ પદ્ય સમૃદ્ધ કર્યું.

## મોંગલ યુગ અને તૈમૂર યુગ

તે પછી ઈરાનના ઇતિહાસમાં મોંગલ યુગ અને તૈમૂર યુગ થયા. તાર્તારી મોંગલોના ભયંકર કૃત્યોએ દેશનાં શહેરોની બરબાદી સાથે સાથે માનવ દિલોને પણ વેરાન કરી દીધાં. લહેરી અને પ્રભાવશાળી બાદશાહોના ન્યાય અને ઇન્સાફ અને ગાનતાન અને નાચ મુજરાની મેહફિલો રાતદિન દરબારોને બિહિશ્તના નમૂના રૂપ બનાવી મૂકતી ત્યાં બુલબુલોને બદલે ઘૂવડો બોલતાં થયાં: आं क़दह बेशिकस्तो आं साक़ी नमान्द (અર્થાત્ તે પ્યાલો તૂટ્યો અને તે સાકી પણ રહ્યો નહિ). પરિણામે શાયરીનો રંગ બદલાયો. તેમાં અગાઉનાં ભાવના, લાગણી, રૂપકો અને ઉપમા ન રહ્યાં નવા વિજેતાઓ ઈરાનની સંસ્કૃતિ અને સમાજથી વાકેફ ન હતા. અરે! તેઓમાં તો સંસ્કૃતિ અને સભ્યતા જ ન હતી આ મધુરી ભાષાનો અનુભવ પણ તેમને ક્યાંથી હોય? આથી તેમના

દરબારોમાં કસીદા[1] વલકારનાર કવિઓની શી કીમત? ઇદર અને બક્ષિમ તો શાયરો ખામસા જોના હશે તે જ રક્તની નદી વહેવડાવનાર ચંગીઝખાન અને તેના અનુગામીઓમાં કેવી નીતિ અને કેવા આચાર વિચાર!

ચંગીઝખાન, હલાકૂખાન અને તૈમૂરની સામાન્ય ક્રૂરતાએ તમામ પ્રજાને લૂટી લીધી મૂઠ પર લીધુ ન હરે એવા બાદશાહોના તાજ અને તખ્ત ધૂળ ભેગા કરી દીધા ખુરાસાનથી શામ (સીરિયા) પર્યંત આકાશ નીચે સનસનાટી ફેલાઈ રહી દુનિયાની માતા (ઉમ્મુદ્દુનિયા) તરીકે ઓળખાતા બગદાદની ઈંટ ભેગી ઈંટ મળી ગઈ, મહાન મહાન નગરોમાં ખંડેરોમાથી ધૂળ ઊડતી થઈ બધા મળી ઓછામા ઓછાં પચાસ સાઠ લાખ માણસો એક જ ઝપાટે ફના થઈ ગયા આ બનાવે નાશવત દુનિયાનો એવો તો ખ્યાલ આપ્યો કે તેનો ચિતાર બાના સમય પર્યંત લોકોની નજર આગળ ફરતો રહ્યો

પરંતુ ભાનાને તો બોલવાનો ચસકો લાગ્યો હતો તે ખામોશ હાથ જોડીને બેસી રહે એમ નહતી ગમગીન દિલ અને મુઝાઈ ગયેલી લાગણીની અસર બીજી તરફ વળી ગઝન આતંકિ ઉમળકા અને દિનના ભાવોની દર્શક છે તેથી ફૂટેલા ફાટેલા જીગરના ઘાની કંઈક જબાન પર આવવા લાગી લોકો દુ ખમાં પરવર્દગારનુ સ્મરણ કરે તેમ દરેક દિશા અને ખૂણામાં સૂફીવાદની ચર્ચા શરૂ થઈ અને તેનુ જોર વધ્યુ. આવા સમયમાં સ્વતત્ર અને શાન રહી કામ કરનારા ફરીદુદ્દીન અત્તાર (મૃ ઈ સ. ૧૨૩૦), મૌલાના રૂમી (મૃ. ઈ સ ૧૨૭૩), ઇરાકી (મૃ ઈ સ ૧૨૮૮), સા'દી (મૃ ઈ સ ૧૨૯૧), ઓહદી (મૃ ૧૨૯૧) અને શબિસ્તરી (મૃ ૧૩૨૦) વગેરેની શાયરી સૂફીમતના સાહિત્યબાગોના ફળફૂલ છે

એ યુગનાં સાહિત્યની ખાસિયતોમાં સરળ અને સીધી શૈલી, એકાગ્ર મૌલિક બળ અને વાસ્તવિકતા છે અને તમામ લખાણો ઉપર

[1] પ્રશસા કાવ્યો.

સૂફી સંતોના શિક્ષણની સર્વોત્તમ અસર છે. એ સમય દરમિયાન ગદ્યલેખકો 'અને ઇતિહાસકારો થયા તેમાં તારીખે વસ્સાફનો કર્તા વસ્સાફ ( હયાતિ ઈ. સ. ૧૩૨૮ ) પણ હતો.

તૈમૂર યુગમાં ગદ્ય, સૂફીવાદ અને અસરકારક ગઝલો એમ ત્રણ જાતનું સાહિત્ય ઉત્પન્ન થયું. ગઝલોમાં આત્માના ગૂઢ અનુભવો, આધ્યાત્મિક અને માયિક એમ બન્ને દૃષ્ટિએ દર્શાવવામાં આવે છે. અતિ આલંકારિક ભાષામાં સંતો ઇશ્વરી પ્રેમ હર્ષોન્માદથી મોંગલ યુગ અગાઉ ગાતા હતા તેનો આ યુગમાં મદિરા–ગીત અને પ્રેમગાયનો માટે ઉપયોગ થવા લાગ્યો. મશહૂર હાફ઼િઝ (મૃ. ઈ. સ. ૧૩૯૦) એજ યુગમાં થયો તેનો આશ્રયદાતા મુઝફ્ફરી વંશનો હતો.

એ યુગમાં પ્રસિદ્ધ લેખકોને સૌજન્ય અને ઉદારતાથી સહાય મળી. ગ્રંથકારોએ પણ આર્થિક ચિંતાથી મુક્ત રહી ઉત્તમ પુસ્તકો લખ્યાં. એ સમયના સુલતાન હુસૈન મીર્ઝા (મૃ. ઈ. સ. ૧૫૦૬) તેમજ તેનો વઝીર મીર અલી શેર નવાઈ (મૃ. ઈ. સ. ૧૫૦૧) તુર્કી ભાષાના વિદ્વાન હતા. સુલતાન હુસૈને તુર્કી ગઝલો પણ લખી છે મીર અલી શેરે તુર્કી તેમજ ફ઼ારસીમાં પુસ્તકો લખ્યાં છે અને તેની તુર્કી ગઝલો અને પાંચ મસનવીઓ ( મહાકાવ્યો ) આજ પર્યંત તુર્કસ્તાનમાં મશહૂર છે. એ સમયમાં થયેલા જામી( મૃ. ઈ. સ ૧૪૯૨ )ને કેટલાક ફ઼ારસી શિષ્ટ સાહિત્યનો છેલ્લો કવિ ગણે છે તે ઉપરાંત ઇતિહાસલેખક મીર ખોન્દ (મૃ. ઈ. સ. ૧૪૯૮), તઝકિરતુશ્શુઅરાનો કર્તા મશહૂર દૌલતશાહ (મૃ. ઈ સ ૧૪૯૮ ) તેમજ અન્વારે સુહૈલી(=પંચતંત્ર)નો કર્તા હુસૈન વાઇઝ કાશિફ઼ી (મૃ. ઈ. સ ૧૫૦૫ ) પણ એ જ સમય દરમિયાન થયા હતા. બીજા શાયરો અને ગ્રંથકારોની સંખ્યા પણ ઘણી મોટી છે.

**સફ઼વી યુગ**

એ સમય દરમિયાન મહાન કવિઓ ઈરાનમાં પેદા થયા નથી. અનેક પ્રકારોની ચિત્રકળા, હુન્નરકળા અને સંગીતની પ્રગતિ સુંદર રીતે થઈ હતી. એ વંશના બાદશાહો ધાર્મિક બાબતોમાં બિલકુલ

અસહનશીલ હતા જે સૂફી સતો અને શાયરો રાજ્યધર્મ શીઆ ન પાળતા તેમને પણ વેઠવુ પડ્યુ પરિણામે સૂફીવાદ અને સૂફી શાયરીનો પણ હ્રાસ થયો. પદ્યને ઉત્તેજન ન મળ્યુ પણ ગદ્યમા લખાણો સારા પ્રમાણમા થયા એ સાહિત્ય આધ્યાત્મિક વિષયો ઉપર શીઆ દૃષ્ટિ બિંદુથી લખાયુ

એ યુગ દરમિય ન ભારતમા સમ્રાટ અકબરનો દરબાર ઐનમાઉ અને કનમમાઉ માટે અતિ મોકળો હતો અને તેની દરિયાદિલીને લઈને ઈરાન તરફથી કવિ અને લેખકોની ભરતીયે તેને ઊભરાવી દીધો જહાગીર તથા શાહજહા પણ સાહિત્ય તથા વિદ્યાને ઉત્તેજન આપવામા અકબરના જેટલો જ રસ લેતા અકબરના અમીરોનો દરબાર પણ હમેશા વિદ્વાનોથી ભરપૂર રહેતો.[1] તે ઉપરાંત અહમદનગરના નિઝામશાહી બાદશાહો, ગોલકોંડાના કુત્બશાહી બાદશાહો, અને બીજાપુરના આદિલશાહી બાદશાહો પણ વિદ્યાપાલક હતા

---

૧ કવિ નઝીરીને જહાગીરે ત્રીસ હજાર સોનાના સિક્કા ઇનામમા એકી વખતે આપ્યા હતા શાહજહાએ અમ્ તાલિબ કલીમ (રાજકવિ) અને અબ્દુલ હમીદ લાહોરી (ઇતિહાસકાર)નુ સોનાથી વજન કરાવી તે સોનુ ઇનામમા તેમને આપી દીધુ હતુ વળી એ જ બાદશાહે કુદસી કવિનુ મો સાત વખત ઝવેરાતથી ભરીને બધુ તેને ઇનામમા આપ્યુ હતુ

કહેવાય છે કે એક વખત અબ્દુર્રહીમખાનેખાનાન અમીરને નઝીરી નૈશાપૂરીએ કહ્યુ કે એક લાખ રૂપિયાનો ઢગલો કરવામા આવે તો તે કેટલો મોટો થાય? મે કદી તે જોયો નથી તેથી તેણે તેની આગળ એક લાખ રૂપિયાનો ઢગલો કરાવ્યો નઝીરી ખુશ થઇ ગયો અને અબ્દુર્રહીમનો આભાર માન્યો કે 'આપને લીધે મે એક લાખ રૂપિયા જોયા અમીરે કહ્યુ 'જોવાથી શુ? અને તે પૈસા તેણે નઝીરીને ત્યા મોકલી આપ્યા (નાદિરુલ્ઉમરા, ભા ૧, પૃ ૭૦૮ ફારસી] એક કસીદા (પ્રશસા કાવ્ય) માટે એ જ અમીરે હયાતી કવિને એક લાખ રૂપિયા આપ્યા હતા (ખઝાનએ આમિરહ) આવી ખબરો ઈરાન પહોચતી અને ત્યાથી નદીના જુવાળની જેમ કવિઓ અને સાહિત્યકારો આવતા રહ્યા હતા

ઈ સ. ૧૫૦૦ થી ૧૮૦૦ સુધીના ઈરાનના ફારસી સાહિત્યમા કંઈ નવીનતા નથી ગદ્ય અને પદ્ય પુસ્તકો શિષ્ટ સાહિત્યના યુગના ગદ્ય અને પદ્યના અનુકરણમાં જ લખાતાં રહ્યાં. શાયરોમા મૌલાના હાતિફ (મૃ. ઈ સ. ૧૫૨૧), સાઈબ[1] (મૃ ઈ સ ૧૬૭૭) તાહીર વહીદ (મૃ ઈ સ. ૧૭૦૭), શેખ અલી હઝીન[2] (મૃ ઈ સ. ૧૭૬૬) અને ગદ્ય લેખકોમાં ખોન્દમીર[3] (મૃ. ઈ સ ૧૫૩૫) અને તુમાઈ[4] વગેરે થયા

## કાચાર યુગ અને પહેલવી યુગ

કાચાર યુગમા આમ શૈલીએ ફરીથી પલટો માર્યો અને ફેરનીક અને પ્રશંસાત્મક (કસીદા) સજીવન થયા સાથે ગઝલ કવિઓ પણ થયા ગદ્ય અહેતુ મોટુ અને ફેરની ભાવનાર પત્રકારત્વનો પ્રારંભ ઓગણીસમી સદીમા થયો અરબી શબ્દોનું પ્રમાણ ઓછુ થવા લાગ્યુ હાસ્યરસિક અને કટાક્ષમય પુસ્તકો પણ લખાવા માંડ્યાં નાટક સાહિત્ય ત્યાં ન હતું તે છેક ઓગણીસમી સદીના અંતમાં આવ્યુ ફારસી સાહિત્યમા ટૂંકી વાર્તાઓનો અભાવ હતો પણ હવે પશ્ચિમની અસરથી નવલ થાઓ લખાવા માંડી યુરોપીય સંસર્ગને લીધે ત્યાં

---

૧ સાઈબ જહાંગીરના સમયમા ભારતમા આવ્યો હતો શાહજહાએ કાબુલ ઉપર (ઈ. સ ૧૬૨૬ મા) ચઢાઈ કરી ત્યારે તે તેની સાથે હતો તે ફરીથી ઈરાન ગયો ત્યારે શાહ અબ્બાસ બીજા (ઈ સ ૧૬૪૨ ૬૭) એ તેને રાજકવિ બનાવ્યો હતો

૨ તે પણ ભારતમા આવ્યો હતો

૩ ઈ. સ ૧૫૨૮મા તે ભારતમા આવ્યો હતો અને તેની મુલાકાત આગ્રામા બાબર સાથે થઈ હતી તેની સાથે તે બંગાળા પણ ગયો હતો બાબરના મરણ પછી તે હુમાયૂનની નોકરીમા રહ્યો અને હુમાયૂનનામહ વગેરે પુસ્તકો લખ્યા

૪ શાહજહાના સૌથી નાના પુત્ર મુરાદ બક્ષના આશ્રયમા તે ભારતમા જ રહ્યો હતો તેણે વૃદ્ધાવસ્થાનુ નિવૃત્ત જીવન કાશ્મીરમા ગાળ્યુ હતુ અને તેનુ અવસાન પણ ત્યા જ થયુ હતુ.

જુદી જુદી ભાષાઓના કેટલાંક પુસ્તકોનો ફારસી ભાષામાં અનુવાદ શરૂ થયો

ઈ સ ૧૯૦૬ ની ક્રાંતિ પછી ફારસી શાયરી ઊડી ગઈ પુરાણી ઢબની કવિતાઓએ પૌરુષ અને સ્વતંત્રતાની ભાવનાઓના ગીતોને સ્થાન આપ્યું આધુનિક કવિતા અનુભવ ઉપર રચાયેલી વ્યવહારસ્પર્શી છે તેમાં નવીન જાગૃતિ ચેતના અને નવું દૃષ્ટિબિંદુ નજરે પડે છે અર્વાચીન શાયરીની શૈલી બદલાઈ ગઈ છે કાલ્પનિક આશકનો પોકાર અને માશૂકનો ઝણકાર તથા તેમના પ્રેમવિનોદને સ્થાન નથી લોકોને જમાનાની ચાલુ પ્રગતિ સાથે રહેવાનું છે હવે વતન અને કોમ તેમની માશૂક બની હવાઈ વાતોનો જમાનો ગયો પેટ ભરવાને ખોરાક અને જીવનનિર્વાહ માટે માથાકૂટનો પ્રસંગ આવ્યો માશૂકને ખાતર તન, મન, ધન, તેમજ આઝાદીને નિછાવર આપવાની વાત ગઈ કોમ અને વતનની આઝાદીનો પ્રશ્ન ઉપસ્થિત થયો કાવ્યશોખી તેને તેજ ગણી, પરંતુ અંગૂરનો શરાબ હવે બદલાયો છે અને એના નશાનો ઢગ નિરાળો બન્યો છે ટૂંકમાં ઈરાનના રાજકીય અને સામાજિક જીવનને લગતી બાબતોનો પડઘો અર્વાચીન શાયરીમાં સંભળાય છે કવિઓ માટે તો જાણે સામાજિક તેમજ ખાનગી જીવન, કેળવણી, રાજદ્વારી, આર્થિક, ધાર્મિક, ફિલસૂફી વગેરે દેશના પ્રગતિશીલ પ્રશ્નોની ચર્ચા માટે મોટા પાયા પર ચર્ચાસ્થાન ખોલવામાં આવ્યું હોય એમ આભાસ થાય છે, છતાં આધુનિક કવિતામાં પ્રાચીન કવિતાની ગહનતાની ઊણપ છે

કાચાર વંશનો બીજો શાહ ફતેહ અલી[1]શાહ (ઈ સ

---

૧ એ શાહ ઈરાનનો એક અદ્વિતીય અને અજોડ નમૂનો છે એ અવસાન પામ્યો ત્યારે ૧૫૮ પત્નીઓ અને ૨૦૦૦ પુત્રો, પુત્રીઓ, પૌત્રો અને દૌહિત્રોના એક અતિ બહોળા કુટુંબને રોતું કકળતું છોડી ગયો હતો એના વિશે કહેવાય છે કે એક દહાડો તેણે ઘણી શેરો રચ્યા અને રાજ્યકવિનો

૧૭૬૭-૧૮૩૪ )ની સુદ્ધાંત સાગ કવિઓમા ગણતરી થતી હતી તેનો પૌત્ર નાસિરુદ્દીન શાહ જે એ વંશનો પાંચમો પાદશાહ હતો તે પણ કવિ તેમજ ગદ્યલેખક હતો યુરોપની મુસાફરીનું ત્રણ ભાગોમાં એનું લખાયેલુ સફરનામુ સર્વત્ર વચાય છે

કાચાર યુગ દરમિયાન થઈ ગયેલા કઆની( મૃ. ઈ સ ૧૮૫૩ )ને કેટલાક શિષ્ટ સાહિત્યનો છેલ્લો શાયર ગણે છે અર્વાચીન સમય દરમિયાન થયેલા કવિઓની નામાવલીમા મુખ્ય તરીકે નશાત ( મૃ. ઈ સ. ૧૮૨૮ ), વિકાર[1] ( જ ઈ સ ૧૮૧૭ ), ખુસરવી ( જ. ઈ સ ૧૮૪૯ ), જલ્વહ[2] ( મ ઈ સ. ૧૮૯૬ ), દેહખુદા ( જ. ૧૮૭૯ ), બદીઉઝ્ઝમાન

તે તે વિશે અભિપ્રાય માગ્યો તેણે કહ્યુ 'જહાપનાહ, મારી જિંદગી આપના ઉપર કુરબાન હો, શે'ર નકામી છે ' આ સાંભળી શાહ શેરે ભરાઈ તડૂકી ઊઠ્યો ' એ ગધેડો છે લઈ જાઓ એને તબેલામા ' શબ્દોનુ અક્ષરશ પાલન કરવામા આવ્યુ બીચારા કવિને ગધેડા સાથે ચારચારા ,પર ગધેડુ પરંતુ થોડા દિવસ પછી શાહે તેને ફરીથી તેડાવી, તેની આગળ બીજી શે'રો વાંચી, એક પણ હરફ ઉચ્ચાર્યા વગર શાયર ચાલતો થયો શાહે બૂમ પાડી, પૂછ્યુ ' ક્યા જાય છે ? ' શાયરે કહ્યુ ' ફરીથી તબેલે ! '

1 વિસાર પોતાના ભાઈ મહમૂદ સાથે ભારતમા આવ્યો હતો ઈ સ. ૧૮૪૯ થી ૧૮૫૧ પર્યંત તે મુંબઈમા રહ્યો હતો ત્યા તેની ઘણી પ્રતિષ્ઠા હતી તે પછી તે તેહરાન પાછો ગયો હતો ( રેઝા કુલીખાન-મજ્મઉલ્ ફુસહા)

2 જલ્વહ વિશેની વિગતો જાણવા જેવી છે તેનો જન્મ ઈ. સ ૧૮૨૨મા અમદાવાદમા થયો હતો. વાત એવી બની હતી કે તેનો પિતા મિર્ઝા સૈયદ મોહમ્મદ તબાતબાઈ ( વખ્શતુલ્ નઝ્રહર ) વૈદ હતો અને ફતહઅલી શાહ કાચારના રાજઅમલમા તે દરબારી કવિ હતો તે સિંધના હૈદ્રાબાદમા આવ્યો હતો અને ત્યાથી ગુજરાતમા આવ્યો હતો જ્યા અમદાવાદમા જલ્વહે જન્મી તેના પિતાના ઘરમા જલવો (ઝગઝગાટ) કર્યો. તે પછી તેના પિતા સાથે તે ઈરાન ગયો તેણે આધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું તે એક સામાન્ય ઓરડીમા રહેતો હતો અને મદ્રેસામા ભણાવતો હતો પોતાનો પગાર તે ગરીબોમા વહેંચી નાખતો અમીર ઉમરાવો એટલુ જ નહિ પણ ખુદ શાહો પણ તેની નાની કોટડીમાં તેને મળવા આવતા.

(જ ઈ ૧૯૦૦), અદીબુલ્મમાલિક (મૃ. ઈ. સ. ૧૯૧૭), આરિફ કઝ્વીની (મૃ ઈ સ. ૧૯૨૫), ઈરજ મિર્ઝા (મૃ ઈ સ. ૧૯૨૬), અદીબ નૈશાપૂરી (મૃ ઈ સ ૧૯૨૬), અદીબ પેશાવરી[1] (મૃ ઈ સ. ૧૯૩૧), કવયિત્રી પર્વીન ઇતિસામી (મૃ. ઈ સ ૧૯૪૧), ગજ્જાવિ બહાર (મૃ. ઈ સ. ૧૯૫૧ ના એપ્રિલની ૨૧ મીએ) વગેરે મુખ્ય છે

## પરભાષાના તત્ત્વો

અર્વાચીન ઈરાન પોતાના રાષ્ટ્રિય ઇતિહાસ સાથે રાષ્ટ્રિય ભાષા અને રાષ્ટ્રિય સાહિત્યનો પુનરુદ્ધાર કરી પાશ્ચાત્ય રાષ્ટ્રોની હરોળમા રહેવાની કોશિશ કરી રહ્યું છે

આનુ જમાનામા ફારસી ભાષાને મધ્યકાલીન ઈરાની પહેલવી અને પાઝંદ જેવી શુદ્ધ કરવાના પ્રયત્નો માટે આંદોલનો પૂર્ણ્જોશમા શરૂ થઈ ગયાં હતા, કારણ કે ફિરદોસી પછી પણ અરબીનુ પ્રાધાન્ય ઈ સ. ૧૯ મીના અત સુધી રહ્યુ હતુ તે ઉપરાંત તુર્કી વશો અને તુર્કી પ્રજાના વસવાટને લઈને થોડાક તુર્કી શબ્દો પણ પ્રચારમાં રહ્યા વૈજ્ઞાનિક શોધો અને જમાનાની પ્રગતિને અનુકૂળ થવાને જે શબ્દોની જરૂર પડે તે ન મળતા ઈરાનીઓએ નવા શબ્દો ન બનાવ્યા, અંગ્રેજી, રશિયન તેમજ ફ્રેચ ભાષામાથી તેમણે ફારસી ભાષામાં તેના તે શબ્દો લીધા પાશ્ચાત્ય ભાષાઓ અને તેમા ખાસ કરીને ફ્રેચના પુસ્તકોના તરજૂમા કર્યા તેમા પરિભાષિક શબ્દો તેના તે રહ્યા વળી સપર્કને લઈને ભાવો, વિચારો અને ભાષા ઉપર પણ તેમની અસર થઈ

આવા ફેરફારો થયા હોવા છતા લગભગ છેલ્લી અગિયાર સદીમા ફારસી એટલી ઓછી ફેરવાઈ છે કે દશ્વી દસમી સદીની શૈરો આજનો ફારસી વિદ્વાન સહેલાઈથી સમજી શકે છે

---

[1] અદીબ પેશાવરી, અદીબ નૈશાપૂરી અને જહુરહ એ ત્રણે બ્રહ્મચારી હતા.

## ભૂમિ તેવી ભાષા

યુરોપના લોકોએ પારિસને ખૂબસૂરતી અને શણગારને કારણે પશ્ચિમની સુંદરી ગણી તે જ પ્રમાણે ઇતિહાસકારોએ ઈરાનને પૂર્વની સુંદરી કહી છે. એ રમણીય ભૂમિની ભાષા વિશે યુરોપના લેખકોએ પણ કબૂલ કર્યું છે કે એમાંની અમૂક ખૂબીઓને લઈને એ દુનિયાની તમામ ભાષાઓમાં શ્રેષ્ઠ છે.

એ અજબ વર્ણનશક્તિ, અલંકારમય પ્રભા, શાનદાર તાલ ઉપમાઓનો ભંડાર, પ્રચંડ જુસ્સો, રસીલી મધુરતા વગેરે ખાસિયતોથી ભરપૂર છે, ભાષાનાં સૂર અને ખૂબીને લઈને સાંભળનાર તેમજ વાંચનાર તીવ્ર અને માદક ઉલ્લાસ અનુભવે છે. એ સંગીતમય છે, એમાં રણકાર છે. સાંભળનારના દિલમાં દીર્ઘ કાળ પર્યંત એ ઘૂમી રહે છે. ઈ સ. ૧૯૪૭ ના એપ્રિલની શરૂઆતમાં નવી દિલ્હીમાં એશિયાઈ પરિષદ ભરાઈ હતી તેમાં મહાત્મા ગાંધીજી પહોંચ્યા અગાઉ ઈરાનના એક પ્રતિનિધિએ પોતાનું વક્તવ્ય શરૂ કરી દીધું હતુ તેથી સભાજનોની નાયકુએ ભાષણકર્તાને પોતાનું ભાષણ ફરીથી શરૂ કરવાની વિનતિ કરી હતી. તેમ કરવામાં રાષ્ટ્રપિતાને મીઠા અને મધુર રણકદાર સૂર સંભળાવવાનો તેમનો ઉદ્દેશ હતો.

વળી ફારસી ભાષાની મીઠાશ અને લહેજત માટે ડૉ. સર મોહમ્મદ ઇકબાલે પોતાની મસ્નવી ( મહાકાવ્ય ) 'અસ્રારે ખુદી'માં[1] કહ્યુ છે

गरचे हिंदी दर उज़ूबत शक्कर अस्त,
तर्जे गुफ़्तारे दरी शीरींतर अस्त ।

[જો કે હિંદી મીઠાશમાં સાકર જેવી છે, પરંતુ દરી[2] વિશેષ મધુર છે.]

---

૧ પૃ. ૬૧

૨ મૂળ તો એ ઈરાનની એક પ્રાંતીય બોલી છે જેનો અહીં સમગ્ર ફારસી માટે ઉપયોગ થયો છે એ વિશે આગળ ઉપર પાદટીપ આવે છે.

મોસિયો નિકોલા નામનો તેહરાનમાંનો એક વખતનો ફ્રેચ કોન્સલ 'સુકાનમએ ફારસી' નામના પુસ્તકની પ્રસ્તાવનામાં કહે છે કે ફારસી તમામ ભાષાઓમાં મધુરી છે એનો ખજાનો ઉમદા ઉપમા, રૂપક અને રૂઢિપ્રયોગોથી ભરેલો છે તે પોતાના સંગ્રહ વડે દરેક પ્રકારના વિચારો અને ભાવો એવા તો ઢાળી શકે છે કે તે યોગ્ય અને આકર્ષક બની જાય છે શાયરી અને પત્રવ્યવહારના કાર્ય માટે એ પૂર્વીય ભાષાઓમા ઉત્તમ છે

ગ્રિયર્સને એની મીઠાશ વિશે કહ્યુ છે કે 'અરબી જ્ઞાનની ભાષા છે, તુર્કી શૌર્યની, હિંદુસ્તાની નમક જેવી મજેદાર, પરતુ મધેદા ભૂકે તે અવાજની અને ફારસી (મીઠી) સાકર જેવી છે[1]'

**ભારત-ઈરાની ભાષાવર્ગ**

આર્યોનુ ભારત-ઈરાની કુળ સાથે રહ્યુ. પછી બને વર્ગો જુદા પડ્યા ત્યાંથી ઈરાની અને સસ્કૃત ભાષાનો વિકાસ અલગ અને સ્વતત્ર રીતે થયો એ બે ઉપવર્ગોને ઈરાની ભાષાવર્ગ અને ભારતીય ભાષાવર્ગ એવા નામો આપી શકાય

**ઈરાની ભાષાવર્ગ**

૧ ક્યાની યુગની ઝરથોસ્તીના અનુયાયીઓ તથા પારસીઓના ધર્મ-પુસ્તક અવસ્તાની ભાષા જેને 'પ્રાચીન પૂર્વીય ઈરાની ભાષા' તથા 'પ્રાચીન બાખ્તરી ભાષા' પણ કહી શકાય

એ ઈ સ પૂ ૬ઠ્ઠી સદી પર્યંત

૨ હખામની (હખામનિશી) યુગની ખીલાકારી અક્ષરોમા લખાયેલી 'પુરાણી ફારસી' જેને 'પ્રાચીન પશ્ચિમીય ઈરાની ભાષા' પણ કહી શકાય

ઈ સ. પૂ ચોથી સદી પર્યંત

૩ પાર્થવ યુગમા જન્મેલી પહેલવી અથવા મધ્યકાલીન ફારસી જે સાસાની યુગમા રાજ્યભાષા રહી

[1] G A Grierson—Linguistic Survey of India, Vol I, Part I, p 106

ઈ સ. સાતમી સદી પર્યંત

૪ સાસાની યુગમા પહેલવીનુ શુદ્ધીકરણ કરવાથી પેદા થયેલી પાઝંદ

ઈ સ નવમી સદી પર્યંત

૫ અરબ આક્રમણ પછી અરબી લિપિમા મુસલમાનોની અસર નીચે લખાયેલી પાઝંદ

ઈ સ અગિયારમી સદી પર્યંત.

૬ અર્વાચીન

સાહિત્યિક તથા પ્રધાન ફારસી જેમા ફિરદોસીનુ શાહ નામુ છે

ઈ સ અગિયારમી સદીથી ચાલુ

૭ વીસમી સદીની ફારસી

આ રીતે પુષ્કળ પરિવર્તનોમાથી પસાર થયેલી આજની ફારસી ભાષા[1] છે

## ઈરાનમાં બોલીઓ

એમ કહેવાય છે કે આરબોએ ઈરાન ઉપર ચઢાઈ કરી તે અગાઉ ત્યાં સાત બોલીઓ સુગ્દી[2], ઝાબુલી[3], સક્ઝી[4], હિરવી[5]

---

૧ આવા જ વાના સિંધીના થયા છે જે મૂળ સસ્કૃત ભાષા ઉપરથી ઊતરી આવેલી છે અગાઉ તે દેવનાગરી લિપિમા લખાતી મુસલમાન અમીરોનુ શાસન સિંધમા થયુ ત્યારથી તે અરબી લિપિમા લખાવા માડી મુસલમાનોના સપર્કને લઈને તેમા પુષ્કળ અરબી અને ફારસી શબ્દો દાખલ થયા ઉર્દૂના ઇતિહાસમા એની દશા અતિ ખરાબ થઈ હવે એ કેવું સ્વરૂપ લે છે ત હવે પછી જણાશે.

૨ સમરકદની પડોશમા કુહસ્તાન નામ ઉપર એક મશહૂર સ્થળ હતુ તે કનાએ દુનિયાના ચાર બિહિશ્તોમાનુ એક ગણાતો, તેની ભાષા સુગ્દી કહેવાતી

૩ ઝાબુલી કે ઝાવુલી કદહાર ગઝના વગેરે સ્થળોની ભાષા હતી તેથી જ કવિઓએ મહમૂદ ગઝનવીને મહમૂદ ઝાબુલી પણ કહ્યો છે (મોહમ્મદ હુસેન આઝાદ–સુખનદાને ફાર્સ, પૃ ૩૮)

૪ સીસ્તાન પુરાણા જમાનામા સક્ઝી કહેવાતુ. તે વખતે એનો કેટલો વિસ્તાર હતો તે કહેવુ મુશ્કેલ છે

૫ હેરાત અને તે ઇલાકાની હતી પુરાણા જમાનામા એ વિસ્તૃત ભાષા હતી

પાર્સી (ફારસી), દરી[1] અને પહેલવી નામની હતી જેમને પ્રાકૃત ભાષાઓ કહી શકાય એમાંની પહેલી ચાર અરબોની ઈરાન ઉપરની ચડાઈ અગાઉ વ્યવહાર બહાર થઈ ગઈ હતી ફારસી જીવંત છે, દરી અને પહેલવી મરી ગયેલી જેવી ગણાય સગવડતાને ખાતર આ બોલીઓના બે ભાગ પાડી શકાય એક પૂર્વીય એટલે કે બાખ્તર (બાકૃટ્રિયા)ની બોલી અને બીજી પશ્ચિમીય જે મિડિયા અને પાર્સ બને ઠેકાણે એક જ બોલાતી હતી આ બીજી ઈરાનમા આજે બોલાતી ભાષાની માતા છે તે અને પારસીઓના ધર્મ પુસ્તકોની (બાકૃટ્રિયાની) અવસ્તા ભાષા બને ભગિની સમાન હતી

---

૧ ફારસી શબ્દકોશોમા જણાવવામા આવ્યુ છે કે કોઈ એક જમાનામા એ દરબારી ભાષા હતી તેથી જ દરી નામથી ઓળખાઈ છે શેખ અબુ અલી સીનાએ (જેને અંગ્રેજીમાં અવીસેના કહેવામા આવે છે તેણે) પોતાની કૃતિ 'હિકમતે ફારસી'ના દીબાચામા કહ્યુ છે કે આ પુસ્તક હુ દરી ફારસીમા લખુ છુ. આ ઉપરથી સાબિત થાય છે કે એ દરબારની મજલેસી મુહવરાથી ભરેલી ભાષા હોવી જોઈએ

એ બોલીની મિઠાશ અને મધુરતા માટે કહેવાય છે કે મોહમ્મદ પેગમ્બરે એ વિષે કહ્યુ હતુ કે ' જો અલ્લાહનો હુકમ તથા ભલાઈ અને દયાની જાહેરાત કરવાનો હોય તો તે નમ્ર માટે પ્રદર્શિત કરૂ અને તે જ દરી ભાષામા કરૂ " વિશેષમા તેમણે કહ્યુ કે " દરી અને અરબી એ બે જ ભાષા સ્વર્ગમા બોલાય છે ' (Sir John Malcom-History of Persia, Vol. I, p 203 નોંધ)




---

૧ મુંજી ભાષાના ભાગો મળી આવ્યા હતા. ઈરાની ભાષાની નજીકની એ ભાષા છે. એ ભાષાનો અભ્યાસ કરવામાં આવ્યો છે. રોબર્ટ ગોથિઓટે એના વ્યાકરણનું પ્રકાશન કર્યું છે (I J S Taraporwala–Elements of the Science of Language, p 164). અર્વાચીન પામીરી બોલીમાં વિભાષાઓ આમાંથી ઉતરી આવી હોય એ સંભવિત છે. ખ રાસાન અને ટ્રાન્સોક્સિયાનાના ભાગોમાં સાસાની વંશના સમય દરમિયાન મનાતી. તે વખતે ફાર્સ, હમદાન, અસ્ફહાન, આઝરબાયજાન વગેરે સ્થળોના લોકો પહેલવીમાં વાત કરતા.

૨ ઘણાક માને છે કે અફઘાની યા પશ્તુ અવસ્તામાંથી સીધી ઉતરી આવેલી છે.

૩ ઈરાનની પુરાણી ભાષાઓમાંથી ઉતરી આવેલી બોલીઓમાં બલૂચી સૌથી વિશેષ આદિ કાળની મનાય છે (Gray Indo Iranian Phonology, p XII).

૪ ખડક અને મકાનો ઉપર પુરાણી ફારસીમાં લખાયેલા ખીલાશૈલી તખ્તીમાં ઘણે ઠેકાણે લેખો મળે છે. એ વિષે વિગતવાર હેવાલ આગળ આવી ગયો છે. એ ભાષા અવસ્તા સાથે એટલી બધી મળતી છે કે ફારસી શબ્દોના પ્રાચીન રૂપની શોધ કરતાં, કેટલીક વાર વિદ્વાનોએ 'અવસ્તા' શબ્દ વાપર્યો છે. આનો અર્થ એ નથી થતો કે અવસ્તામાંથી પુરાણી ફારસી નીકળી છે. એ બન્ને સમકાલીન ભાષાઓ છે પરન્તુ એકબીજામાંથી નીકળી નથી.

## પ્રકરણ ૩ જું.

# ઈરાન અને અરબસ્તાનની પ્રજાઓનું ગુજરાતમાં આગમન

ભારત એક વિશાળ ભૂમી છે અહીં અનેક સૈકાઓથી વિવિધ લક્ષણોવાળી અનેક જાતિઓએ આવી પોતાનો ભાગ ભજવ્યો છે[1] સામાન્ય રીતે રાજ્ય કરવાની ઇચ્છાથી વેપારી માર્ગે ધર્મપ્રચાર અર્થે, દેશને ધનવાન જાણી તેમાંનો પૈસો લૂંટી જવાને મૂળ વતનમાં કોઈક પ્રકારનો રાજ્ય ભય ઉત્પન્ન થવાથી અથવા દેશ ઉપર આઈ દૈવિક અવકૃપા કે કુદરતી અડચણ આવી પડવાથી પ્રજાઓ પોતાનું વતન છોડી પરદેશોમાં જઈ ત્યાં વસવાટ પસંદ કરે છે ભારતમાં આજે ટૂંકા કદના, કાળા રંગના અને ચપટા નાકવાળા અમુક જાતિના લોકો જોવામાં આવે છે તેઓ કદના સફેદ રંગના અને લાંબા નાકવાળા આર્ય નમૂનાના લોકોએ એને પોતાની જન્મભૂમિ

૧ શ્રી ચક્રવર્તિ રાજગોપાલાચાર્યે કોલ્હાપુરની રાજારામ કૉલેજના વાર્ષિક સમારંભ (ઈ સ ૧ ૪૪)ના પ્રવચનમાં કહ્યું હતું તે ટાંકવા યોગ્ય છે કે 'પુરાણા જમાનાથી જ ભારતની ઉદારતાની સીમા નથી પરદેશી લોકોને આટલા બહોળા દિલથી આખી દુનિયામાં કોઈ દેશે સત્કાર્યો નથી. ભારત તો જાણે જુદી જુદી જાતના મનુષ્યોનું એક સંગ્રહસ્થાન છે આજની સભામાં જ તો જુઓ કેવા વિવિધ પ્રકારોના રંગના ઢંગના અને પોશાકના લોકો હાજર છે આજ જોતા મારા દિલના આનંદનો ઉછાળો આવે છે

બનાવી છે, તે ઉપરાંત ટૂંકા કદના, સફેદ રંગના અને નાના નાકવાળા મોગલ લોકો પણ દૃષ્ટિગોચર થાય છે આમ આવી જુદી જુદી જાતિઓના લોકોનાં જે લક્ષણો જોવામાં આવે છે, તે મજકૂર કાફલામાંથી કોઈએ લઈને તેઓ દેશ છોડી અહીં આવી વસવાટ કરી રહી પડ્યા તેનું પરિણામ છે

એ પ્રજાઓમાંની કેટલીક પ્રજા ઇરાનમાંથી અનાદિ કાળથી ભારતમાં વાયવ્ય ખૂણેથી દાખલ થતી રહી છે તેમાં આર્યો, ગ્રીકો, શક અને યવનો[1] વિષે આગળ ઉપર કહેવામાં આવ્યું છે, તે ઉપરાંત ઇરાનના સાસાની વંશના પાદશાહોના રાજ્ય અમલ (ઈ સ ૨૨૬–૬૫૧) દરમિયાન પણ લોકોના વારંવાર થયેલા ઉપદ્રવ વિષે પણ કહેવામાં આવ્યું છે હવે એ પ્રજાઓનો ભારત અને તેમાં પણ ખાસ કરીને ગુજરાત સાથે કેવો સંબંધ રહ્યો હતો તે જોઈએ —

ગુજરાત ભારતની પશ્ચિમ કિનારે આવેલો એક આકર્ષક ભાગ છે અહીં સુધી ઉપર જણાવેલી જાતિઓ ખેંચાઈ આવી હતી તે ઉપરાંત તેઓ પછી પણ ઘણી પ્રજાઓએ અહીં વસવાટ કર્યો અને આજ પર્યંત તેમનામાંના કેટલાકના વંશજો હસ્તી ધરાવે છે વિષયને લાગેવળગે ત્યાંસુધી જે પ્રજાઓ અરબી અને ફારસી બોલનાર દેશોમાંથી આવી તે કેવી રીતે, ક્યારે અને ક્યા સંજોગોમાં અહીં રહી તેની વિગત આવશ્યક છે કે જેથી ફારસી અને અરબી ભાષાઓની અસર ગુજરાતી ઉપર ક્યારથી પડવા માંડી તેનો ખ્યાલ આવે.

**બાક્ટ્રી સત્તાનું વહેણ ગુજરાત પર્યંત**

પ્રકરણ ૧ ના મા બાક્ટ્રી લોકો વિષે થોડીક વિગત આવી ગઈ છે ઇરાનમાથી ભારતમાં આવવાનો તેમનો ઉદ્દેશ રાજ્યલોભ હતો તે આપણે જોયુ તેમાં એઉક્રતિદ (ઈ સ પૂ ૧૭૫–૧૫૩)નો પુત્ર એપોલોદોત ઈ સ પૂ ૧૪૦ થી ૧૨૦ દરમિયાન ભારતની

---

[1] એ પ્રજા ઊંચા કદની, મજબૂત બાંધાવાળી અને સફેદ રંગ ધરાવનારી હતી

સરહદમા આનના ઘણા ભાગોનો માનિ હતો. તેણે નક્ષિણ સિંધ, સૌરાષ્ટ્ર અને કચ્છ (આગદ્વીપ) પર પણ પોતાની સત્તા કાયમ રાખી હતી મેનદ્ર[1] (ઈ સ પૂ ૧૬૫-૯૦) પણ એ ભાગોમાં રાજ્ય કર્યું હતુ એમ સ્ટ્રાગો નામનો પ્રાચીન ગ્રીક લેખક જણાવે છે

બાક્ટ્રીઓની સત્તા વધતા ઓછા પ્રમાણમા ભારતમા ઈ સ પૂ ૨૫ પર્યંત રહી હતી પરંતુ ગુજરાતમા તો ઈ સ પૂ ૮૦મા નષ્ટ થઈ ગઈ હતી

સિક્કાશાસ્ત્ર[2]

મજકૂર સમયના સિક્કાઓ હિંદી યાનીના મળી આવે છે તેમની છાપમા નગભગ ચાલીસ જેટલા જુદા જુદા રાજાઓના નામ આવતા હોવાથી એમ જણાય છે કે એઉક્રતિ ના અવસાન પછી તેમજ પહેલા બાક્ટ્રના અગ્રદેશો પ્રદેશ નાના નાના ગ્રીક રાજાઓમા વહેચાઈ ગયો હશે જે એઉથીદેમ કે દેમેત્ર અથવા તેના પ્રતિસ્પર્ધિ એઉક્રતિ ના કુળના હશે. તેમા મેનદ્રનુ નામ આગળ પડતુ તરી આવે છે એના સિક્કા કાબુલથી મથુરા સુધીના વિસ્તૃત પ્રદેશમાથી મળ્યા છે સ્વ. પંડિત ભગવાનલાલ ઈન્દ્રજીને ગુજરાત અને સૌરાષ્ટ્રના પ્રાચીન હિંદી—ગ્રીક સિક્કાઓમા એઉક્રતિ એપોલોદોત અને મેનદ્ર ના સિક્કાઓ મળ્યા હતા

શકો ગુજરાતમા

ની નાના શકસ્તાન ભારી ય ા સિંધમા આવ્યા ત્યારપછી તેમણે ઈ સ. પૂ ૧૨૦-૧૬૫ ની નગભગમા યવનોના નાના મોટા રાજ્યોને સમાપ્ત કરી દીધા પરિણામે સિંધમા તેમની સત્તા એવી તો

[1] Menandros ભારતીય ભાષામા ને મિલિંદ પણ કહે છ

[2] હિંદી આર્યન, હિંદી ગ્રીક તથા હિંદી બાક્ટ્રી વગેરે નામે સિ ... સ્થળે રાખ્યા છે તે પુરાવા રૂપ નહિ.

જાણી ગઈ કે તે પછી પશ્ચિમના લોકો તે પ્રદેશને ઈંડા–સ્કીથિયા (હિંદી શકસ્થાન) નામથી ઓળખવા લાગ્યા[1]. હિંદી–શકસ્થાનની રાજધાનીનુ શહેર મીનનગર સિંધુ નદીને કિનાર આવેલુ હતુ તે પછી ભારતના અન્ય પાડોસી પ્રાંતોમા શકોની સત્તા પહોંચી ત્યારે ત્યાં તેમના શાસક ક્ષત્રપ કે મહાક્ષત્રપ કહેવાતા[2]

સિંધથી શકો પ્રથમ લગભગ ઈ સ પૂ ૧૧૦ થી ૧૦૫[3] સુધીમા સૌરાષ્ટ્ર પર્યંત પહોચ્યા હતા સૌરાષ્ટ્ર અને દક્ષિણ ગુજરાતમાથી ઉજ્જૈન ઉપર તેમણે ચડાઈ કરી હતી એ ભારતવર્ષની દંતકથાઓમા પ્રચલિત છે ત્યા ઈ સ પૂ ૧૦૦ માં તેમનુ રાજ્ય સ્થાપિત થયુ હતુ ઉજ્જૈનથી શક સત્તા મથુરા તરફ વધી અને મથુરાથી તે તક્ષશિલા પર્યંત પહોંચી હતી. ઉપર જણાવવામાં આવ્યુ તેમ શરૂઆતમા તો તેમના અધિપતિ તરફથી સત્તા નીચેના જિલ્લાઓમા સિન્ધની જેમ હાકેમ યા સામંત નિમવામા આવ્યા હતા જે ક્ષત્રપ કહેવાતા પરંતુ પાછળથી તેઓ સ્વતંત્ર થઈ ગયા હતા પ્રદેશના ભેદ અનુસાર તેમના બે ભાગ પાડવામા આવે છે 'ઉત્તર' ના એટલે કે તક્ષશિલા, મથુરા વગેરેના અને 'પશ્ચિમ'ના એટલે કે માળવા, રજપુતાના, કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત અને મહારાષ્ટ્રના આ પશ્ચિમના ક્ષત્રપોના બે વંશ

૧ The Cambridge History of India, Vol I p 567
जयचन्द्र विद्यालङ्कार–भारतीय इतिहास की रूपरेखा जिल्द १, पृ ७५७

૨ તેઓએ બહુધા પાર્થવ સમ્રાટ મિથ્રદાત અને તેના અનુગામીઓની સત્તાનો સ્વિકાર કર્યો હતો એમ નહિ હોત તો તેમણે શુદ્ધ ઈરાની 'ક્ષત્રપ' ખિતાબ ધારણ કર્યો ન હોત આ મત એ ઇતિહાસકાર સ્મીથનુ છે (V Smith Early History of India) એસ કે રોડીવાલા (Parsis of Ancient India p 124) નો પણ એજ અભિપ્રાય છે

૩ जयचन्द्र विद्यालङ्कार–भारतीय इतिहास की रूपरेखा, जिल्द १, पृ ७५८

મહા બળવાન હતા તેમાંના (૧) ક્ષહરાત[1] ક્ષત્રપોની રાજધાની બહુધા નાસિકમાં હતી. તેમણે ઈસ્વી પ્રથમ સદીમાં કોઈક સમયે સત્તા જમાવી હતી એ રાજ્યમાં સૌરાષ્ટ્ર, ગુજરાત, કોંકણ, પશ્ચિમ મહારાષ્ટ્ર અને પશ્ચિમ માળવાનો સમાવેશ થતો હતો ઈ. સ. ૧૧૯ ની આસપાસ એ વંશનો અંત આવ્યો હતો. (૨) ચષ્ટાનવંશી ક્ષત્રપોના રાજ્યની સ્થાપના ઈ. સ ૧૧૦ ની આસપાસ થઈ હતી. તેમની રાજધાની ઉજ્જૈનમાં હતી એ વંશના રુદ્રદામા (લગભગ ઈ. સ. ૧૩૦–૧૫૫) ના કોતરેલા મુદ્રકોમાં ગુજરાત અને સૌરાષ્ટ્રનો સમાવેશ થતો હતો મોટે ભાગના ઇતિહાસકારો સંમત છે કે તે તથા તે પછી થયેલા પશ્ચિમના ક્ષત્રપોએ ઈરાનની પાર્થી અને પછી સાસાની શહેનશાહતનો સ્વીકાર કર્યો હતો.

આ ક્ષત્રપોએ ગુફાઓ કોતરાવી હતી અને સિક્કા પડાવ્યા હતા પશ્ચિમના ક્ષત્રપોમાં ભૂમક, નહપાન, અને ચષ્ટાનના સિક્કા પર ખરોષ્ઠી લખાણ હોય છે

સૌરાષ્ટ્ર અને ગુજરાતને કિનારે, ભૂમકના તાંબાના સિક્કા, બાણચક્ર, વજ્રસિંહ ધ્વજ અને ધર્મચક્ર ચિહ્નોવાળા મળે છે

• આ શક ક્ષત્રપોએ લાંબા સમય પર્યંત ગુજરાત ઉપર રાજ્ય કર્યું હતું અને ગુપ્ત વંશના સમુદ્રગુપ્ત (ઈ સ. ૩૨૬–૭૫)ની સત્તા આગળ તેઓ ઢીલા પડ્યા હતા તે પછી ચંદ્રગુપ્ત બીજા (વિક્રમાદિત્ય) (ઈ સ ૩૭૫–૪૧૩)એ ઈ સ. ૩૯૦[2]ની લગભગમાં તે ભાગો જીતી લઈ તેમનો અંત આણ્યો હતો

---

1 એ વિગત માટે જુઓ Gazetteer of the Bombay Presidency, Vol I, Part I, pp. 20–56

2 V. A. Smith—The Early History of India, P 227 વિન્સેન્ટ સ્મીથ કહે છે કે ક્ષત્રપોનો છેલ્લો ઉલ્લેખ ઈ સ. ૩૮૮માં આવે છે એટલે કે એ સાલ પછી થોડા જ સમયમાં ગુપ્ત સામ્રાજ્યમાં એ રાજ્યના ભાગો મેળવી દેવામાં આવ્યા હતા

## ભારતમાં હૂણો

હૂણ પ્રજા ઈસ્વી પાંચમી સદીના ઉત્તરાર્ધ અને છઠ્ઠીની શરૂઆતમાં ઈરાનના પહાડી પ્રદેશમાંથી અવાર નવાર નીકળી આવીને ભારતના મેદાન ઉપર વસી હતી. તેમનાં ટોળાંએ કાબુલના કુશાણ રાજ્ય પર આક્રમણ કર્યું અને ત્યાંથી તેઓ ભારતમાં રેલાઈ આવ્યા. ઈ. સ. ૪૫૫માં સ્કંદગુપ્તે ( ઈ. સ. ૪૫૫–૮૦ ) પાછો વાળેલો હુમલો પ્રમાણમાં કંઈક નબળી ટૂકડીએ કરેલો હશે તથા ભારત ઉપર ચડી આવનાર હૂણોની ટોળીઓ પૈકીની આ આરંભની હશે એમ લાગે છે.

દસ વરસ બાદ એ ભટકતી ટોળીના લોકોએ વધારે મોટી સંખ્યામાં દેખા દીધી. ગંધાર (કંદહાર) તથા પેશાવરના રાજ્યોને તેમણે ઉથલાવી નાખ્યાં. તે પછી ગંગાની ખીણના પ્રદેશમાં તેઓ ઘૂસ્યા અને આખરે ગુપ્ત સામ્રાજ્યનો અંત આણ્યો. એ આક્રમણકારી ટોળાંઓનો નેતા તોરમાણ નામનો એક સરદાર હતો. તે ઈ. સ. ૫૦૦ની પૂર્વે મધ્ય ભારતમાં માળવાના રાજા તરીકે જામ્યો હોય એમ જણાય છે. ત્યાંના સ્થાનિક રાજાઓ તેના ખંડિયા હશે. આશરે ઈ. સ. ૫૦૨માં તોરમાણ મરી ગયો ત્યારે તેણે ભારતમાં સ્થાપેલું રાજ્ય તેના પુત્ર મિહિરગુલને વારસામાં મળે એટલું સંગઠિત થયેલું હતું. મિહિરગુલે પંજાબમાં સાકલ જે હાલ શિયાલકોટ નામે જાણીતું છે તેને પોતાનું પાટનગર નક્કી કર્યું હતું. ભારતમાં મિહિરગુલના પરાજય પછી હૂણ રાજ્ય લાંબો સમય ટક્યું નહિ. ઈ. સ. ૫૩૦ પછી તેમની સત્તા નબળી પડી ગઈ. સરહદ પરથી હૂણોના હુમલા તો અવારનવાર છેક સાતમી સદીના આરંભ સુધી ચાલુ રહેલા જણાય છે, પરંતુ દેશની અંદર વસેલા હૂણો તો મોટે ભાગે આર્ય લોકો સાથે ભળી ગયા અને બૌદ્ધ તથા હિંદુ ધર્મ પાળવા લાગ્યા. કેટલાક ઇતિહાસકારો માને છે કે જાટ કોમ એમાંથી જ ઉત્પન્ન થયેલી છે.

મેર, જેઠવા અને ઝાલા સૌરાષ્ટ્રમાં રહે છે તે પણ જાતિના છે એમ બોમ્બે ગેઝેટિયર જણાવે છે.[1]

## ગુર્જર લોકો

કહેવાય છે કે ઈરાનમાં કાસ્પિયન સમુદ્રની આજુબાજુ રહેતી ટોળીઓમાંની ખઝર ટોળીએ ઈરાનના ઇતિહાસ ઉપર એવી તો અસર કરી હતી કે તે કાસ્પિઅન સમુદ્ર ખઝર સમુદ્ર નામે ઓળખાવા લાગ્યો.[2] એ ખઝર શબ્દ ફારસી ભાષાનો છે 'અરબીમાં' 'જુઝર' શબ્દ પણ એ

---

૧ ગ્રંથ ૧, ભા. ૧, પૃ ૧૪૬

૨ ઈરાનના શાયર નિઝામી ગન્જવીના 'સિકન્દરનામહ'માં 'ખઝર'નો ઉલ્લેખ આવે છે. એ લોકો સિકંદરના દરબારમાં આવ્યા અને જણાવ્યું - જંગલી જાનવરો અમને હેરાન કરે છે અને અમારી ખેતીને નુકસાન કરે છે તો પહાડો વચ્ચેની ખીણો બંધ કરવામાં આવે તો અમો આરામથી રહી શકીએ

दरीं पासगाह रहनहायी के हस्त
 
  भिगारत कुनद ता शावद सन्ग वस्त ।

मगर याफ्त आँ बयाबानियाँ,
 
  ब राहत रसद कारे खजरानियाँ ।

बेफर्मूद शाह ता गुजरहाये कोह,
 
  बन्दन्द ग्वजरानियाँ हम गिरोह ।

[ આ સુરક્ષિત જગાએ જે ખીણો છે તે (બાદશાહ) બંધાવી દે જેથી એ જગા મજબૂત થાય

સંભવિત છે કે એ જંગલી જાનવરોની તકલીફમાંથી ખઝર લોકોને આરામ મળે.

બાદશાહે હુકમ કર્યો કે બાદશાહનું લશ્કર અને ખઝર લોકો પહાડની ખીણ બંધ કરે. ]

આ ઉપરથી સાબિત થાય છે કે ખઝર લોકોની ટોળી સિકંદરના સમયમાં ત્યાં વસવાટ કરી રહી હતી

ટોળી માટે વપરાય છે, જે ફારસીમાં 'ગુર્જર' શબ્દ છે તેનું અરબીકરણ છે એમ કહેવાય છે. કાસ્પિયન સમુદ્રની પશ્ચિમે કાકેસસ પર્વતની નજીકમાં આવેલા ગુર્જિસ્તાન (જ્યોર્જિયા)માં એ લોકોનો વસવાટ હતો તે ઉપરથી તેનું એ નામ પડ્યું છે.

ખઝર લોકોએ સાસાની પાદશાહોના સમયમાં ઘણીવાર દેખાવો દીધા હતા. તેમાં પહેલવહેલો દેખાવ કોબાદ (ઈ સ ૪૮૭–૫૩૧)ના સમયમાં હતો.[1] તેમાં તેણે તેમને હાંકી કાઢ્યા હતા. તે પછી આમૂ દરિયા (ઓક્સસ નદી) ઉપરનું હૂણોનું પુરાણું રાજ્ય લગભગ ઈ સ ૫૬૫માં ઈરાનના બાદશાહ નૌશેરવાનની સહાયતાથી તુર્કોએ તારાજ કર્યું. તેથી હૂણો અને તેમના સંબંધી ખઝરો (ગુર્જરો) નાં ધાડાં તીડોના ટોળાની જેમ ભારતવર્ષના ફળદ્રુપ પ્રદેશ તરફ વળી આવ્યાં.

સામાન્ય રીતે ઇતિહાસકારો માને છે કે ગુર્જરો હૂણ લોકો જોડે ભારતમાં પાંચમી અને છઠ્ઠી સદીમાં આવ્યા હતા.[2] આ કારણ તથા ઉપરની હકીકત ઉપરથી એમ લાગે છે કે તેઓ ક્યાં તો વહેલામાં વહેલા ઈ સ ૪૮૭માં કે ક્યાં તો ઈ સ. ૫૦૩–૫૧૩ કે ક્યાં તો મોડામાં મોડા ઈ સ ૫૬૫માં ભારતમાં આવ્યા હશે યા તો એ ત્રણે સમયે થોડા થોડા આવ્યા હશે.

તેમનો વસવાટ વાયવ્ય પ્રાંતો અને પંજાબમાં હતો. તેમના ઉપરથી નામ ધરાવતા ઉત્તર પંજાબના ગુજરાનવાલા અને ગુજરાતના જિલ્લા એ બાબતનું સમર્થન કરે છે. તે ઉપરાંત પૂર્વ રજપૂતાના

---

૧ B P Desai—History of the Sassanides p 276

૨ Gazetteer of the Bombay Presidency Vol I, Pt I પૃ ૨ માં ઈ સ ૪૦૦ અને ૬૦૦ છે
M S Commissariat M A I E S ના-A History of Gujarat (Sketch of Early History of Gujarat, p XXVIII)માં ઉપર મુજબ છે

'ગુજરાત'[1] શબ્દની વ્યુત્પત્તિ તથા એ નામ શા ઉપરથી પડ્યું તે વિષે વિદ્વાનોના ભિન્ન ભિન્ન અભિપ્રાયો છે, પરંતુ એ ચર્ચા પુસ્તકના વિષય પૂરતી મર્યાદિત રાખવામાં આવી છે[2]

એ વાત તો નક્કી જ છે કે ગુજરાત નામ ગુર્જરો ઉપરથી પડ્યું છે, પરંતુ ફારસી શબ્દ ગુજર જેનો અર્થ (૧) ગતિ, (૨) પ્રવેશ, અને (૩) નિર્વાહ થાય છે તેની સાથે એનો કંઈ પણ સંબંધ નથી

## ગુર્જરોની ભાષા

જે ગુર્જરો હિંદમાં આવ્યા ત્યારે તેમની ભાષા સકૂની (આજના સીસ્તાનની) અને હિરની (હેરાતની) હતી ધીમે ધીમે તેમની ભાષા હિંદની તે સમયની ચાલુ ભાષા થઈ. જ્યાં જ્યાં ભારતમાં ગુર્જર લોકો સમુદાયમાં રહેતા ત્યાં ત્યાં તેમની ગુર્જરી ભાષામાં તેઓ ફેરફાર કરતા અને સાથે સાથે સ્થાનિક લોકોની ભાષા સાથે તેમની ભાષા મિશ્ર થતી રહેતી અદ્યાપિ પંજાબનાં કેટલાંક ગામડાંઓમાં તેમના વસવાટને લઈને ગુર્જરી ભાષા પ્રચલિત છે તે જ કારણથી ગુર્જરી મુલતાની વગેરે ભાષાઓ છે[3] રજપૂતોની ભાષા પણ ગુર્જરીને મળતી છે કાશ્મીરના ગામડાંમાં પહાડી ભાગમાં હજુ એ ભાષા છે

---

૧ ગુજરાત નામ અરબીનો બહુવચનનો પ્રત્યય 'આત' ('ઇન્સાનાત' થાય છે તેમ) અથવા તો ભાવવાચક પ્રત્યય 'ત' ('રફાકત'માં છે તેમ) લગાડવાથી બન્યા હોય એ અટકળ (N B Divatia B A ના Gujarati Language and Literature, p 199–200 માં) બાંધવામાં આવી છે પરંતુ તે બિલકુલ વાજબી નથી

૨ શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીએ ઈ. સ. ૧૯૩૩ના ઓક્ટોબર ડિસેમ્બરના 'બુદ્ધિપ્રકાશ'માં અને ઈ. સ. ૧૯૩૪ના જાન્યુઆરીના 'કૌમુદી'માં લેખો લખ્યા છે

૩ મૌલવી મોહમ્મદ અશ્ફરુલમાલિક-ભાષાને ૧૯, પૃ. ૭૯

## વેપારી આરબો

અત્યાર સુધી આક્રમણકારી પ્રજાઓ વિષેની વિગત આપી હવે વેપારી લોકોના વસવાટ વિષેની છે.

ગુજરાતમાં આરબ મુસલમાનોનો વસવાટ શરૂ થયો તેનું પ્રથમ કારણ વેપાર વાણિજ્ય માટેની તેમની આવજા હતી. એટલે કે તેઓ શાસક નહિ પરંતુ શામિલ થવા આવ્યા હતા. તેમની સાથે સાથે ધર્મ પ્રચારનું કાર્ય પણ ધીમે ધીમે છાનુંછપું ચાલુ રાખ્યું હતું પરંતુ શરૂઆતમાં તો આરબોનું મુખ્ય ધ્યેય વેપારનું જ હતું.

## આરબ લોકોનો દેશ અરબસ્તાન અને તેમનો વેપાર

યમન અને હિજાઝના અમુક ભાગ બાદ કરતા અરબસ્તાનનો મુલક સૂકો છે. આવા મુલકના રહેનારાઓને ફરજિયાત વેપાર કરવો પડે. આથી એ દેશના ઇતિહાસની શરૂઆતનો પત્તો મળે છે ત્યારથી આરબોની વેપાર કરવાની કામગિરી દેખીતી માલુમ પડે છે. જેમકે ઈ. સ. પૂ. લગભગ દોઢ સો હજાર વરસ અગાઉ હજરત યૂસુફને[1]

૧ હજરત સીરિયાના પેગમ્બર યાકૂબના અગિયારમા પુત્ર હતા. યાકૂબ તેને અતિ ચાહતા હતા. તેથી તેના સાવકા ભાઈઓ તેની ઈર્ષા કરતા હતા. એક દિવસ પિતાને ઊંધા પાટા બંધાવી મનાવી બહાર તેઓ યૂસુફને જંગલમાં લઈ ગયા અને ત્યાં મારી નાખવાના અભિપ્રાય ઉપર તેઓ બધા જ સંમત થયા, પરંતુ યૂસુફના સગા નાના ભાઈની દરમ્યાનગીરીથી તેને મારી ન નાખતા કૂવામાં નાખવામાં આવ્યા. તેઓએ ઘેર આવી પિતાને કહ્યું કે વરુએ યૂસુફને ફાડી ખાધો. તેઓ બતાવવા માટે યૂસુફના કપડા લોહીથી ખરડાયેલા લાવ્યા હતા. આથી યાકૂબ પોતાના સૌથી વહાલા પુત્ર માટે કલ્પાંત કરી એટલું તો રોયા કે આખરે તેઓ અંધ થઈ ગયા. બન્યું એવું કે યૂસુફને તેના ભાઈઓએ જે કૂવામાં નાખ્યા હતા તેની બાજુમાંથી એક સોદાગરના કાફલો પસાર થતો હતો. યૂસુફને બહાર કાઢી કાફલાવાળાઓ તેને મિસરના બજારમાં લઈ ગયા. મિસરના વડા પ્રધાનની પત્નીએ પોતાના લગ્ન અગાઉ યૂસુફને સ્વપ્નામાં જોયા હતા. ત્યારથી તેના ઉપર મોહિત હતી. તેથી તેના પતિ પાસેથી તેણે બીજા ઘણા કરતા વધારે દામ આપીને

જે વેપારી કાફલાએ મિસર પહોંચાડ્યો હતો તે અરબ વેપારીઓનો જ હતો એટલે કે અરબો કોઈ ઘણા જ પુરાણા સમયથી દરિયાઈ તેમજ જમીન માર્ગે વેપાર કરતા હતા તેઓ જમીન માર્ગે ઊંટોની હારની હારો લઈ આસપાસના મુલકોમાં જતા આવતા હતા વહાણો મારફત અરબોનો વેપારી સબંધ દૂર દૂરના દેશો સાથે હતો મુસલમાન બન્યા તે અગાઉથી તેઓ ભારતના સસર્ગમા આવ્યા હતા એવી રીતે ઈસ્વી સનની શરૂઆતથી જ સેંકડો અરબ સોદાગરો ભારતના પશ્ચિમ તથા પૂર્વના બદરો ઉપર આવીને ઉતરતા હતા ખાસ કરીને પશ્ચિમમા ચૌલ,[1] કલ્યાણ અને સોપારા બંદરો પર અને મલબાર કિનારા ઉપર અનેક અરબો રહેતા હતા એવુ ઇતિહાસોમાથી જાણવાનુ મળે છે

ભારત અને ચીન વચ્ચે જે વેપાર ચાલતો હતો તેનો પણ સારો એવો ભાગ અરબોના જ હાથમાં હતો આમ અરબો તો દુનિયાના મોટા મોટા સમુદ્રોના માલિક હતા અને તે મારફતે મોરી સાગરને રૂપરૂપ પ્રતિનિધિ અને વેપારી ભારતમાથી પહોંચી વળી શકાય એમ હતુ [3]

પણ તેને ખરીદવાની ફરજ પાડી આખર સ તેઓ ખાવા ભૂખા થયા કે યૂસુફ મિસરના વડા પ્રધાન થયા અને તેના પિતા યાકૂબને એ વાતની ખબર પડી ત્યારે ફરીથી દેખતો થયો એવી એક કથા છે

૧ ચૌલ અ હસ્તખરીના કથા પ્રમાણે મન્સુરાથી પાચ દિવસની સફર જેટલુ દૂર અને સન્જાન (સીંદાન)થી અગિયાર દિવસની સફર જેટલુ દૂર છે [ કિતાબુલ્અકાલીમ-ઇસ્તખરી Elliot—History of India Vol I p 10ના આધારે ]

૨ Bombay Gazetteer Vol 9 Pt 2 p I

૩ યુરોપવાસીઓને ભારતની ચીજો માટે અરબો ઉપર મો તાબી રહેવાનુ હતુ તેઓ અહિ આવવાના પ્રયત્નામા ઘણીવાર નિષ્ફળ ગયા હતા, પણ છેવટે એક પ્રયત્નમ નગાની અવસ્થામા મ્ન ાાજિદ નામના અરબ ખલાસીની પોર્તુગીઝ મુસાફર વાસ્કો-ડ ગામાને ઈ સ. ૧૪૯૮મા ભારત પહોંચાડ્યો (સૈયદ સુલેમાન નદવી અ મા મી જહાજરાની, પૃ ૧૩૧)

## ભારત અને અરબસ્તાનના વેપાર સંબંધમાં ગુજરાત કેન્દ્ર

ભારતનો અન્ય દેશો સાથેનો સંબંધ જળમાર્ગે હતો અને ગુજરાત એ માર્ગોની ચાવી સમાન હતો આથી ભારત અને અરબસ્તાન વચ્ચેનો વેપાર તેમજ અન્ય સંબંધોની શરૂઆત ગુજરાતની ભૂમિ ઉપર જ થઈ હતી અરબસ્તાનથી જે વિદ્વાનો ભારતમા સમુદ્ર માર્ગે આવતા તે પ્રથમ અહિં જ ઉતરતા તક મળતી તો આગળ વધતા નહિ તો અહિંથી જ પાછા ફરતા ભારતમાથી જે વિદ્વાનો અરબસ્તાન જતા તે અહીથી જ જતા બીજા મુલકોમાથી જે અજાયબી ભરેલી ચીજો આવતી તે પ્રથમ અહી જ પહોચતી હજ્જ માટે હજારો લોકો આજ માર્ગથી રવાના થતા

આ બધુ ગુજરાતના ભૌગોલિક સ્થાનને આભારી હતુ એના સુંદર કુદરતી સ્થાને વેપાર માટે અરબોને પૂરતી મદદ આપી હતી એ ભાગ ભારતના પશ્ચિમ કિનારે આવેલો છે અરબી અને ફારસી બોલનારી પ્રજાના દેશો સાથે સંબધ જોતા ગુજરાતની સામે ઉમ્માન આવેલુ છે જેની જમણી તરફ ઈરાનનો અખાત અને ડાબી તરફ યમન છે એડન યમનનું પુરાણુ બંદર હતુ

વળી ગુજરાત અખંડ ભારતના અંદરના લગભગ મોટા ભાગો સાથે સારી રીતે જોડાયેલો હતો કચ્છના રણુ મારફત સિંધનો રસ્તો ખુલ્લો હતો એજ પ્રમાણે દક્ષિણમા પણ સમુદ્ર તેમજ જમીન માર્ગે જવાતુ હતુ પૂર્વમા મારવાડ, માળવા, ખાનદેશ તેમજ અંદરના ભાગો સાથે પણ સારો વેપાર સંબધ ચાલુ હતો ત્યાનો માલ ગુજરાતના બંદરોથી બહાર જતો અને ત્યા આવતો

વળી એની ફળદ્રુપતાનુ તો પૂછવુ જ શુ ? એની પેદાશ તો જાણે સોનુ છે ઇતિહાસકારોએ એને ભારતનો બગીચો કહ્યો છે ઔરંગઝેબે કહ્યુ છે કે 'ગુજરાત ભારતનુ આભૂષણ છે"[1] એની સુંદરતા અને ખૂબીએ વેપારીઓ અને દરેક રાજકર્તાને

---

[1] ગુજરાતે આલમ આરી (ફારસી)

મોહિત કર્યા હતા વેપારીઓ ગુજરાત તરફ દોડ્યા આવતા અને રાજ્યકર્તાઓ પોતાનો કાબૂ જમાવવા કોશિશો કરતા આજ કારણથી વિવિધ પ્રજાઓની સંસ્કૃતિ અને સભ્યતાના ચિહ્નો અહીં મળે છે

**ગુજરાતનાં બંદરો**

રાષ્ટ્રકૂટ વંશ[1] (ઈ સ ૭૪૩–૯૭૪)ના રાજાઓનુ અસલ પાટનગર નાસિક હતુ તે બદલી પાછળથી માનખેડ[2] રાખ્યુ હતુ એની સત્તા નીચેનુ ચેમૂર[3] બંદર ઉન્નતિના શિખરે હતુ સોનકી અને વાઘેલાના સમયમા ઘોઘા અને ખંભાત બંદરો ઘણી જ ખ્યાતિમાં હતા ખંભાત સારા ભારતનુ સૌથી મોટુ બંદર હતુ દશમી સદીથી સોળમી સદી પર્યંત એની જાહોજલાલી વિશેષ રહી બાકીના બંદરોમાં રંધાર ભરૂચ,[4] ભાગભત થાણા, દીવ અને સૂરત મુખ્ય હતા ગુજરાતનુ જ નહિ પરંતુ સારા ભારતવર્ષનું વેપારનું કામકાજ આ બંદરોથી ચાલતુ[5] મોગલ સમય દરમિયાન ઈ સ ૧૫૩૦ મા સૂરત મોટુ નગર બન્યુ હતુ[6] પરદેશ જવાનો

૧ એ વંશના રાજાઓના ઈતિહાસ વલ્લભરાય (અરબી બલહરા) હતો
૨ આ પુસ્તકમા જુદી જુદી રીતે લખાયેલુ મળે છે જેમકે માન્યખેર, માનક, માનગર, મોગીર, મહાનગર, માનખેળ વગેરે
૩ અરબી ભાષામા સીમૂર હાલ એ ચેમ્બુરનુ પરૂ મુબઈમા ખાર અને સાતાક્રુઝ પાની વચ્ચે છે
૪ ગ્રીક લેખક કહે છે કે પુરાણા જમાનામા મિસર, અરબસ્તાન અને ઈરાની અખાતના કિનારાના બંદરોએ અને હિંદી મહાસાગરમા ભરૂચના વહાણો ઘુમતા
૫ ગુજરાતનું વહાણવટુ, પૃ ૫
૬ ઈ સ ૧૫૩૦મા ફરંગીન પોર્તુગીઝોએ પાયમાલ કર્યું અને સૂરતને બાળ્યુ તેની રાખમાથી સૂરતનુ પુનર્જીવન થયુ અને ધીમે ધીમે ગુજરાતના બંદરોમા સૌથી આગળ પડતુ સ્થાન તેણે લીધુ જહાંગીરના સમયથી એ વેપારનુ મુખ્ય બંદર બન્યુ

મોગલ યુગમા ફરૂખસિયરના સમય (ઈ સ ૧૭૧૨–૧૭૧૯)

સઘળો માલ એ બંદરે જતો તેથી ભારતના દરેક ભાગનો માલ અહિં આવતો એનો સઘળા મોટા બંદરો સાથે વહેવાર હતો ૮૮ બંદરોથી વેપારને માટે વેપારીઓ આવતા, તેથી એ ચોરાસી બંદરનો વાવટો કહેવાતુ

વહાણો ગુજરાતના બંદરોથી નીકળી બસરા, સૈરાફ, બહરૈન, કતીફ, એડન, યમન, જદ્દા વગેરે બંદરોએ જતાં આ બંદરો હોવાના કારણે મિસર અને સીરિયાના શહેરોમાંથી નીકળી જમીનમાર્ગે ગતા સમુદ્રને કિનારે યમન પર્યંત વેપારીઓ પહોંચતા અને ત્યાંથી સઢવાળા વિવિધ કદના જહાજોમાં બેસી સમુદ્રને કિનારે કિનારે હજરમોત ઉમ્માન, બહરૈન અને ઇરાકનો કિનારો વગરી ઈરાનના અખાતમાં થઈ ઈરાનનો કિનારો પસાર કરીને બલુચિસ્તાનના બંદરે ઉતરી પડતા અથવા તો આગળ જઈ કાઠિયાવાડ અને ગુજરાતના સાગરોળ, ખંભાત, થાણા વગેરે બંદરોએ આવતા[1]

જળમાર્ગે જે અરબો સમુદ્રમાં ગુજરાત પર્યંત આવતા, તે અહીં જ અટકી જતા એવું ન હતુ કેટલાક હિંદી મહાસાગરમાંથી પસાર થઈ હિંમત અને ધીરજથી ચીનની પૂર્વ સીમા પર્યંત પોતાનો માલ અસબાબ લઈ પહોંચતા અને તેમાં વેપાર કરવા લાયક માલ ગુજરાતમાંથી પણ લઈ જતા તે પછી પાછા વળતા ચીન તથા ભારતનો બીજો માલ ખરીદી યુરોપ તેમજ આફ્રિકામાં સુદ્ધાંત પહોંચાડતા ચીન જતા કે આવતાં રસ્તામાં વેપાર, વેચાણ ખરીદી, સાધન સામગ્રી અને મીઠા પાણીને માટે તેમને ગુજરાતના બંદરે થોભવુ પડતુ

પર્યંત સૂરત શહેરની આબાદી ટોચે હતી વેપાર માટે દેશદેશાવર (ઈરાન, બગદાદ, બસરા, એબીસિનિયા અને મિસર)ના લોકો શહેરમાં આવતા અને રહેતા મક્કાની યાત્રાએ જનાર સેંકડો મુસલમાનો અહિં થઈને જતા અને તેથી એને બાબુલ્મક્કા (મક્કાના દરવાજો) તેમજ 'બંદર મુબારક' (પવિત્ર બંદર) કહેતા

[1] સૈયદ સુલૈમાન નદવી—અરબો હિંદ કે તઅલ્લુકાત, પૃ ૭

## મુસાફરોના સફરનામાઓમાં ગુજરાત વિષેના ઉલ્લેખો

જે મુસલમાન વેપારીઓ વિદેશમાં જતા આવતા તેમાંના કેટલા અન્ય લોકો વિદેશી જગતની અને ત્યાંની હકીકતોની નોંધ કરી હતી. વાસ્તવમાં તેમાંના કેટલાક પ્રથમ મુસાફર તરીકેનું કર્તવ્ય પાલન કર્યું હતું તેમની પાસેથી માહિતી મેળવી સુલેમાન મસઉદી ઇબ્ન હોકલ બગદાદી વગેરે અનેક લોકોએ મુસાફરી માટે કમર બાંધી હતી એટલે સુધી કે તેમણે પોતાના જીવનનો મોટો ભાગ ફક્ત મુસાફરીમાં નિરંતર ગાળ્યો હતો. તેમણે ફક્ત ભ્રમણ અર્થે જ મોટા કષ્ટો ઉઠાવ્યાં હતા અને ઇતિહાસ અને ભૂગોળ વિષેના જ્ઞાનમાં વૃદ્ધિ કરી અનેક લોકોને લાભ આપ્યો હતો. આમ મનુષ્ય જાતિની સેવા કરી સદૈવ માટે તેઓ પોતાના નામો ઇતિહાસમાં અમર કરી ગયા.

ભારતવર્ષ વિષે જેવા ગ્રીક ચીની ફ્રેંચ વગેરે મુસાફરોના વર્ણનો છે તેવા જ આ મુસલમાન મુસાફરોનાં પણ છે. તેઓમાં સૌથી પ્રાચીન સુલેમાન સૈરાફી (બસરી)[1] નામનો એક અરબ વેપારી હતો. જેનું સફરનામું મળે છે. તે ઘણી વાર વેપાર અર્થે ભારતમાં ભ્રમણ કરી ચીન પર્યંત પહોંચ્યો હતો. એક ઠેકાણે પોતાના સફરનામામાં[2] તે લખે છે કે મેં એક માણસ (સાધુ)ને ફક્ત એક જ મૃગચર્મ ભર સૂર્ય તરફ મોં કરી રહેલો જોયો. સોળ વર્ષ પછી હું તે જ સ્થળે ફરીથી આવ્યો ત્યારે હું જોઉં છું કે તે માણસ તે જ રીતે ઉભો હતો. આ ઉપરથી એમ જણાય છે કે જે કંઈ તેણે લખ્યું છે તે તમામ જોઈને સમજીને લખ્યું છે.

તે પોતાના સફરનામા(રચના ઈ સ ૮૫૧–હિ સ ૨૩૭)માં

---

૧ તે બગાન ઈરાનના નૈઋત્ય ખૂણામાં આવેલા ફાર્સ પ્રાંતમાં આવેલા સૈરાફનો હતો કે જે મશહૂર ફારસી શાયરો સાદી અને હાફિઝ શીરાઝીના વતન શીરાઝના અગ્નિ ખૂણામાં આવેલું છે પરંતુ પાછળથી તેણે બસરા નગરમાં વસવાટ કરી દીધો હતો.

૨ સિલસિલતુત્તવારીખ, ગવર્નમેન્ટ પ્રેસ પેરીસ (અરબી)

પોતાની સાભળેલી અને અનુભવેલી ગુજરાત વિષેની હકીકત આપતા જણાવે છે કે હિંદ અને ચીનના લોકોનો એવો મત છે કે દુનિયામા ફક્ત ચાર બાદશાહો (મહાન ગણાય) છે તેઓમા પ્રથમ નબર અરબસ્તાનના બાદશાહ (ખલીફા)નો આવે છે એ બાદશાહોમા તે સૌથી વધુ ધનાઢ્ય છે બીજો નબર ચીનના બાદશાહનો આવે છે, તે પછી રોમનો અને તે પછી હિંદુસ્તાનના રાજા બલહાર (વલ્લભરાય)નો છે જેના કાન કાપેલા છે વળી એમ પણ તે કહે છે કે હિંદુસ્તાનના તમામ બાદશાહોમા વલ્લભરાયનો[1] નબર પ્રથમ છે બીજો નબર જુર્ઝ (ગુર્જર દેશ)ના બાદશાહનો છે અને હિંદુસ્તાનમા તેનાથી મોટો મુસલમાનોનો કોઈ દુશ્મન નથી[2] આવી રીતનુ તેણે ગુજરાત વિષે ઘણુ લખ્યુ છે મુસલમાને વલ્લભરાયની ઘણી પ્રશસા કરી છે ને જણાવે છે 'કે તેને તથા તેની રૈયતને આરબો તથા મુસલમાનો તરફ રહેમભાવ છે તેથી લોકોની એવી માન્યતા છે કે હમારા રાજાઓની ઉમર લાબી થાય છે તેનુ કારણ એ છે કે તેઓ આરબો સાથે મોહબ્બતથી વર્તે છે'

બુઝુર્ગ બિન શહરિયાર નામનો ઈરાની વેપારી ઈ સ ૯૧૨ ૯૧૩ (હિ સ ૩૦૦)ની આસપાસ ઇરાકના બંદરેથી વહાણ લાવતો અને લઈ જતો તેણે અજાએબુલહિન્દ નામના અરબીમા લખેલા પુસ્તકમા પોતે અને પોતાના સાથીઓએ જોયેલી બાબતો નોંધી છે તેમા ગુજરાત વિષે પણ ઘણી હકીકતો મળે છે તેણે ભારતના શહેરોના નામો આપ્યા છે તેમા ગુજરાતના નગરોના નામો પણ મળે છે, જેવા કે થાણા,[3] સૂબારા (સોપારા) માનકીર (મહાનગર યા મોગીર) વગેરે.

---

૧ સિલસિલતુત્તવારીખ, પૃ ૨૯–૩૦ ગવર્નમેન્ટ પ્રેસ પેરીસ (અરબી)

૨ ” , ”

૩ ટૉલેમી (Ptolemy)ના હિંદના નકશામા અને નોની અમ મેલીઝીગીસ (Melizigeris) નામમા મળે છે એ શબ્દનો ઉત્તર ભાગ અરબી 'જઝીરહ' અર્થાત્ 'દ્વીપ'નુ રૂપાતર છે [ ગેઝેટીયર (થાણા) ભા ૧૩, પૃ ૬૧, નોધ ૧ ]

તે મોગીર થઈ ચીન તરફ નીકળી ગયો હતો તેણે તેને સોનાનું શહેર ગણ્યુ છે[1] તેણે વાણિયા લોકો વિષે ઘણી વાર ઉલ્લેખ કર્યો છે કે એ લોકો યમનમા પણ જતા અને વેપારનો લાભ ઉઠાવતા

તે વહાણો લાવતો તે સમયે આ તરફ સામાન્ય અરબ મુસલમાનોની ઘણી વસતી હતી તેને એક હિંદુમાથી મુસલમાન થયેલો વહાણવટી પણ મળ્યો હતો જેણે પોતાના જહાજો મારફત ઘણી દોલત મેળવી હતી તેમ જ હજ્જ પણ કરી હતી[2] મોહમ્મદ બિન મુસ્લિમ નામના બગદાદના એક વેપારી સાથે પણ તેને મુલાકાત થઈ હતી તે વીસ વરસ કરતા પણ વધારે સમયથી થાણામા રહેતો હતો અબૂ બક્ર નામનો ફાર્સનો મુસલમાન પણ તેને ચેમૂર (સીમૂર) મા મળ્યો હતો[3]

અબુલ્હસન અલી મસ્ઊદી ઈ સ ૯૧૫ (હિ સ ૩૦૩) મા ખંભાતમા આવ્યો હતો તે સમયે ચેમૂર બંદરમાં દસ હજાર અરબો અને અરબમિશ્રિત પ્રજા હતી. એ જ પ્રમાણે ખંભાતમાં પણ અરબોની વસતી હતી ભરૂચથી એ લોકો ગળી અને લાખ લઈ જતા હતા

પોતાના પુસ્તક (હિ. સ ૩૩૨–ઈ સ ૯૪૩) મા મસ્ઊદી જણાવે છે કે સિંધ અને હિંદના તમામ રાજાઓના રાજ્યોમા વલ્લભરાયના રાજ્યના જેટલી પ્રતિષ્ઠા મુસલમાનોની સચવાતી નથી એ રાજાઓના અમલ દરમિયાન ઇસ્લામ સુરક્ષિત અને આબરૂભેર છે, તેમના મુલકમા મસ્જિદો અને જામે મસ્જિદો બંધાવવામા આવી, તે દરેક રીતે આબાદ છે તેણે એમ પણ લખ્યુ છે કે અહીંના રાજા ચાલિસ ચાલિસ પચાસ પચાસ વરસ રાજ્ય કરે છે અને માનવામા આવે છે કે તેમનુ

૧ અલ્મસૂઅલ્‌હિંદ, પૃ ૧૦૭

૨ સૈયદ સુલૈમાન નદવી–અરબો હિંદ કે તઅલ્લુકાત, પૃ. ર૭૮

૩ સૈયદ સુલૈમાન નદવી– અરબો હિંદ કે તઅલ્લુકાત, પૃ. ર૭૯

લાંબુ આયુષ્ય તેમના અદલઇન્સાફને લઈને છે.[1] એણે એમ પણ જણાવ્યું છે કે ગુજરાતના રાજાને મુસલમાનો તરફ નફરત છે અને મુસલમાનોનો એ કટ્ટો શત્રુ છે.

અબૂ ઝૈદુલ્‌હસન સૈરાફી ન તો ભારતમાં આવ્યો હતો અને ન તો ચીન ગયો હતો. અરબી ભાષામાં લખાયેલા સિલસિલતુત્તવારીખ નામના જે ગ્રંથનો ઉલ્લેખ આવી ગયો તેના બે ભાગ છે. પહેલા ભાગની સામગ્રી સુલૈમાનની ઈ. સ. ૮૫૧ની સંપાદિત છે. બીજા ભાગની અબૂ ઝૈદ સૈરાફીની લગભગ ઈ. સ. ૯૧૬ (હિ. સ. ૩૦૪)ની લખેલી છે. તેણે પુસ્તકો વાંચી તથા મસ્ઊદી જેવા અન્ય મુસાફરોને પૂછીને જે કંઈ લખ્યું તે મેળવ્યું હતું.[2] તેણે પણ ગુજરાત વિષે જાણવા જેવી બાબતોની નોંધ કરી છે એણે પણ લખ્યું છે કે ગુજરાતના રાજાને મુસલમાનો સામે અદાવત છે

અબૂ ઇસ્હાક ઇબ્રાહીમ ઇસ્તખ્રીં[3] ઈ. સ. ૯૫૧ (હિ. સ. ૩૪૦) માં ભારતમાં આવ્યો હતો. તેણે કિતાબુલ્‌અકાલીમ નામનું પુસ્તક લખ્યું હતું. ગુજરાત વિષે તે લખે છે કે ખંભાતથી ચેમૂર પર્યંત વલ્લભરાયનાં શહેરો છે ત્યાં વિશેષે કરીને હિંદુઓની વસ્તી છે, પરંતુ મુસલમાનો પણ રહે છે વલ્લભરાય તરફથી ત્યાં મુસલમાન હાકેમો નીમવામાં આવે છે. એ શહેરોમાં જામે મસ્જિદો છે જેમાં મુસલમાનો જુમાની નમાઝ પડે છે વલ્લભરાયની રાજધાની માનકીર છે ત્યાં તે રહે છે. તેની સલ્તનત વિશાળ છે. તે એમ પણ જણાવે છે કે મુસલમાનો અને હિંદુઓનો એક જ જાતનો લિબાસ છે[4] તેઓ વાળ પણ એક જ રીતે રાખે છે.[5] અતિ ગરમીના કારણે તેઓ લૂંગી (ધોતી) અને ખમીસ પહેરે છે.

---

૧ મસૂઉદી-મુરૂજુઝ્ઝહબ-ભા. ૧, પૃ. ૩૭૨

૨ Sir Elliot-History of India, Vol I, p 2

૩ તે ઇસ્તખ્ર (જેને પર્સીપોલી કહે છે) ના અસલ વતની હતો તે ઉપરથી.

૪ ઇસ્તખ્રી-કિતાબુલ્‌અકાલીમ, પૃ ૧૬૩ (પ્રે મિસ્ર)

૫ ,, ,, પૃ. ૧૭૭ ,,

ઇબ્ન હૌકલ[1] બગદાદીએ ઈ. સ. ૯૭૭(હિ. સ. ૩૬૬)માં તેનું સફરનામું પૂરું કર્યું હતું. તે ગુજરાતમાં આવ્યો હતો. વલ્લભરાયના હાથ નીચે મુસલમાનો ધાર્મિક છુટછાટને લઈને જે ફાયદો ઉઠાવી રહ્યા હતા તેની તેણે ઘણી તારીફ કરી છે. તેણે જણાવ્યું છે કે ખંભાતથી ચેમૂર (સીમૂર) પર્યંત રાજા વલ્લભરાયની હકૂમત છે. ત્યાં મોટી વસતી હિંદુઓની છે અને મુસલમાનો પણ રહે છે. મુસલમાનો ઉપર સત્તા મુસલમાનોની જ છે એટલે કે રાજા તરફથી મુસલમાન હાકેમ તેમને માટે નીમવામાં આવે છે. વલ્લભરાયના રાજ્યમાં મસ્જિદો છે જેમાં જુમાની નમાઝ મુસલમાનો પઢે છે અને બીજી નમાઝો પણ પઢાય છે. બાંગ પણ મોટેથી પોકારાય છે.

ઈ. સ. ૧૧૮૯ (હિ. સ. ૫૮૫)માં ઇબ્ન સઈદ મગ્રિબીએ મોરક્કો અને મિસરમાં રહી એક ભૂગોળ લખી હતી. તેમાં દક્ષિણ હિંદના શહેરોનાં નામોમાં થાણા વિષે તેણે લખ્યું છે[2] કે એ લાર (ગુજરાત)નું છેલ્લું શહેર છે. વેપારીઓની જીભ ઉપર એ નામ ઘણું જ ચઢી ગયેલું છે. હિંદના આ કિનારે વસનારા તમામ હિંદુ મૂર્તિપૂજકો છે પરંતુ પોતાની પાસે મુસલમાનોને પણ વસાવી લે છે. ખંભાત વિષે તે લખે[3] છે કે એ હિંદુસ્તાનના કિનારાના શહેરોમાં છે. ત્યાં વેપારીઓ જાય છે. ત્યાં મુસલમાનો પણ વસે છે.

દિલ્હીમાં શમ્સુદ્દીન અલ્તમશ (ઈ. સ. ૧૨૧૦–૧૨૩૬)[4] અને સિંધમાં નાસિરૂદ્દીન કબાચા(ઈ. સ. ૧૨૨૭–૧૨૩૧) રાજ્ય કરતા હતા ત્યારે નૂરૂદ્દીન મોહમ્મદ ઓફી નામનો એક વિદ્વાન

---

૧ ઇબ્ન હૌકલ–અશ્કાલુલ્બિલાદ, પૃ. ૨૩૩ (લીડન)
સૈયદ સુલેમાન નદ્વી–અરબો હિંદ કે તઅલ્લુકાત, પૃ. ૨૮૪

૨ સૈયદ સુલેમાન નદ્વી–અરબો હિંદ કે તઅલ્લુકાત, પૃ. ૨૮૨

૩ „ „ „ „ „ „ „ . પૃ. ૨૮૩

૪ માઅ્સૂમ બક્રી–તારીખે સિંદ, પૃ. ૩૬–૩૭

બુખારાથી સિંધ આવ્યો હતો ત્યાંથી તે ખંભાત સુધી પહોંચ્યો હતો. નૂરૂદ્દીન મોહમ્મદ ઑફી[1] પોતાના જામેઉલ્હિકાયાત નામના પુસ્તકમાં જણાવે છે કે "એક વખત મને ખંભાત જવાનો પ્રસંગ આવ્યો એ સમુદ્ર કિનારે આવેલું એક શહેર છે ત્યાં સખ્યાબંધ મુસલમાનો રહે છે. તેઓ ધર્મચુસ્ત અને ઉદાર દિલના છે મેં સાંભળ્યું છે કે એ શહેર ગુજરાતના રાજા જનક[2] (જયસિંહ મૃ હિ સ ૫૩૮–ઈ સ ૧૧૪૨)ના કબજામાં હતું તેનું પાયતખ્ત અણહિલવાડ (નહરવાળા) હતું તેના સમયમાં અહિં મુસલમાનો અને તેના વિરોધીઓની વસતી હતી મુસલમાનોની એક મસ્જિદ હતી. તેને એક મિનારો પણ હતો તે ઉપર ઉભો રહી બાગી બાગ પોકારતો હતો પારસીઓએ હિંદુઓને મુસલમાનો ઉપર હુમલો કરવાને ઉશ્કેર્યા. તેમણે તે મિનારો તોડી નાખ્યો, મસ્જિદ બાળી મૂકી અને ૮૦ મુસલમાનોને મારી નાખ્યા મસ્જિદના ખતીબનું નામ અલી હતું તે બચી જતા અણહિલવાડ ગયો તેણે રાજાના દરબારીઓ આગળ તમામ પીડિતોની ફરિયાદ કરી કોઈએ તે સાંભળી નહિ ઇમામે આ અનુભવ કરી યુક્તિ રચી. તેણે હિન્દી (અર્થાત્ હિન્દની એટલે કે ત્યાંની સ્થાનીક) ભાષામાં આખા બનાવનું વર્ણન એક કસીદા (પ્રશંસા કાવ્ય)માં લખ્યું અને રાજા શિકાર કરવા જાય ત્યારે મુલાકાત કરવા માટે તેની તાકમાં રહ્યો શિકારના દિવસે ઇમામ (અલી) રાજાના જવાના રસ્તા ઉપર એક ઝાડીમાં છુપાઈ રહ્યો રાજા ત્યાં પહોંચતા વેંત અલીએ વિનંતિ કરી કે 'આપ થોભી મારી ફરિયાદ સાંભળી લો' રાજાએ હાથીને થોભાવ્યો. ઇમામ ફરિયાદી બની રાજા સામે આવી ઉભો રહ્યો અને તેનું પ્રશંસા કાવ્ય સાંભળી લેવા આજીજી કરી. રાજાએ તેની અરજ સાંભળી ત્યારે તેના દિલ ઉપર ઘણી અસર થઈ ગઈ. કાવ્ય તેના હાથમાંથી લઈ તેણે એક અમલદારને આપી કહ્યું કે 'ફુરસદમાં હોઉં ત્યારે ફરીથી એ મને બતાવવું' રાજા શિકારમાંથી

---

૧ અરબો હિંદ કે તઅલ્લુકાત, પૃ. ૨૪૩–૪૬

૨ સિદ્ધરાજ જયસિંહ (ઈ. સ. ૧૦૯૪–૧૧૪૨)

પાછો ફર્યો ત્યારે પોતાના વઝીરને બોલાવીને કહ્યું કે 'મારા રાજ્યનું કામ તમારે સંભાળવું, ... નવું દિવસ માટે તમામ કાર્યો છોડી મહેલમાં રહીશ અને આરામ કરીશ એ સમય દરમિયાન રાજ્યના કામકાજ માટે મને કોઈ પણ રીતે છેડવો નહિ' તે પછી તેજ રાત્રે રાજા એક સાંઢણી ઉપર સવાર થઈ એકલો જ ખંભાત તરફ ઉપડ્યો અને ચાલીસ ફરસંગ[1] અંતર એક રાતદિવસમાં કાપી સોદાગરના વેશે શહેરમાં દાખલ થયો બજારો અને ગલીકૂંચીમાં ફેરો કરી અલીની ફરિયાદો વિષે તપાસ કરી. તેમાં રાજાને જણાયું કે મુસલમાનો ઉપર અતિ જુલમ થયો છે અને તેઓની કતલ કરવામાં આવી છે તે પછી સમુદ્રના પાણીથી એક લોટો ભરી લઈ પાટણમાં ત્યાંથી રવાના થઈને ત્રીજે દિવસે તે પાછો આવી પહોંચ્યો સવારે તેણે દરબાર ભર્યો અને અલીને બોલાવીને કહ્યું 'તમે સર્વ બનાવોનું બયાન કરો' તેણે તમામ હકીકત કહી સંભળાવી. દરબારના માણસોએ એ ફરિયાદ ખોટી હોવાનું જણાવ્યું ત્યારે રાજાએ પાણીથી ભરેલો લોટો મંગાવ્યો દરેક શખ્સે તે પાણી ચાખ્યું અને જાણ્યું કે તે સમુદ્રનું પાણી છે પછી રાજાએ કહ્યું કે 'આ બાબતમાં વિવિધ ધર્મોવાળાઓનો સંબંધ હતો તેથી મેં કોઈ ઉપર વિશ્વાસ ન મૂક્યો અને પંડે ખંભાત પહોંચી તપાસ કરી, ત્યારે માલૂમ પડ્યું કે ખરેખર મુસલમાનો ઉપર અતિ જુલમ થયો છે મારા રાજ્યમાં જે કોઈ મારા રક્ષણ હેઠળ છે તેના ઉપર એવો જુલમ ન થઈ શકે' તે પછી બ્રાહ્મણો અને પારસીઓમાંથી બબ્બે માણસોને (બહુધા જેઓએ આ ફસાદમાં આગેવાની ભરી ભાગ લીધો હતો તેમને) સજા કરવાનો અને એક લાખ "બાલોત્રા" (ચાંદીના સિક્કા) આ મસ્જિદ અને મિનારો તૈયાર કરવાના ખર્ચ માટે તેમની પાસેથી અપાવવાનો હુકમ કર્યો અને ઇમામને

[1] ત્રણ માઈલનો એક ફરસખ (ફરસંગ) હોય છે ૪૦૦૦ ગજનો એક માઈલ અને ચોવીસ આંગળનો એક ગજ હોય છે (લુગાતે કિશોરી) આ પ્રમાણે પાટણથી ખંભાત ૧૨૦ માઈલ થાય રાજાએ એક કલાકમાં સરેરાશ પાંચ માઈલની મુસાફરી કરી

ખિલઅત (માનનીય જબ્બો) પણ અર્પણ કર્યો. આ ખિલાતના કપડાં આજે[1] (લગભગ હિ. સ. ૬૨૫) પર્યંત રાખી મૂકવામાં આવ્યા છે."

ઇબ્ન બતૂતા[2] મોરક્કોનો મશહૂર મુસાફર સુલતાન મોહમ્મદ તગલખના સમયમાં ઈ. સ. ૧૩૩૩ (હિ. સ. ૭૩૮)[3]માં આવ્યો હતો. તે પોતાના સફરનામા[4]માં લખે છે કે 'કાવીથી નીકળી અમો ગંધાર પહોંચ્યા. હિંદુઓનું એ એક મોટું શહેર સમુદ્ર કિનારે આવેલું છે. ત્યાંના રાજાનું નામ જાલસી (જયસિંહ રજપૂત) છે. એ બાદશાહ ઇસ્લામની સત્તાના હાથ નીચે છે અને દરેક સાલ ખંડણી (દિલ્હીમાં) ભરે છે. અમો ગંધાર પહોંચ્યા ત્યારે તે અમારો આદરસત્કાર કરવાને બહાર આવ્યો. તેણે અમારું અતિ સન્માન કર્યું. તેણે અમારા માટે પોતાનો મહેલ ખાલી કરાવ્યો. અમો તેમાં ઉતર્યા. મહાન મહાન મુસલમાન ઉમરાવો તેના તરફથી સત્કાર માટે આવ્યા.'

•ખંભાત વિષે તે જણાવે છે કે 'મસ્જિદો અને બીજી ઇમારતો જોતાં એ ઉત્તમ શહેર છે. એનું કારણ એ છે કે ત્યાંના ઘણા વતનીઓ

1 મોહમ્મદ આફી ઈ. સ. ૧૨૨૭ પર્યંત સિંધમાં નાસિરુદ્દીન કબાચા પાસે રહ્યો અને તેના કહેવાથી 'જમેઉલ્હિકાયાત'નો ગ્રંથ તેણે શરૂ કર્યો હતો. નાસિરુદ્દીન કબાચાના અવસાન પછી તે સુલતાન શમ્સુદ્દીન અલ્તમશની સેવામાં ચાલ્યો આવ્યો અને કેટલોક વખત દિલ્હીમાં રહ્યો. જમેઉલ્હિકાયાતમાં કેટલાક ઉલ્લેખો ઉપરથી એમ જણાય છે કે આ પુસ્તક ઈ. સ. ૧૨૩૨ સુધીમાં પૂરું થયું હતું. તેથી તે ખંભાત કે પાટણમાં આવ્યો હોય તો ઈ. સ. ૧૨૨૭ અને ઈ. સ. ૧૨૩૧ વચ્ચે હોઈ શકે. પરંતુ સિદ્ધરાજ જયસિંહનું અવસાન ઈ. સ. ૧૧૪૨માં થયું હતું. આ હિસાબે મોહમ્મદ ઔફી ઉપરના બનાવ પછી લગભગ સો વરસ બાદ ગુજરાતમાં આવ્યો હતો.

આરબો હિંદ કે તઅલ્લુકાત (ઈ. સ. ૧૯૨૮-૨૯)માં હિ. સ. ૬૬૫ છે તે ભૂલ છે. તેને બદલે હિ. સ. ૬૨૫ હોવી જોઈએ.

2 ઈ. સ. ૧૩૬૮-૬૯માં ઇબ્ન બતૂતાનું અવસાન થયું હતું.

3 ઈ. સ. ૧૩૩૩ (હિ. સ. ૭૩૪)માં એ પંજાબમાં આવી પહોંચ્યા હતા.

4 અજાઇબુલ્અસફાર

નપાર અર્થ આવેના પરદેશી લોકા છ તેઓ ઉમ। મકાનો અને ખૂબસૂરત મસ્જિદો બનાવે છે તેમની બનાવટમા એ બીજાથી વધતાની વૃત્તિ છે આ તીરાા। ૧મા તેમા શરીફ સામરીનો મહેલ છ તેની બાજુમા એક મહાન મસ્જિદ છે વપારીઓના રાજા ગાવઝરૂનીનુ પણ એક મો મકાન છે તેની પાસે એક મસ્જિદ છે શમ્સુદ્દીન કુલાહદૂઝ વેપારીનુ મકાન પણ વધુ મોટુ છે શહેરમા હાજ નાસિરની ખાનકાહ છે બીજી ખાનકાહ ખ્વાજા ઇસ્હા ની છે જ્યા ફકીરોને માટે ખાવાની જોગવાઈ છે[1]

આ પ્રવાસનોંધાનો સારાશ એ છે કે મુસલમાન અરબોનો ગુજરાતમા જથ્થાબંધ વસવાટ મોટી સ ખ્યામા થવા માડ્યો હતો અને ઘણી સારી સ ખ્યામાં કિનારાના ભાગોમા તેઓ હતા તેઓ સ્થાનિક લોકો સાથે સુલેહસપથી રહી શકતા અને અહિના રાજાઓએ સો રાજ સાથે ઉત્તમ સ બધ રાખતા હિંદુ રાજાઓ તરફથી કઈ પણ દખલ વગર તેઓ ખુલ્લી રીતે પોતાની ધાર્મિક ક્રિયાઓ કરી શકતા અને તેમની આતરવ્યવસ્થા તેઓ પોતે જ કરતા એટલે કે મુસલમાનોનો ન્યાય મુસલમાન ( ઝુરમા ) [2]ના હાથેજ થતો

---

1 ગ઼ા એ હિન્દ ૬ તઅલ્લુકાત પૃ ૨૮૬

2 હુન્નરમન અ મ્નરસી હુનરમદ (અર્થાત લાયક લાયકાતવાળો ગુણવાન) ઉપરથી હોય એમ લાગે છ આરબોએ એનો ઉપયોગ અક ખાસ અર્થમા કર્યો હોય એમ સભવ છે તેમના અર્થ મુજબ એ કાઝી યા મુસલમાન ન્યાયધીશ હતો બુઝર્ગ બિન શહરિયાર એ માટે લખે છે કે હિંદમા ચોરી એ મોટામા મોટા અને ભયકર અપરાધ છે. ચાર જો હિંદી હોય અને શુદ્ર જાતિનો હોય તો તેને મોતની સજા કરવામા આવ છે અને જો સારી સ્થિતિવાળો હોય તા રાજા તેની સઘળી મિલ્કત જપ્ત કરે છ અથવા તેને ભાર ૬ ની સજા કરે છે એટલે ભાગે ચોરી કરનારને મોતની સજા મળે છે પરંતુ ચાર જો મુસલમાન હોય તો તેને ન્યાય મુસલમાનોનો હુન્નરમન કરે છ અને તે સ્થાનના કાનૂનો મુજબ ચાલે

## પારસીઓ

ઈરાનની ભૂમિમાંથી ગુજરાતમાં જે કોમ આવી તે ઝરથોસ્ત્રી લોકો ધરાવતી પારસી લોકોની છે. ઈરાનીઓ અગાઉ તો સમુદ્રની મુસાફરીથી ડરતા હતા પરંતુ પાર્થવોના સમય દરમિયાન એ ડર તેમનો જતો રહ્યો હતો. ઈરાની અખાતથી માંડી ભારતમાં ઘણાના કિનારા પર્યંત તેઓ દરિયાઈ વેપાર કરતા હતા. સાસાની રાજ્ય દરમિયાન પણ પારસીઓનો હિંદ સાથેનો[1] વેપાર ચાલુ હતો પણ ઈરાન ઉપરના અરબોના વિજય પછી એ વેપાર અરબોના હાથમાં જઈ પડ્યો અને પારસીઓને માતૃભૂમિ તરફ ગમન કરવા માટે ભોંય ભારે થઈ ગઈ, તેથી તેઓ ભારતવર્ષમાં જ રહી ગયા અને અવારનવાર અન્ય ઈરાનીઓની હિજરતી ટોળીઓ ઈરાનથી આવતી રહી પરિણામે પારસીઓની વસતી ભારતમાં વધવા માંડી.

ગુજરાતમાં એ પારસી આશ્રિતોનો મોટો સમૂહ તે સમયે જે કેવાં સંજોગોમાં આવ્યો હતો તેની થોડી વિગતો નીચે છેઃ–[2]

---

છે. હુન્નરમંદ મુસલમાન હકૂમતમાં કાઝીની પદવી ધરાવે છે. એની ચૂંટણી તેમનામાંથી જ થાય છે. હિંદુસ્તાનના શરીઅતથી વાકેફ વ્યક્તિને જ હુન્નરમંદ તરીકે નીમવામાં આવે છે. (અજાયબુલહિંદ—Marvels of India, p. 137 ના આધારે).

૧ ખુરાસાન પ્રાંતનો વેપાર જમીન માર્ગે ચાલતો હતો.

૨ અગાઉ પણ ઈરાનીઓ અહીં રહેતા હતા એવા દષ્ટાંતો મળે છે —

મૌર્ય સમ્રાટ અશોક (ઈ. સ. પૂ. ૨૭૩–૨૩૭) ના જે ગવર્નરે ગિરનારના જળાશયમાં નહેરો બંધાવીને તેની ઉપયોગીતામાં ઉમેરો કર્યો હતો તેનું નામ તુષાસ્પ જણાવવામાં આવ્યું છે. આ નામ પુરાણા જમાનામાં ઈરાનમાં થયેલા ગુશ્તાસ્પ અને લોહરાસ્પ નામના પેશદાદી વંશના શહેનશાહોના નામોને ઉચ્ચારમાં મળતું આવે છે તે ઉપરથી તે ઈરાની હતો એમ જણાય છે. એસ. કે. હોડીવાલા ( Parsis of Ancient India, p. 11 ) પણ એમ જ માને છે. ઉચ્ચ કુળનો ઈરાની બૌદ્ધ ધર્મી [illegible] અશોકના દરબારમાં નોકરી કરતો હોય તો આશ્ચર્ય થવા જેવું નથી.

એમની કહાણી ઉપર વર્ણવેલી પ્રજાઓ કરતાં ઘણી નીરાળી અને વિચિત્ર છે ભારત અત્યાર સુધી મોટે ભાગે વર્ણવાએલી પ્રજાઓનો શિકાર બનતો રહ્યો હતો, પરંતુ પારસી લોકો તો ગુજરાતની ભૂમિ ઉપર આશ્રય લેવા આવ્યા હતા. મજકુર પ્રજાઓ વાયવ્ય ખૂણામાંથી જમીન માર્ગે સખ્ત હાથે કામ લેતી આવી હતી, પારસી લોકો સમુદ્ર માર્ગે પાણીના દેવતાને તેમની નાવડી સહીસલામત કિનારે ઉતારવા કાલાવાલા કરતા સૌરાષ્ટ્રની દક્ષિણે આવેલા દીવ બંદરે ઉતર્યા હતા. તેમની કરુણ વિસ્મયદાયક કથનીની કળી સાસાની વંશના છેલ્લા શાહ યઝદગર્દની પડતી દશાથી શરૂ થાય છે

કાદિસિયા (ઈ સ ૬૩૬) અને નેહાવંદ (ઈ. સ ૬૫૧)ની લડાઈઓમાં મજકૂર બાદશાહ યઝદગર્દે અરબોના હાથે હાર ખાધી ત્યારથી પારસીઓની કમનસીબીનો કાળો દિન શરૂ થઈ ગયો. ઈરાનીઓનો સુવાસિત બનેલો મુલક અરબોના કબ્જામાં ગયો અને ત્યાં અરબોનો ઝંડો ફરકવા લાગ્યો. આક્રમણકારોએ પારસી સામ્રાજ્યને છીણવિછિણ કરી નાખ્યું. પારસીઓનો રાજ્યવંશ લુપ્ત થયો સત્ત્વ સરખા રાજ્યપુરુષો, નેતાઓ, ધર્મ ગુરુઓ, કયાં તો

એ જળાશયની પાળ તૂટી ગઈ ત્યારે લોકો ઉપર ભારે આફત આવી પડી હતી. શિલાલેખ મુજબ રુદ્રદામને કર ઉઘરાવવા સિવાય પોતે જ એ કામ કરવાનું માથે લીધું, પરંતુ રાજાની આ પવિત્ર હિમાયત બર આવી નહિ ત્યારે સુવીશાખ નામના પહ્‌લવે કુશળતા અને કાબેલિયતથી એ બંધ પહેલાની જેમ બંધાવ્યો હતો. એનું મૂળ નામ સિયાવક્ષ હોય એમ જણાવે છે. સિયાવશ નામ ક્યાની સમ્રાટોમાના કૈકાઉસના પુત્રનું પણ હતું જેને રુસ્તમ પહેલવાને તાલીમ આપી હતી.

ઈ. સ. ૧૮૯૦ના ડૉ. ભાઉ દાજીએ એક પેપર જુનાગઢ વિષે વાચ્યું હતું તેમાં નોંધ્યું કહ્યું કે સુવીશાખ ફારસી સિયાવક્ષનું સંસ્કૃતરૂપ છે અને એ આનર્ત અને સૌરાષ્ટ્રનો હાકેમ હોય એમ લાગે છે (B B R A S Journal, Vol VI, p. 114).

આમ ગિરનારના લેખોમાંથી બે ઈરાનીઓના નામો મળે છે.

સગગમણુમા સૂતા કે અસ્તવ્યસ્ત થઈ ગયા ભાનઅનેના અરબોની તરસી તરવારોએ ઈરાનના હજારો નિર્દોષ પારસી જરથોસ્તીઓનુ લોહી પીધુ

આગા પૂરે દાઉદ નામનો ઈરાનનો મશહૂર શાયર પવિત્ર ગાથાના પદ્ય રૂપના ફારસી અનુવાદની પ્રસ્તાવનામાં ખુદ મુસલમાન લોકોના ફારસી ઇતિહાસના આધારે કહે છે કે અરબોએ ઈરાનના બાદશાહી કુટુંબની શાહજાદીઓને પકડી બજારમા ગુલામડીઓ તરીકે વેચી નાખી હતી [૧]

'જે જરથોસ્તીઓ ઇસ્લામ અંગીકાર કરશે તેઓના પ્રાણ બચશે,' એ નાદ ગાજવાથી ન છૂટકે કેટલાક પોતાની વહાલી વસ્તુઓના રક્ષણાર્થે ધર્મ પલટો કર્યો, પરંતુ કેટલા ધર્મચુસ્ત દીનધર્મના અગ્રણીઓ માલમિલ્કત અને ધન ધાન્ય છોડી પ્રાણ બચાવવા જ્યા નસાયુ ત્યા નાઠા કેટલાક ચીન તરફ ગયા [૨] કેટલાક ભયભીત થઈ ખુરાસાનના પહાડો અને તળેટીઓમા મિત્રો, સગાંવહાલા, ચાકરનફર, દસ્તૂર અને મોબેદોને લઈ ટોળાબધ રહી વસ્યા તેઓ પોતે જ પોતાના વડા, પોતાના રક્ષકો, પોતાના ખેડૂતો, કિસબી અને કારીગર બનીને મુસલમાન રાજ્ય પગભર ન થયુ હતુ ત્યા સુધી રહ્યા પરંતુ સો વરસ પૂરા ન થાવ્યા એટલામા ત્યા પણ મુસલમાનોએ તેમને હેરાન કર્યા કોઈ પણ સંજોગોમા ધર્મ તો ખોવા તેમની તૈયારી ન હતી, તેથી અરબોના અવિશ્રાન્ત વિરોધી પરિશ્રમો જોઈ તેઓ હોર્મુઝના ટાપુ ઉપર જઈ રહ્યા ત્યા ફક્ત પદર વરસ ગાળ્યા એટલામા ત્યા પણ ધાસ્તી લાગી તેથી નાસભાગ કરતા રહ્યા તે પારસીઓ સિવાયના બાકીનાઓએ વહાણોમા બેસી કુટુંબ કબીલા સાથે ભારત તરફ પ્રયાણ કર્યું

મશહૂર શાયર આગા પૂરે દાઉદ જે અર્વાચીન ઈરાનના

૧ Introduction to the Holy Gatha—Preface, p 1 2

૨ આ બાબતમા એવુ બન્યુ હતુ કે દેશ પ્રેમી ઈરાનીઓએ પોતાના દેશને આઝાદ કરવાને તનતોડ કોશિશો કરી અને તેમાથી લડાઈ સળગી ઊઠી જેમા ઈરાનીઓ હાર્યા અને અરબોએ તેમનો પીછો પકડયો જેથી જીવ બચાવવા જ્યા નસાયુ ત્યા તેઓ નાઠા

સુશિક્ષીત વર્ગના પ્રતિનીધી છે, જેમના ચેહેરામાંથી ગભીરૂમના ટપક છે અને જેમના અભ્યાસને મુખ્ય વિષય પ્રાચીન ઈરાની ઇતિહાસ, સાહિત્ય અને ભાષા શાસ્ત્ર છે, તે તેમની અનેક કૃતિઓમા સર્વથી હૃદયસ્પર્શી કાવ્ય 'ઈરાનને ઈરાનીઓના છેલ્લા સલામ અને તેમનુ હિન્દ પ્રતિ પ્રયાણ'માં અરબોએ પ્રાચીન ઈરાની સાહિત્ય, ધર્મ અને સસ્કૃતિના વાળેલા દાટ વિષે પોતાનુ હૃદય ઠાલવે છે. તે જણાવે છે કે આખરે પારસીઓ એટના નાસી ગયા કે કટાળી જઈને પોતાના ગામગ્રીનામાથી જે કાઈ વેચાયુ તે કેટલાક વહાણો ખરીદી તેમા માલ અને તેમા કુટુબ કબીલા સાથે બેસી તેમણે 'ખુદાનુ નામ લઈ સમુદ્રમા વહાણો છોડ્યાં અને સઢ ચડાવ્યા, પછી તો જે થવાનુ હોય તે થાય'—

च याक सर जे कोलाक आयद खितेज,
वहम बेशिकनद किश्ती अज आबखेज।
शिरू रफ्तन अदर दहाने निहन्ग,
बे अज ताजियाँ खुरदह गश्तन बनन्ग।
बदूरा खुअद यारे आवारगाँ,
बदरिया दिहन लन्गरो पुश्तवाँ।

[ સમુદ્ર વિફરે અને વહાણોને મોજામાં સમાવી લે તો પણ શુ ગયુ ?
એ આભર થઈ અરબોના હાથે મરવુ તેના કરતા મગરના મોમા ગળાઈ જવુ બહેતર છે
(જમીન ઉપર) ખુદા બ્હાવરા ભટકતાનો સાથી છે સમુદ્રમાં તે જ લગર છે અને તે જ રક્ષક છે ]

આખરે કાઠિયાવાડની દક્ષિણે આવેલા દીવ બેટમા હોર્મુઝથી નીકળેલાં વહાણો લાગરવામા આવ્યાં ઈરાન સાથે ગુજરાત સૌરાષ્ટ્રનો પુરાણા જમાનાથી વપાર ચાલતો આવ્યો હતો તેથી એ બદર વિષે તેમને માહિતી હતી ઓગણીસ વરસ ત્યા રહ્યા પછી આગોહવા

૧ સુખનવરાને ફાર્સ, પૃ. ૨૬૨ (ફારસી)

અને વિચારશીલ રાણાએ ત્યાં આવવાનું તેમને કારણ પૂછ્યું પારસી લોકોએ પોતાના સંકટોની કરુણ કથની કહી સંભળાવી પછી ચોક્કસ શરતોથી રાણાએ તેમને પોતાના રાજ્યમાં રહેવાની સંમતિ આપી પારસીઓએ હથિયાર રાખવા નહિ, ત્યાંની માતૃભાષા બોલવી, તેમની સ્ત્રીઓએ દેશી સ્ત્રીઓ જેવો પોશાક સજવો અને લગ્ન વિધિ સંધ્યા સમયે કરવી એ મુખ્ય શરતો હતી. એ કબૂલ રાખી તેઓએ કહ્યું **मा हमह हिंदुस्तॉरा यार वाशीम** (અમે બધા હિંદુસ્તાનના મિત્ર થઈ રહીશું). તે પછી સઘ સંજાણ શહેરમાં આવ્યો અને તેઓ ત્યાં નિરાંતે રહેવા લાગ્યા[1] ત્યાં આતશબહેરામની સ્થાપના પણ કરી

સંજાણમાં તે લોકો ૩૦૦ વરસ સુધી સુખશાંતિથી રહ્યા તે પછી

---

કાવસજી હોડીવાળાએ દસ્તૂર હોશંગ મેમોરિયલ વોલ્યુમમાં એ શ્લોકો વિશે નિબંધ આપ્યા છે તેમાં તે જણાવે છે કે 'વ્યાકરણ અને છંદની બાબતમાં એ શ્લોકોની જુદી જુદી હસ્તપ્રતોમાં જુદી જુદી ભૂલો જોવા મળી. પરંતુ શમ્સુલ ઉલમા અરવદ જે જે મોદી પાસે જે પ્રત મળી તે મને બધામાં ઉત્તમ લાગી તેનો આધાર આ નિબંધમાં લીધો છે'

એજ આ પુસ્તકના પરિશિષ્ટમાં મેં આપ્યા છે અને તેનું ભાષાંતર પણ મેં નીચે આપ્યું છે જે મારા સહકાર્યકર અધ્યાપક શ્રી નાગરદાસ બાબરિયાએ મને કરી આપ્યું છે એ માટે હું તેમનો ઉપકાર માનું છું.

૧ કિસ્સએ સંજાન ઈ સ ૧૫ મા નવસારીના એક મોબેદ બહમન કૈકોબાદ હોરમઝ્દ યાર સંજાનાને હાથે લખાયેલું પુસ્તક છે તેમાં આ કથા છે તેમાં દીવમાં ઉતર્યાની સાલ ઈ. સ. ૭૧૭ છે, પરંતુ આંકડામાં હેરફેર થયેલું હોય એમ સમજાવે છે અને તે ઈ. સ. ૭૭૧ને બદલે લખાઈ ગયેલું હોય એમ લાગે છે કારણ કે તે જણાવે છે કે જુલમ ગુજારવાની શરૂઆત યઝ્દગર્દ ત્રીજાના ઈ. સ ૬૫૨માં અવસાન થયા બાદ થઈ હતી. તે મુજબ લગભગ સો વરસ ખુરાસાનમાં આશ્રય લીધો તે પછી હોર્મુઝ ટાપુ ઉપર પંદર વરસ તથા ઓગણીસ વરસ દીવ એમ ૬૫૨ + ૧૦૦ લગભગ + ૧૫ + ૧૯ = લગભગ ૭૮૬ થાય. એમાં મુસાફરીમાં લાંબો સમય જતો તે પણ ગણવામાં ન આવ્યો.

ઈ સ ૧૧૪૨ ના[1] અરસામા તેઓ નવસારી[2] ગયા તે જ સૈકામા તેઓ ત્યા નજીક આવેલા વરિયાવ અને પછી ભરૂચ, અકલેશ્વર અને ખભાત ગયા તેઓ ૧૬મી સદીમા સૂરત પહોચ્યા હોય એમ લાગે છે કારણ કે નરીમાન હોશગની પહેલી રિવાયતમા પારસીઓ વિષેનો ઉલ્લેખ છે કે મુબઈ પહેલા પારસીઓનુ મથક સૂરત હતુ[3] અગ્રેજોના હાથમા મુબઈ ઈ સ ૧૬૬૧મા આવ્યુ ત્યારથી પારસીઓએ ત્યા વસવાટ શરૂ કર્યો હવે તો ગુજરાત અને સૌરાષ્ટ્રમા ઠેકઠેકાણે તેઓ નોકરી ધધા અર્થે પ્રસરેલા છે

તેઓ શરૂઆતમા ખેતી, દારૂતાડીનુ વેચાણ, વણાટકામ, વહાણ બાધવાનુ કામ દલાલી અને વ્યાજ વટાવના ધધા કરતા હતા જે આજ પર્યંત કેટલાક કુટુબોમા વંશપરંપરા ચાલી આવ્યા છે તેમાં તેઓ નિષ્ણાત પણ ગણાય છે એમના ધધા વિશે ઈ સ ૧૬૩૮ મા

---

૧ તવારીખે નવસારી (પૃ ૨૫)મા જણાવવામા આવ્યુ છે કે સોનગઢી નગરના સિદ્ધરાજની દક્ષિણની ચડાઈ વખતે તે સબધ પરોવ્યો હતો ત્યાના રાજાએ પારસીઓ સાથે તેને ઓળખાણ કરાવી હતી તેથી તે નવસારી આવ્યો ત્યારે ત્યાના પારસી લોકોની ગીતસાત જોઈ તે ખુશ થયા તેઓના આગેવાનોને મળી તેણે આનદ પ્રદર્શિત કર્યો અને તેમને નિર્ભય રહેવાનુ વચન આપ્યુ

૨ ગોરાબજી રતનજી દેસાઈ (તવારીખે નવસારી, પૃ ૧૦) જણાવે છે કે 'નવસારી કસ્બો તે સમયે નાગમડળ કહેવાતો હતો પારસીઓને ત્યાની આબોહવા ઈરાનમા આવેલા અલ્બુર્ઝ પહાડની પાસે કાસ્પિયન સમુદ્રની દક્ષિણે આવેલા માઝંદરાનમાના 'સારી' નામના શહેરને મળતી ખુશનુમા લાગી તેથી તેઓ 'નાગમડળ'ને બદલે 'નવસારી' (એટલે કે નવી 'સારી') તે કસ્બા માટે બોલવા લાગ્યા, પરતુ Historical Inscriptions of Gujarat (by G V Acharya) ના પ્રથમ ભાગ (ઈ સ. ૧૯૩૩)ના ઈ સ ૬૭૧ના લેખ ન ૧૦૩, બીજા ભાગ (ઈ સ ૧૯૩૫)મા ઈ સ. ૮૨૧ના લેખ ન. ૧૨૫ (બ) અને ઈ. સ. ૧૦૭૪ના લેખ ન. ૧૪૧મા નાગસારિકા શબ્દ નવસારી માટે છે

આવેલો જર્મન મુસાફર આલ્બર્ટ ડી. માન્ડેલસો લખે છે કે[1] 'પારસીઓ ઘણાખરા કિનારા ઉપર રહે છે. સવાઇ સપથી કામ કરે છે. તમાકુની ખેતી અને તાડી દારૂની આવક ઉપર કેટલાક રહે છે. તેઓ વેપારવણજ, શરાફી, દુકાનદારી અને બીજા બધા ધંધાઓમાં રોકાયેલા હોય છે. ફક્ત લુહાર અને સોનીના ધંધામાં તેઓ પડતા નથી કારણ કે આતશને બુઝાવવું તેઓ માટે પાપ છે.'

એમ કહેવાય છે કે જે કિનખાબ સુરતનુ વખણાતું હતું તેની બનાવટમાં પારસીઓનો હિસ્સો વિશેષ હતો. સ્ત્રી તેમજ પુરૂષ બંને તે વણવાનુ કામ કરતા.

### આક્રમકારી અરબો

ઈરાનમાંથી મુસલમાનોએ ચડાઈ કરી તે અગાઉ અરબ મુસલમાનોએ ગુજરાત ઉપર હુમલા કરી જીત મેળવી હતી, પરંતુ પગ બાંધી રાજ્ય કરવા અહિં તેઓ રહી શક્યા ન હતા.

અરબસ્તાનના બીજા ખલીફા ઉમર બિન ખત્તાબે (ઈ સ. ૬૩૪–૬૪૩) ઉસમાન બિન અબૂ આસ સકફીને બહરૈન અને ઉમ્માનનો હાકેમ નીમ્યો. તેણે પોતાના ભાઈ હકમ બિન અબૂ આસ સકફીને બહરૈન મોકલ્યો અને પંડે ઉમ્માન ગયો. વલ્લભી રાજા ધ્રુવસેન (ઈ સ. ૬૨૦–૬૪૦)ના અમલ દરમિયાન ઈ સ ૬૩૬ મા હકમ બિન અબૂ આસ સકફીની સરદારી નીચે ઉસમાન બિન અબૂ આસ સકફીની

---

૧ અકબરની સર્વ ધર્મો વિષે હકીકતો જાણવાની વૃત્તિને લીધે પારસીઓના ધર્મ પ્રત્યે પણ એનુ સ્વાભાવિક રીતે ધ્યાન ખેંચાયુ તેનુ કારણ તે વખતે ત્યાં વસતી પારસી પ્રજાને તેણે જોઈ તે હતું. તેણે પારસીઓનો ધર્મ સમજાવી શકે માટે નવસારીના મહેરજી રાણાને બોલાવ્યો હતો. તેનુ કારણ એ હતું કે ઝરથોસ્તી ધર્મ પાદશાહને બરાબર સમજાવી શકે એવી કોઈ વ્યક્તિ તે સમયે સુરતમા ન હતી. આ મુલાકાત ઈ સ ૧૫૭૩ના જાન્યુઆરી મહીનામા સુરત શહેરમા ગોપી તળાવ પાસે થઈ હતી.

આજ્ઞાથી આજના મુંબઈ[1] પાસે આવેલા થાણા[2] આગળ ભારતમાં પ્રથમ વાર મુસલમાનોની જળ સેનાએ દેખા દીધી લૂટ કરી અહિંથી એ ફોજ (વિજય વરી) પાછી ફરી હતી એ માટે ખલીફા ઉમરની પરવાનગી માગવામા આવી ન હતી તેથી તેણે આ વાત જાણી ત્યારે તે બહરૈનના હાકેમ ઉપર ક્રોધાયમાન થયો અને તેને લખ્યુ કે 'બિરાદર સકફી! તે કાષ્ટમા કીડો મૂકયો છે. પરંતુ અલ્લાહના કસમ! જો મારા માણસોમાથી કોઈનુ મૃત્યુ થયુ હોત તો તારા કબીલામાંથી હુ તેટલી જ સખ્યાની કતલ કરાવત.'[3]

વધારામા તેણે એવો પણ હુકમ મોકલ્યો કે હિંદુસ્તાન ઉપર ફરી ચડાઈ કરવામાં આવશે તો ચડાઈ કરનારાઓને સખત શિક્ષા કરવામા આવશે

એ જ વરસે થોડા સમય બાદ મજકૂર હકમ બિન અબૂ આસ સકફીએ ફરીથી ભરૂચ[4] ઉપર ચડાઈ કરી તે વખતે ત્યા ગુર્જર રાજા દદ્દ બીજો રાજ્ય કરતો હતો. એમા પણ હકમને સારો લાભ મળ્યો હતો[5] એ લશ્કર વિષે ફક્ત એટલુ જ જણાય છે કે તે લડાઈ કરી મકરાન તરફ ચાલ્યુ ગયુ હતુ[6]

ત્રીજી ચડાઈનો બનાવ ઉપરની પછી ૪૧ વરસ બાદ ઘોઘામાં નોધાયો હતો પ્રવાસી મોહમ્મદ સફીઉલ્લાહ ઘોઘાની નોધ લેતા લખે છે કે "ઘોઘામા એક આરસ શિલા છે જેના પર અરબી લિપિમાં લેખ છે

૧ એ વખતે મુબઈની હસ્તી ન હતી

૨ અરબીમા 'તાના'. તે વખતે એ એક મહાન બદર હતુ નવમી સદીમા અરબો એને લાટનુ છેલ્લુ બદર લેખતા હતા

૩ બલાઝરી–ફુતૂહુલ્બુલ્દાન (Elliot, Vol I, p 116ના આધારે)

૪ અરબી પુસ્તકોમા ભરૂચને બદલે કેટલેક ઠેકાણે 'બરૂજ' અને કેટલેક સ્થળે 'બરૂસ' લખવામા આવ્યુ છે તે વખતે એ બદર લાખ અને ગળી માટે પ્રખ્યાત હતુ.

૫ ગિરતે મોહમ્મદી, પૃ. ૨૭ (ઉર્દૂ)

૬ મૌલાના અબ્દુલ્લાહય-યાદે અય્યામ, પૃ ૪ (ઉર્દૂ)

અબ્દુર્રહમાન મરી સિંધનો હાકેમ નિમાયો આવતા વેંત જ સિંધની વ્યવસ્થા કર્યા બાદ તે એક મહાન લશ્કર લઈ મારવાડ થઈ, માંડળ[1] અને ધીણોજ[2]માં વિજયધ્વજ ફરકાવતો ભરૂચ પહોંચ્યો ત્યાંથી બહરીમદ[3] અને તે પછી ભિનમાન[4] થઈ લૂટનો માલ લઈ તે સિંધ પાછો ગયો

એ વખતે ભરૂચમાં ગૂર્જર રાજા જયભટ ત્રીજો અને વલભીમાં શીલાદિત્ય છઠ્ઠો રાજ્ય કરતા હતા

જુનૈદ પછી તમીમ અલગી અને હકમ બિન અવાના હાકેમ તરીકે આવ્યા પરંતુ ગુજરાત અને માળવાના જીતાયેલા ભાગો ઉપર તેઓ કબજો રાખી શક્યા નહિ ઈ સ ૭૫૭ માં એટલે કે અબ્બાસી ખલીફા મન્સૂર (ઈ સ ૭૫૪–૭૫) ના સમયમાં એક હુમલો નોંધાયો છે એ વખતે હિશામ બિન ઉમર તગલી સિંધના હાકેમ તરીકે હતો તેણે ઉમર બિન જમલને નૌકાસૈન્ય આપી ગુજરાતના બંદરો ઉપર ચડાઈ કરવા મોકલ્યો ઉમર ભારભૂત પહોંચ્યો પરંતુ તેને વિશેષ જીત પ્રાપ્ત ન થઈ તેથી તે તરત જ લૂટમાર કરી પાછો ચાલ્યો ગયો હિશામના દિલને આટલાથી શાંતિ ન વળી તેથી પછી ઈ સ ૭૬૦–૬૧ માં એક નૌકાસૈન્ય લઈ ગન્ધાર[5] બંદર ઉપર હુમલો કર્યો વિજય મેળવી કેટલોક સમય ત્યાં રહ્યો ત્યાં બૌદ્ધોનો એક વિહાર હતો તેને

---

૧ વિરમગામ નજીક

૨ પાટણ નજીક

૩ મારવાડની સરહદમાં

૪ ફુતૂહુલ્બુલ્દાન (બલાઝરી પૃ ૪૪૬)માં જણાવવામાં આવ્યું છે કે જુનૈદ મિન્નમાન અને ગુર્જરોનો દેશ જીત્યા એનો અર્થ કનોજના પ્રતિહારોનો દેશ કરવો જોઈએ.

૫ ઈતિહાસો ઉપરથી એમ લાગે છે કે ગન્ધાર એક મોટું બંદર હતું તે ઘોઘા અને પીરમ ટાપુની સામે હતું

તોડી યાદગીરી કાયમ રાખવા એક મસ્જિદ બંધાવી.[1] ગુજરાતમાં એ પ્રથમ મસ્જિદ ગણાય છે.

અરબો ગંધારમાં રહ્યા ત્યારે હકૂમત અને અરબો વચ્ચે કજીઆનો નિકાલ થઈ ગયો. તે પછી તેઓ પાછા ચાલ્યા ગયા અને લગભગ વીસ વરસ પર્યંત અરબ વેપારીઓને અકીના રાજ્ય વિરૂદ્ધ કંઈ પણ ફરિયાદનો પ્રસંગ ઉપસ્થિત થયો નહિ. આથી અરબસ્તાન અને ગુજરાતના સબંધો કોઈ પણ રીતે બગડ્યા હોય એમ જણાતું નથી છતાં ઈ. સ. ૭૭૫ માં ખલીફા અલમહદી અબ્બાસીના સમય (ઈ. સ. ૭૭૫–૮૫)માં અરબોએ ગુજરાતના કિનારા ઉપર ચડાઈ કરી. તેમનો સરદાર અબ્દુલ્‌મલેક બિન અશ્શિહાબ હતો. ઈ. સ. ૭૭૬ માં એ ફોજ કાફલો ગુજરાતના કિનારાના શહેર બારબૂત[2] આગળ પહોંચ્યો. અબ્દુલ્‌મલેક આ બંદર ઉપર કબજો જમાવી કેટલોક સમય રહ્યો. ત્યાં લગભગ અઢાર વરસના ગાળે (બે ભાદરવા અર્થાત્ અધિક ભાદરવો આવે ત્યારે) એક મેળો ભરાયા કરતો હતો. તે મુજબ અબ્દુલ્‌મલેકના રહેઠાણ દરમિયાન મેળો ભરાયો. ઋતુના ફેરફાર અને લોકોની ગંદકીને લઈને કેટલીક વાર રોગ ફેલાય જાય છે. તે વખતે કાગનું બેસવું અને તાડનું પડવા જેવુ થયું. અરબ ફોજમાં રોગ ફેલાયો અને એક હજાર માણસો મરણને શરણ થયાં. પરિણામે તેમણે ત્યાંથી તુરત જ ઉચાળા ભાર્યા.[3]

આ વસવાટ દરમિયાન અરબ લોકોએ ત્યાંની જનતાને મૂર્તિપૂજાની મનાઈ કરી અને તેમની મૂર્તિઓ બાળી નાખી. લોકોમાંથી

૧ બલાઝરી-ફુતૂહુલ્‌બુલ્‌દાન, (Elliot & Dowson—History of India, Vol. I, p. 127 અને અરબો હિંદ કે તઅલ્લુકાત, પૃ. ૧૭ના આધારે)

૨ અરબીમાં બારબુદ.

ઇબ્ન ખલ્દૂન, ભા. ૩, પૃ. ૨૦૮

અરબકી જહાઝરાની પૃ. ૬૬

૩ ઇબ્ન ખલ્દૂન ભા. ૬, પૃ. ૩૫૯, પ્રેસ અલ્લાહાબાદ.

પણ કેટલાકને બાળી મૂકવામાં આવ્યા તેમાં વીસ અરબ મુસલમાનો પણ માર્યા ગયા.[1]

## ગુજરાતમાં મુસલમાની હકૂમત

ભારત ઉપર મુસલમાની હુમલાની શરૂઆત થઈ તે વખતે ઉત્તર ભારતમાં ગુર્જર, પરિહાર, ચૌહાણ ચૌલુક્ય (સોલંકી), તુવર, રાઠોડ ચંદેલ, વાઘેલા અને બુંદેલ એ નવ રજપૂત રાજ્યવંશોના વંશજો રાજ્ય કરતા હતા

રજપૂતોમાં કુળાભિમાનની ખોટી મોટાઈ ઘુસેલી હતી તેથી ઉત્તર ભારતમાં એકમેકથી સ્વતંત્ર એવા આ રજપૂત રાજ્યો વચ્ચે સંગઠન ન હતું પરિણામે વિદેશી મુસલમાન આક્રમણકારોને ભારતમાં પ્રવેશ કરવાનો અને પછીથી રાજ્ય જમાવવાનો લાગ મળ્યો

તે વખતે ગુજરાતમાં અણહિલવાડના સોલંકી વંશના ભીમદેવ પ્રથમનું રાજ્ય (ઈ સ ૧૦૨૨—૧૦૭૨) હતું તે શૂરવીર, નીતિમાન અને રાજ્ય ચલાવવામાં અતિ કુશળ હતો તેના સમયમાં સિંધ મુસલમાનોની સત્તા નીચે હતું ત્યાં નાના નાના મુસલમાન રાજ્યો હતાં એકમાં મહમદ ગઝનવી તરફથી હાકેમ રહેતો હતો સિંધની સરહદના ઝગડાનો અંત આણવા ભીમદેવે તે હાકેમ ઉપર ચડાઈ કરી તેને હરાવ્યો મહમૂદને ભીમદેવની આ જીતની ખબર પડી ત્યારે તેણે ઈ સ ૧૦૨૫માં ગુજરાત ઉપર અચાનક ચડાઈ કરી. ભીમદેવમાં સામનો કરવાની તૈયારી ન હતી તેથી તેણે કચ્છમાં જઈ આશ્રય લીધો, મહમૂદે તેની પૂઠ પકડી તેથી ભીમદેવ પહાડોમાં છુપાઈ ગયો[2] મહમૂદ તે પછી કાઠિયાવાડમાં આવેલા સોમનાથ મહાદેવનું

---

૧ ઇબ્ને અસીર કામિલુત્તવારીખ (Elliot & Dowson—History of India, Vol II, P 246 ના આધારે.)

૨ મુસલમાન ઇતિહાસોમાં ખંદહત કે ખંદખના કિલ્લામાં ભરાઈ ગયાના ઉલ્લેખો આવે છે તેમાં કહેવાનો ઉદ્દેશ કંથકોટનો કિલ્લો છે

મોટુ દેવળ એની લૂટ[1] ચલાવી દરેકનું રણ ઓળગી મુલતાન પહોંચ્યો એ જ વરસના મૂળરાજ બીજા (ઈ સ. ૧૧૭૭–૧૧૭૯) ના

---

૧ મહમૂદના સમકાલીન મુસલમાન લેખકો ઉતબી અને અલ્બીરૂની સોમનાથ તોડ્યાનો ઉલ્લેખ કરતા નથી. ઉતબી મહમૂદનો મંત્રી હતો. તેના ગ્રંથમાં આ વર્ણન નથી તેનુ કારણ એ હોઈ શકે કે તે ગ્રંથ પૂર્ણ કરતા પહેલા મરણ પામ્યો હતો. અલ્બીરૂનીએ સોમનાથનું વર્ણન કર્યું છે અને તોડવાનો માત્ર સામાન્ય ઉલ્લેખ કર્યો છે ચડાઈનું વર્ણન તેણે આપ્યુ નથી

ફર્રુખી કવિ (મૃ ઈ સ. ૧૦૩૭) જે મહમૂદ સાથે આવ્યો હતો તે સોમનાથની જીતમાંથી પાછા ફર્યા પછી એક કસીદો (પ્રશસ્તિ કાવ્ય) એ વિષય ઉપર લખ્યો હતો તેમા તે કહે છેઃ—

चू बुत बेफ़कन्द अज़ आँ जा औं मालोज़र बरदास्त,
वदस्ते ख़ेश ब बुतख़ानह दर फ़िगन्द आज़र ।

बरहमनाँ रा चँदा के दीद सर बे बुरीद,
बुरीदह बेह सरे आँ कज़ हुदा बेताबद सर ।

ज़े ख़ूने कुश्तह कज़ आँ बुतकदह ब दरिया रान्द,
चू सुर्ख़ लालह शुद आबी चू सब्ज़ सीसनर ।

[(મહમૂદે) મૂર્તિને ઉખેડી નાખી અને માલ અને સોનુ બહાર કાઢી લીધુ ત્યારે પોતાના હાથે મંદિરને આગ લગાડી.

જેટલા બ્રાહ્મણો મળ્યા તેમનો બધાનો શિરચ્છેદ કર્યો, (કવિ કહે છે કે) જે સત્યના સીધા રસ્તાથી મો મોડે તેનુ શિર કાપવુ ઉત્તમ છે

આ કતલના લોહીથી તે મંદિરમાથી જે નદી વહેવડાવી તેણે લીલા કુદીનાની માફક પાણીને લાલ લાલા ફુલ જેવુ રાતુ કરી દીધુ (ત્યાના કુદીનામા એ ખાસિયત હોય એમ સમજે છે).]

રવાબિતે અદબીયે ઈરાન વ હિંદ, પૃ ૨૪ (ફારસી, કર્તા—અલી અકબર શહાબી)મા જણાવવામા આવ્યુ છે કે વીસ મિલિયન દીનાર જેટલી કિંમતની સોમનાથની લૂટ તે લઈ ગયો હતો.

સમયમાં ઈ સ ૧૧૭૭માં શિહાબુદ્દીન ઘોરી પણ ઓળંગી ગુજરાત ઉપર ચડી આવ્યો, પરંતુ તેને પાછો કાઢવામાં આવ્યો તે પછી ભીમદેવ બીજા (ભોળો ભીમ) સોલંકી (ઈ સ ૧૧૭૯–૧૨૪૩)ના સમયમાં ઈ સ ૧૧૯૪માં શિહાબુદ્દીન ગોરીના સરદાર કુતુબુદ્દીન અયબેક[1] (જેને શિહાબુદ્દીન પોતાનો નાયબ બનાવી દિલ્હી મૂકી ગયો હતો તેણે) ગુજરાત ઉપર ચડાઈ કરી તેનો વિજય થયો અને તે પાછો ગયો એટલાથી તેને સંતોષ થયો નહિ તેથી તેણે ઈ સ ૧૧૯૬માં ફરીથી ચડાઈ કરીને ગુજરાત લૂંટ્યું અને ત્યાં પોતાનો નાયબ મૂકી તે પાછો ગયો[2] તે પછી તેની પૂંઠ ફરતાં ભીમદેવે ફરીથી અણહિલવાડનો કબજો લીધો

આવી રીતે મહમૂદ ગઝનવી, શિહાબુદ્દીન ગોરી અને કુતુબુદ્દીન અયબેક વાદળની જેમ ચડી આવી અને તેટલું નુકસાન કરી વંટોળિયાની માફક નીકળી ગયા

તે પછી વાઘેલા વંશના કરણ ઘેલાનું રાજ્ય ચાલતું હતું ત્યારે અલાઉદ્દીને ઈ સ ૧૨૯૭ની શરૂઆતમાં ઉલુગખાન નામના એક સરદારના હાથ નીચે ફોજ મોકલી અને ગુજરાત મુસલમાનોની લૂંટથી

---

૧ તુર્કી ભાષામાં 'અય'નો અર્થ 'ચંદ્રમા' અને 'બેક'નો અર્થ 'બેગ', 'માલિક' 'શેઠ' થાય છે શિહાબુદ્દીને પોતાના જમાઈ કુતુબુદ્દીનને બહાદુરીની કદર તરીકે એ ખિતાબ આપ્યો હતો

૨ ઇબ્ને અસીર-કામિલ અનુસાર શિહાબુદ્દીને કુતુબુદ્દીનને જણાવ્યું કે વાર્ષિક ખંડણી લેવાની શરતે ભીમદેવ સાથે સંધી કરવી કુતુબુદ્દીને તેમ કર્યું અને પછી તે દિલ્હી પહોંચ્યો

તાગજ થયુ.[1] પગિણામે ગુર્જર રજપૂતોના રાજ્યનો સૂર્ય હંમેશ માટે અહી અસ્ત થયો અને ઈ સ. ૧૩૦૦માં અણુહિલવાડમા મુસલમાન સત્તાનો ઉદય થયો [2]

ગુજરાત હાથમાં આવ્યા પછી અલાઉદ્દીને અલપખાનને[3] ગુજરાતનો કાયમી સૂબેદાર નીમી મોકલ્યો તે પછી એક પછી બીજો એમ નીચેના સૂબેદારો દિલ્હીના સુલતાનો તરફથી આવતા રહ્યા —[4]

---

૧ ઉલુગખાને એ વખતે એક મસ્જિદ અણુહિલવાડ રાજધાનીના બધાવી હતી. (મૌલાના હકીમ સંયદ અબ્દુલ્હય-યાદે અય્યામ, પૃ ૮)

૨ ઈ સ ૧૨૯૮મા ગુજરાતના હિંદુ રાજ્યનો અત આવ્યો એમ મનાય છે પરંતુ અહિંનો રીતસરનો મુસલમાની વહીવટ અલપખાન દિલ્હીથી સૂબા તરીકે આવ્યા ત્યા થી એટલે કે ઈ સ ૧૩૦૦ થી શરૂ થયો હતો

૩ આ અલપખાન અલાઉદ્દીનનો સાળો હતો એને અને ઉલુગખાનને એક જ વ્યક્તિ તરીકે માનવાની ભૂલ કેટલાક ઇતિહાસકારો કરે છે ઉલુગખાન તો બાદશાહનો ભાઈ થતો હતો મિરાતે અહમદી, તારીખે ફિરિશ્તહ વગેરે ઇતિહાસોમા એ ભૂલ છે આ બાબતમા પ્રો મૌલ્વી અબૂ ઝફર નદવીએ 'ગુજરાતનો પહેલો સૂબો' એ વિષય ઉપર એક લેખ પુરાતત્ત્વ પુસ્તક ૪ મા (પૃ ૨૫૩–૨૬૨) અને આચાર્યશ્રી જિનવિજયજીએ 'ઉલુગખાન અને અલપખાન' એ વિષય ઉપર એજ અકમા (પૃ ૨૬૩-૨૭) સવિસ્તર લખી સાબિત કર્યું છે

૪ ભાષાની અસરની વિગતો તપાસતી વખતે આમાના કોઈ કોઈ રાજ્યકર્તાઓના ઉલ્લેખો આવવાના હોવાથી તેમની નામાવારી અહિં આપવી જરૂરી છે

| દિલ્હીમાં સુલતાન | ગુજરાતમાં વહીવટ |
|---|---|
| અલાઉદ્દીન ખલ્જી (ઈ. સ ૧૨૯૬–૧૩૧૬) | ૧. ઉલુગખાન (ઈ. સ. ૧૨૯૭[1])<br>૨. સરવરખાન[2] (ઈ. સ. ૧૨૯૭–૧૩૦૦)<br>૩. અલપખાન[3] (ઈ. સ. ૧૩૦૦–૧૩૧૬)[4] |

૧ આ સાલ વિષે મિરાતે અહમદીમાં હિ. સ. ૬૯૬ (ઈ. સ. ૧૨૯૬) છે. તારીખે ફિરિશ્તહ અને તબકાતે અકબરી વગેરેમાં હિ. સ. ૬૯૭ (ઈ. સ. ૧૨૯૭) છે, મુન્તખબુત્તવારીખ (ભા. ૧, પૃ. ૧૮૯)માં હિ. સ. ૬૯૮ (ઈ. સ. ૧૨૯૮) છે. કેટલાક અંગ્રેજી તેમજ ગુજરાતી ઇતિહાસોમાં ભૂલથી ઈ. સ. ૧૩૦૪ છે. આથી તો સાત આઠ વરસનો ફેર પડી જાય છે.

૨ ગુજરાતની જીત પછી સરવરખાન નામની એક વ્યક્તિને ઉલુગખાને કામ ચલાઉ વહીવટ સોંપ્યો હતો. તે લગભગ ત્રણ વરસ ચાલુ રહ્યો. તે પછી ગુજરાતીઓએ બળવો કર્યો ત્યારે અલપખાનને ગુજરાતના નાઝિમ (સૂબેદાર) તરીકે નીમવામાં આવ્યો.

૩ તારીખે ફિરિશ્તહ અને મિરાતે અહમદીમાં વિજેતા અને નાઝિમ બંને માટે ઉલુગખાન છે. તબકાતે અકબરીમાં બંને માટે અલપખાન છે. અને એ જ ભૂલ અંગ્રેજી તેમજ ગુજરાતી ઇતિહાસોમાં થઈ છે. મુન્તખબુત્-તવારીખમાં નાઝિમનું નામ અલબખાન છે. જે ઉપર લખવામાં આવ્યું તે જ સંશોધન ઉપરથી બરાબર માલૂમ પડશે. એ બંને વ્યક્તિઓ અલગ છે.

૪ તમામ ઇતિહાસકારો ઈ. સ. ૧૩૧૬ = હિ. સ. ૭૧૬ લખે છે પરંતુ અમીર ખુસરો કવિના મહાકાવ્ય 'દવલરાની ખિઝ્રખાન'માં હિ. સ. ૭૧૫ (ઈ. સ. ૧૩૧૫) છે.

| | |
|---|---|
| ફ઼ીરોઝશાહ તગલક (ઈ. સ ૧૩૫૧–૮૭) | ૧ નિઝામુલ્મુલ્ક (ચાલુ–૧૩૬૨)<br>૨ ઝફ઼રખાન (ઈ. સ. ૧૩૬૨–૬૯)<br>૩ દરિયાખાન ઉર્ફે ઝફ઼રખાન બીજો (ઈ. સ. ૧૩૬૯–૭૯)<br>૪ શમ્સુદ્દીન દામગાની[1] (ઈ. સ ૧૩૬૯–૮૦)<br>૫ મલેક મુફ઼ર્રહ સુલતાની ઉર્ફે રાસ્તીખાન (ફ઼ર્હતુલ્મુલ્ક) (ઈ. સ. ૧૩૮૦–૮૭) |
| મોહમ્મદશાહ બિન ફ઼ીરોઝશાહ (ઈ. સ ૧૩૮૭; થોડો સમય ગાદી પચાવી પાડી.) | મલેક યાકૂબ સિકંદરખાન (ઈ. સ. ૧૩૮૭–૮૮) |
| ગ઼િયાસુદ્દીન બીજો (તગલકશાહ બિન ફ઼તહખાન બિન ફ઼ીરોઝશાહ) (ઈ. સ ૧૩૮૮, ૭ માસ) | મલેક મુફ઼ર્રહ સુલતાની (ફ઼ર્હતુલ્મુલ્ક રાસ્તીખાન) (ફ઼રીથી નીમવામા આવ્યો.) (ઈ. સ. ૧૩૮૮) |
| અબૂ બક્ર બિન ઝફ઼રખાન તગલક બિન ફ઼ીરોઝશાહ (ઈ સ ૧૩૮૮–૮૯; નવ માસ) | મલેક મુફ઼ર્રહ સુલતાની (ફ઼ર્હતુલ્મુલ્ક રાસ્તીખાન) (ચાલુ) |

[1] દામગાન કોહિસ્તાન (ઈરાનનો પ્રાંત)મા આવેલુ છે. એ ત્યાંનો વતની હતો તે ઉપરથી દામગાની કહેવાયો. મિરાતે અહમદી અને તબકાતે અકબરીમા દામગાની છે. ફ઼રિશ્તહમાં દમગાની છે તે છાપવામાં ભૂલ હોય એમ સંભવે છે.

| | |
|---|---|
| મોહમ્મદશાહ તગલક (બિન ફીરોઝશાહ) (ઈ. સ. ૧૩૮૯–૯૩) | ૧ મલેક મુફર્રહ સુલતાની (ફર્હતુલ-મુલ્ક રાસ્તીખાન) (ચાલુ–ઈ. સ. ૧૩૯૦)<br>૨ ઝફરખાન બિન વજીહુલ્મુલ્ક (ઈ. સ. ૧૩૯૦–ચાલુ) |
| અલાઉદ્દીન સિકંદરશાહ (ઈ. સ. ૧૩૯૩; એક મહિનો અને સોળ દિવસ) | ૧ ઝફરખાન (ચાલુ) |
| મહમૂદશાહ (ઈ. સ. ૧૩૯૩–૧૪૧૨) | ૧ ઝફરખાન (ચાલુ–ઈ. સ. ૧૪૦૩) |

આમ લગભગ એ સદી પર્યંત દિલ્હીના સુલતાનો ગુજરાતનો રાજ્યકારભાર વખતોવખત સૂબેદારોની નિમણૂક કરી ચલાવતા રહ્યા. સૂબેદારોને દિલ્હીથી ફરમાનો અને સૂચનાઓ મળ્યા કરતાં. નાના ઠાકોરો તથા ગરાસિયાઓ મુસલમાન સત્તાની સામે થતા અને બળવા પણ સળગતા. વળી એ સૂબેદારોની બદલી પણ વારંવાર થયા કરતી. આથી કોઈનો અમલ સારી રીતે જામતો નહિ. કેટલીક વાર જૂનો સૂબેદાર નવા આવનારની સામે થતો અને આમ લડાઈ ટંટા થયા કરતાં. પરિણામે રૈયત સુખશાંતિમાં રહેતી નહિ.

એ સૂબેદારોમાં મલેક દીનાર ઝફરખાન, તાજુદ્દીન જાફર, નિઝામુલ્મુલ્ક અને દરિયાખાને એકંદરે સુલેહશાંતિ રાખવા પ્રયત્નો કર્યા હતા, એટલું જ નહિ, પરંતુ વેપાર રોજગાર અને રીતિનીતિની ઉન્નતિ અને પ્રગતિ કરવામાં ઠીક ઠીક ભાગ લીધો હતો.

### ગુજરાતના સુલતાનો

ઈ. સ. ૧૩૯૮માં તૈમૂર લંગે ચડી આવી દિલ્હી લૂટ્યું અને

| | |
|---|---|
| શિહાબુદ્દીન (ઈ. સ ૧૩૧૬) [થોડા માસમાં બરતરફ] | સૈયદ કમાલુદ્દીન ગુર્ગઅન્દાઝ[1] (ઈ સ. ૧૩૧૬) |
| કુત્બુદ્દીન મુબારકશાહ (ઈ. સ. ૧૩૧૬–૨૦) | ઐનુલ્મુલ્ક મુલતાની (ઈ. સ ૧૩૧૬) |
| ખુસરોખાન ગુજરાતી (ઈ. સ ૧૩૨૦) [ચાર માસ ગાદી પચાવી રાખી] | મલેક દીનાર ઝફરખાન (ઈ. સ. ૧૩૧૮–૧૯) |
| | મલેક હુસ્સામુદ્દીન ગુજરાતી (ઈ સ. ૧૩૧૯–૨૦) |
| | મલેક વહીદુદ્દીન[2] સદ્રુલ્મુલ્ક (ઈ. સ. ૧૩૨૦) |
| | ખુસરોખાન ગુજરાતી (ઈ. સ. ૧૩૨૦) |

## તગલક વંશની સત્તા ગુજરાતમાં (ઈ. સ. ૧૩૨૦–૧૪૦૦)

| દિલ્હીમાં સુલતાન | ગુજરાતમાં નાઝિમ |
|---|---|
| ગિયાસુદ્દીન મલેક તગલક ગાઝી (ઈ. સ. ૧૩૨૦–૨૪) | મલેક તાજુદ્દીન તુર્ક જાફર[3] (ઈ. સ. ૧૩૨૦–૨૪) |

---

૧ મિરાતે અહમદી અને તબકાતે અકબરીમાં મલેક કમાલુદ્દીન છે.

૨ તબકાતે અકબરી અને મુન્તખબુત્તવારીખ મુજબ; પરંતુ તારીખે ફરિશ્તહ અને મિરાતે અહમદીમાં વજીહુદ્દીન તાજુલ્મુલ્ક છે. મિરાતે મોહમ્મદી (પૃ. ૩૫) માં એની જ નકલ છે.

૩ ઝિયા બર્ની, પૃ. ૨૨૯

પરંતુ તારીખે ફરિશ્તહમાં છે કે તેને ગુજરાતમાં ફોજનો બક્ષી નીમી મોકલવામાં આવ્યો હતો (ભા. ૧, પૃ. ૧૮૭).

| દિલ્હીમાં સુલતાન | ગુજરાતના નાઝિમ |
| --- | --- |
| મોહમ્મદશાહ તગ઼લક<br>(ઈ. સ. ૧૩૨૪-૫૧) | ૧ મલેક મોહમ્મદ શરફુલમુલ્ક અલપખાન<br>(ઈ. સ. ૧૩૨૪-૩૯)<br>૨. મલેક નજ્બા[1]<br>(મલેક મુક્બિલ તિલન્ગાની[2]—નાયબ નાઝિમ) (ઈ. સ. ૧૩૩૯-૪૪)<br>૩ શેખ મુઇઝ્ઝુદ્દીન બિન અલાઉદ્દીન અયોધ્યાવી<br>(ઈ. સ. ૧૩૪૪-૪૫)<br>૪ નિઝામુલમુલ્ક જૂના બહાદુર તુર્ક<br>(ઈ. સ. ૧૩૪૫ થી ચાલુ). |

---

૧ આ નામ વિશે મતભેદ છે; મિરાતે અહમદી ઉર્દૂ (મુંબઈ)માં 'બખ્તાવર' છે, ફારસી (મુંબઈ)માં 'બખ્તયાર' છે, તબકાતે અકબરી (કલકત્તા, પૃ. ૨૧૫ અને નવલકિશોર, પૃ. ૧૦૮)મા 'બહના' છે, તારીખે ફીરોઝશાહી (ઝિયા બર્ની, પૃ. ૫૦૨ કલકત્તા)મા 'નજ્બા' છે. ફરિશ્તહમાં 'નજ્યાન' છે. ફારસી લેખનમાં નુક્તા (બિંદીઓ)ની હેરફેરને લીધે આમ થવા સંભવ છે.

૨ ઇતિહાસકારોએ 'નાઝિમ' અને 'નાયબ નાઝિમ'ના હોદ્દા વિશે ભૂલ કરી છે. ઇબ્ન બતૂતા, બર્ની, બદાયૂની અને મિરાતે મોહમ્મદીમાં ગુજરાતનો 'નાયબ વઝીર' લખવામાં આવ્યું છે. તબકાતે અકબરીમાં ગુજરાતનો 'નાયબ' છે. ફરિશ્તહે ગુજરાતનો 'વઝીર' જણાવ્યો છે. વઝીર અને નાયબ વઝીરના અર્થ અનુક્રમે નાઝિમ અને નાયબ નાઝિમ છે. ઇબ્ન બતૂતહ ખંભાતની હકીકતોનો ઉલ્લેખ કરતાં જણાવે છે કે મલેક મુક્બિલ તિલન્ગી ત્યાંનો હાકેમ હતો. સંભવિત છે કે થોડો સમય ત્યાં એ હોદ્દા ઉપર રહ્યો હોય.

હાહાકાર વર્તાવ્યો તેથી સલ્તનતની જે બચેલી મહત્તા હતી તે પણ માટી ભેગી મળી ગઈ તથા ગયા પછી પાછળથી બંનેની સત્તાને લઈને દેશમાં અંધાધુંધી અને અવ્યવસ્થા વ્યાપ્યાં પ્રાંતોના હાકેમો આ તકનો લાભ લઈ સ્વતંત્ર રાજ્યકર્તા થઈ ગયા ગુજરાતનો સૂબેદાર ઝફરખાન જે ઈ સ ૧૩૯૦ના નિમાયો હતો તેણે પાટણમાં સ્વતંત્ર પાદશાહત સ્થાપી પરિણામ ગુજરાત અને દિલ્હી વચ્ચેનો સંબંધ તૂટ્યો હવે તેના પુત્ર તાતારખાનમાં દિલ્હી સુધી રાજ્ય વિસ્તૃત કરવાની હોંશ જાગી પરંતુ દૂરદેશી અને મુત્સદ્દી બાપે તેને સમજાવ્યો કે આપણે માટે ગુજરાતની સલ્તનત કાફી છે પછી ઝફરખાન પાસેથી રાજ્યશાસનની[1] લગામ ઈ સ ૧૪૦૩મા તાતારખાને પોતાના હાથમા લીધી પરંતુ એકાએક મોહમ્મદશાહ ખિતાબધારી એ તાતારખાન અતિશય રાગબી હોવાથી ઉચ્છૃંખલ થવાથી ગાદીએ આવ્યા પછી બે મહિના અને થોડા દિવસમાં મરી ગયો ઝફરખાને ત્રણ વરસ દીકરાનો શોક પાળ્યો તે પછી તેણે બધાના આગ્રહથી[2] ઈ સ ૧૪૦૭ (હિ સ ૮૧૦)મા મુઝફ્ફરશાહ ખિતાબ ધારણ કરી રાજ્યતંત્ર પોતાને હસ્તક લીધુ[3] ઈ સ ૧૪૧૦ (હિ સ ૮૧૩)મા માંદગીને લઈને રાજ્ય ચલાવવામા અશક્તિમાન થતા પોતાના પૌત્ર (એટલે કે તાતારખાનના પુત્ર) અહમદશાહને તખ્તનશીન કરી તે નિવૃત્ત થયો[4] તે

1 મિરાતે સિકંદરીના કર્તાએ જણાવ્યુ છે કે મુઝફ્ફરશાહે વૃદ્ધાવસ્થામા પોતાના પુત્ર તાતારખાનને ગાદીએ બેસાડ્યો અને પોતે નિવૃત્ત થયો પરંતુ પાછળથી તે જ લખે છે કે ગુજરાતના લોકો એમ કહે છે કે ખોટા સલાહકારોના ચડાવવાથી તાતારખાને બાપને કેદ કરી (પૃ ૨૦) ને ત્યાંની લગામ હાથમા લીધી અન્ય ઇતિહાસોમા કેદ કર્યાની વાતને સમર્થન મળે છે

2 તબકાતે અકબરી ભા ૩ પૃ ૯૨ ૯૩

3 એ ઇતિહાસોમા મુઝફ્ફરશાહ પહેલાના નામે ઓળખાય છે

4 તમામ ઇતિહાસોમા હિ સ ૮૧૩ (ઈ સ. ૧૪૧૦) છે કવિ ઉર્ફી શીરાઝીના કહેવા મુજબ મિરાતે સિકંદરીમા પણ એમ જ છે (પૃ ૨૪ ફારસી). તારીખે ફરિશ્તહ (ભા ૨, પૃ ૩૧૮ લીથો)મા જણાવવામા

પછી એક પછી બીજો એમ સુલતાનો રાજ્ય કરતા રહ્યા. એ સુલતાનોની નામાવલી નીચે પ્રમાણે છે:—

## ગુજરાતના સુલતાનો

| અંક | નામ | ઈ. સ. | નોંધ |
|---|---|---|---|
| ૧ | મોહમ્મદશાહ પહેલો (તાતારખાન) | ૧૪૦૩ | બે માસ થોડા દિવસ |
| ૨ | મુઝફ્ફરશાહ પહેલો | ૧૪૦૭–૧૦ | |
| ૩ | અહમદશાહ પહેલો | ૧૪૧૦–૪૨[1] | |
| ૪ | મોહમ્મદશાહ બીજો | ૧૪૪૨–૫૧ | |
| ૫ | કુત્બુદ્દીન અહમદશાહ (બીજો) | ૧૪૫૧–૫૮[2] | |

---

આવ્યું છે કે હિ. સ. ૮૧૪ (ઈ. સ. ૧૪૧૧)ના સફર મહિનામાં તે માંદો પડ્યો અને રબીઉસ્સાની મહિનામાં મરી ગયો. આ સાલની બાબતમાં નકલ કરનારની ભૂલ હોય એમ લાગે છે. તબકાતે અકબરી (ભા. ૩, પૃ. ૯૪–૯૫) માં પણ હિ. સ. ૮૧૩ (ઈ. સ. ૧૪૧૦) છે.

૧ ઈ. સ. ૧૪૪૨ બરાબર હિ. સ. ૮૪૬ છે. અહમદશાહના અવસાન વિશે જુદા જુદા ઇતિહાસકારો જુદી જુદી સાલ આપે છે, જેમકે નીચે પ્રમાણેઃ–

| | |
|---|---|
| મિરાતે સિકંદરી (પૃ. ૪૫, ફારસી) | હિ. સ. ૮૪૫ (ઈ. સ. ૧૪૪૧) |
| તબકાતે અકબરી (ભા. ૩, પૃ. ૧૨૪) | હિ. સ. ૮૪૬ (ઈ. સ. ૧૪૪૨) |
| તારીખે ફિરિશ્તહ (ભા. ૨, પૃ. ૩૭૪, લીથો) | હિ. સ. ૮૪૭ (ઈ. સ. ૧૪૪૩) |

૨ ઈ. સ. ૧૪૫૮ બરાબર હિ. સ. ૮૬૩ છે. તબકાતે અકબરી (ભા. ૧, પૃ. ૭૪) અને ઝફરુલ્વાલહ (ભા. ૧, પૃ. ૧૪) મુજબ હિ. સ. ૮૬૨ (ઈ. સ. ૧૪૫૭)નાં જમાદીઉસ્સાનીમાં તેનું અવસાન થયું હતું. તારીખે ફિરિશ્તહમાં એનું સમર્થન છે. મિરાતે સિકંદરી (પૃ. ૬૮)માં હિ. સ. ૮૬૩ (ઈ. સ. ૧૪૫૮) અને મિરાતે અહમદી (ભા. ૧, પૃ. ૫૨)માં પણ એ જ પ્રમાણે છે. તબકાતે અકબરી (ભા. ૩, પૃ. ૧૩૩)માં પણ હિ. સ. ૮૬૩ છે.

| | | |
|---|---|---|
| ૬ દાઉદશાહ | ૧૪૫૮ | સાત દિવસ[1] |
| ૭ મહમદશાહ પહેલો (બેગડો) | ૧૪૫૮–૧૫૧૧ | |
| ૮ મુઝફ્ફરશાહ બીજો (હલીમ) | ૧૫૧૧–૧૫૨૫ | |
| ૯ સિકંદરશાહ | ૧૫૨૫ | એક માસ અને[2] સોળ દિવસ |
| ૧૦ મહમૂદશાહ બીજો | ,, | ચાર માસ |
| ૧૧ બહાદુરશાહ ગુજરાતી | ૧૫૨૫–૩૬ | |

૧ તબકાતે અકબરી, ભા ૩, પૃ. ૧૩૫ લગભગ મોટા ભાગના ઇતિહાસોમા એ જ છે મિરાતે અહમદી (ભા ૧, પૃ ૫૩ ) મુજબ તેણે એક માસ અને સાત દિવસ રાજ્ય કર્યું હતુ.

ઝફરુલવાલહમા સુલતાન દાઉદશાહ 'બિન અહમદશાહ'ને બદલે 'બિન કુત્બુદ્દીન' લખવામા આવ્યુ છે મિરાતે સિકંદરી (પૃ ૬૯)મા દાઉદશાહ બિન અહમદશાહ બિન કુત્બુદ્દીન છે. આ બન્ને ભૂલો છે. કુત્બુદ્દીનને જો પુત્ર જ હોત તો હઝરત શાહઆલમ પાસે તેને આશીર્વાદ માગવાની જરૂર જ ન પડત અને શાહઆલમે દિલાસો પણ શા માટે આપ્યા હોત કે 'નાનો ભાઈ પુત્ર સમાન છે'? હકીકત એવી હતી કે સુલતાન કુત્બુદ્દીન તેના અંત સમયની માંદગી દરમિયાન હઝરત શાહઆલમની પવિત્ર સેવામા એક દિવસ હાજર થયો. તેમની સાથેની વાતચીતમા એવો ઉલ્લેખ આવ્યો કે 'સુપુત્રો પોતાના કુટુંબનુ નામ ઉજ્જવળ કરે છે.' આથી કુત્બુદ્દીને નિસાસો નાખ્યો, દિલમા એમ કહીને કે 'એ ખુદા! મને પણ કંઇ પરિવાર હોત તો કેવુ સારુ !' હઝરતે તેના ચહેરા ઉપરથી તેના દિલની વાત જાણી લીધી અને દિલાસો આપતાં કહ્યુ 'નાનો ભાઈ પુત્રની જગ્યા લઈ શકે છે. અલ્લાહની ઇચ્છા હશે તો તે પણ એક મહાન પાદશાહ થશે અને મુઝફ્ફરશાહના વંશમાં પ્રાણ રેડશે.'

તબકાતે અકબરી ભા. ૩, પૃ. ૧૩૩, ઝફરુલવાલહ ભા. ૧, પૃ. ૧૪

૨ મિરાતે અહમદી (ભા. ૧, પૃ. ર૭) મુજબ એણે બે મહિના અને સોળ દિવસ રાજ્ય કર્યું હતુ અને તારીખે ફરિશ્તહ (ભા. ૨, પૃ. ૪૨૦ લીથો) મુજબ ત્રણ મહિના અને સત્તર દિવસ એનો શાસનકાળ રહ્યો.

૧૨ મોહમ્મદશાહ (ત્રીજો) ફારૂકી ૧૫૩૬ એક માસ અને પંદર દિવસ[1]

૧૩ મહમૂદખાન (મહમૂદશાહ ત્રીજો) ૧૫૩૬[2]–૫૪

૧૪ અહમદશાહ ત્રીજો ૧૫૫૪–૬૦[3]

૧૫ મુઝફ્ફરશાહ ત્રીજો (નથૂ)[4] ૧૫૬૦–૭૨

છેલ્લા સુલતાન મુઝફ્ફરશાહના રાજ્યસમયના છેલ્લા ભાગમા તેની નબળાઈનો લાભ લઈ અમીરોએ સલ્તનતના ભાગ પાડી વહેંચી લીધા પરંતુ તેઓમા પણ માહોમાહે કુસપ હતો મોગલ બાદશાહ અકબરને ગુજરાતનો કબજો લેવાની મહત્ત્વાકાંક્ષા હતી તેથી ઇતિમાદખાન ગુજરાતીના બોલાવવાથી અકબરે ગુજરાત જીત્યુ અને ખાલસા કર્યું તે પછી મુઝફ્ફરશાહ રખડતુ જીવન ગુજારતો રહ્યો આખરે અકબરના સિપાઈઓએ તેને પકડ્યો પરંતુ કુદરતી હાજતે જવાના બહાને એક

૧ તારીખે ફરિશ્તહ (ભા ૨, પૃ ૪૪૪ લીથો) મિરાતે મોહમ્મદી (પૃ ૧૨૩)મા સિત્તેર દિવસ છે મિરાતે અહમદી (ભા ૧ પૃ ૭૬)મા પણ સિત્તેર દિવસ છે

૨ ઈ સ. ૧૫૩૬ (હિ. સ ૯૪૩) મિરાતે મોહમ્મદી મુજબ છે તારીખે ફરિશ્તહ (ભા ૨ પૃ ૪૪૪) મુજબ હિ સ. ૯૪૪ (ઈ સ. ૧૫૩૭)મા એ ગાદીએ આવ્યો હતો

૩ તમામ ઇતિહાસોમા હિ. સ ૯૬૮ (ઈ સ ૧૫૬૦) છે, પરંતુ તારીખે ફરિશ્તહ (ભા ૨, પૃ ૪૫૧ લીથો)મા અનસાનની માફ હિ. સ ૯૬૯ (ઈ. સ. ૧૫૬૧) છે

૪ મિરાતે મોહમ્મદી (પૃ ૧૩૪)મા 'નન્હુ' છે અને મિરાતે મુસ્તફાબાદ (પૃ. ૧૦૭)મા પણ એજ પ્રમાણે છે મીર અબૂ તુરાબના લખેલ ઇતિહાસ તારીખે ગુજરાત (પૃ ૧૦૧)મા નન્નૂ છે મિરાતે અહમદી (પૃ ૪) મા એને બદલે નાથૂ છે તુઝુકે જહાંગીરી (પૃ ૨૧૬)મા નનૂ છે મઆસિરે રહીમી (ભા ૨, પૃ ૧૯૬) અને અકબરનામહ (ભા ૧, પૃ ૩૮૦)મા 'તારીખે ગુજરાત' (મીર અબૂ તુરાબ કૃત)ની જેમ જ નન્નૂ છે

મ્ખૂણામાં ભરાઈ તેણે ઈ. સ. ૧૫૯૧ માં આપઘાત કર્યો.[1]

મુસલમાન સૂબાઓની સાડમારી પૂરી થઈ તે પછીનાં એકસો સિત્તેરથી એંસી વરસના સુલતાનોના રાજ્યકાળ દરમિયાન ગુજરાતે રાજકીય બાબતમાં અંધાધુંધી જ અનુભવી. કોઈક વખતે ઘણો શક્તિશાળી સુલતાન ગાદીએ હોય તો થોડો વખત શાંતિ પ્રવર્તતી, પરંતુ મોટે ભાગે તો બંડ બખેડાઓ, હુમલાઓ, નવી નવી ચડાઈઓ વગેરેને લીધે પ્રજા અશાંતિમાં રહેતી.

તે પછી લગભગ પોણી બસો વરસ પર્યંત ગુજરાત મોગલ બાદશાહોના તાબામાં રહ્યું. બાદશાહ તરફથી ગુજરાતમાં હકૂમત ચલાવવા મોગલ સૂબાઓની નિમણૂક થતી રહી. થોડી થોડી મુદતમાં તેઓની બદલી થતી કોઈ ટકીને રહી શાંતિથી રાજ્ય કરી શકતો નહિ કોઈ વખત તો અગાઉની જેમ નવીન આવનાર સૂબા અને જૂનાની વચ્ચે ઝગડો જામતો અને તેમાં પણ મુલકની પાયમાલી થતી. અમુક સમય દરમિયાન જ પ્રજા સુખશાંતિમાં હતી; જેમકે અકબર બાદશાહના સમયમાં પ્રજામાં શાંતિ રહી હતી; રાજદરબારમાં અને સમસ્ત દેશમાં હિંદુમુસલમાનો વચ્ચે સંબંધ વધ્યો હતો. નવા મંગળકારી યુગ મંડાયાનું આ એક ચિહ્ન હતું. અકબર પછી જહાંગીર, શાહજહાં, ઔરંગઝેબ વગેરે બાર પાદશાહો થયા તે દરમિયાન ગુજરાતમાં ૫૯ સૂબેદારો આવ્યા. અકબરની ડહાપણગીરી તથા કાબેલ અને કુનેહભરી રાજનીતિનો પડઘો પ્રતિશબ્દ ફક્ત મીરઝા અઝીઝ કોકા, અબ્દુર્રહીમ ખાનેખાનાન, શાહજહાં તથા દારા શિકોહની સુખાકારી સૂબાગીરીમાં પડેલો જોઈ

---

[1] મિરાતે સિકંદરી પૃ. ૩૮૯.

તેની પાસે એ સમયે ચાળીસ હજાર માણુસો હતા. તેને અકબરના સિપાઈઓ દરબારમાં લઈ જતા હતા ત્યારે જ તેણે આપઘાત કર્યો. [ઇન્શાએ અબુલફઝલ (ભા. ૧, પૃ. ૯) તુરાનના સિપાહસાલાર અબ્દુલ્લાહ ઉઝબેગ ઉપર અકબરે પત્ર લખેલો તેમાંથી].

શાય છે

મોગલ સત્તા ઉત્તરોત્તર નબળી પડતી ગઈ તેમ તેમ મરાઠાઓએ ગુજરાતમાં વધારે ને વધારે પગપેસારો કર્યો. આખરે ઈ સ ૧૭૫૩માં ત્રીજા પેશ્વા બાલાજી (ઈ સ ૧૭૪૦–૬૪)[1]ના ભાઈ રઘુનાથરાવ અને ગાયકવાડ દામાજીરાવ બીજાના સંયુક્ત સૈન્યે અમદાવાદ લીધું અને મોગલોની છેલ્લી સત્તાનો અંત આણ્યો (ઈ સ ૧૭૫૭માં)[1] મરાઠાનો ભગવો ઝંડો ફરક્યો. ગુજરાતના મોગલ સૂબા જવાંમર્દખાન બાબી બીજાને રાધનપુર અને તેની આસપાસના પરગણાની જાગીર આપી તેમણે મરાઠાઓની સત્તા ગુજરાતમાં સ્થાપી ભરૂચ, સુરત, ખંભાત વગેરે જગાઓના નાના મોગલ ફોજદારો આ દરમ્યાન અધાધુંધીનો લાભ લઈ સ્વતંત્ર નવાબો થઈ ગયા

ગુજરાતમાં મુસલમાનોના આધિપત્યના લગભગ સાડી પાંચસો વરસના સમયના ત્રણ ભાગ આ રીતે પડી શકે —

(૧) દિલ્હીના બાદશાહોનું આધિપત્ય —
ઈ સ ૧૨૯૭ થી–૧૪૦૩

(૨) અમદાવાદના સુલતાનોનું આધિપત્ય —
ઈ સ ૧૪૦૩ થી ૧૫૭૩

(૩) મોગલ બાદશાહોનું આધિપત્ય —
ઈ સ ૧૫૭૩ થી ૧૭૫૭

### ભારતમાં ઇસ્લામનો પ્રચાર

ઈસ્વી આઠમીથી પંદરમી સદી સુધીના ગાળામાં મોટા ભાગના મુસલમાન નહોતા, સઈદીઓ, ફકીરો અને દરવેશો અરબસ્તાન તથા ઈરાનમાંથી અને તેમજ અફઘાનિસ્તાનને રસ્તે પ્રસંગોપાત્ત દક્ષિણ અને પશ્ચિમ ભારતમાં આ રીતે વસ્યા હતા દરેક સ્થળે તેમનો ખૂબ સત્કાર થયો હતો એમનો એ વસવાટ ધર્મપ્રચાર અર્થે હતો અને તેઓ તેમના

[1] શેખ ગુલામ મોહમ્મદ મિરાતે મુસ્તફાબાદ (ઉર્દૂ) પૃ. ૮૫૭

ઉદ્દેશમાં સફળ થયા હતા તેનાં મુખ્ય કારણોમાં પ્રચારકોનો ત્યાગ, ઉચ્ચ ચારિત્ર્ય અને ભક્તિમય જીવન હતાં. તદુપરાન્ત મોહમ્મદ પેગમ્બરે આખા જગતની પ્રજા માટે બનાવેલા સીધા સાદા સિદ્ધાન્તો, માનવમાત્રની સમાનતાના વિચારો તથા તેમની સામાજિક વિશિષ્ટતાઓ હતાં. વળી તેમનામાંના ઘણાખરા પ્રચારકાર્ય કરવામાં અને ઉપદેશો આપવામાં અતિ નિપુણ હતા.

એ પણ નોંધવા યોગ્ય છે કે ભારતના જે લોકોએ ઇસ્લામનો અંગીકાર કર્યો તેઓમાંનો મોટો ભાગ તો ભારતીય વર્ણવ્યવસ્થાનો ભોગ બનેલી નીચી હલકી ગણાતી જાતિઓનો હતો.

સફળતાનાં કારણોમાં એક એ પણ હતું કે હિંદુ રાજાઓ પોતપોતાના રાજ્યમાં ઇસ્લામ મતના પ્રચારને પૂરું સ્વાતંત્ર્ય આપતા હતા. ઇસ્લામ વિરુદ્ધ પક્ષપાત કે ઘૃણાનો તો તે સમયે સંભવ જ ન હતો. શાસકો વિશેના લેખો, તેમના હુકમો અને ફરમાનો ઉપરથી જણાય છે કે તેઓ પોતાની હિંદુ અને મુસલમાન રૈયતને સમાન દૃષ્ટિથી જોતા હતા, એટલું જ નહિ, પણ રાજ્યશાસનમાં કોઈ પણ જાતનો ધાર્મિક પક્ષપાત પોતાને માટે જ અહિતકર છે એવું પણ તેઓ માનતા હતા.

ભારતના તમામ ભાગોમાં ધર્માંતર થયેલા મુસલમાનોના મોટા ભાગનાઓને આ બાબતો લાગુ પડે છે.

### ગુજરાતમાં ઇસ્લામનો પ્રચાર

ગુજરાતના મુસલમાનોમાંનો થોડો ભાગ પરદેશી લોહીના અંશવાળો છે, પરંતુ બહુ મોટો ભાગ તો હિંદુમાંથી મુસલમાન થયેલાનો છે.

ઇસ્લામના ઉપદેશકો પોતાની મેળે અથવા ગુજરાતના સૂબાઓ અને સુલતાનોના નિમંત્રણથી વખતોવખત અહીં આવીને ઘણા હિંદુઓને ઇસ્લામમાં મેળવી લેવામાં સફળ થયા હતા.

### પોતાની મેળે આવેલા ઉપદેશકો

'હિંદુ રાજાઓએ મુસલમાન ફકીરો તથા ઉપદેશકોનું

પ્રેમપૂર્વક સ્વાગત કર્યું હતું અને તેમને પ્રચારકાર્ય કરવા દીધું હતું. અગિયારમા સૈકાના અંતથી સંખ્યાબંધ સતો આ તરફ ઊતરી આવ્યા હતા. પરિણામે વહોરા,[1]

---

૧ ગૅઝેટિયર તેમજ અંગ્રેજી પુસ્તકોમાં પ્રથમ ઉપદેશકનું નામ મોહમ્મદ અલી (સમય ઈ. સ. ૧૧૩૭) કે મુલ્લા અલી લખવામાં આવ્યું છે. કેટલાક અબ્દુલ્લાહ (ઈ. સ. ૧૦૬૭માં ગુજરાતમાં—Tribes and Castes of Bombay Vol III, p. 72 અને રાસમાળા પુ. ૧, પૃ. ૩૬૪) અને અહમદ નામ લખે છે. સંભવિત છે કે આ નામની વ્યક્તિઓએ પોતાની મેળે આવીને પ્રચારકાર્ય કર્યું હોય. પરંતુ તમામ ઇસ્માઈલી વહોરાઓનાં પુસ્તકોમાં એકમતે જણાવવામાં આવ્યું છે કે પ્રથમ અહમદ નામનો શખ્સ આવ્યો હતો અને તેનો મકબરો ખંભાતમાં છે, મોહમ્મદ અલીનો નથી. તે મિસરથી યમન થઈ ખંભાત આવ્યો. બે હિંદુ છોકરાને ત્યાંથી મિસર લઈ ગયો અને ત્યાં શિક્ષણ આપ્યું. ગુજરાતમાં પાછા આવ્યા પછી એ બંનેની મારફત ઇસ્લામનો પ્રચાર શરૂ કર્યો અને તેમણે સારું જીવન એમાં જ ખપાવ્યું. એમાંના એકનું નામ નૂરુદ્દીન (તે અગાઉ રૂપચંદ) અને બીજાનું નામ અબ્દુલ્લાહ (તે અગાઉ રામજી) હતું.

આ પ્રચારથી ધર્માંતર પામેલા લોકો વહોરા કેમ કહેવાય એ વિશે એક માન્યતા એવી છે કે આ પ્રચારકોના પ્રચારથી થયેલા મુસલમાનો સાથે વહેવાર રાખતા હોવાથી તેઓ 'વહેવારી' યા 'વહોરા' કહેવાયા. પરંતુ આ માન્યતા બરાબર લાગતી નથી, કારણ કે જૂની ગુજરાતીમાં 'વહેવારિયા'નો અર્થ 'વેપારી' થાય છે અને જૂની હસ્તલિખિત પ્રતોમાં એના સંક્ષેપ્ત તરીકે 'વો' શબ્દ વાપરવામાં આવે છે એટલે આ 'વો' એ 'વહોરા'નું સૂચક છે અર્થાત્ કે 'વહોરા' શબ્દ પહેલેથી જ ચાલ્યો આવે છે. અત્યારે પણ કેટલાક હિંદુઓની 'વહોરા' એવી અટક હોય છે. એ અંગે એવી અટકળ કરી શકાય કે કોઈ આવી વેપારીઓની અર્થાત્ 'વહેવારિયા' (= વહોરાઓ)ની આખી કોમની કોમ ધર્માંતર પામી હોય અને તેમણે એમનું જૂનું નામ ચાલુ રાખ્યું હોય.

મિરાતે અહમદીની પરિશિષ્ટમાં જણાવવામાં આવ્યું છે કે ધર્માંતર કરાવનાર પ્રચારક મુલ્લા મોહમ્મદ અલીના સમયથી એ ધર્માંતર પામેલા મુસલમાનો 'બોહરા' નામથી ઓળખાય છે (પૃ. ૧૩૧-૩૨, ફારસી). એ જ પુસ્તકમાં એક એ પણ સંભાવના જણાવવામાં આવી છે કે

---

તેઓ 'ઓડરા' નામના પ્રચારકના હાથે મુસલમાન થયા હોય અને તે ઉપરથી એ નામ પડ્યુ હોય એમ પણ બને

અલ્‌મુસ્તન્સિર બિલ્લા ( મિસરના આઠમા ફાતિમી ઇસ્માઈલી ખલીફા ઈ સ ૧૦૩૬-૯૫ )ના મોટા પુત્રનુ નામ નિઝાર અને નાનાનું નામ મુસ્તઅલી હતુ મોટો પિતાના અવસાન પછી તખ્તનશીન થઈ શક્યો નહિ અને નાનો વઝીર અને સસરાની હિમાયતથી નવમો ખલીફો બની બેઠો નિઝાર આ મહેલમા જ ભુખાઈ ગયો હતો તેને હકદાર તરીકે માનનાર આગાખાની ખોજા કે ઇસ્નાઈલી શિયા કહેવાય છે અને મુસ્તઅલીને માનનારા દાઉદી અને સુલેમાની કહેવાય છે તેમનો ઇમામ એક અને દાઈ' જુદા જુદા હોય આ પંથો થવાના કારણ નીચે જણાવવામા આવ્યુ છે કે ઇસ્માઈલી વહોરાનો સબધ ઈ સ ૧૦૬૭ મા અબ્દુલ્લાહ ખભાત આવ્યો ત્યારે થયો ઈ સ ૧૨૯૭-૧૫૭૩ ના ગાળાના ગુજરાતમા મુસલમાન રાજ્ય દરમિયાન વહોરાઓનો કેન્દ્રિત સબધ યમન સાથે રહ્યો ઈ સ ૧૫૭૭મા યમનથી યૂસુફ બિન સુલેમાન ભારતમા આવ્યો અને તે સિદ્ધપુરમા રહ્યો. ઈ સ ૧૫૮૮મા તેના અનુગામી દાઉદ બિન અજબશાહના અવસાન પછી વહોરાઓના બે પક્ષોએ તેના ઉત્તરાધિકારી કુતુબશાહને દાઈ તરીકે પસદ કર્યો અને બીજાએ સુલેમાનને સુલેમાનને જે દસ્તાવેજ દાઉદ બિન અજબશાહે આપ્યા હતા તે લઈ તેણે ગુજરાતના દાઈ હોવાનો દાવો કર્યો, પરતુ ઘણા થોડા તેના અનુયાયી થયા તેમનો વસવાટ અમદાવાદમા રહ્યો આવી રીતે દાઉદી અને સુલેમાની વહોરાઓના પથો થયા

ઇમામ હસન અલીશાહ જે આગાખાન પ્રથમ કહેવાતો તે ભારતમા ઈ સ ૧૮૩૪ મા આવ્યો હતો આગાખાની ખોજાની જમાતનો સબધ તે અગાઉથી ભારત સાથે હતો સર સુલતાન મોહમ્મદ આગાખાનને નિઝારના વંશના ગણી અત્યારના ઇમામ માનવામા આવે છે તે આગાખાન ત્રીજા છે

સિદ્ધરાજ જયસિંહના સમયથી ગુજરાતમા તેઓ વેપાર કરતા હતા રાજદ્વારી બાબતોથી વિરક્ત રહી પોતાનુ તમામ લક્ષ્ય વેપાર ઉપર કેન્દ્રિત રાખતા હતા હિંદુઓ પણ વેપારમા ભાગ લેતા હતા. તેમના આડતિયા અરબસ્તાન મિસર, સીરિયા અને ઇરાક પર્યંત પહોંચતા હતા. હિંદુઓ મુસલમાનોના આડતિયા તરીકે અને મુસલમાનો હિંદુઓના આડતિયા તરીકે કામ કરતા હતા.

ખોજા,[1] મેમણ[2] તથા મોમના[3] વગેરે જાતિઓ ધર્મપ્રચારકોના સિદ્ધાંતો પસંદ પડવાથી ઉદ્ભવી હતી.

## મુસલમાન સંતોમાં રાજ્યકર્તાઓની શ્રદ્ધા

સોલંકી સમયના પરિભ્રમણ મધ્યાહ્ન સમયે[4] પણ મુસલમાન

---

૧ ખોજા ઇસ્માઈલી પ્રચારક પીર સદ્‌ગુરુ નૂરુદ્દીને ઈ. સ. ૧૧૩૫–૪૦ માં પોતાની માન્યતાઓ અને ભાવનાઓ કણબી, ખારવા અને કોળી લોકોના હૃદયોમાં ઉતારી પોતાના પંથમાં મેળવ્યા હતા.

એમના અનુયાયીઓમાંના એકના વંશમા પીર સદ્રુદ્દીને (જે ઈ.સ. ૧૪૩૦ મા ભારતમાં આવ્યા હતા) પોતાના ધાર્મિક શાસન કાળમાં તેમના પંથીઓને ખ્વાજા (સરદાર)નો ખિતાબ આપ્યો ત્યારથી ખોજા કોમ તરીકે એ લોકો પ્રકાશમા આવ્યા

૨ મેમણ કોમની મૂળ ઉત્પત્તિ લોહાણા કોમમાથી સિંધના નગર ઠઠ્ઠા શહેરમા થઈ હતી (અસગર-ઉલ્-સૈયદ અમીરુદ્દીન) મોલાના અબ્દુલકાદિર જીલાની નામના બગદાદના પ્રખ્યાત પીર (મૃ ઈ. સ. ૧૧૬૫) ના વંશજ સૈયદ યૂસુફુદ્દીન (મૃ. ઇ. સ. ૧૪૨૧)ને હાથ તેઓ મુસલમાન થયા હતા. તે વખતે તેમનુ નામ મૈમન (મુબારક) હતુ. તેમાંથી થયેલુ રૂપ 'મેમણ' છે. એ વેપારી કોમ છે.

૩ પિરાણાવાળા પીર હઝરત ઇમામશાહ મતિયા તથા પિરાણા પંથના સ્થાપક હતા. સિંધી ખોજાઓથી કટાણી (Bombay Gazetteer Vol. II, p. 1) સુલતાન મહમૂદ બેગડાના સમયમા તે ગુજરાતમા આવ્યા હતા. એ સુલતાને તેમનો હર્ષપૂર્વક સત્કાર કર્યો હતો એમણે તથા એમના પંથના પીરોએ હિંદુઓની ઘણી જ્ઞાતિઓમાથી લોકોને શિયા પંથમાં દાખલ કર્યા હતા. એ 'મોમના' કહેવાયા. એ અરબી શબ્દ 'મોમિન' (એટલે કે ઇસ્લામ ઉપર આસ્થા રાખનાર, ઇસ્લામના વચનોને અનુકમ્પા-પૂર્વક માનનાર) ઉપરથી થયેલુ રૂપ છે

૪ અલ્‌ઇદ્રીસી (મોરક્કો–ઈ. સ. ૧૦૭૦–૧૧૦૦) કહે છે કે નહરવાલા (એટલે કે અણહિલવાડ)મા મુસલમાન વેપારીઓ મોટી સંખ્યામાં આવતા જતા હતા.

Elliot Vol. I, p. 88

વેપારીઓને તથા પ્રચારકોને મસ્જિદો બાંધીને કોઈપણ જાતની અડચણ વિના મઝામા રહેવા દેવાની મહિમાના ગુજરાતના હિંદુ રાજાઓએ દર્શાવી હતી[1] તે પછી સુલતાનો અને અમીરોના ધાર્મિક વલણથી પરદેશથી પણ અનેક મુસલમાન સંતો ગુજરાતમા આવ્યા હતા[2]

ગુજરાતના સુલતાનોના સમયમા રાજ્યલક્ષ્મીનો સારો ભાગ સંતોના ચરણમા જતો ઝફરખાન સૂબેદારથી માંડી અમરે ગુજરાત છેલ્લુ ત્યાસુધીના યુગમા મુસલમાન સંતોની લાગવગ ઘણી હતી. ગુજરાતના સુલતાનો તેમની છાયા નીચે આગળ વધ્યા હતા ઝફરખાનને ગુજરાતની ગાદી મળી તેમા હઝરત મખ્દૂમે[3] જહાનિયાની સિદ્ધ વાણીનો પ્રતાપ

1 જેમકે સિદ્ધરાજ જયસિંહના સમયમા શેખ અહમદ ઇરકાની નામનો શાફેઈ મઝહબનો સંત મક્કાથી આવી અણહીલવાડ પાટણના રહ્યો હતો (મિરાતે અહમદી-ખાતેમહ પૃ ૧૦૮) એના સમયમા આવેલા બીજા પ્રચારકનો ઉલ્લેખ આગળ આવી ગયો છે

2 તેઓ જુદે જુદે ઠેકાણે વસ્યા હતા પરતુ વિશેષે કરીને પાટણમા આવા પુરુષો ઘણા હતા અને તે ઉપરથી એનુ બીજુ નામ પીરાણપટ્ટણ છે (મિરાતે અહમદી ખાતિમહ, પૃ ૨૪). જો કે અણહીલવાડ પટ્ટણનુ એ નામ અહીની પરપરામા જાણીતુ નથી. સભવ છે કે પીરાણપટ્ટણ= પીરાનપટ્ટણ એટલે કે 'પીરોનુ શહેર' (મગણ કે ફારસીમા પીરાન એટલે 'પીરો' થાય છે) એવો અર્થ થાય છે તે સિદ્ધપુર પાટણનુ ફારસી રૂપાતર હોય

પીરાણપટ્ટણ નામ શીઆ વહોરાઓમા વિશેષ પ્રચલિત છે (મોમિને બહાર-આ પુસ્તકમા ભાષા ગુજરાતી અને લિપિ અરબી છે)

3 એવી લોકવાયકા પ્રચલિત છે કે એક સમયે મખ્દૂમે જહાનિયાના મઠ પર ઘણા ફકીરો જમા થયા હતા તે વખતે તેમને આપવાને તેમની પાસે પૂરતુ ખાવાનુ ન હતુ આ વાતની ઝફરખાનને જાણ થતા તે ઘેર ગયો. પછી ઘરમાથી અને બજારમાથી ખાવાનુ અને મીઠાઈ લાવી તે બધુ ફકીરોમા વહેંચી દીધુ તેથી તેમણે ખુશ થઈ 'અલ્લાહો અકબર'નો પોકાર કર્યો એ સાદ હઝરતને કાને પહોંચતા તેમણે તે વિશે તપાસ કરી અને સાચી

હતો. સુલતાન અહમદશાહ પણ સંતસિરમણિ શેખ અહમદ ખટ્ટૂની સેવા કરવામાં પોતાનું અહોભાગ્ય સમજતો હતો. અહમદશાહ હંમેશાં તેની સલાહથી કામ કરતો. અમદાવાદની સ્થાપનામાં મુખ્ય ભાગ લેનાર એ ચાર અહમદોમાંના[1] એક હતા. મહમૂદ બેગડો તો શેખ[2] શાહઆલમની સહાયતા વિના ગાદી ઉપર આવી શકત જ નહિ. એ સુલતાનને મુસ્લિમ મહાત્માઓમાં અતિ શ્રદ્ધા હોવાથી તેમની જાગીર દર વરસે વધારતો રહેતો.

બહાદુરશાહ ગુજરાતની ગાદી હઝરત શેખજી ( સૈયદ જલાલ બિન સૈયદ મહમદ બિન કુત્બે આલમ )ની પ્રીતિથી મેળવે છે.

સુલતાન મહમૂદ ત્રીજા વિશે[3] કહેવાય છે કે તે ફકીરોનો મોટો મિત્ર હતો અને હમેશાં તેમનાં દિલ ખુશ રાખવા તરફ તેનું વલણ હતું. તેણે તેઓ માટે આશ્રમો[4] અને મકાનો બંધાવ્યાં હતા. ફકીરોને જે

---

વાતની માહિતી મળતા ઝફરખાનને પાસે બોલાવીને કહ્યું કે " જે બોરાક તેં ફકીરોને વહેંચી આપ્યો તે બદલ હું તને આખા ગુજરાતની હકૂમત બક્ષિસ કરું છું." ( મિરાતે સિકંદરી પૃ. ૮ )

૧ બાળના ત્રણમાં સુલતાન અહમદશાહ પોતે, મલેક અહમદ જેની કબર કાળુપુર દરવાજા (અમદાવાદ)ની બહાર છે, અને ગંજે અહમદનો ખલીફો મલેક અહમદ જેની કબર પાટણમાં છે ( મિરાતે અહમદી–ખાતિમહ પૃ. ૨).

૨ હઝરત મખ્દૂમે જહાનિયા જહાગશ્તના પૌત્ર સૈયદ બુરહાનુદ્દીન અબ્દુલ્લાહ બિન મહમૂદે પાટણમાં આવી વસવાટ કર્યો હતો. અમદાવાદ બંધાયું ત્યારે તે ત્યાં આવી રહ્યા. તેમનો ખિતાબ 'કુત્બે આલમ' હતો અને એમના પુત્ર સૈયદ સિરાજુદ્દીન મોહમ્મદનો ખિતાબ 'શાહઆલમ' હતો.

૩ મિરાતે સિકંદરી પૃ. ૨૯૮

૪ એ આશ્રમોને તેઓ ખાનકાહ નામે ઓળખાવતા. એની ઉત્પત્તિ વિશે કહેવાય છે કે મોહમ્મદ પેગમ્બરે કહ્યું હતું કે અલ્‌ફક્રો ફખ્રી (ગરીબાઈ મારું ગૌરવ છે). આમ કહી કહીને તેમના અવસાન પછી ૩૦ વરસમાં ઘણા ખાનકાહો મઠો અને મદીનામાં સ્થપાયાં. તે પછી તો

જે ચીજો જોઈતી તે પૂરી પાડવાનું ફરમાન તેણે બહાર પાડયું હતું.

આવી રીતે મુસલમાન સંતો ગુજરાતમાં ઠેક ઠેકાણે પ્રસરી ગયા હતા. જ્યાં ઇચ્છે ત્યાં તેમને વઝીફા મળતા. સુલતાનો અને અમીરો તરફથી તેમને પુષ્કળ નજરાણા મળતાં.

એ ઉપરાંત પણ સૂફીઓ અને દરવેશો થઈ ગયા છે જેમાંના કેટલાકના ઓરસો તેમની દરગાહના સ્થળે આજ પર્યંત ભરાય છે. કેટલાકની કબરો ઉપર ઘૂમટો પણ ચણાવ્યા છે.

**બળજબરીથી ઇસ્લામનો પ્રચાર**

તેરમી સદીના અંતથી સોળમી સદીની શરૂઆત સુધીના સમયમાં મુસલમાન રાજ્યકર્તાઓને કર વસૂલ કરવામાં અને ફોજી બળની મેળવવામાં વધારે રોકાયેલા રહેવું પડતું અને તેથી તેઓ મતપ્રચાર તરફ ઓછું ધ્યાન આપતા, પરંતુ કોઈ કોઈ સુલતાનોએ રાજકીય અને એવાંજ બીજા કારણોથી પ્રેરાઈને ઇસ્લામ મતનો પ્રચાર કરવા માટે પોતાના અધિકારોનો અયોગ્ય ઉપયોગ કર્યો હોય એના પણ એ સમય દરમિયાનના દાખલાઓ જરૂર મળે છે. આ અસહિષ્ણુતા શાંત કે ઉગ્ર સ્વરૂપે દેખાતી તેનો આધાર રાજ્યકર્તા કે તેના મુખ્ય અમલદારના મિજાજ ઉપર હતો.

અલપખાન સૂબેદારે તેના મોટા વખત (ઈ. સ. ૧૩૦૦-૧૩૧૬) ના વહીવટ દરમિયાન અણહીલવાડથી ભરૂચ પર્યંત પોતાની હકૂમત વધારી ત્યાં ઇસ્લામનો પ્રચાર કર્યો હતો. એ સમય દરમિયાન તેણે અણહીલવાડ પાટણમાં એક હિંદુ મંદિર મોટી મસ્જિદમાં ફેરવી નાખ્યું હતું. તે પછીના સૂબાઓએ ઇસ્લામનો પ્રચાર કરવામાં વધારે ઉત્સાહ

---

ફકીરો અને દરવેશોની સંખ્યા અફઘાનસ્તાન, તુર્કસ્તાન અને ઈરાનમાં ઘણી જ મોટી થઈ અને બાતમાં પણ એવી ખાનકાહો સ્થપાઈ જે ગુજરાત પર્યંત આવી.

૧ તબકાતે અકબરી ભા. ૩, p. 82-87

દર્શાવ્યો ન હતો પરંતુ ફર્દતુલ્મુલ્કે કેન્દ્રિત અનકાર આમે મળવા કરી પોતાના પક્ષમા લેવા હિંદુઓ તરફ સારુ વર્તન દાખ યુ ત્યારે ઈ સ ૧૩૯૦ મા ઝફરખાનને સૂબા તરીકે મોકલવામા આવ્યો તેણે નદરબાર સોમનાથ વગેરે ભાગો ઉપર ચઢાઈ કરી અને સાથે આથે હિંદુ મન્દિરો તથા દેવાલયો પણ તોડયા તેણે સોમનાથનુ મંદિર લૂંટી વેરાન કર્યુ. મૂર્તિને આગ લગાડી ત્યા થાણુ બેસાડયુ અને નના મુસલમાનોનો વસવાટ કરાવ્યો[1]

તેના સમયમા ખાસ કરીને ચિશ્તી પંથના સૂફી મોટી સખ્યામા અહી આવ્યા હતા તે ઉપરાન ઈ સ ૧૩૮૫મા પ્રચારકાર્ય માટે તેણે ઉલમાઓને પણ નિમવ્યા હતા એમ ખાસ નોધવામા આવ્યુ છે

ગુજરાતના સુલતાનોમા અહમદશાહ (ઈ સ. ૧૪૧૦–૪૨) અતિ ધમાંધ હતો[1] હિંદુઓના મંદિર તેણે તોડ્યા હતા તેણે રજપૂત સ્ત્રીઓ સાથે લગ્નસબંધ પણ બાંધ્યો હતો હિંદુઓને તેણે વટલા યા હતા[2] અને તે વટલેનાઓના શિક્ષણ તરફ પણ લક્ષ્ય

૧ તબકાતે અકબરી ભા ૩, પૃ ૮૨–૮૭

૨ તેણે ઈ સ ૧૪૧૫ મા સિદ્ધપુરનુ દેવળ તોડી ત્યા એક મસ્જિદ બધાવી હતી મિરાતે સિકંદરીના એ વિશે શાયર હતી શિરાઝીની શેર છે —

बजाये बुतो बुतगरो बुतपरस्त,

इमामो खतीबो मोअज्जिन निशस्त ।

[ જે જગ્યાએ મૂર્તિ બનાવનાર અને મૂર્તિ પૂજનાર બેસતા હતા તે જગ્યાએ ઇમામ, ખતીબ, અને બાંગી બેઠા ] (મિરાતે સિકંદરી, પૃ ૩૨)

૨ સુલતાન અહમદશાહના સમયમા આતરસુબા, માડવા અને હળવરવાસ અને વેડાસરના અને કેટલાક બીજા જમીનદારો આવીને પોતાના તાલુકાના બચાવના અર્થે મુસલમાન થયા સુલતાને ઇસ્લામના કારણે તેમના ગામો આખા તેમની પાસે રહેવા દીધા અને વરસોવરસનો પેશકશીનો આંકડો ઠરાવ્યો (મિરાતે અહમદી ખાતિમહ પૃ ૧૮૦)

આપ્યું હતું. તેણે ઈ. સ. ૧૪૧૪ માં જૂનાગઢ ઉપર ચડાઈ કરી છત મેળવી મુસલમાનોને જાગીર આપી ત્યાં વસાવ્યા.[1] એ રીતે સિંધી, બલૂચી, મુલતાની, કુરેશી, અફઘાની, અને ઘોરી મુસલમાનોનો વસવાટ એ ભાગમાં થયો હતો.

અહમદશાહના પ્રચારકાર્ય બાબતમાં મિરાતે સિકંદરીનો કર્તા નીચે પ્રમાણેની નોંધ લે છે[2]:—

" ઇતિહાસકારોથી છૂપું ન રહેવું જોઈએ કે ગુજરાતનાં શહેરોના દર્પણમાંથી મૂર્તિપૂજા (કુફ્ર) નો કાટ દિલ્હીના બાદશાહ અલાઉદ્દીને પોતાની પાણીદાર તલવારની પાલિશથી કાઢયો હતો. પાટણથી તે ભરૂચના કિલ્લા સુધી ઇસ્લામની ગેશની દેખાતી હતી, પરંતુ આસપાસના પ્રદેશમાં કુફ્રનુ અંધારુ જે હતુ તે રહ્યું હતું. આખરે ગુજરાતના સુલતાનોની મહેનતથી ધીમે ધીમે સર્વત્ર પવિત્રતા થઈ ગઈ. સુલતાન અહમદે કેટલાક મહાલોમાં ઇસ્લામ ફેલાવ્યો તેનું વર્ણન હવે પછી કરવામાં આવશે."

મહમૂદ બેગડો પણ ઘણો જ ધર્માભિમાની હતો. આર્ય સંસ્કૃતિના પ્રકાશમાંથી ઉત્પન્ન થયેલા બે પૃથક્ રંગના કિરણરૂપી શૈવ અને વૈષ્ણવ માર્ગના સ્થાન દ્વારકા ઉપર ઈ. સ. ૧૪૭૩માં ચડાઈ કરી[3] વિશ્વવિખ્યાત જગતમંદિરનો તેણે નાશ કર્યો. તેણે મંડલિક રાજા (ઈ. સ. ૧૪૩૩–૭૩) ને હાર આપી હતી જેણે આખરે મુસલમાન

• જે રજપૂતો ઇસ્લામમાં એવી રીતે આવ્યા હતા તેઓ 'ઉપર મોલે સલામ' (मौलाजे बिस्लाम અર્થાત્ ઇસ્લામનો માલિક) ખિતાબ નવાજવામાં આવ્યો હતો અને તે એ નામથી ઓળખાયા.

[ ફ્રાર્બસ રાસમાળા ભા. ૧, પૃ. ૩૪૩ ]

૧ દીવાન રણછોડજી–તારીખે સોરઠ પૃ. ૪૮૦, (હસ્તલિખિત, ફારસી)

૨ મિરાતે સિકંદરી પૃ. ૩૦–૩૧

૩ તારીખે ફરીશ્તહ ભા. ૨, પૃ. ૩૬૩ (મુંબઈ)

થવું પડયું હતું.

તેના સમય (ઈ સ ૧૪૭૧)મા ઉલમાઓ પણ મોટી સખ્યામા ધર્મપ્રચાર અર્થે આવ્યા હતા અને સૌરાષ્ટ્રમા ઇસ્લામનો સ્થાયી વસવાટ એ જ વર્ષમા થયો હતો

મુઝફ્ફરશાહ બીજાના ગજઅમલ (ઈ સ ૧૫૧૧–૨૫) દરમિયાન ઈરાન, અરબસ્તાન અને તુર્કસ્તાનથી ઘણા વિદ્વાનો ગુજરાતમા આવી વસ્યા હતા

મહમૂદશાહ ત્રીજા (૧૫૩૬–૫૩)ના સમયમા ગુજરાતમા ઇસ્લામ અતિ સત્તાધારી થઈ ગયો હતો

મુઝફ્ફરશાહ પહેલો, અહમદશાહ પહેલો, મહમૂદ બેગડો અને મહમૂદ ત્રીજો એ ચાર સુલતાનોના સમયમા હિંદુઓમાથી જેઓ મુસલમાન થયા હતા અને શિયા દાઉદી વહોરાઓમાથી જેઓ સુની થયા હતા તેમને લઈને સુની વહોરાઓની સખ્યા વધી ગઈ હતી

## અન્ય રીતે મુસલમાનોનો વસવાટ

મૂળરાજ બીજા (ઈ સ ૧૧૭૭–૭૮) ના સમયમા મોહમ્મદ શિહાબુદ્દીન ઘોરીના લશ્કરને હાર આપવામા આવી ત્યારે ઘણા મુસલમાન કેદીઓ પકડવામા આવ્યા હતા તેમની બરાબર તપાસ કરી ગુજરાત અને સૌરાષ્ટ્રની કેટલીક જ્ઞાતિઓમા તેમને વહેંચી દેવામા આવ્યા હતા [1]

કૂફામા શીઆ મુસલમાનો ઉપર કટ્ટરપંથી સુનીઓએ જુલમ ગુજાર્યો તેથી તેઓએ પોતાના વતનમાથી તેરમી સદીના પહેલા પચ્ચીસ વરસ દરમિયાન ભાગીને ભારતમા આવી જુદી જુદી જગ્યાઓએ પશ્ચિમ કિનારા ઉપર વસવાટ કર્યો નવા આવેલા હોવાથી 'નવાયત' (સગ્રજ્ઞ) કહેવાયા હતા લોકવાયકા અનુસાર તેઓ ગુજરાતમાં ગરેગના

[1] Bombay Gazetteer Vol IX, Pt I, p 439

જૈન લોકોને દબાવી સત્તાવાન થયા. ચતુર નાવિકો હોવાથી તેઓ ધનવાન વેપારી થયા હતા.[1]

હલાકૂખાનના જઝાવાતમાં ઈરાન પડ્યું તે સમે ઈ. સ. ૧૨૫૦ અને ૧૩૦૦ ના ગાળામાં કેટલાક પારસીઓ ગુજરાતમાં આવી ગયા હતા.

તૈમૂરના કુટુંબના મીરઝાઓ અને શાહઝાદાઓના ત્રાસમાંથી બચવા કાબુલ અને કંદહારમાંથી કેટલાક મુસલમાનો ગુજરાતમા આવ્યા હતા તેમને સુલતાન બહાદુરશાહે (ઈ. સ. ૧૫૨૫-૩૬) પ્રથમ અમદાવાદમા અને પાછળથી ભરૂચ અને સુરતમા આશ્રય આપ્યો હતો. તેમના વંશજો આજ પર્યંત છે.[2]

પોર્ટુગીઝોએ અકબરનું ખરું બળ સમજી લઈ તેની સાથે મૈત્રીના સંદેશા ચલાવ્યા. અકબરે તેમને સત્કાર્યા અને તેમને જોઈતું ફરમાન પણ ઈ. સ. ૧૫૭૩ માં તૈયાર કરી આપ્યું. આથી મક્કે હજ્જ કરવા જવાના પવિત્ર કામ માટે મુસલમાન લોકો સુરત બંદરનો ખૂબ ઉપયોગ કરવા લાગ્યા અને તેથી તે પછી એ બંદરનું નામ 'બંદર મુબારક' ચાલુ થયું.

સત્તરમી સદીમા ખંભાતનું બંદર તૂટ્યું અને મરાઠાના આક્રમોએ દીવ બંદર તારાજ કર્યું ત્યાંથી સુરતનો રોજગાર વધતો જ ગયો અને તે સાથે મક્કા હજ્જ કરવા જનાર મુસલમાનોનાં ટોળેટોળા આવવા લાગ્યા. કેમકે, ઔરંગઝેબ (ઈ. સ. ૧૬૫૮-૧૭૦૭) ધર્મચુસ્ત હોવાથી તેની મુસલમાન રૈયતનો કેટલાક ભાગ વિશેષ ધર્મચુસ્ત બન્યો. તેણે

1 The Book of Duarte Barbosa, edited by Dames, Vol. I, pp. 116, 147 and n. (Mandelso's Travels in Western India by M. S. commissariat, pp. 7 & 8ના આધારે)

2 ગુજરાતના ઉત્તર અને દક્ષિણ ભાગના ઘણા મોગલ કુટુંબો તેમના પેઢીનામા અને દંતકથાઓ ઉપરથી આ બાબત દેખાડે છે.
Bombay Gazetteer Vol. IX, Pt. II, p. 9

સુરતને 'બાબુલ્મક્કા'[1] (મક્કાનો દરવાજો)નું નામ આપી મુસલમાનોમા ધર્મઝનૂન ઓર વધાર્યું પરિણામે સુરતની ખ્યાતિ વધી સુરતથી મક્કા હજ્જ કરવા જનારા લોકો માટે વહાણોમા પૂરો બંદોબસ્ત રાખ્યો, મુસલમાન વેપારીઓ પાસેથી જકાતનો દર હલકો કરી નાખ્યો, અને કેટલીક મુદત સુધી તો તેણે તેમની જકાત પણ બિલકુલ માફ કરી હતી

એબિસિનિયાથી આવેલા સીદી મુસલમાનો સુરતથી ચાલીસ માઈલ દક્ષિણે જંજીરામા[2] રહેતા હતા તે બીજાપુરના રાજ્ય (ઈ સ ૧૪૮૯–૧૬૮૬)ની તાબેદારી ઉઠાવતા હતા લડાઈમા એ સીદીઓએ દગો કીધાનો શક લાગવાથી તેના સીદી સરદારને શિવાજીએ મારી નખાવ્યો તેથી તેના વારસો ઔરંગઝેબની દરિયાઈ ખાતાની નોકરીમા વાર્ષિક ત્રણ લાખ રૂપિયા લેવાની શરતે ઈ સ ૧૬૬૧મા સુરતમા આવી વસ્યા

અઢારમા સૈકામા અહીં ભાડૂતી સૈનિકો અને ઈરાની રાજકીય આશ્રિતોનાં કેટલાક ટોળાની ભરતી થઈ હતી તેમાના ખંભાતના ઈરાની આશ્રિતો બાબતમા કહેવાય છે કે અફઘાનોએ ઈ સ ૧૭૨૩ મા તેમનો દેશ જીતી લીધો હતો ત્યારે તેઓમાના કેટલાક ત્યા આવતા રહ્યા હતા અને બીજા ઈ સ ૧૭૩૬ મા નાદિરશાહે ઈરાનની ગાદી હાથ કરી ત્યારે નાસી આવ્યા હતા તે પછી ઈ સ ૧૭૩૯ મા નાદિરશાહની ભારત ઉપર ચડાઈ પછી તેનું લશ્કર ઈરાન પાછું ગયું ત્યારે અહીં કેટલાક રહ્યા હતા તેમાના ઘણા

---

૧ ગુજરાતીમા 'મક્કાબારી' શબ્દ વપરાતો અત્યારે સુરતમા 'મક્કાઈપૂલ' તથા 'મક્કાઈ બાગળ' નામની જગ્યાઓ છે ત્યાંથી હજ્જ કરવા જનારા મુસલમાનો મક્કા જવા વહાણોમા બેસતા

૨ મુસલમાનો હમેશા કિનારા ઉપર વસવાટ કરી રહેતા સીદીઓમા કોઈ ચાલાક હશે તેણે ત્યા પોતાની નવાબી પણ ચાલુ કરી દીધી હતી

* * * *

આવી રીતે ગુજરાતમાં જુદી જુદી રીતે વસવાટ કરી રહેલી ઇરાનમાંથી આવેલી વિવિધ જાતિઓ, સ્થાનિક પ્રજાની આર્થિક હાલત તેમજ અજ્ઞાનતા, હિંદુ રાજાઓની ધર્મ પ્રત્યે સહિષ્ણુતા, મુસલમાન સૂબા, અમીર, સરદાર અને રાજ્યકર્તાઓનો છૂટોછવાયો ત્રાસ, પદવી, હોદ્દા અને સત્તાલોભ, તથા સૂફી અને મૌલવીઓના પ્રચારને લીધે ગુજરાતમાં ઇસ્લામ જડ ઘાલી ગયો અને તેમની ભાષાની અસર અહીંની સ્થાનિક ભાષા ઉપર થઈ. એ પ્રભાવ કેવી રીતે ક્યા સંજોગોમાં જુદા

## પ્રકરણ ૪ થું

# ગુજરાતી ભાષામાં વિવિધ વિષયોને લગતા અરબી ફારસી શબ્દો

### ભાષા પર અસર થવાનાં કારણો

ભાષાઓ એક બીજી ઉપર કેમ અસર કરે છે અને અમુક પ્રદેશની ભાષા આ અસરોથી કેમ ઘડાતી જાય છે તે ભાષાવિજ્ઞાનનો એક મહત્ત્વનો વિષય છે

સમાજની અસર સાહિત્ય પર પડે છે તદ્દુપગત સાહિત્ય અને રાજકીય ઇતિહાસમા કંઈ ને કંઈ મળતાપણું હોય છે તેથી એ બનેની પરસ્પર અસર થયા વિના રહે નહિ રાજકીય કે અન્ય કારણોને લઈને કોઈપણ મુલકમા બે પ્રજાઓનો સમાગમ થાય છે ત્યાર જે પ્રજાની સસ્કૃતિ વિશેષ ઉચ્ચ અને વિશેષ બળવાન હોય તેની અસર બીજી પ્રજા પર પડે છે, પરતુ સામાન્ય રીતે એવુ બને છે કે વિજયવત પ્રજા જ્યા જ્યા પોતાનો વિજયડકો વગાડે છે અને વિજયઝડો ફરમાવે છે ત્યા ત્યા તેને અનેક લોકોના ગાઢ સપર્કમા આવવુ પડે છે, તેથી માહોમાહેના વ્યવહારમા વિજયી પ્રજાની ભાષા પરાજિત પ્રજાની ભાષા ઉપર થોડી ઘણી પણ અસર કર્યા વગર રહેતી નથી વળી શાસિત પ્રજા પોતાનુ હલકુ સ્થાન ગણીને પોતાના રાજ્યકર્તાઓને સ્પર્ધા અને નકલ કરવા યોગ્ય સમજે છે તેમને તેમના રીતરિવાજ

અને આચાર વિચાર પણ અનુકરણીય લાગે છે પરિણામે વિજેતાઓના રહેણી કરણી, ગૃહવ્યવસ્થા, વાતચીત, ખોરાક, કપડા, રમતગમત, સંગીત અને કળાની અસર શાસિત પ્રજાની સંસ્કૃતિ ઉપર પડે છે તે જ પ્રમાણે પોતાની ભાષા પણ શાસકની ભાષા આગળ અશિષ્ટ માલૂમ પડે છે અને દરિદ્ર અને તુચ્છ લાગે છે, અને તેમની ભાષાના શબ્દો તેમની નજરમાં ઘણા શાનદાર અને ઉત્તમ દેખાય છે

ભારત પર મુસલમાનોનુ વચસ જેમ જેમ વધતુ ગયુ તેમ તેમ રાજકારણમાં ફારસી ભાષા મહત્ત્વ સાધતી ગઈ સમય જતાં તે સરકારી અને દફતરી ભાષા બની આમ ફારસી રાજભાષા થઈ છતા તે સારા ભારતની ભાષા બને એમ ન હતુ તેથી આમ જનતાની બોલચાલની ભાષા સ્થાનિક ભાષાઓ જ રહી મુસલમાનો જે જે સૂબામા ગયા ત્યાની પ્રાંતિક ભાષા એઓએ અપનાવી. સાથે સાથે ધાર્મિક, રાજકીય અને સાંસ્કૃતિક બાબતો તેમજ હુન્નર, વેપાર, અને જ્ઞાનની જરૂરિયાતોને લઈને ફારસી ભાષાના સેકડો હજારો શબ્દો તે સૂબાઓની ભાષામા રાજકીય સબધે દાખલ થયા મુસલમાનો ગુજરાતમાં આવ્યા ત્યારે તેમની મજહૂર બાબતોને લગતા શબ્દો અહીંની નવી વસ્તુઓ હતી તેથી તેમના નામો અહીની ભાષામા વપરાવા લાગ્યા અને તે ધીમે ધીમે રૂઢ થઈ ગયા, જેમકે મુસલમાનોએ નમાઝ પઢવા મકાન બધાવ્યુ હોય અને તેને તેઓ મસ્જિદ કહેતા હોય તો ચાલુ ભાષામા તે જ શબ્દ પ્રચલિત થઈ જાય, એ સ્વાભાવિક છે વળી સામાન્ય વ્યવહાર માટે સ્થાનિક ભાષા બોલવી જ પડે, પરતુ વિચાર વ્યક્ત કરવા પરદેશી લોકોથી પોતાની માતૃભાષાના શબ્દો જાણે અજાણે પણ વપરાય જાય છે, જેમકે પરદેશમા ગયેલો ગુજરાતી ધર્મના સ્થાનને માટે 'મંદિર' કે 'દેવસ્થાન' શબ્દ જ વાપરી દેશે અને અગ્રેજ તે માટે 'ટેમ્પલ' કે 'ચર્ચ' નો ઉપયોગ કરી દેશે. આવી જાતની એક દિલચસ્પ વાત ઈરાનના મશહૂર શાયર શેખ સાદીની બાબતમાં બની હતી પોતાની કૃતિ 'બોસ્તાન'માં તેમણે મુસાફરી દરમિયાન સોમનાથ

પર્યન આન્યાનુ જણાન્યુ છે મદિરા શરાબના અનુભવના વર્ણનમા અણ જાણ ફારસીભાષી પ્રજા સમજે તેમ કરવા યા તો પોતે જ જે પ્રમાણે સમજ્યો તે રીતે શબ્દો વાપરવામા આકડાનુ પીપળો અને પીપળાનુ આકડો એવી રીતે કરી નાખ્યુ છે કે લખાયુ તે મુજબ જ સમજવામા આવે તો તે કવિનુ અધૂરૂ જ્ઞાન હોય ઉપજાવે એવુ કે[૧] પુજારી માટે પીર, મુગ વગેરે શબ્દો લીધા બ્રાહ્મણને માટે 'આઝર-પરસ્ત' 'મતાન' તથા 'ગબર' શબ્દોનો ઉપયોગ કર્યો, 'મત્રાન'નો અર્થ 'પાદરી' થાય છે અને તે સાથે 'આઝરપરસ્ત' એટલે 'આતશ પૂજક' તેને મના પો એમ વચન 'મરહમન' (બ્રાહ્મણ)નો ઉપયોગ પણ કરી દીધો મૂર્તિને આરબપહાણની કહેવી જોઈએ તેને બદલે તે હાથીદાતની તેને માલૂમ પડી અને આખને તેણે કેરમાની કહી દીધી પાન્મીઓ સાથે સબંધ ધરાવતા અવસ્તા ઝદ વગેરે શબ્દો ધર્મ-પુસ્તક માટે વાપર્યા નાહીધોઈ પવિત્ર થઈને આવ્યા એમ જણાવવામાં મુસલમાનોની નમાઝ અગાઉની પવિત્રતા પ્રાપ્તિનો શબ્દ 'વઝૂ' તેણે પસદ કર્યો

## કાબ્સી શબ્દો કેવી રીતે પ્રવેશ પામ્યા ?

અમુક જ શબ્દનો સ્વીકાર ચાલુ ભાષામા થાય અને અમુકનો ન થાય તે વિશે કોઈ નિયમ ઘડી શકાય એમ નથી, પરતુ એ બાબતમા એટલુ કહી શકાય કે નવીન રચના લોકોની અમુક ખાસિયતો ઉપર અસર કરનાર નિવડી જોઈએ અને તે લોકોના માનસની અમુક ખાસ દશાના સમયે ઉદ્ભવી હોય તો જ બની શકે, જેમકે આજે આપણે જોઈએ છીએ કે ઉપસ્થિત થયેલી પરિસ્થિતિને લઈને સ્ટેશન, ટેલ્રન એરોપ્લેન સ્ટીમર, અટમબાબ રેડ, રેશનિગ, કટ્રોલ વગેરે અગ્રેજી શબ્દો તત્સમ યા તદ્ભવ રૂપોમા અજ્ઞાન લોકો પણ સમજી શકે છે

કોઈ શબ્દોનો અત્યારે યા અગાઉ સ્વીકાર ન થયો હોય તેનુ કારણ તો એ જ હોઈ શકે કે તે આમ જનતાની વિચારશક્તિ, યા

૧ સાદી બોસ્તાન પૃ ૧ ૬-૮૮ (મુસ્તફાઈ પ્રેસ, લખનૌ)

છૂટા યા અનુકૂળતાને અતોષી શક્યા નહિ હોય

નીચેના દૃષ્ટાંતથી એ બાબતનો ખ્યાલ સારી રીતે આવી શકે એમ છે —

જે સ્થળે અમદાવાદ વસાવવામાં આવ્યું ત્યાં અગાઉના મકાનો પુરાણી બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન ઢબે હતાં તે પછી બાંધણી મુસલમાની આવી. પરિણામે તેને લગતી સંજ્ઞાઓ ગુજરાતી ભાષામાં રૂઢ થઈ અને મિનારો[1], સફીન[2], દીવાન[3], બુરજ[4], દરવાજો[5], જિલ્લો[6] વગેરે સ્થાપત્ય શબ્દો પ્રચલિત થઈ ગયા

વેપારની ચીજોમાંની કેટલીક તેમની સાથે નામો લાવી, જેમકે ઈરાનમાંથી શરાબ[7], સુરમો[8] ગુલાબ[9] મિસર અને અરબસ્તાનથી કનાઈ[10], સીરિયાથી અતલસ,[11] મિસરથી[12] તોપ[13] અને બંદૂક,[14]

---

१ मिनारह (अ)

२ फ़सील (अ)

३ दीवार (फ़ा)

४ बुर्ज (अ)

५ दरवाज़ह (फ़ा)

६ ज़िल्अ (अ)

७ शराब (अ)

८ सुरमह (फ़ा)

९ गुलाब (फ़ा)

१० कन्दी (अ)

११ अतलस (अ). ગુજરાતીઓ ગુજરાતમાં લાવી એમાંથી ઘણો નફો મેળવતા હતા, કારણ કે વજીરો, અમીરો, રાજ્યના સ્તંભરૂપ લોકો વગેરેને ખિલાત (માનનીય પોશાક) આપવાને બાદશાહો તે ખરીદતા

૧૨ સુલતાન મહમદના સમયમાં મિસરથી તોપ અને બંદૂક અને ખુરાસાનથી ખંજર વગેરે શસ્ત્રોની આયાત થતી

१३ तोप (तु)

१४ बुन्दुक (अ)

અને ખુરાસાનથી ખજૂર[1] આયાત થતાં તેમની સાથે એ નામો આવ્યાં.

પાન આપણા હિંદુસ્તાનની ઉત્પત્તિ છે, પરંતુ પાનદાન,[2] ખાસદાન[3] વગેરે મુસ્લિમ સંસ્કૃતિએ આપેલા શબ્દો છે.

હિંદુસ્તાન મુલ્ક ગરમ છે પહાડો ઉપરથી બરફ[4] મંગાવી મુસલમાનોએ પાણી ઠંડું કરી પીવાનો રિવાજ શરૂ કર્યો વળી તેઓએ બારણાં ઉપર પડદા[5] લટકાવી સ્ત્રીઓને સુરક્ષિત રાખવાનું અહીં પણ ચાલુ કર્યું

હિંદુઓ સંતોષી અને સુખી હતા માટીનાં વાસણમાં ખાવાનું પકવતા અને સાદું જીવન ગાળતા હતા કેળ અને ખાખરાનાં પાંદડાંમાં જમતા હતા મુસલમાનોએ આવી તેમને ત્યાં જે રકાબી[6], દેગ[7], પ્યાલા[8], ખુમચા[9] વગેરે વાસણો વપરાતાં તેમનો ઉપયોગ અહીં ચાલુ કર્યો

રાત્રે પ્રકાશ અને રોશની માટે અહીં તેલની નાની દીવડીનો વપરાશ જોયો, તેમણે ફાનસો[10] લાવી સળગાવ્યાં મશાલચીઓ[11]એ મશાલ[12] ધરી ધોરી રસ્તા ઝગમગાવી મૂક્યા

---

१ खन्जर (ફા)

२ पान् + (ફા પ્ર) दान

3 (અ) खास + (ફા પ્ર) दान

४ बर्फ (અ)

५ पर्दह (ફા)

६ रकाबी (ફા)

७ देग (ફા)

८ पियाल्ह (ફા)

९ खान्चह (ફા)

१० फ़ानूस

११ मशअल (અ) + ची (તુ પ્ર.)

१२ मश्अल (અ)

ઘોડાની સવારી[1] તો અહીં પુરાણા જમાનાથી ચાલુ હતી, પરંતુ તેનો સરંજામ એમણે પોતાની પદ્ધતિ પ્રમાણે તૈયાર કર્યો

મુસલમાનોના સમાગમમાં આવી ભારતવાસીઓ કંઈક વિલાસી બન્યા, હોજ[2], ફુવારા[3], બાગ[4], બગીચા[5] વગેરેનો ઉપયોગ કરતા શીખ્યા બિરિયાની[6], બેરજ[7], હલવા[8], જલેબી[9], બરફી[10] વગેરે મુસલમાન વાનગીની લહેજત માણવા લાગ્યા જામો[11], ડગલો[12], પહેરણ[13], ઈજાર[14], પાયજામા[15] વગેરે કપડાં પહેરવા માંડ્યા પસંદ પડે તેવા સુફિયાણી અને મુલાયમ પોશાક તરફ મન દોડ્યું અને આ રીતે આપણી હમેશની રહેણીકરણીમાં એક પ્રકારની સમૃદ્ધિ કરી

---

1 सवारी (ફા)
2 हौज़ (અ)
3 फव्वारह (અ)
4 बाग़ (ફા)
5 बाग़्चह (ફા)
6 बिर्‌यानी (ફા)
7 बिरज (અ) એ ફારસી બિરિંજનું અરબીકરણ છે ફારસીમાં એનો અર્થ ચોખા થાય છે ગુજરાતીમાં ઘી અને ખાંડમાં રાંધેલા ચોખા માટે 'બેરજ' શબ્દ વપરાય છે
8 हल्वा (અ)
9 ज़लीबा या ज़ल्यबी (ફા)
10 बर्फ़ (ફા) ઉપરથી
11 जामह (ફા)
12 दगूलह (ફા)
13 पैरहन (ફા)
14 इज़ार (અ)
15 पायजामह (ફા)

પરિણામે આપણે રાજ્યકર્તાના પ્રવાહમાં તણાયા. આપણા વિચારો, આપણો ધર્મ, આપણી ચિત્રકળા, આપણું વિતાન, આપણું સ્થાપત્ય, આપણું સાહિત્ય અને આપણી ભાષા—સારાંશ સમસ્ત ભારતની સંસ્કૃતિ ઉપર ઇસ્લામની અસર આસ્તે આસ્તે વધતી જ રહી.

સાધારણ રીતે ગુજરાતી શબ્દસમૂહ ત્રણ શ્રેણિઓમાં વિભક્ત કરી શકાયઃ—

૧. ભારતીય આર્યભાષા પ્રકારના તત્સમ તેમજ તદ્ભવ શબ્દો
૨. ભારતીય આર્યેતર ભાષાઓમાંથી ઊતરી આવેલા કે દેશી શબ્દો
૩. વિદેશી ભાષાઓના પાછળથી દાખલ થયેલા શબ્દો

ત્રીજી શ્રેણીના એટલે કે વિદેશી ભાષાઓના પ્રભાવના બે પ્રકાર પાડી શકાયઃ—

૧. મુસલમાની પ્રભાવ
૨. યુરોપીય પ્રભાવ

મુસલમાનો તથા અંગ્રેજો બંને શાસક હોવાથી મોટો શબ્દ-સમૂહ તેમની ભાષાઓમાંથી ગુજરાતીમાં આવ્યો છે, પરંતુ અંગ્રેજી ભાષાના શબ્દોનું પ્રમાણ ફારસી ભાષાના શબ્દો કરતાં ઓછું છે, કેમકે અંગ્રેજોએ લગભગ દોઢસો સાલ રાજ્ય કર્યું તે દરમિયાન તેઓ સ્થાનિક પ્રજાથી વિશેષ અળગા રહ્યા હતા. તેમની મુરાદ પણ વસવાટની નહિ પરંતુ ફક્ત રાજ્ય કરવાની જ હતી, પરંતુ અરબી—ફારસી શબ્દોનું પ્રમાણ તો ઘણું મોટું છે, કારણ કે મુસલમાનો અને પારસીઓ સેંકડો વરસથી વસવાટ કરી અહીં રહ્યા છે.

વિદેશી અરબી—ફારસી શબ્દોને બે મુખ્ય પ્રકારમાં વહેંચી શકાયઃ—

૧. વિદેશી સરકારનાં તંત્ર અને કાર્યોને પરિણામે કચેરી, ફોજ, બાંધકામ વગેરે સાથે સંબંધ રાખનારા શબ્દો

૭ વિદેશી પ્રજાના વસવાટને પરિણામે કપડાં, ખાણાં, વેપાર, હુન્નર, રાચરચીલુ વગેરેને લગતા શબ્દો

હવે કયા કયા કારણોને લઈને એ શબ્દો ભાષામા પ્રવેશ કરી શક્યા તે વિગતવાર જોઈએ

**રાજ્યવ્યવસ્થા**

અમદાવાદના સુલતાનોના[1] સમયમા રાજતંત્રમા વહીવટ કેવી રીતે ચાલતો તે વ્યવસ્થિત રીતે જાણવાનુ મળતુ નથી પણ દેખરેખ માટે વિવિધ ખાતાંઓ ઉપર અમલદારો નીમવામા આવતા એટલુ તો સ્પષ્ટ છે

અકબરના રાજ્યારોહણથી મોહમ્મદશાહના મૃત્યુ (ઈ સ ૧૫૫૬ –૧૭૪૯ ) સુધી મોગલ શાસનના આ લગભગ બસો વરસના ગાળામા સમસ્ત ઉત્તર ભારત તથા દક્ષિણના મોટા ભાગમા એક સરકારી ભાષા, એક શાસનપદ્ધતિ, એક જાતના સિક્કા અને બ્રાહ્મણ પુરોહિતો તથા ગ્રામજનતાને બાદ કરતા બીજા બધા વર્ગોને માટે એક સાર્વજનિક ભાષા હતા

આથી મોગલ સામ્રાજ્યના તમામ સૂબામાં સરકારી હોદ્દા અને પદવીઓમાં પણ એકતા હતી તમામ સરકારી, વટહુકમો, ફરમાનો સનદો, વેચાણસાટણ ને ગીરોના ખતપત્રો, માહેમાહેના કરારો,

૧ એ અગાઉ મોહમ્મદ તઘલક (ઈ સ ૧૩૨૪–૧૩૫૧)ના સમયમા હોદ્દાનો ક્રમ આ પ્રમાણે હતો ખાન, મલેક અમીર, સિપાહસાલાર અને જુન્દ (સિપાઈ)

ખાનના હાથ નીચે ૧૦૦૦૦ની ફોજ, મલેકના હાથ નીચે ૧૦૦૦ની, અમીરના હાથ નીચે ૧૦૦ની અને સિપાહસાલારના હાથ નીચે તેનાથી પણ નાની ખાનના પગારમા બે લાખ ટકાની જાગીર, મલેકની ૫૦ કે ૬૦ હજારની, અમીરની ૩૦ કે ૪૦ હજારની અને સિપાહસાલારની ૨૦ હજારની હતી

આ પદ્ધતિ તુર્કોની વ્યવસ્થામાથી અપનાવવામા આવી હતી, જો કે એનો બરાબર અમલ થતો ન હતો [ મસાલિકુલ્‌અબ્સાર ભા ૨, મોહમ્મદ તઘલકનુ વૃત્તાંત ]

માફીપત્રો, ગહદારીના પરવાના, રસીદો વગેરેમા એકજ ફારસી ભાષાનો ઉપયોગ કરવામા આવતો હતો

મોગલોની રાજ્યવ્યવસ્થામા મહેસૂલી ખાતાનો વડો દીવાન[1], ઘરવાખરાનો વડો ખાનેસામાન[2], લશ્કરના પગાર હિસાબખાતાનો વડો બક્ષી,[3] દીવાની અને ફોજદારી કચેરીખાતાનો વડો કાઝી,[4] ધર્માદા ફંડોના ખાતાનો વડો સદ્ર,[5] તોપખાનાનો વડો મીરઆતશ,[6] અને ધર્માધિકારી મુહતસિબ[7] કહેવાતો વઝીરનુ[8] કોઈ ખાતુ ન હતુ તે પાદશાહથી ઊતરતો સૌથી ઊંચો હોદ્દો ભોગવતો

સૂબા[9]નો ઉપરી સૂબેદાર[10] કહેવાતો ગુજરાતનો સૂબેદાર અમદાવાદમા રહેતો તેની ઘણીખરી કચેરીઓ અમદાવાદમા જ હતી સૂબેદારની ગેરહાજરીમા નાયબ[11] સૂબેદાર કામ કરતો સૂબેદારને મહેસૂલી અમલદાર દીવાનની મદદ રહેતી દીવાન આર્થિક વહીવટ પણ સભાળતો

---

૧ दीवान (ફા સીમાથી અરબીકરણ)

૨ खान् (ફા)+सामान (ફા)

સામાન ઉપર દેખરેખ રાખનાર વડો અમલદાર ગુજરાતીમા ખાનસામા શબ્દનો ઉપયોગ થાય છે

૩ बख़्शी (ફા)

૪ क़ाज़ी (અ)

૫ सद्र (અ)

૬ मीर आतश (ફા)

૭ मुहतसिब (અ)

ધાર્મિક અને ચારિત્ર્યમય જીવન લોકોનુ રહે તેની દેખરેખ માટેના ખાતાનો વડો એ હતો

૮ वज़ीर (અ)

૯ सूबह (ફા)

૧૦ सूबहदार ફારસી શબ્દ છે સમયના વહેણમા ઘસાતા ઘસાતા એ અમલદાર સૂબા નામથી ઓળખાયો

૧૧ नाइब (અ)

દીવાનને મદદ કરવાને મુત્સદ્દી[1] રહેતા જે અન્ય ખાતામાં પણ કામ કરતા. દીવાન સાથે ખજાનચી[2] રહેતો.

લશ્કરનો મોટો અમલદાર 'મનસબદાર'[3] કહેવાતો. તેની પાસે તેના 'મનસબ' (હોદ્દા) મુજબ ઘોડેસવારોની ટુકડીની સંખ્યા રહેતી. શહેરોમાં 'કોટવાલ'[4] મુખ્ય પોલીસ અમલદાર હતો. તેના હાથ નીચે સિપાઈઓની ટુકડી રહેતી. શહેરના ચકલાની[5] ચોકીઓ[6]ની તપાસ તે જ રાખતો. તેનું મુખ્ય કેન્દ્ર સ્થળ ચબૂતરો[7] કહેવાતું. શહેરમાં[8] બીજા ચબૂતરા પણ રહેતા. શહેર બહાર પરગના જુદા જુદા ફોજદાર[9] હતા. ફોજદારના હાથ નીચે નાયબ

---

૧ मुतसद्दी (અ.)

શરૂઆતમાં બંદરનો ઉપરી અમલદાર એ નામથી ઓળખાતો. સમય જતાં કોઈપણ અમલદાર 'મુત્સદ્દી' કહેવાતો અને તેમાં મહેસૂલી ખાતાના અમલદારનો પણ સમાવેશ થતો. ગુજરાતીમાં એનો અર્થ કોઈપણ ખટપટમાં કુશળ એવો રાજપુરુષ થયો. કેટલીક વાર અંગ્રેજી Politicinn કે Statesmanના શબ્દાર્થ તરીકે પણ એ વપરાય છે.

૨ ख़ज़ानची (ફા.)

૩ मन्सब् (અ)+दार (ફા. પ્ર.)

૪ હિંદીમાં 'કોટ'નો અર્થ 'કિલ્લો' થાય છે. મુસલમાનોએ તેમની અરબી-ફારસીમાં 'ટ' ન હોવાથી તેનો 'ત' કર્યો.

એ શબ્દ વિશે કેટલાકનું એવું મંતવ્ય છે કે સૈનિકો જ્યાં તેમની બંદૂકો રાખે છે તે જગ્યાને 'કોતા' કહે છે અને 'વાલ' એટલે 'માલિક' થાય છે. તે ઉપરથી એ શબ્દનો અર્થ 'કોતાનો માલિક' થાય છે. એ હિંદીમાંથી બનાવેલો ફારસી શબ્દ છે (લુગાતે સઈદી પૃ. ૪૬૭).

૫ चक्लह (ફા.)

૬ चौकी (ફા.)

૭ चबूतरह (ફા.)

૮ शहर (ફા.)

૯ फौजदार [ फ़ौज (અ.) + दार (ફા. પ્ર.)]

ફોજદારો પણ કામ કરતા નાના કસ્બા અને ગામોમા દેખરેખ રાખનાર અમલદાર[1] મુકાદમ[2] હતો તે જ મહેસૂલ ઉઘરાવવાનુ કામ પણ કરતો તેને પટવારી મદદ કરતો એ ઉપરાંત મુન્સફ,[3] કારકુનો,[4] તહસીલદાર[5] વગેરે અધિકારીઓ પણ હતા

અમલદારોના હોદ્દાના કેટલાક નામો દેશી રાજ્યોમા તેમજ બ્રિટિશ રાજ્ય દરમિયાન કાયમી રહ્યા હતાં અને કેટલીક જગ્યાએ ભારતમા એમાના ઘણાખરા આજ પર્યંત ચાલુ છે ફારસી પ્રત્યયો અને ઉપસર્ગો વડે પણ કેટલાક બનાવી લેવામા આવ્યા હતા એવા કેટલાક નામો નીચે પ્રમાણે છે –

કિલ્લેદાર,[6] ચિટનીસ[7], તાલુકદાર,[8] થાણાદાર,[9] નાકાદાર,[10] શિરસ્તેદાર,[11] હવાલદાર[12] વગેરે

---

૧ अमल्दार [अमल् (અ) + दार (ફા પ્ર)]

૨ मुक़द्दम (અ)

૩ मुन्सिफ़ (અ)

૪ कार्कुन (ફા)

૫ तह्सीलदार [तह्सील (અ) + दार (ફા પ્ર.)]

૬ क़िल्अह (અ) + दार (ફા પ્ર)

૭ મરાઠાઓના રાજ્ય દરમિયાન એક હોદ્દો એ નામનો હતો અને હજુ પણ એ શબ્દ એક હોદ્દા માટે વપરાય છે એ હિસાબ ખાતાનો અમલદાર હતો કેટલાક માને છે કે મૂળ શબ્દ चीज़नवीस છે चीज़ (ફા) એટલે 'વસ્તુ અને नवीस (ફા) એટલે લખ ઉપરથી નીકળી ઉચ્ચારમા ફેરફાર થયેલો છે કેટલાક માને છે કે આ હિંદી શબ્દ चिट्ठी સાથે ફારસી नवीस મૂકવાથી બન્યો છે અને તે चिट्ठीनवीसनु 'ચિટનીસ થયુ છે

૮ तअल्लुक़ह् (અ) + दार (ફા પ્ર.)

૯ ભાષાસંકર છે [એમા दार (ફા પ્ર.) છે]

૧૦ ,, [એમા ,, (ફા.) છે]

૧૧ सरिश्तहदार (ફા)

૧૨ हवालह् (અ) + दार (ફા.પ્ર)

સૂબાના વિભાગો સરકાર[1] કહેવાતા અને વ્યવસ્થાની સહૂલત માટે સરકારને મહાલ પરગણા[2] તહસીલ વગેરે નાના વિભાગોમા વહેચી નાખવામા આવતા, તેમાના કેટલાક વિશેની વિગત નીચે મુજબ છે –

**દેહાત** —(ફા) એ દેહ(ગામ)નું ફારસી બહુવચન છે ગુજરાતીમા એ 'ગામ'ના અર્થમા એકવચનમાં વપરાય છે

**મહાલ** :—(અ) महाल्ल (महलनु) બહુવચન છે પરતુ એકવચનમા વપરાય છે મુસલમાનોના સમયમા કેટલાક જિલ્લાઓનો જથો 'महाल्ल' કહેવાતો નાના તાલુકાને 'મહાલ' કહે છે. તેનો ઉપરી 'મહાલકરી' કહેવાય છે

**તહસીલ** :—(અ) આમ તો એનો અર્થ 'વસૂલી' થાય છે, પરતુ કેટલાક ગામોનો જથો મહેસૂલ ઉઘરાવવાની વ્યવસ્થા માટે અલગ એક અમલદારના હાથ નીચે મૂકવામા આવતો તેનુ નામ પડી ગયુ હતુ બ્રિટિશ રાજ્યમા એ ભાગ તાલુકો અને કેટલીક રિયાસતોમા 'તહસીલ' કહેવાતો. એનો ઉપરી અમલદાર 'તહસીલદાર' હતો

**તાલુકો** —(અ) तअल्लुक़ એટલે કે સબધ ઉપરથી तअल्लुक़ह (તાલુકો) શબ્દ છે એનો ઉપરી અમલદાર 'તાલુકદાર' યા 'મામલતદાર'[3] કહેવાય છે જે તાલુકાનુ મહેસૂલ ઉઘરાવે છે આમાંથી 'તાલુકદાર' જાગીરદાર માટે જ હવે વપરાય છે, જ્યારે 'મામલતદાર'નો હોદ્દો હજુ સુધી ચાલુ છે

**જિલ્લો**· (અ) મૂળ શબ્દ जिलअ છે કેટલીક તહસીલો સાથે મળે તો એ થાય છે વળી કેટલાક તાલુકા મળીને પણ જિલ્લા બનાવવામા આવ્યા છે.

---

૧ सरकार (ફા)

૨ परगनह (ફા.)

૩ मुआमलह (અ.) (સાથે મળીને કોઈ કામ કરવુ તે ઉપરથી )

ઇલાકો —(અ) મૂળ એ ઇલાકહ્ એટલે કે સબંધ ઉપરથી છે ઘણા જિલ્લા મળીને થયેલો ભાગ ઇલાકો છે એ જ પ્રમાણે 'મુંબઈ' 'મદ્રાસ' ને 'બંગાળા' ઇલાકા બ્રિટિશ રાજ્યમાં હતા

## હિંદુઓની ફારસી ભાષા શીખવાની શરૂઆત

ગ્રામપંચાયતો પુરાણા જમાનાથી ચાલી આવતી હતી.[1] મુસલમાન શાસન શરૂ થયું ત્યારે પણ આંતરિક વ્યવસ્થા એની એ જ રહી હતી મહેસૂલી ખાતું હિંદુઓના હાથમાં રહ્યું હતું[2] રાજ્યકર્તાઓ મહેસૂલ નિયમિત આવ્યા કરે એટલું જ ધ્યાન આપતા હતા તેથી કામ હિન્દી ભાષામાં જ ચાલતું હતું એ ખાતામાં નોકરી મેળવવા રાજ્યકર્તાની ભાષા ફારસી જાણવાની આવશ્યકતા રહેતી ન હતી.

પરંતુ હિંદુ નોકરો અને હોદ્દેદારોમાંના મુખ્ય માણસો માટે ફારસીના જ્ઞાન સિવાય રાજ્યકર્તાના ગાઢ સંપર્કમાં આવવું એકંદરે મુશ્કેલ રહેતું હશે તેથી ફારસી જાણનારા હિંદુઓની એક નાનીસૂની સંખ્યા મુસલમાન શાસનની શરૂઆતથી દરેક સમયે મોજૂદ હતી[3]

સિકંદર લોદી (ઈ સ ૧૪૮૯–૧૫૧૭)ના સમયથી હિંદુઓએ વિશેષ પ્રમાણમાં ફારસી ભાષાનો અભ્યાસ કરવાની શરૂઆત કરી હોય[4] એમ લાગે છે કેટલાક ઉર્દૂ પુસ્તકોમાં સિકંદર લોદી વિશે એક એવી

---

૧ Mathai–Village Government and British India, p. 5

૨ Jadunath Sarkar—Mughal Administration, p 109

૩ જેમકે સુરતમાં ગોપીપુરા અને ગોપીતળાવનો બાંધનાર મલેક ગોપી ઉર્ફે ગોપીનાથ (તારીખે ફરિશ્તહ ભા. ૨, પૃ. ૪૦૬, મુંબઈમાં છપાએલ છે) જે સુલતાન મહમૂદ બેગડાના સમયના છેલ્લા વર્ષોમાં દરબારી પદ પર્યંત પહોંચ્યો હતો અને સુલતાન મુઝફ્ફર બીજાના સમયમાં બે ત્રણ વરસ વડો દરબારી હતો તે ફારસી ઉપર ઘણો જ કાબૂ ધરાવતો હતો.

૪ અરબિયાતે ફારસી મેં હિંદુઓકા હિસ્સા (ઉર્દૂ) પૃ. ૨૩૩

વાત છે કે હિંદુઓને નોકરીમાં રાખવાનો તેને વિચાર આવ્યો તેથી તેણે કેટલાક હિંદુઓને પોતાની પાસે બોલાવ્યા અને પૂછ્યું “તમારામાં કોણ ફારસી જાણે છે?” તમામે નકારમાં જવાબ વાળ્યો. તેણે બ્રાહ્મણોને ફારસી શીખવાનો અનુરોધ કર્યો, પરંતુ તેમણે એનો ઇન્કાર કર્યો તે પછી રજપૂતોને એ ભાષા શીખવા આગ્રહ કર્યો. તેઓએ પણ ના પાડી આ જ પ્રમાણે વૈશ્ય લોકો પણ તૈયાર ન થયા હિંદુઓમાં ફક્ત કાયસ્થ નીકળ્યા જેમણે સુલતાનના કહેવાથી ફારસી શીખવાનું શરૂ કર્યું અને તેમાંના કેટલાક ફારસીમાં નિપુણ થતાં સરકારી ઊંચા હોદ્દા ઉપર પહોંચ્યા [1]

બ્લોચમેન (આઈને અકબરીનો અનુવાદક) આ બાબત ઉપર પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતા જણાવે છે કે “ફારસી ભાષા ઈસ્વી સોળમી સદી પર્યંત હિંદુઓની અમુક શાખાઓમાં ફેલાઈ ગઈ હતી, પરંતુ ફક્ત બોલચાલ અને મામૂલી લખાણ પર્યંત મર્યાદિત હતી, કારણ કે અકબર (ઈ સ ૧૫૫૬–૧૬૦૫)ના સમય પહેલાં હિંદુઓમાંથી કોઈની પણ ફારસી કૃતિ મળતી નથી ’[2]

ગમે તેમ હોય પણ એમ જણાય છે કે સિકંદર લોદી પછી હિંદુઓના એક સમુદાયમાં ફારસી ભાષાની તાલીમની શરૂઆત થઈ હતી. શેરશાહ (મૃ ઈ સ ૧૫૪૫)ના સમયમાં એને વેગ મળ્યો હતો

માસિરુલ્ઉમરામાં જણાવવામાં આવ્યું છે કે “ઈરાનના તે સમયના સફવી બાદશાહે હુમાયૂનને એવી સલાહ આપી હતી કે હિંદુસ્તાનની હકૂમત કાયમ કરવાને ત્યાંના રાજ્યકર્તાએ અફઘાનોને વેપારમાં અને અન્ય

---

૧ ઉમરાયે હુનૂદ પૃ ૧૩૫
તારીખે ઝકાઉલ્લાહ ભા ૨ પૃ ૩૯
મઆસિર ૧૯૧૮ (ઉર્દૂ)

૨ કલકત્તા રિવ્યૂ, ૧૮૭૧, પૃ ૩૨૧

સુલેહશાંતિના ધંધામા રોકી દેવા જોઈએ અને રજપૂતો સાથે મૈત્રી સબંધો બાંધવા જોઈએ હુમાયુન આ સિદ્ધાંતોને અમલમા મૂકે એટલુ જીવ્યો નહિ ”

પરંતુ તેના પુત્ર અકબરે તખ્તનશીની સાથે જ ઇતિહાસનુ એક નવુ પાનુ ખોલ્યુ પોતાની હકૂમતની શરુઆતથી જ તેને ખબર પડી ગઈ કે રાજકીય બાબતો માટે હિંદુઓના દિલને શાંતિ રહે એ પ્રમાણે વર્તન કરવુ જોઈએ તે સમજી ગયો હતો કે વધુમતી કોમને બદલે બહુમતી કોમના કારભારમા વિશેષ રસ લેવો જોઈએ. તેને માલૂમ પડી ગયુ હતુ કે તખ્ત અને તાજની મજબૂતી હિંદુ અને મુસલમાન બન્નેની સંયુક્ત વફાદારી ઉપર આધાર રાખે છે આથી એ નીતિ જ તેણે અખત્યાર કરી અને તે સાથે ઈ સ ૧૫૮૨મા મહેસૂલી પ્રધાન ટોડરમલે હિંદીને બદલે ફારસીને દફતરી (સરકારી) ભાષા ઠરાવી[1]

ટોડરમલના ઘડેલા આ ફરમાનને લઈને હિંદુઓના એક બહોળા સમુદાયે આ ફેરફારનો લાભ ઉઠાવ્યો તેમણે હિંદીને બદલે ફારસી શીખી તેમા કામ કરવાનુ શરૂ કર્યુ[2] તેનુ કારણ આર્થિક હતુ તેઓની આંખ એ રીતે ખૂલી કે જ્યાંસુધી આપણે રાજ્યની સરકારી ભાષા શીખી નહિ લઈશુ ત્યાંસુધી આપણને નોકરીમા ઊંચા હોદ્દા મળશે નહિ

હવે એ ભાષાના અભ્યાસની ખાસ જરૂર રહેવા લાગી કામ ધંધે આવતા અંગ્રેજોને પણ ફારસી ભાષામા જ વાત કરવી પડતી મુસલમાન અમલદારોના હાથ નીચે હિંદુ મુત્સદ્દીઓ (વસૂલાત

1 તે અગાઉ શેરશાહના જમાનામા એક નકલ ફારસીમા અને એક હિન્દી ભાષામા થતી હતી

2 ટોડરમલ પોતે ફારસી જાણતો હતો અને અકબરનો દરબારી થયો તે પહેલા શેરશાહના દરબારમા નોકરી કરતો હતો તે તો અતિ ચતુર હતો તેથી તેણે ધાર્યુ હશે કે ફારસીથી અજ્ઞાત રહી રાજ્યના કારભારમા સંપૂર્ણ રીતે ભાગ લેવો મુશ્કેલ છે

ખાતાના અધિકારીઓ), સિરસ્તેદારો,[1] કારકુનો વગેરેને ફારસી ભાષામાં કામ કરવું પડતું વળી એ વાત તો સ્વાભાવિક છે કે આ દેશના રીતરિવાજથી વાકેફગાર માણસોની વિશેષ જરૂર પડતી અને તે માત્ર હિંદુઓ જ હતા આનું પરિણામ એ આવ્યું કે ફારસી ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કરતા હિંદુઓને સરકારી નોકરી મળી જતી અને તેથી એ ભાષાનો પ્રચાર વિશેષ ને વિશેષ થતો ગયો

ઈ સ ૧૫૭૩–૮૩ ના ગાળામાં ગુજરાત મોગલ સલ્તનતમાં સમાઈ ગયું ત્યારે વિજેતાઓ કાયસ્થોને અહીં લાવ્યા હતા અકબરે સુરતને માટે ખાસ ગોઠવણ કરી હતી શહેર તથા તેની આસપાસના પરગણામાં[2] વસૂલાતનું કામ નવાબના માણસો નહિ પરંતુ મુત્સદ્દીઓ (એટલે કે રાજ્યના વસૂલાત ખાતાના અધિકારીઓ) કરતા જેમને એ કામ સીધું કેન્દ્ર સરકાર તરફથી સોંપવામાં આવતું હતું શહેરનો ગવર્નર કાયસ્થ હોય એમ લાગતું નથી, પરંતુ અઠ્ઠાવીસી (એટલે કે સુરતની આસપાસના અઠ્ઠાવીસ ગામો)નું મહેસૂલ ઉઘરાવવાનું કામ કાયસ્થ મુત્સદ્દીઓને જ સોંપવામાં આવતું હતું ઈ સ ૧૮૬૮ પર્યંત અંગ્રેજ સરકારના ગામડાંઓમાં અને ઈ સ ૧૮૮૫ પર્યંત વડોદરા અઠ્ઠાવીસી ગામડાંઓમાં વિભાગી હિસાબ ખાતાના કામ કરનાર અર્થાત્ મજમુદારો ઘણે ભાગે કાયસ્થ જાતિના હતા[3]

---

૧ મિરાતે અહમદીના કર્તા અલી મોહમ્મદખાનના હાથ નીચે મોતીલાલ નામનો સિરસ્તેદાર કામ કરતો હતો તેની મદદ ન હોત તો 'મિરાત'નું પુસ્તક એ ભાગ્યે જ લખી શક્યો હોત એ પુસ્તક લખાતું હતું તે દરમિયાન મોતીલાલ ગુજરી ગયો અને તેની ખોટ 'મિરાત'ના કર્તાને કેટલી પડી તેની નોંધ તે પોતે પ્રસ્તાવનામાં શોકાતુર અને રડતે હૃદયે કરી ગયા છે

૨ અસલ સુરતના નવાબના તાબામાં આસપાસનાં અઠ્ઠાવીસ પરગણાં હતાં તે ઉપરથી તે અઠ્ઠાવીસનો સમૂહ 'અઠ્ઠાવીસી' એવા નામથી ઓળખાતો આમાં ઘટાડો વધારો થયા કરતો તોપણ તે 'અઠ્ઠાવીસી' જ કહેવાતો

૩ બોમ્બે ગેઝેટિયર વો ભા ૧, પૃ ૬

**કાયસ્થ**

મૂળ એ ઉત્તર હિંદુસ્તાનની એક સાહિત્યિક જાતિ છે. તેઓમાં મુસલમાનોને અનુકૂળ થવાનો ખાસ ગુણ છે કેળવણી, ચતુરાઈ અને સાહસમાં એમનું સ્થાન ઊંચું છે મુસલમાનો ભારતમાં આવ્યા ત્યારપછી પ્રથમ તેમણે અત્રેના આ જ્ઞાતિના લોકોનો લાભ લીધો હતો આગળ જણાવવામાં આવ્યું તે મુજબ કાયસ્થોએ ફારસી ભાષાનો અભ્યાસ કરવાની પહેલ કરી હતી મોગલ રાજ્યકર્તાઓને એમની પાસેથી મહેસૂલી ખાતામાં પૂરતી મદદ મળતી હતી એમનો વડીલોપાર્જિત ધંધો લખવા વાંચવાનો ચાલતો આવ્યો છે પાદશાહોની મુન્શીગીરી એમને સોંપવામાં આવતી ઉત્તર ભારતમાં મુસલમાનોની અમલદારીમાં મુત્સદ્દીપણું કાયસ્થો અને બ્રહ્મક્ષત્રિયોએ[1] મેળવ્યું હતું.

**નાગરો**

ગુજરાતના નાગરો પણ કાયસ્થોની જેમ સમય ઓળખી સાવધાન રહેનારા, ચતુર અને ચાલાક હોવાથી તેમને પગલે ચાલી તેમણે પણ ફારસી શીખવાનું શરૂ કર્યું એનું એક બીજું કારણ પણ છે એ લોકોને સત્તા અને હોદ્દાનો મોહ અસલથી જ રહેતો આવ્યો છે પરિણામે ફારસી રાજભાષા શીખી સરકારી નોકરીમાં તેઓ દાખલ થવા લાગ્યા અને ધીમે ધીમે તેમણે સરકારી ખાતાઓમાં ઊંચા હોદ્દા મેળવ્યા

**બ્રહ્મક્ષત્રિયો**

કાયસ્થો અને નાગરો ઉપરાંત બ્રહ્મક્ષત્રિય જાતિના લોકો પણ

---

૧ જૂનાગઢ, અમદાવાદ, ભરૂચ વગેરે સ્થળોમાં વસતા બ્રહ્મક્ષત્રિયો કેળવણીમાં આગળ પડતા રહ્યા છે અને કલમબાજી અને શમશેરબાજીમાં તેમણે કુશળતા સાબિત કરી છે તેઓ પંજાબ બાજુથી ચાંપાનેર થઈને ગુજરાતમાં આવ્યા હતા એમ કહેવાય છે

ગુજરાત સર્વસંગ્રહ (પૃ ૭)માં કથા આપવામાં આવી છે કે પરશુરામના સંહારમાંથી બ્રાહ્મણના પુત્રરૂપે ઊગરેલા ક્ષત્રીપુત્રોના વંશજ તે બ્રહ્મક્ષત્રી છે.

ફારસી વિશેષ પ્રમાણમાં શીખતા હતા તેઓ પણ અકબરની સાથે જ અમદાવાદમાં આવીને વસ્યા હતા.

હિંદુ જાતિના અન્ય લોકો પણ ઓછાવત્તા પ્રમાણમા ફારસીનો અભ્યાસ કરતા આવ્યા છે. મજકૂર ત્રણે કોમોની વ્યક્તિઓ તેમજ ભાર્ગવ બ્રાહ્મણ જાતિના કોઈકે ફારસીમાં લખેલા પુસ્તકો હસ્તપ્રતો રૂપે મળે છે

## લહિયાગીરી

મુન્શીગીરી, અખબારનવેસી (વકાઈનિગારી) અને લહિયાગીરી હકૂમતના કારભારમાં અતિ ઉપયોગી હતી મુસલમાનો તો લહિયાના કામને પુરાણા જમાનાથી ઉત્તેજન આપતા આવ્યા હતા. છાપખાનાનો પ્રચાર થયો તે અગાઉ પુસ્તકોનાં પ્રકાશન અને જ્ઞાનપ્રચાર માટે એ એક અદ્વિતીય સાધન ગણાતુ. અકબરે એ તરફ ઘણુ જ ધ્યાન આપ્યુ જેટલી પુસ્તકની મહત્તા તેટલી જ ખૂબી અને કાળજીથી પોતાના કિતાબખાના માટે સાહિત્યપ્રેમી બાદશાહો, હાકેમો[1], અમીરો અને અમલદારો પુસ્તકોની નકલ કરાવતા એ ઉપરાંત મુસલમાન સાધુસંતોના ખાનકાહ( મઠ )માં પણ પુસ્તકાલય રહેતુ. આવી રીતે સુંદર લખાણનો પ્રચાર વધતો ને વધતો જ ગયો. વળી હિંદુઓમાં ફારસીનો પ્રચાર થયો તે અગાઉ હિંદુ લહિયા ભાગ્યેજ મળી શકતા, પરંતુ તેઓનું વિશેષ ધ્યાન નોકરી તરફ હોવાથી અકબરના સમય પછી ઉપર્યુક્ત ત્રણે કાર્યો તેમણે ફારસી શીખી અપનાવ્યાં આ કાર્યો જાણનારની આવશ્યકતા સરકારને ઘણી હતી,

૧ અકબરના સમયમા અબ્દુર્રહીમ ખાનેખાનાન ગુજરાતનો સૂબેદાર હતો ત્યારે તેની એક મહાન લાઇબ્રેરી અમદાવાદમા હતી જેમા અપ્રાપ્ય કીમતી અને સુંદર પુસ્તકો હતા. તેમા હસ્તપ્રતો તૈયાર કરનાર, સુધારનાર તેમજ અધૂરી પ્રતો પૂરી કરનારની સખ્યા મોટી હતી. તેમા હિંદુઓ પણ કામ કરતા હતા.

કારણ કે ગણસગ્રામ અને હુમના બિનાયના કાર્યમા મોગલોનુ ગન્ય "કાગળિયાંનુ(કાગઝી)[1]" ગન્ય હતુ. તેમણે આ વ્યવસ્થા માટે નિમ્ન પાયા ઉપર પોતાનુ 'મૈનુશઇન-શા' (લેખન-ઘર) ખાતુ ગખ્યુ હતુ તેમા જુદી જુદી ફરજો અદા કરવાને ક્લમધારી હિંદુઓ અને આહિલકાર મુસનમાનો સાથે રહી બનાગ કામ કરતા હતા.

એ ખાતામા અમલદારોને પુષ્કળ ચોપડા ગખવા પડતા, જેમકે પત્રની નકલો, અમનદારોનાં કામોની નોંધો, ખબરપત્રો, આવેનાં ફરમાનો, મોકલેલા ફરમાનો, હિસાબોની બે ત્રણ નકલો વગેરે. પરિણામે લહિયાની સખ્યા ઘણી મોટી રહેતી તેઓમા લખાણની સ્વચ્છતા અને સુદરના આયનનામા ઘણી જ હરીફાઈ થતી, તેથી લહિયાનો ધધો ધીમે ધીમે એક લલિત કળાની કક્ષાએ પહોચી ગયો હતો

હિદુ લહિયાઓનુ પ્રમાણ ધીમે ધીમે ઘણુ વધી ગયુ ઇસ્વી સત્તરમી સદીના પાછલા ભાગમા ઘણાખરા અમીરો અને શાહઝાદા ફારસી ખતો લખવાને હિન્દુ મુનશીઓ ગખતા થઈ ગયા આળસ સ્વભાવના નમ્ર મહેનતુ અને હોશિયાર હિદુઓ સારુ અને સસ્તુ કામ કરતા ઇરાનમા જન્મેલો અને ઇરાનમા શીખેલો મુસનમાન મુનશી વિશેષ કુશળ હોય અને તેની ભાષા પણ શુદ્ધ હોય એ બનવા જોગ હતુ, પરતુ ભારતીયો માટે એમને ગખવાનો શોખ ઘણો જ મોઘો પડી જતો વળી ઇરાનમા રાજકીય ખટપટને લઈને તેઓ પણ સત્તરમી સદીના અતભાગમા આવતા બધ થઈ ગયા ભારતમા વસતા મુસનમાનો આ કાર્યની કામેચ્છિત ધરાવતા ન હતા પરિણામે હિંદુ મુનશીઓની સખ્યા વધી ગઈ

આ કાર્યમા ગુજરાતી હિંદુઓ (નાગર, કાયસ્થ, બ્રહ્મક્ષત્રિય વગેરે) પછાત નહતા તેમણે નકલ કરેલા ઘણાં પુસ્તકો મળી શકે એમ છે એ ફક્ત લખવાનો જ ધધો કરતા એવુ ન હતુ, પોતાના અભ્યાસ માટે

[1] Jadunath Sarkar Mughal Administration, p 11

પણ લખતા એટલે કે તેમનું વલણ સાહિત્ય તરફ હતું તેઓ શેરો પણ રચતા, અર્થાત્ શાયરો પણ હતા તેમાં કેટલાક શોખને માટે લખતા તો કેટલાક પોતાના પુત્રોના શિક્ષણ માટે પણ લખતા કે લખાવતા સાહિત્યરસિક અમીર હાકેમો અને દોલતમંદ વિદ્વાનોએ પણ પોતાના અભ્યાસ માટે તેમની કાબેલિયતનો ફાયદો ઉઠાવ્યો હતો એવી ફારસી હસ્તપ્રતો અમદાવાદમાં આવેલી હઝરત પીર મોહમ્મદ શાહની દરગાહનું કુતુબખાનું, આપારાવ ભોળાનાથ પુસ્તકાલય, ગુજરાત વિદ્યાસભાનું પુસ્તકાલય, મુંબઈ યુનિવર્સિટી લાઇબ્રેરી ફાર્બસ સભા લાયબ્રેરી વગેરે જગ્યાએ અદ્યાપિ મળે છે

ઘણા ગુજરાતીઓ જે ફારસી મુનશીઓ તરીકે કામ કરતા તેઓમાં ખતનવીસો (પત્ર લખનાર) પણ હતા જેઓ ગામડે રહેતા તે ઉપરાંત શહેરો અને કસબાઓમાં તો સંખ્યાબંધ મળતા નવાબ કે પાદશાહ—જેના રાજ્યમાં પોતે રહેતા તેને ગામેગામના સમાચારો પત્ર દ્વારા પૂરા પાડવાનું કાર્ય ખતનવીસોનું હતું એકને બીજા ઉપર કાગળ લખી આપવાનું કામ પણ તેમનું જ હતું રૈયત તરફથી બાદશાહો ઉપર અરજી થતી તેના ઘડનાર પણ તેઓ જ હતા

મોટા અમીર ઉમરાવોના મુનશીઓ પોતાના અમલદારોને નામે કે પોતે અન્ય ઉપર પત્રો લખતા તે સાચવી રાખતા તે પછી તેમની જિંદગી દરમિયાન કે તે બાદ તે બધા એક સંગ્રહરૂપે એકઠા કરવામાં આવતા તે સંગ્રહનો દીબાચો લખવામાં આવતો આમ કરવામાં તેઓનો હેતુ ભવિષ્યની જનતા માટે એક ઐતિહાસિક ગ્રંથ તૈયાર કરવાનો ન પણ હોય, પરંતુ તેમની શૈલી બીજાને બતાવી અભિમાન લેવાનો તેમજ આલંકારિક ભાષા અને પત્રવ્યવહાર શીખનારા માટે નમૂના તૈયાર કરવાનો તો જરૂર જ હતો તેઓ તે અન્યને વાંચવા આપતા અને તેની નકલ તૈયાર કરવા પણ દેતા કેટલીક વખત એ મુનશીઓના પુત્રો કે મિત્રો મર્હૂમની યાદગીરી

કાયમ રાખવા માટે તેમના પત્રોનો સંગ્રહ તૈયાર કરતા કે કરાવતા. સામાન્ય કારકુનો પણ દફતરી અને ખાનગી પત્રોનો સંગ્રહ પોતાના પુત્રો અને પૌત્રોને વડીલોપાર્જિત ધંધો શીખવવાના ઇરાદાથી તૈયાર કરતા. મદ્રેસાઓના ઉસ્તાદોની પાસે પણ ફરમાનો, સનદો, ખતો, દસ્તાવેજો વગેરેની નકલોનો સંગ્રહ વિદ્યાર્થીઓને શીખવવા રહેતો.

## હિંદુઓનો ફારસી ભાષાનો શોખ

જ્યાં જ્યાં નવાબી હતી ત્યાં ત્યાં ફારસી પણ જડ ઘાલી બેઠી હતી. અમદાવાદ, સુરત અને ભરૂચનો હિંદુ મુત્સદ્દી વર્ગ ફારસીમાં પ્રવીણ હતો. બ્રિટિશ રાજ્ય દરમિયાન લોકો અંગ્રેજી શીખતા અને હવે હિંદી શીખે છે તેમ તેઓ તે સમયે ફારસી શીખતા. મુનશીઓ અને આખુંદજીઓ[1] શીખનારને ઘેર જઈને અગર તેમને પોતાને ઘેર બોલાવીને શીખવતા.

ફારસી શીખવાનો પ્રચાર એટલી હદે પહોંચ્યો હતો કે એક કહેવત પણ ગુજરાતમાં પ્રચલિત થઈ ગઈ હતી કે 'પઢે ફારસી, વેચે તેલ, જુઓ એ કુદરતના ખેલ'[2]. ફારસી શીખેલા માણસને કદી હલકો (તેલ વેચવા જેવો) ધંધો કરવો પડતો ન હતો અને એવું થાય તો આશ્ચર્યની વાત હતી. અર્થાત્ ફારસી જ્ઞાન ધરાવનાર ભાગ્યે જ બેકાર રહેતો હતો.

ગુજરાતીઓમાંનો અમુક સમુદાય તો પારસીઓનો હતો. તેઓમાં

---

૧ દાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી કૃત સાઠીના સાહિત્યનું દિગ્દર્શન (પૃ. ૬)માં જણાવવામાં આવ્યું છે કે "અલેફ-બે-અનારા, આખુંદજી કા પેટ નગારા, અલેફ-બે હુવા, આખુંદજી કા મર ગયા બુવા" આવી લીટીઓ છાની છાની મશ્કરીમાં બોલાતી.

૨ એ કહેવત ઉર્દૂ કહેવત પઢે ફારસી વેચે તેલ, यह देखो कुदरतका खेल નો અનુવાદ છે

કેટલાક તો ઇસ્લામી રંગમાં રંગાયેલા હતા તેમાં નાગરો ફારસી પાછળ એટલા બધા લઈ ગયા હતા કે કેટલાકે પોતાના નામોને પણ ફારસીનો ઓપ આપ્યો હતો સુરતના મુત્સદ્દીઓમાં એક્કા કહેવડાવતા રાયજી[1] કુટુંબના કેટલાક ગૃહસ્થોએ પોતાના અસલ નામો ફારસીમય કરી મિજલસરાય[2], માહેરરાય વગેરે રાખ્યાં હતાં[3] એ ઉપરાંત નાગરોમાં આવા પ્રકારના ખુશાલરાય[4], દોલતરાય સુનામરાય, હિમ્મતરાય, ન્યામતરાય,[5] ચમનલાલ,[6] નાજુકલાલ ગુલાબશંકર વગેરે નામો છે એમાના ઘણાં હવે અન્ય ન્યાતના લોકોમાં પણ સામાન્ય થયાં છે એ ઉપરાંત ગુજરાતીઓમાં ગરીબદાસ, મુસ્તાકરાય, હકીમચંદ,[7] વખતચંદ, બાજીભાઈ, ઉમેદભાઈ, બચુભાઈ,[8] અમીચંદ[9] વગેરે અરબી–ફારસીની અસરવાળાં નામો છે નાગર, કાયસ્થ, બ્રહ્મક્ષત્રિયોમાં આ અસરવાળા નામો વિશેષ હોય છે રજપૂતોમાં અજમાલજી, ઉમેદસિંહજી, ખાનસિંહજી, જોરાવરસિંહજી, ફત્તેહસિંહજી, તખતાજી, હિંમતસિંહજી બહાદુરસિંહજી, વખતાજી વગેરે જેવાં હોય છે ઉત્તર ગુજરાતમાં સ્ત્રીઓનાં નામોમાં અવલ (અવ્વલ ઉપરથી), મીરાં ('મિરાત' ઉપરથી સમજે) હોય છે

---

૧ એ સુરતમાં નાગરોનું એક કુટુંબ છે ('વડનગરા નાગરો' પૃ ૧) એ કુટુંબ સાડી ત્રણસો ચારસો વરસથી સુરતમાં છે ('વડનગરા નાગરો' પૃ ૯)

૨ સાચો ઉચ્ચાર 'મજલિસ' હોવો જોઈએ

૩ અકબર હિંદી કવિતા રચતો હતો તેમાં તેણે હિંદુ તરફ વલણ રાખતું 'અકબરરાય' તખલ્લુસ રાખ્યું હતું (Smith Akbar p 421)

૪ ख़ुश्+हाल ઉપરથી

૫ ને'મત' ઉપરથી, જેનો અર્થ 'મહેરબાની' થાય છે

૬ તેમાંથી હવે ચિમનલાલ પણ છે

૭ એમાં 'ચંદ' ચંદ્ર ઉપરથી છે અને ફારસી શબ્દ 'चंद' (અર્થાત્ કેટલાક) સાથે કંઈ સંબંધ નથી

૮ बच्चह् (ફા) ઉપરથી

૯ अमीन (અ) ઉપરથી

મજકૂર સાહેબરાય વિશે એમ કહેવાય છે કે તે પોતાની સંધ્યા પણ ફારસી ભાષામાં કરતો હતો.[૧] તેનો સ્વભાવ અતિ ક્રોધી હતો. વાતવાતમાં તેનો પિત્તો ખસી જતો, તેથી ગુજરાતીમાં કરેલી સીધી વાત કદાચ તેને આડી પડી જાય એમ સમજી તેનો ગોર મહારાજ સુધ્ધાંત તેની સાથે ફારસીમાં ડરતો ડરતો વિહ્વળ થઈ વાત કરતો.[૨]

સુરતના જાણીતા દીવાનજી કુટુંબના એક વડવા ભીખારામે ત્ર્યંબક (નાશિક નજીક)ના ગોરના ચોપડામાં પોતાનાં કુટુંબનાં માણસોના નામઠામ ફારસીમાં લખી આપ્યાં હતાં.

રા. બ. દલાભાઈ સુરજરામ દાદીના દાદા ચિમનલાલ દાદી જો કે કામ કરતા તો આખુંદજી (શિક્ષક)નું, તોપણ હતા ઇતિહાસકાર. કવિ નર્મદાશંકરને 'સુરતની મુખ્તેસર હકીકત'[૩] માટે એમણે જ બધી હકીકત આપી હતી. પોતે હતા ગરીબ પણ દિલ બહુ રાખતા તેથી એમને સૌ 'દાદી' કહેતા. એમની પાસે ફારસી પુસ્તકો ઘણાં હતાં અને તેમને ઉધઈ કરડી ન ખાય માટે પોતે બિલાડી પાળતા. એ બિલાડીને ખવડાવવા રોટલી જોઈએ તે પોતે તો ક્યાંથી કાઢે? તેટલા માટે

---

૧ જીવનચરિત્ર, નર્મદાશંકર. પૃ. ૪૯

૨ એક નાગર અમલદાર વિશે કહેવાય છે કે બાપનું શ્રાદ્ધ કરાવતી વખતે ગોરે પિંડ ગોઠવ્યા હતા તે ખસી ગયા, આથી યજમાન ગુસ્સામાં આવી જઈ બોલ્યા —

मादरवख़्त पिंडाँ कुजा मी रवन्द ?

ગોર ફારસી જાણતો હતો અને હાજરજવાબી હતો. તે બોલ્યો—

ब गया नमी रवन्द ब मक्का मी रवन्द ।

આ ઉલ્લેખ શ્રી. રત્નમણિરાવ ભીમરાવ જોટે તરફથી મળ્યો છે. એમાં मादरवख़्त ને બદલે मादरबख़ता શબ્દ હોવો જોઈએ. તે ઉપરાત પણ ફારસી શુદ્ધતા એમાં જળવાઈ નથી.

૩ પ્રકાશન ઈ. સ. ૧૮૬૬

તેમને ત્યાં 'શીખવા આવતા વિદ્યાર્થીઓને મહેતાજીની 'શીખ' માં રોટલી લાવવાનો હુકમ હતો.[1]

વાલ્મીક કાયસ્થ દરુ કુટુંબના ઠાકોરલાલ મુંદરલાલ નામના એક સદ્‌ગૃહસ્થ ફારસીમાં ઘણી કવિત્વશક્તિ ધરાવતા હતા. તે દર વરસે એક કસીદો (પ્રશંસા કાવ્ય[2]) દિલ્હી મોગલ બાદશાહને મોકલતા.

રાવસાહેબ આર. જે. દેસાઈ[3] (હાલોલ)એ મને જણાવ્યું હતું કે "મારા દાદા બાળાભાઈ કહેતા કે સંધ્યા તેઓ ફારસીમાંથી વાંચીને શીખ્યા હતા." વધુમાં તેમણે એ પણ લખ્યું હતું કે "મ્હારાં માતુશ્રી ફારસી સાહિત્યનાં અભ્યાસી હતાં અને ઉર્દૂમાં કવિતા પણ રચતાં."

સાદીના સાહિત્યના દિગ્દર્શન[4]માં પણ જણાવવામાં આવ્યું છે કે "પચ્ચીસ–ત્રીસ વર્ષ ઉપર નાગરોમાં ફારસી અને ઉર્દૂનો સારો અભ્યાસ કરેલી સન્નારીઓ ધરાધરી હતી."

અભેરામ નામના કાયસ્થને પોતાના ફારસી ભાષાના જ્ઞાનની ભારે તુમાખી હતી. નવાબ સાહેબ આગળ એક વખત પ્રશ્ન મુકાયો કે "હઝૂરે વાલા! આદિનરામનું નામ 'આઈન'[5]થી લખાય કે 'અલિફ'[6]થી? નવાબ સાહેબ જેવા શરીરે સ્થૂલ હતા તેવા જ બુદ્ધિના જાડા હતા." તે બોલ્યાઃ "બિલાશક, 'આઈન'થી. મારા દીવાનના ઘરમાં મામુલી 'અલિફ'

---

૧ મધ્યકાલીન સાહિત્ય પ્રવાહ પૃ. ૨૦૭

૨ સુરત સાહિત્ય પરિષદ (ઈ. સ. ૧૯૦૭)ના પ્રદર્શનમાં એક ફારસી કસીદો એમનો રચેલો એમના કુટુંબી માધવદાસ ભગવાનદાસ તરફથી મૂકવામાં આવ્યો હતો.

૩ અવસાન તા. ૧૨મી ઓગસ્ટ ૧૯૫૦ ને રોજ.

૪ પ્રકાશન ઈ. સ. ૧૯૧૧, પૃ. ૭

૫ ફારસી વર્ણમાળામાં એક વર્ણ છે.

૬ ,, ,, ,,

વપરાય જ નહિ" અકેગમે કહ્યું કે "ખુદાવન્દે નેઅમત! આદિત્યરામજીને પૂછો. આદિત્ય એટલે સૂર્ય. તે હિંદી શબ્દ એટલે 'આઈન'થી શરૂ ના જ થાય" આદિત્યરામ આવ્યા, નવાબ સાહેબે પ્રશ્ન પૂછ્યો. પ્રશ્નની લઢણ ઉપરથી મુત્સદ્દીને માલુમ પડ્યું કે નવાબ સાહેબને 'આઈન'થી શરૂ કરાવવું છે. પોતાને ફારસી ભાષાના વિષયમાં—સા'દીનું વેણ યાદ આવ્યું —

"દરોગે મસ્લેહતઆમીઝ બેહ અઝ રાસ્તે[1] ફિત્ના[2] અંગીઝ"

[અર્થાત્ આફત ઊભી કરે એવા સત્ય કરતાં ડહાપણભરેલું જૂઠું ઉત્તમ છે.]

વળી ફારસીમાં છે કે:—

"અગર શહ રોઝરા ગૂયદ શબસ્ત,
બેબાયદ ગુફ્તન ઈંક માહો પર્વીન"

[અર્થાત્ જો પાદશાહ દિવસ માટે કહે કે રાત છે તો તેને ઉત્તર આ જ વાળવો ઘટે કે હા! જરૂર રાત છે ને પેલો ચંદ્ર અને પેલું કૃત્તિકા નક્ષત્ર]

તેમણે જવાબ આપ્યો "બજા ફરમાતે હૈં, જહાંપનાહ! બન્દે કા નામ 'આઈન' સે શુરૂ કિયા જાતા હૈ" નવાબ સાહેબે મૂછે તાવ દીધો "બહુત ઠીક! ચોપદાર! ગર્દન દો યેહ મુઝીબ સીડીમે" અકેગમ નાગે તેણે ના ફરી ફારસી બાબત બડાઈ મારી કે ના ફરી દરબારમાં મો બતાવ્યું[3]

## કાયસ્થ નાગર બ્રહ્મક્ષત્રિય વગેરે કોમોની વ્યક્તિઓના હોદ્દા

અકબરના સમય બાદ ગુજરાતમાં કાયસ્થ નાગર બ્રહ્મક્ષત્રિય

---

૧ रास्तीये જોઈએ

૨ फ़ित्नह જોઈએ

૩ નર્મદાશંકર—જીવન ચરિત્ર પૃ. ૫૦

આ વાતમાં ફારસી અને ઉર્દૂ વાક્યોમાં ઉચ્ચારદોષ છે, પરંતુ મેં ફક્ત નકલ જ કરી છે. સુધારીને કોઈ શબ્દ મૂક્યો નથી, કારણ કે વાચકો સમજી શકે એટલું જ એ છે.

વગેરે કોમોના લોકો મોટી સંખ્યામાં ફારસી ભાષા શીખી તેમાં પ્રવીણતા મેળવી નોકરીમાં દાખલ થતા કેટલાકની નોકરી વંશપરંપરાથી ચાલતી આવતી અને કેટલાક ધીમે ધીમે ઉન્નતિ કરતા દીવાનપદ સુધી પહોંચી ગયા હતા તેઓએ વકીલ[1] બક્ષી[2] દફતરદાર[3] તેમજ પેશકાર[4] હોદ્દા પ્રાપ્ત કર્યા હતા તે પણ તેમના ફારસીના જ્ઞાનને લીધે જ[5]

## હિંદુઓમાં કેટલીક ફારસીની અસરવાળી મહત્ત્વની અટકો

ગુજરાત અને સૌરાષ્ટ્રમાં ખાસ કરીને અટકો એક કુટુંબને વફાદારીથી વળગી રહેતી હોય એમ લાગતું નથી થોડીક પેઢીઓ સુધી એક અટક ચાલ્યા કરે અને પછી કોઈ કારણને લઈને એ બદલાઈ જાય છે સ્થળ બદલાવાને કારણે એક ગામમાંથી બીજા ગામમાં આવ્યા હોય તો જૂના ગામના નામથી ઓળખાતી અટક કેટલીકવાર પડે છે ધન દોલતની કમાણીમાં અટકો બદલી નાખવામાં આવી છે અને આવે છે મશ્કરી કે કટાક્ષમાં પાડેલા નામો ઉપરથી પણ એમાં ફેરફાર થાય છે, પરંતુ વિશેષે કરીને એકાદ વ્યક્તિ કંઈ અસાધારણ કાર્ય કરે તો આખું કુટુંબ તેના નામથી ઓળખાય છે તેમજ ધંધા, નોકરી

---

૧ વકીલ (અ) એજન્ટ જે બીજી સલ્તનતના હાથ નીચેની રિયાસતમાં રહેતો

૨ બક્ષી (ફા) — એ પગાર ખાતાનો અમલદાર હતો તમામ અમલદારોના પગાર બિલ એણે મંજૂર કરવાના થતા

૩ દફતરદાર (ફા) એકાઉન્ટન્ટ જનરલ જેવો એ હોદ્દો હતો દેશી રાજ્યની રેસિડેન્સીમાં બ્રિટિશરોએ એ ખાતાના અમલદારનું 'દફતરદાર' નામ રાખ્યું હોય એમ લાગે છે દેશીઓ માટે તે દિવસોમાં બ્રિટિશ રાજ્યમાં એ ઊંચામાં ઊંચો હોદ્દો ગણાતો

૪ પેશકાર (ફા) —(પેશ = આગળ કાર = કામ) અર્થાત્ પોતાના ઉપરી અમલદાર આગળ કામ તૈયાર કરીને મૂકનાર અથવા મંત્રી

૫ એ વિશે મેં મારા પુસ્તક 'નાગરોનું ફારસી ભાષા અને સાહિત્યનું યોગદાન'માં વિસ્તારથી લખ્યું છે

અને હોદ્દા ઉપરથી કેટલીક અટકો પડી જાય છે. આની રીતે હિંદુઓ મુસલમાનોના સબંધમા આવવાના કારણે અરબી–ફારસી શબ્દો અટકોમા એક યા બીજા કારણને લઈને આવ્યા છે.

દૃષ્ટાંત માટે નીચે કેટલીક અટકો અને તે પડવાના કારણો આપવામા આવ્યા છે —

**અમીન (અ.)**

અરબી ફારસીમા એનો અર્થ 'વિશ્વાસુ' થાય છે એ મહેસુલી ખાતા અને રૈયત વચ્ચે લવાદ સમાન રહેતો ગામડાઓમા ખેડૂતોને જોઈતી સહાયની વ્યવસ્થા કરવાનુ કામ તેનુ હતુ તગાવી મારફત હળ બળદ બી વગેરે માટે સરકારી મદદ તે મેળવી આપતો અને બીજા વરસના પ્રથમ હપ્તામા તે વસૂલ કરી લેતો

પાટીદારોમા એ અટક મળે છે કુટુબની કોઈ એક વ્યક્તિ એ કામ કરતી હશે ત્યારથી તે કુટુબની એ અટક ચાલુ થઈ હશે.

**અલમોલા (અ.)**

અરબીમા 'મૌલા' નો અર્થ 'માલિક' તેમજ 'ગુલામ' થાય છે વાક્યમા સુકરર વસ્તુના નામ આગળ અગ્રેજીમા The આવે છે તેમ અરબીમા 'અલ્' આવે છે મુસલમાન ઉપરી અધિકારીને 'મૌલા' યા 'અલ્‌મૌલા'થી સબોધતા કોઈ નોકરિયાત હિંદુ 'અલમૌલા' નુ ઉપનામ પડ્યુ હોય અને પાછળથી તેના કુટુબમા એ અટક ચાલુ થઈ હોય એ બનવા જોગ છે

કોઈ મુસલમાન અમીરને ત્યા નોકરી કરતો હિંદુ 'અલમૌલા'નુ ઉપનામ પામ્યો હોય અને તે પછી તેના કુટુબમા એ અટક ચાલુ થઈ હોય એમ પણ સભવે છે ભરૂચ બાજૂના સારસ્વત બ્રાહ્મણોમા આ અટક છે

**કાજી (અ.)**

મૂળ ઉચ્ચાર કાઝી છે મુસલમાની અમલ દરમિયાન ઇસ્લામના

ધાર્મિક સિદ્ધાંતો અને રાજકીય કાનૂનોમાં નિષ્ણાત વ્યક્તિઓને કચેરીમાં ઇન્સાફ આપવા એ પદવી ઉપર નીમવામાં આવતી. પરિણામે કોઈ પણ હિન્દુ કાજી તરીકે નિમાતો નહિ. આથી કોઈ મુસલમાન કાજીના હાથ નીચે સિરસ્તેદારી, મારકુની કે કોઈ એવી નોકરીમાં કામ કરનાર હિંદુઓના કુટુંબમાં પોતાના ઉપરીના આ હોદ્દાને લઈને એ અટક આવી હોય એ સંભવિત છે.

વળી ગુજરાતીમાં એવી કહેવત છે કે, 'કાજી દૂબલા ક્યોં' તો કહે 'સારે ગામકી ફિકર'[1] એ રીતે ઝાઝી પારકી પંચાત કરનારને 'કાજી'નું ઉપનામ મળ્યું હોય અને તે પછી એ અટક તે રૂપમાં ચાલુ થઈ હોય એ પણ સંભવિત છે.[2]

### કાનૂગો (ફા)

એનો શબ્દાર્થ "(પ્રચારમાં આવતા) કાનૂનોનો જાણનો શબ્દકોશ" થાય છે. ગામડાના મહેસૂલી અમલદારો પોતાના હાથ નીચેના ભાગના મહેસૂલ વિશેની તેમજ અન્ય તમામ જાતના કાનૂની માહિતીઓથી વાકેફ રહેતા અને તેમનું પત્રક રાખતા. જે કોઈ કુટુંબની કોઈ એક વ્યક્તિએ એ હોદ્દો ભોગવ્યો હશે તેમાં એ અટક ચાલી આવી છે. ખાસ કરીને બ્રહ્મક્ષત્રિયોમાં એ મળે છે.

### દીવાન

નાગરોના કોઈ કુટુંબમાં એકાદ વ્યક્તિએ આ હોદ્દો ભોગવ્યો હશે તે ઉપરથી તે કુટુંબમાં આ અટક ચાલી આવી છે. કોઈ વ્યક્તિની અટક 'દીવાન' શબ્દને છેડે 'જી' સંબોધનમાં વિશેષ માન દર્શાવવા ઉમેરવામાં આવ્યો હશે અને તે પછી તે જ શબ્દ એટલે કે 'દીવાનજી' શબ્દ અટકમાં વપરાતો થયો હશે. નાગ

---

૧ આ કહેવત ઉર્દૂમાંથી આવી છે.

૨ પ્રો. વિનોદિની નીલકંઠ—ગુજરાતી અટકોનો ઇતિહાસ, પૃ. ૮૩

રામાં 'દીવાન' તેમજ 'દીવાનજી' અટકો ધરાવનારાં કુટુંબો મળે છે

**બક્ષી (ફા)**

અગાઉ જણાવવામાં આવ્યું તેમ બક્ષી નાગરનો હોદ્દો મુસલમાન રાજ્ય દરમિયાન હતો ફારસી જાણનારને જ આ નોકરી મળી શકતી ઘણા નાગરોએ બક્ષી તરીકે કામ કર્યું હતું તેમનામાંના ઘણાખરાના કુટુંબોમાં એ અટક ચાલી આવી છે

**બાદશાહ (ફા)**

કોઈ કુટુંબનો એકાદ માણસ બાદશાહની ખાનગી નોકરીમાં હશે અને તે ઉપરથી એ અટક પડી હોય એમ લાગે છે આળસુ માણસને ગુજરાતીમાં કટાક્ષ અને મશ્કરીમાં 'આળસુ બાદશાહ' કહેવામાં આવે છે એવી કોઈ એક વ્યક્તિનું એ ઉપનામ પડ્યું હોય અને પછી તે શબ્દ અટક રૂપે ચાલુ થયો હોય એ સંભવિત છે વળી પોતાની સ્થિતિ કરતાં વિશેષ ઠાઠથી કોઈ અંદર રહેનારને લોકો 'બાદશાહ' કહેતા હોય અને તે પછી તે કુટુંબમાં એ અટક ચાલી આવી હોય એ પણ બનવાજોગ છે[1]

અમદાવાદમાં સાઠોદરા નાગરનું એક કુટુંબ એ અટક ધરાવે છે એમ મારી જાણમાં છે, પરંતુ તે કુટુંબની એ અટક શાથી પડી છે એ નક્કીપણે કહી શકાતું નથી

**મજમુદાર (ફા)**

(મજમૂઅદાર અમાત્ય) એમાં મજમૂઅનો અર્થ "ઉઘરાવેલું યા એકઠું કરેલું" એવો થાય છે એ દીવાની (મહેસૂલી) હિસાબખાતાનો અમલદાર

---

૧ સુરત જિલ્લામાં વસતી અનાવિલ બ્રાહ્મણ કોમ ખાવાપીવામાં અને રહેણીકરણીમાં ઘણી મોજીલી ગણાય છે, તેથી તેમને માટે 'અનાવિલ બાદશાહો' કેટલીક વાર વાતવાતમાં વાપરવામાં આવે છે

હતો જેને અગ્રેજીમા 'રેકર્ડ આફિસર' કહી શકાય આ અટક નાગર, કાયસ્થ તેમજ બ્રહ્મક્ષત્રિયોમા છે એ અટક પણ હોદ્દાની રૂએ જ પડી છે

**મુનશી (અ.)**

આ શબ્દ એક સમયે સામાન્ય રીતે 'માસ્તર' કે 'શિક્ષક'ના અર્થમાં વપરાતો હતો તે અગાઉ પાદશાહો તેમજ ઉમરાવો એક મત્રી રાખતા, જે મુનશી કહેવાતો. તેનુ કામ ઇન્શા (અ) અર્થાત્ લેખનનું હતુ ફારસીમા કાબેલિયત ધરાવનાર કોઈપણ હિંદુ કે મુસલમાનને એ જગ્યા મળી શકતી નાગરો તેમજ અન્ય જાતિના હિંદુઓએ એ જગ્યા ઉપર કામ કર્યુ હતુ તેમના વશજોમાંનો ઘણાએ એ અટક ચાલુ રાખી છે

**વકીલ**

કોઈ કુટુબમા પુરાણા જમાનાથી 'વકીલ' અટક ચાલતી આવતી હોય તો 'વકીલ'ના ઉપર જણાવેલા હોદ્દાને લીધે છે, પરતુ અદાલતમા વકીલાત કરતી એકાદ વ્યક્તિના ધધા ઉપરથી તેના પુત્રોએ થોડા સમય અગાઉથી જ અપનાવેલી પણ એ અટક છે

**સૈયદ (અ)**

મુસલમાનોના પેગમ્બર મોહમ્મદની પુત્રી ફાતિમાના વશજો સૈયદ કહેવાય છે સૈયદનો અર્થ 'સરદાર' થાય છે ગુજરાતમાં મુસલમાની સલ્તનત દરમિયાન કચેરીમા જે માણસો કામ કરતા તે મોટે ભાગે પોતાના ઉપરી અમલદારની અટકે જ ઓળખાતા આ રીતે કોઈ એક સૈયદ મુસલમાન અમલદારના હાથ નીચે કામ કરનારા 'સૈયદ'ના ઉપનામથી ઓળખાતા તે પછી તેમના વશજોમાં એ અટક ચાલુ થઈ હતી અત્યારે અમદાવાદમાં નાગરોના કેટલાંક કુટુબ આ અટક ધરાવે છે

**હઝરત (અ.)**

એ પવિત્ર પુરુષો માટે મુસલમાનોમા માનવાચક શબ્દ છે એ શબ્દ અટક તરીકે પણ નાગરોમાં વપરાયો

આવી રીતની ઇનામદાર,[1] કિનારીવાલા,[2] કિનખાબવાલા,[3] ખજાનચી, દોલતાબાદ,[4] ફોજદાર, મારફતિયા,[5] મુનસફ, રંગરેજ,[6] શરાફ[7] વગેરે કેટલીએ અટકો અરબી-ફારસીના પ્રભાવવાળી ગુજરાતીઓમાં ચાલુ છે. ખાસ કરીને નાગર, કાયસ્થ અને બ્રહ્મક્ષત્રિય કોમોમાં એ વિશેષ છે. તે ઉપરાંત મુસલમાન અને પારસીઓની અટકો મોટે ભાગે અરબી-ફારસીની છાયાવાળી હોય છે.

* * * * *

ફારસી ભાષાના જ્ઞાનની આવશ્યકતાને લઈને સરકારી કચેરીમાં કામ કરતા નોકરોનાં મોં ઉપર અરબી ફારસી શબ્દો ચઢી ગયા હતા. માતૃભાષામાં તેના સમાનાર્થ શબ્દો મળતા યા ન મળતા. મોંએ ચઢેલા શબ્દો પોતાની ઘરગથ્થુ સામાન્ય વાતચીતમાં પણ તેમનાથી વપરાઈ જતા. તે ઉપરાંત જેમ બ્રિટિશ સત્તા દરમિયાન અંગ્રેજી શબ્દો જરૂરી યા બિનજરૂરી સ્થાને વાપરવાનો કેટલાકને ચસકો હતો અને આજ પર્યંત છે તેમ કેટલાક હિંદુઓને ફારસી શબ્દો વ્યસનમાં હતું. વળી જે લોકોને ઘણો સમય ફારસી શીખવામાં ગયો હતો અને તેમાં તેમને પ્રવીણતા સાંપડી હતી તેમનાં લખાણોના ભાવો અને વિચારો ફારસીમય થયા હતા. જેમ આજના અંગ્રેજી અભ્યાસીઓનાં લખાણમાં અંગ્રેજિયત હોય છે તેમ તેઓની ભાષાનો બાહ્ય લિબાસ ગુજરાતી હતો, પરંતુ વર્ણનશૈલી, વાક્યરચના, શબ્દોની બનાવટ વગેરેમાં ફારસીની ઝલક

१ अिन्‌आ़म् (અ.) + दार (ફા. પ્ર.)
२ किनारी (ફા.) ઉપરથી
3 कम्‌खाब (ફા.) [ कम् = ઓછું + खाब=રુવાંટી ] ઉપરથી
४ दौलत् (અ.) + आदह (ફા.)
५ मअ्‌रिफ़त (અ.)
६ रंग्‌रेज़ (ફા.)
७ सर्राफ़ (અ.)

રહેતી. આના પરિણામે વખત જતાં કેટલાએ ફારસી શબ્દો ગુજરાતી ભાષામાં પ્રવેશ પામ્યા અને તેનો સમસ્ત શબ્દકોશનો એક ભાગ બન્યો.

**રાજ્યવ્યવસ્થા, કચેરી, કોર્ટદરબાર અને મહેસૂલ ખાતું**

| | | |
|---|---|---|
| અખત્યાર | इख़्तियार | (અ) |
| અજતરફે | अज़तरफ़े[अज़(ફા.)+तरफ़(અ)] | |
| અદા | | (અ.) |
| અદાલત | अदालत | (અ.) |
| અદાવત | अदावत | (અ.) |
| અમલદાર | अ़मल्+दार | (અ.)+(ફા.) |
| અરજ | अर्ज़ | (અ.) |
| અરજી | अर्ज़ी | (ફા.) |
| આઝમ | अअ्ज़म[1] | (અ.) |
| આયંદે | आयिंदह | (ફા.) |
| આમદાની | आमदनी | (ફા.) |
| એજન | अय्ज़न | (અ.) |
| ઇજારો | इजारह | (અ.) |
| ઇનસાફ | इन्साफ़ | (અ.) |
| ઉર્ફે | अ़ुर्फ़ | (અ.) |
| કતલ | क़त्ल | (અ.) |
| કબજો | क़ब्ज़ह | (અ.) |
| કબાલો | क़बालह | (અ.) |
| કસમ | क़सम | (અ.) |
| કસબો | क़स्बह | (અ.) |
| કાજી | क़ाज़ी | (અ.) |
| કાનૂન | क़ानून | (અ.) |

૧ સૌથી મહાન

| | | |
|---|---|---|
| ફાયદો | फ़ाइदह | (અ.) |
| કારકુન | कारकुन | (ફા.) |
| કારભાર[1] | कारोबार | (ફા.) |
| કાસદ | क़ासिद | (અ.) |
| કેદ | क़ैद | (અ.) |
| કેદખાનું | क़ैद+ख़ानह | (અ.)+(ફા.) |
| કેફી | कैफ़ी | (ફા.) |
| કેફિયત | कैफ़ियत | (અ.) |
| ખબર | ख़बर | (અ.) |
| ખાસ | ख़ास | (અ.) |
| ખિતાબ | ख़िताब | (અ.) |
| ખુલાસો | ख़ुलासह | (અ.) |
| ખૂન | ख़ून | (ફા.) |
| ખૂની | ख़ूनी | (ફા.) |
| ગીરો | गिरौ | (ફા.) |
| ગુનેગાર | गुनहगार | (ફા.) |
| ગુનો | गुनह | (ફા.) |
| ગુમાસ્તો | गुमाश्तह | (ફા.) |
| ચકલો | चक्लह | (ફા.) |
| જવાની | जवान+ई | (અ.)+(ફા.) |
| જજિયા | जिज़्यह | (અ.) |
| જમા[2] | जमअ | (અ.) |
| જમાદાર | जमअ+दार | (અ.)+((ફા.) |
| જમીન | ज़मीन | (ફા.) |

૧ સંસ્કૃતમાં કાર્યભાર શબ્દ ઊભો થયો છે.

૨ ભારતીય ફારસી છે.

| | | |
|---|---|---|
| જમીનદાર | ज़मीन्दार | (ફા.) |
| જમીનદારી | जमीन्दारी | (ફા.) |
| જરાયત | ज़िराअत | (અ.) |
| જલ્લાદ | जल्लाद | (અ) |
| જાગીર | जागीर | (ફા.) |
| જાગીરદાર | जागीर्दार | (ફા.) |
| જામીન | ज़ामिन | (અ.) |
| જાહેરાત | ज़ाहिरात | (ફા) |
| તખત | तख़्त | (ફા.) |
| તગાવી | तक़ावी | (અ.) |
| તપસીલ | तफ़्सील | (અ.) |
| તપસીલવાર | तफ़्सील | (અ.) ઉપરથી |
| તાકીદ | ताकीद | (અ.) |
| તાજ | ताज | (અ.) |
| તારીખ | तारीख़ | (અ.) |
| તુમાર | तूमार | (અ.) |
| દગો | दगा | (ફા.) |
| દફતર | दफ़्तर | (અ.) |
| દરખાસ | दर्ख़ास्त | (ફા.) |
| દરબાર[1] | दर्बार | (ફા.) |
| દલીલ | दलील | (અ.) |
| દસ્કત | दस्तख़त | (ફા.) |
| દસ્તૂર | दस्तूर | (અ.) |
| દસ્તાવેજ | दस्तावेज | (ફા.) |
| દાખલ | दाख़िल | (અ.) |

૧ એ ઉપરથી 'દેવદરબાર'

| | | |
|---|---|---|
| દાખલો | दाख़िलह | (અ.) |
| દાદ | दाद | (ફા.) |
| દફો | दफ़्अ | (અ.) |
| દીવાની | दीवानी | (ફા.) |
| નકીબ | नक़ीब | (અ.) |
| નાજર[1] | नाज़िर | (અ.) |
| નાયબ | नाइब | (અ.) |
| પરવાનો | परवानह | (ફા.) |
| પરવાનગી | परवानगी | ,, |
| પેદાશ | पैदाइश | (ફા.) |
| પોતું | पोतह | (ફા.) |
| ફરમાન | फ़रमान | (ફા.)[2] |
| ફરિયાદ | फ़रयाद | (ફા.) |
| ફરિયાદી | फ़रयादी | (ફા.) |
| ફારેગ | फ़ारिग़ | (અ.) |
| ફેસલો | फ़ैसलह | (અ.) |
| ફોજદાર | फ़ौज+दार (અ.) + (ફા. પ્ર.) | |
| ફોજદારી | फ़ौज+दार+ई (અ.)+(ફા. પ્ર.)+(ફા. પ્ર.) | |
| બક્ષિસ | बख़्शिश | (ફા.) |
| બજાવવું | बजा | (ફા.) ઉપરથી |
| બંદોબસ્ત | बंदोबस्त | (ફા.) |
| બાકી | बाक़ी | (અ.) |

---

1 અમલદારોની જ્યાંસુધી દસ્તાવેજો નોંધવામાં આવતી હોય તે તપાસવાનું કામ એનું હતું. અત્યારે ખાસ કરીને સગીર બાળકોની મિલકતની વ્યવસ્થાનું કામ એ અમલદારના ખાતામાં હોય છે.

2 પરંતુ અરબીના પણ પર્યાય છે.

| | | |
|---|---|---|
| બાતમી | बातिन+ई (અ) + (ફા. પ્ર) | |
| બાતમીદાર | बातिन, ई અને दार (અ.), (ફા.પ્ર) અને (ફા) ઉપરથી | |
| બાદશાહ | बादशाह | (ફા) |
| મહેસૂલ | महसूल | (અ) |
| માફ | मुआफ़ | (અ.) |
| માફી | मुआफ़ी | (અ.) |
| મુકાદમ | मुक़द्दम | (અ) |
| મુકદ્દમો–મુકરદમો | मुक़द्दमह | (અ) |
| મુચરકા | मुचलकह | (તુ) |
| મુનશી | मुनशी | (અ) |
| મુદ્દો | मुद्दआ[1] | (અ) |
| મુદામ | मुदाम | (અ) |
| મુલતવી | मुल्तवी | (અ.) |
| મુનસફ | मुन्सिफ़ | (અ) |
| મુનસફી[2] | मुन्सिफ़+ई (અ.)+(ફા પ્ર) | |
| મહોર | मुह्र | (ફા) |
| રકમ | रक़म | (અ) |
| રસાલદાર[3] | रिसालह्+दार (અ.)+(ફા પ્ર.) | |
| રસાલો | रिसालह[4] | (અ) |
| રુખસદ | रुख़सत | (અ) |
| રુશવત | रिश्वत | (અ) |

૧ હક, દાવો

૨ ફારસીમાં અર્થ 'ન્યાય' અને ગુજરાતીમાં 'અધિકાર'

૩ ભારતીય ફારસીનો શબ્દ છે

૪ ભારતીય ફારસીમાં અર્થ 'સવારોની ટુકડી' થાય છે

| | | |
|---|---|---|
| રૂબરૂ | रूबरू | (ફા.) |
| રૈયત | रअिय्यत | (અ.) |
| લાજમ | लाज़िम | (અ.) |
| વકીલ | वकील | (અ.) |
| વજીફો | वज़ीफ़ह | (અ.) |
| વજીર | वज़ीर | (અ.) |
| વતન | · | (અ.) |
| વસિયતનામું | वसिय्यत्+नामह | (અ.)+(ફા.) |
| વસૂલ | वुसूल | (અ.) |
| શરાફત | | (અ.) |
| શહીદ · | | (અ.) |
| સરજોરી–શિરજોરી | सरज़ोरी | (ફા.) |
| સજા | सज़ा | (ફા.) |
| સદર | सद्र | (અ.) |
| સહદ્દ | सहद्द | (અ.) |
| સનદ | सनद | (અ.) |
| સરકાર | सरकार | (ફા.) |
| સવાલ | | (અ.) |
| સહી[1] | सहीह | (અ.) |
| સાહેદ[2] | शाहिद | (અ.) |
| સાહેદી | शाहिदी | (ફા.) |

૧. એનો શબ્દાર્થ 'સાચુ' 'ખરુ' એવો છે. લખાણ જોઈને સાચુ હોય તો તે ઉપર હસ્તાક્ષર કરવામાં આવે છે તે ઉપરથી એનો ગુજરાતી અર્થ 'હસ્તાક્ષર' થાય છે.

૨. અરબીમાં શહાદત વપરાય છે, અને ફારસીમાં શાહિદી અને શહાદત બંને વપરાય છે.

| | | |
|---|---|---|
| સિરસ્તેદાર | सररिश्तहदार | (ફા.) |
| સૂબેદાર | सूबहदार | (ફા.) |
| સૂબો | सुबह | (ફા.) |
| હક | हक़्क़ | (અ.) |
| હકૂમત | हुकूमत | (અ.) |
| હજૂર | हुज़ूर | (અ.) |
| હપતો | हफ़्तह | (ફા.) |
| હંગામી | हंगामी | (ફા.) |
| હાકેમ | हाकेम | (અ.) |
| હિસાબ | | (અ.) |
| હિસાબ કિતાબ | हिसाबकिताब[1] | (અ.)+(અ.) |
| હુકમ | हुक्म | (અ.) |
| હુકમનામું | हुक्मनामह | (ફા.) |

કાયદા તેમજ કોર્ટ દરબારની ભાષાના લગભગ મોટા ભાગના પારિભાષિક શબ્દો અરબી યા ફારસી છે. ખુદ 'કાયદો' અને 'કાનૂન' શબ્દો પણ અરબી છે તે ઉપરાંત વિચારો અને ભાવોને બંધબેસતા કોર્ટ અદાલતના કેટલાક શબ્દો અને શબ્દસમૂહો અરબી ફારસી શબ્દોની મદદથી ગુજરાતીમાં બનાવી લેવામાં પણ આવ્યા છે.

| | | |
|---|---|---|
| અભરામ ન દાવા | दअ्वा | (અ.) ઉપરથી |
| અવ્વલ કારકુન | अव्वल અને कारकुन[2] | (અ.) અને (ફા.) |

---

૧ એ બન્ને અરબી શબ્દ છે, પરંતુ અરબીમાં એનો ઉપયોગ થતો નથી, ફારસીમાં થાય છે.

૨ ફારસી રચના कारकुने अव्वल છે. અહીં નોંધવા યોગ્ય છે કે ફારસી રચનામા વિશેષણ વિશેષ્ય પછી આવે છે જ્યારે ગુજરાતીમા ચાલુ રૂઢિ પ્રમાણે વિશેષણ પહેલુ આવે છે. ઉપર જણાવેલા કેટલાક શબ્દસમૂહો ફારસી શબ્દોને ગુજરાતી રૂઢિ પ્રમાણે વાપરવાનાં ઉદાહરણો ગણી શકાય

| | | |
|---|---|---|
| અમલ પેદાશ | अमल अने पयदाअिश[1] | (અ) અને (ફા.) |
| આસન કેદ | आसान अने क़ैद[2] | (ફા) અને (અ.) |
| એકતરફી ફેંસલો | तरफ़ी अने फ़ैसलह | (અ.) અને (ફા.) |
| કબૂલાતનામું | क़बूलिय्यत अने नामह | (અ) અને (ફા.) |
| ફાયદાબાજ | फ़ाअिदह अने बाज़ | (અ) અને (ફા) |
| ફાયદેમંદ | फ़ाअिदह | (અ.) ઉપરથી |
| ખરીદીખત | ख़रीदगी अने ख़त | (ફા.) અને (અ) |
| ગુલામગીરી | ग़ुलाम | (અ) ઉપરથી |
| જમાબંધી પદ્ધતિ | जमअ्‌बंदी | (ફા.) |
| જવાબદારી | जवाब, दार अने श्री[3] | (અ), (ફા પ્ર.) અને (ફા. પ્ર.) |
| જંગમ મિલકત | मिल्कियत | (અ) ઉપરથી |
| જાહેર ખબર | ज़ाहिर अने ख़बर | (અ.) અને (અ) |
| જાહેરનામું | ज़ाहिर् अने नामह | (અ) અને (ફા.) |
| જુલમી અધિકારી | ज़ुल्म | (અ) ઉપરથી |
| જુલમીગાર | ज़ुल्म | (અ.) ,, |
| દાવા અરજી | दअ्वा अने अर्ज़ी | (અ.) અને (ફા) |
| નજરકેદ | नज़र अने क़ैद | (અ) અને (અ.) |
| નામદાર સરકાર | नामदार अने सर्कार | (ફા) |
| નેક નામદાર | नेक अने नामदार | (ફા) અને (ફા) ,, |
| ફેરબદલો | बदल | (અ) ઉપરથી |
| બાનાખત | बैआनह अने ख़त | (અ.) |
| બિનજવાબદાર | जवाब अने दार | (અ) અને (ફા પ્ર.) |
| મનાઈ હુકમ | मनअ अने हुक्म | (અ) અને (અ) |
| મુત્સદ્દીગીરી | मुतसद्दी, गीर अने श्री | (અ.), (ફા) અને (ફા પ્ર) |

૧ पयदाअिश अव्वल ફારસી રચના

૨ क़ैदे आसान ફારસી રચના

૩ जवाब्दिही જોઈએ जवाबदार શબ્દ ફારસીમાં વપરાય છે

'ખમો' યા 'થાભો' તે બદલે 'ખામોશ' મોમાથી નીકળી પડ્યુ વગેરે ફારસી ભાષાની સ્પષ્ટ અસર વ્યક્ત કરે છે

પત્રોમા વડીલોના નામ આગળ 'મુરબ્બી' શબ્દ મૂકવામા આવે છે તેનુ કારણ પણ એ જ છે તે ઉપરાત 'માલૂમ થાય કે' 'વહાલા મિત્ર', 'તાબેદાર[1] સેવક' અને 'નમ્ર સેવક' એ मअलूम शवद कि, दोस्ते अजीज बंदअ फरमान बरदार અને बंदअ खाकसारના અનુક્રમે અનુવાદ છે बखिदमतનો અનુવાદ સેવામા, मकबूले हुजूरનો અનુવાદ 'મહેરબાન' અને ज्यादह च नवीसम[?]નો 'વિશેષ શુ લખુ?' છે સરકારી અરજીઓમા 'સાહેબની હજૂરમાં અરજ એ છે કે' (अर्ज मी शवद નો અનુવાદ) વગેરે પણ ફારસી અસરને લઈને છે તે ઉપરાત સરકારી પરિપત્રોમા 'આઝમ'[2] 'ઇજ્જતઆસાર'[3] 'મોજે'[4] 'સલામ સાથે' વગેરેમા અરબી ફારસી શબ્દો તેમજ રચનાઓ અદ્યાપિ ચાલુ છે

તદુપરાંત નીચે મુજબના જેવા માનવાચક શબ્દો વાતચીત તેમજ લખાણમાં વપરાય છે તે પણ ફારસી તેમજ ઉર્દૂ ભાષાની અસરને લઈને જ છે

| | | |
|---|---|---|
| ખુદાવંદ | खुदावंद | (ફા) |
| જનાબ | | (અ.) |

1 ગુજરાતીમા તાબેદાર શબ્દથી જે ભાવ સૂચવાય છે તે જ અરબી શબ્દ તાબિઅનો અર્થ છે ફારસી તેમજ ઉર્દૂમા ताबिअदार શબ્દનો ખોટી રીતે ઉપયોગ ચાલુ થઈ ગયો છે અને તે ઉપરથી ગુજરાતીમા પણ આ મતલબની (obedient servant ઇત્યાદિ) રીતે કહેવાની રીત છે

2 अअज़म મોટા અમલદારના નામ સાથે માન માટે મૂકી મોટો અર્થ સૂચવે છે

3 इज़्ज़त आसार—ગુજરાતીમા આ ઉપરથી 'ઇજ્જત આસાર રોશનબોલ નિશાનના નકેતાણ' એમ લખાય છે

4 मौज़अ

| | |
|---|---|
| તસ્દી માફ | तस्दीअ (અ) અને मुआफ़ (અ) |
| મુબારક નામ | नामे मुबारक (ફારસી રચના) |
| | नाम (ફા) + मुबारक (અ) |
| મુબારકબાદી | (ફા) |
| શરીફ | (અ) |

તે ઉપરાંત 'તાજા કલમ (તા. ક.)'[1] 'શાન મુબારક'ના પત્રો વગેરે શબ્દ સમૂહોમાં ફારસીની છાપ છે

**લડાઈનાં શસ્ત્રો**

ઈરાનીઓ પુરાણા જમાનાથી જ નાની વયથી જાગે સૈનિક તરીકે કામ કરતા આવ્યા હતા ૬થી ૨૦ વરસની વય પર્યંતના છોકરા ભેગા મળીને તીર[2] મારવા, અને ગલોલા[3] ફેંકવા વગેરેની તાલીમ લેતા ઘોડો પૂર જોશમાં દોડતો હોય ત્યારે નિશાન[4] તાકવાનું શીખવવામાં આવતું લડાઈના હથિયારોમાં તેઓ તીર, કમાન,[5] ઉપરાંત શમશેર[6] નેજો[7] વગેરે વાપરતા ટૂંકી શમશેર મિયાનમાં[8] ખોસી સિપાઈ કમરે[9] લટકાવતો પેદલ[10] સિપાઈઓને ખાસ કરીને મહત્ત્વ આપવામાં આવતું તીરંદાજોનો દરજ્જો પેદલ લશ્કરથી ઊંચો હતો પાછળથી ત્યાં

---

१ ताज़ह (ફા) + कलम (અ)

२ तीर (ફા)

३ गुलूलह (ફા)

४ निशान (ફા)

५ कमान (ફા)

६ शमशेर (ફા)

७ नेज़ह (ફા)

८ मियान (ફા)

९ कमर (ફા)

१० पियादह (ફા)

| | | |
|---|---|---|
| નમૂનો | नमूनह | (ફા) |
| મુનશી | मुन्शी | (અ) |
| મેજ | मेज़ | (ફા) |
| રસીદ | रसीद | (ફા) |
| રુક્કો | रुक़्अह | (અ) |
| રોગાન | रौग़न | (ફા) |
| રોશનાઈ | रौशन | (ફા) ઉપરથી |
| લિફાફો | लिफ़ाफ़ह | (અ) |
| શાહી | सियाही | (ફા) |
| શાહીચૂસ[1] | सियाही | (ફા) ઉપરથી |

પત્રલેખનમા તેમજ કોર્ટદરબારના કાગળિયામા અદ્યાપિ અરબી ફારસી શબ્દોનુ પ્રમાણ વિશેષ છે કેટલાક નામસમૂહો તો ફારસીના અનુવાદો છે તદુપરાંત વાતચીતમા આવતા વિનયના શબ્દો પણ અરબી ફારસી માંથી આવ્યા છે, જેમકે बन्दह[2] શબ્દ પોતાને માટે નમ્રતા અને વિનય દર્શાવવા ફારસીમા વપરાય છે ગુજરાતીમા એ ઉપરથી 'બંદો' હજુ હસ્તી ધરાવે છે પરંતુ એના અર્થમા નમ્રતાને બદલે બડાઈનુ સૂચન થાય છે,

ફારસીમાં કોઈ જવાબદારી માથે લેવાની સંમતિ દર્શાવવા बर सर मन (મારા માથા ઉપર)નો વાતમા ઉપયોગ થાય છે એ માટે ગુજરાતીમા કહેવાય છે કે 'આપની વાત માથે ચડાવુ છુ' કોઈ આદરણીય વ્યક્તિ સાથે મુલાકાત થઈ જાય ત્યારે 'નમસ્કાર' યા 'નમસ્તે' ને બદલે 'સલામ સાહેબ' કહેવુ, વાત વાતમા 'મહેરબાન' 'મહેરબાની' 'સાહેબ,' 'સાહેબજી,' 'ફરમાવવુ' વગેરે વાપરવુ એના બોલતાં

૧ ફારસીમા ચૂશ એ જ અર્થમા વપરાય છે, પરંતુ सियाहीचूस શબ્દ વપરાતો નથી

૨ સંસ્કૃતમા પણ આમ કહેવાની પદ્ધતિ છે, છતા આમ માનવાની રીત તાત્કાલિક ફારસીમાથી પાછી આવી હોય એવો સંભવ છે

અરબ મુસલમાનો આવ્યા. તેઓ ભારતમાં આવ્યા ત્યારે તેઓના અરબસ્તાનના તેમજ ઈરાનના પુરાણા જમાનાથી વપરાતા આવેલાં મજકૂર શસ્ત્રોમાંના કેટલાંક શસ્ત્રો અને કેટલાંકનાં નામો સાથે લાવ્યા.

તેમણે લડાઈની તેમની કળાનો ગુજરાતમાં પણ ઘણો પ્રચાર કર્યો. તેઓ ફોજની ભરતી કરતા તેમાં કોઈ પણ જાતનો ભેદભાવ ન હતો, હિંદુઓને પણ છૂટથી લેવામાં આવતા હતા.[1] તેઓ કામ પણ સારું આપતા હતા. જે કુટુંબોનો ધંધો લડવાનો હતો તેમાંથી બહુધા ભરતી કરાતી હતી.[2] સિપાઈઓના જીવનનિર્વાહ માટેની સગવડની પણ સુંદર જોગવાઈ હતી. તેમને અર્ધો પગારની જાગીર અને અર્ધો પગારના રોકડા પૈસા મળતા હતા. આ રીતે વફાદાર સૈનિકો મુલકમાં પેદા થતા. પરદેશી લોકોમાંથી પણ તુર્કી, હબ્શી, બલૂચી, મોગલ, અરબ વગેરે ફોજોમાં રહેતા અને તેઓ સ્થાનિક હિંદુઓ સાથે ભેગા મળી કામ કરતા. ફોજમાં શસ્ત્રો પૂરાં પાડવા અમદાવાદમાં કારખાનું ખોલવામાં આવ્યું હતું. તેમાં તીર, તલવાર, ખંજર વગેરે તૈયાર કરવામાં આવતા હતા.

લડાઈના હથિયારોમાં બંદૂક અને તોપનો પણ ઉપયોગ થતો. બંદૂક યવનના રસ્તે ભારતમાં સૌથી પ્રથમ ગુજરાતમાં આવી હતી. એનો ઉપયોગ છેલ્લા સુલતાન મુઝફ્ફરશાહના સિનકુલ છીરટના સમય દરમિયાન થયો હતો. તેની પાસે બાર હજાર બંદૂકચી[3]ઓની એક ફોજ હતી.[4]

---

1 ફોજમાં હિંદુઓને પૂરો હિસ્સો આપી ભરતી કરનાર અહમદશાહ ગુજરાતનો પ્રથમ બાદશાહ હતો. મોહમ્મદશાહ બીજાના સમયમાં નારાયણદાસ અને નરદાસ નામના બે ફોજી અમલદારો હતા. તેઓએ ઈડરની લડાઈમાં ભાગ લીધો હતો. મશહૂર રાજ્યસ્તંભોમાં તેઓની ગણતરી થતી હતી (મિરકાતે સુગ્મુલ પૃ. ૬૨ હસ્તલિખિત).

2 મુઝફ્ફર હલીમે માળવાની લડાઈમાં બીસ તીરંદાજોની ફોજ સાથે રાખી હતી.

3 બુંદુક (અ) + ચી (તુ પ્ર.)

4 ઝ. ઝુવાલ્ક પૃ. ૫૬૮, લંડન

તોપ ગુજરાતમાં[1] સુલતાન અહમદશાહ પહેલાના સમયમા આવી હતી તેણે તેનુ એક ખાતુ સ્થાપ્યુ હતુ સુલતાન મહમૂદ પહેલા (બેગડા)એ તોપખાનામાં[2] ઘણી પ્રગતિ કરી હતી સુલતાન મહમદ બીજા પાસે ઉચ્ચ કોટિનુ તોપખાનુ હતુ સુલતાન બહાદુરશાહને તોપોનો ઘણો શોખ હતો, તેણે તરેહ તરેહની તોપો એકઠી કરી હતી કેટલીક તો તેમા એવી હતી કે તે અગાઉ કદી જોવામા આવી ન હતી તેના નામ ઉપરથી લીકોની બહાદુરશાહી તોપ પણ ચાલુ હતી

ઇસ્તબૂલ (કોન્સ્ટન્ટિનોપલ)નો સુલતાન સુલેમાન પાશા ઈ સ ૧૫૩૮ મા ફિરંગીઓ સાથે લડાઈ કરવા આવ્યો ત્યારે સુલેમાની તુર્ક તોરો ખાસ ત્યાર ગણીને તે સાથે હતો નીચેનો ઘેરો સુલેમાને ઉઠાવી લીધો ત્યારે ફિરંગી પરની પોતાની ભારી ભારી તોપો તેણે ત્યા જ પડી મૂકી હતી તેમાથી કેટલીક ખુદાવંદખાન તુર્કીએ[3] સુરતમા નાખી ત્યાના કિનારાઓમા ગોઠવી હતી

હુક્કો અને તોપોનો વપરાશ મુખ્યત્વે કરીને મોગલોના સમયમા આખા ભારતમા ઘણો પ્રચાર પામ્યો હતો

શસ્ત્રોને લગતા શબ્દોમા ગોલંદાજ[4] એક છે જે માણસ તોપની નળીમા દારૂ ભરવાનુ કામ કરતો તે એ નામથી ઓળખાતો

---

૧ કહેવાય છે કે પ્રથમ એ શસ્ત્રની શોધ અરબ લોકોએ સ્પેનમા હિજરી પાચમી (ઈસ્વી અગિયારમી) સદીમા કરી હતી ભારતમા સૌથી પ્રથમ એ અલાઉદ્દીન ખલજીના સમયમા આવી હતી અને ધીમે ધીમે સારા દેશમા એનો પ્રચાર થયો હતો

૨ तोप् (तु) + खानह् (फा)

ઘણી વસ્તુઓ જ્યા સાથે મૂકવામા આવી હોય તે જગ્યાને મળતુ અત્યારે તોપખાનુ કહેવામા છે

૩ અસ્કરી કહેવાનો કારણ કે તુર્ક હતા

૪ गोलंदाज (फा)

અમુક નિશાન એની આહોરથી ગણાતી. એનું જ બીજું નામ 'તોપચી'[1] હતું. જે સ્થળે ઘણી તોપોની જમાવટ કરવામાં આવતી તે 'તોપખાનું' કહેવાતું. એનો ઉપરી અમલદાર 'મીર આતશ[2]' કહેવાતો. એ શસ્ત્ર ઉપર ઘણા 'કુલી[3]' કામ કરતા. જે ગાડી ઉપર તોપ ચઢાવવામાં આવતી તેનું નામ 'અરાબો'[4] હતું. શત્રુની સામે રક્ષણ માટે દુર્ગોને બદલે એની પરિભાષાનો શબ્દ 'કિલ્લો[5]' ગુજરાતીમાં ચાલુ થયો.

રાત્રિના સમયે રોશની માટે મશાલો[6]નો ઉપયોગ થતો.

ગુજરાતી ભાષામાં શસ્ત્રોની પરિભાષાના આ તથા એવા અન્ય શબ્દો અરબી ફારસીમાંથી આવી પ્રચાર પામ્યા.

## લશ્કરી સરંજામ વગેરેને લગતા શબ્દો

| | | |
|---|---|---|
| કમરબંધ | कमरबंद | (ફા.) |
| કવાયત | क़वाइद[7] | (અ.) |
| કુંદો | कुन्दह | (ફા.) |
| ચાબુક | | (ફા.) |
| જંગ | | (ફા.) |
| જામગરી | जामगी | (ફા.) |
| જાસૂસ | जासूस | (અ.) |

---

१ तोपची (तु.)
२ मीर आतश (फ़ा)
३ क़ुली (तु)
४ अ़राबह (फ़ा)
५ क़िल्अह (अ.)
६ मश्अल (अ.)
७ क़ाइदह् (કાયદો) નું બહુવચન

| | | |
|---|---|---|
| જાસૂસી | जासूस् + ई | (અ.) + (ફા. પ્ર.) |
| જીન | ज़ीन | (ફા.) |
| જૂલ | ज़ुल | (અ.) |
| તબેલો[૨] | तवीलह | (અ.) |
| તમંચો | तमचह | (તુ.) |
| તંગ | | (ફા.) |
| તંબૂ | | (ફા.) |
| તીર | | (ફા.) |
| તેગ | तेग | (ફા.) |
| દારૂખાનું | दारु + खानह | (ફા.) + (ફા.) |
| દારૂગો, દરોગો | दारूगह | (તુ.) |
| દુશ્મન | दुश्मन | (ફા.) |
| નગારું | नक़्क़ारह | (અ.) |
| નાલ | नअ़्ल | (ફા.) |
| પ્યાદા | पियादह | (ફા.) |
| ફોજદાર | फौज + दार | (અ.) + (ફા. પ્ર.) |
| બખ્તર | बक्तर | (ફા.) |
| બહાદુર | | (ફા.) |
| મનસબદાર | मन्सबदार | (ફા.) |
| મેદાન | मैदान | (ફા.) |
| મોસલ | मोहस्सिल[૩] | (અ.) |
| રકાબ | रिकाब | (અ.) |
| રવાલ[૪] | रह्वार | (ફા.) |
| લગામ | | (ફા.) |

૧ મોટી બાલ્દી

૨ તૂલ અર્થાત્ લંબાઈ ઉપરથી, લાંબી દોરી જેનાથી ઘોડાના પગ બાંધવામાં આવે છે અને તે ઉપરથી જે મકાનમાં ઘણા ઘોડા બાંધવામાં આવે તે.

૩ કર ઉઘરાવનાર અને તે ઉપરથી સરકારના હુકમથી તેડવા આવેલો બેલીફ.

૪ ફારસી શબ્દનો અર્થ 'રેવાલ' ચાલે ચાલનો ઘોડો થાય છે.

| | | |
|---|---|---|
| લશ્કર | | (ફા.) |
| શામિયાનો | शामियानह | (ફા.) |
| સરદાર | सरदार | (ફા.) |
| સવાર | | (ફા.) |
| સિપાઈ | सिपाही | (ફા.) |
| સિપાહસાલાર | सिपाहसालार | (ફા.) |
| સિબંદી | सेबन्दी | (ફા.) |
| સુલેહ | सुलह | (અ.) |
| હરોળ | हरावल | (તુ.) |
| હુકમ | हुक्म | (અ.) |

ઇનામો, બક્ષિસો, જાગીરો [illegible][2] વિદ્વાનો, સૂફીઓ અને મસ્જિદના ઇમામોને ઠેકઠેકાણે મુસલમાન બાદશાહોએ આપ્યાં

---

૧ મહેસૂલ ઉઘરાવવા માટે જે સિપાઈઓની ભરતી કરવામાં આવતી તેમને એ નામે ઓળખતા. से(=ત્રણ) અને बन्दी (=બંધાયેલો) ઉપરથી એ શબ્દ છે. એમને ત્રણ મહિના પછી પગાર મળતો. એમ પણ કહેવાય છે કે એમની પાસે ત્રણ હથિયાર ભાલો, તરવાર અને ખંજર રહેતાં તે ઉપરથી એ નામ પડ્યું. પાછળથી મુસ્લિમ રજવાડાના સિબંદી જમાદારોની ટુકડીઓ રહેતી. મુખ્ય કામ શહેરના દરવાજાઓની ચોકી કરવાનું એમને રહ્યું હતું. રાજ્યપલટો થયો (ઈ. સ. ૧૯૪૭) ત્યાંસુધી માંગરોળમાં કેસરી અચકન અને રંગબેરંગી ઊંચા સાફામાં કેડ ઉપર વાદળી દુપટ્ટો અને ચામડાના પટ્ટામાં તલવાર તેમજ હાથમાં ભાલા સાથેનો આ સૈનિક ખૂબ શોભીતો લાગતો.

૨ वज़ीफ़ह (અ.)–સુલતાન મહમૂદ ત્રીજાના વજીર દરિયાખાન વિશે કહેવાય છે કે તેણે ગુજરાતમાં ઘણા વજીફા ઇનામમાં આપ્યા હતા. જેમને નહિ મળ્યા હોય એવા દરવેશોની સંખ્યા ઘણી નાની હતી. સિપાઈઓને પણ જાગીરો ઉપરાંત વજીફા મળ્યા હતા. એમ કહેવાય છે કે તે સુલતાન તરફથી મહોર સાથે સંખ્યાબંધ ફરમાનો તૈયાર રાખતો હતો જેમાં ફરમાન લેનારનું નામ અને જમીનનો નંબર તે ખાલી રાખતો હતો.

હતા વઝીફા[1] અને તગારનો ફાયદો ફકતના માણસો ઉઠાવતા. જાગીરો બે પ્રકારની હતી. વશપરંપરા અને વશપરંપરા નહિ એવી. કાબેલિયત અને લાયકાત પ્રમાણે વશપરંપરા મિલ્કત (જાગીર) સિપાઈઓ અને મસ્જિદોના ઈમામો અને શેખોને આપવામાં આવતી.[2]

એ જ રીતે મસ્જિદો, મદ્રેસા, દવાખાના, હાઉઓ વગેરે માટે ગામો દાનમાં આપવામાં આવતાં. વઝીફા શહેરના હાકેમો અને ગામના મુખીઓને પણ આપવામાં આવતા.

હિંદુ મંદિરોને પણ જાગીરો અને માફ જમીન આપવામાં આવતી હતી.[4]

હિંદુઓને પણ[3] ખિતાબો મળતા. 'રાયેરાયાન' જેવા ખિતાબો સાથે અમુક રકમની જાગીર પણ આપવામાં આવતી. અવસાન થાય અગર બરતરફ કરવામાં આવતા તો જાગીર સરકાર તરફથી પાછી લઈ લેવામાં આવતી. વારસોનો તે ઉપર હક રહેતો નહિ.

---

૧ સુરત જિલ્લામાં વલસાડની પાસે હાનર નામનું એક નાનું ગામ છે, જેમાં એક મહોલ્લાનું નામ વઝીફાદાર ફળિયું છે. તેમાં રહેતા લોકોના બાપદાદાઓમાંના કોઈકને આવો વઝીફો મળ્યા હશે તે ઉપરથી એ નામ કાયમ રહ્યું હશે.

૨ સુલતાન કુત્બુદ્દીન અહમદશાહના સમયમાં ગુજરાતના બે ભાગ સિપાઈઓના કબજામાં હતા અને એક ભાગ મસ્જિદોના ઈમામો, શેખો, ગરીબો અને વિદ્વાનોને નામે હતા. (મિરાતે સિકંદરી પૃ. ૬૦)

૩ જેમકે સુલતાન મુઝફ્ફર બીજાના સમયમાં જીવણદાસ ખત્રી અને પ્રયાગદાસ નામના બે મહાન વેપારી અમીરોને મલેકનો ખિતાબ મળ્યા હતો.

૪ મોગલ બાદશાહોએ વ્યક્તિઓ અને મંદિરોને જાગીર આપ્યાના દાખલા મોજૂદ છે. જેમકે અમદાવાદમાં આવેલા અસારવામાં વીસ વીઘા જમીન દેવા સાથે વર્તમાન પૂજારી સતીદાસ (શાંતિદાસ) અને સુંદરદાસ અને તેના પુત્રોને આપ્યાનું શાહજહાંનું ફરમાન મળે છે.

Imperial Mughal Farmans in Gujarat (Plate-VIII) by Khan Bahadur M S Commissariat

ગન્યારોહણ[1] તેમજ પુનપ્રાપ્તિ જેવા પ્રસંગોએ ગન્યકર્તાઓ એનાત માટે ખજાનો ખોલતા વછરા તેમજ અમીરોને ખિતાબો અપાતા તુર્કી, ઇંગડી અને અરબી ઘોડા તેમજ કીમતી ખિનાત, કમરબંદ, રત્નજડિત ચળકાટ મારતી સમશેર વગેરે પણ બક્ષિસોમાં આપવામાં આવતા.

મુસલમાન ગન્યકર્તાઓએ પોતાના હિંદુ ખત્રિયા રાજાઓ તેમજ અમીરોને અરબી ફારસી શબ્દોવાળા તેમજ ફારસી અરબી સંસ્કૃત શબ્દોવાળા ખિતાબો આપ્યા હતા તેવા બ્રિટિશ સત્તા દરમિયાન પણ થોડા ઘણા ફેરફાર સાથે અપાતા રહ્યા હતા એવા ફારસી છાયાવાળા કેટલાક ખિતાબો નીચે પ્રમાણે છે —

| | |
|---|---|
| ખાન બહાદુર[2] | खान (તુ)+बहादुर (ફા) |
| ખાન સાહેબ[3] | खान (તુ)+साहिब (અ) |
| ફરઝંદે ખાસ[4] | फ़र्ज़न्द (ફા)+खास (અ) |
| રાજા બહાદુર | बहादुर (ફા) ઉપરથી |
| રાયેરાયાન | હિન્દી શબ્દોની ફારસી રચના |
| રાવ બહાદુર | बहादुर (ફા) ઉપરથી |
| રાવ સાહેબ | साहिब (અ) ઉપરથી |
| શમશેર બહાદુર | शम्शेर (ફા)+बहादुर (ફા) |
| સેના ખાસ ખેલ | शिह्नअे खास खैल<br>शिह्नह (અ.)+खास (અ)+खैल (અ) |

[1] મહમૂદ બેગડાએ વિદ્વાનો અને ફકીરોને એક કરોડ રૂપિયા વહેંચ્યા હતા (તબકાતે અકબરી ભા ૩, પૃ ૧૩, ફારસી).

[2] હિંદુઓ સિવાય બીજાઓને

[3] મુસલમાનોને

[4] એ એક રાજાઓને વિક્ટોરિયા તરફથી એ મળ્યા હતા

[5] એમાં शिह्नह નો અર્થ 'વડો પોલિસ અમલદાર', खास નો અર્થ 'મુખ્ય' અને खैल નો અર્થ 'પાયદળ અને હયદળ ટુકડી' થાય છે.

બધાવતા અને તેમાં તમેના, નોકરોને રહેવાની જગ્યા, ફુવારાવાળા બાગ, મસ્જિદ, કબ્રસ્તાન વગેરેની વ્યવસ્થા રહેતી. આસપાસ સફીલથી તે જગ્યાને ઘેરી લેવામા આવતી

મસ્જિદોની ઇમારતોની ખાસિયતોમા મ્બાન, ઘૂમટ, મહેરાબ, દરવાજા, હોજ, મિનારા વગેરે હતા

એન્જિનિયરો,[1] ચિત્રકારો અને કળાકારોમા કોઈ ઈરાની અને તુર્કી પણ રહેતા મુસલમાનોએ અરબસ્તાન અને ઈરાનના બાધકામની ચીજો અહી દાખલ કરી તેની સાથે તેનાં નામો પણ અહિં આવ્યા એરેના મજૂરો મુસલમાન મજૂરો અને કારીગરો સાથે કામ કરતા તેને લઈને બાધકામને લગતી બાબતોના તેમના શબ્દો ગુજરાતમા પ્રચલિત થતા રહ્યા અને તે આજપર્યંત ભાષામા સ્થાન ધરાવે છે •

| | | |
|---|---|---|
| ઇમારત<br>ઇમારતી | अिमारत | (અ.) |
| ઓજાર | अब्‌जार | (ફા.) |
| કારેજ | कारीज़ | (ફા.) |
| કારીગર | कारीगर या कार्गार | (ફા.) |
| કિલ્લો | क़िल्‌आह | (અ.) |
| ખાનું | ख़ानह | (ફા.) |
| ગલીકૂચી | कूचह | (ફા.) ઉપરથી |
| ગુંબજ, ઘૂમટ | गुंबद | (ફા.) |
| ચકલો | चक्लह | (ફા.) |
| જીનો | ज़ीनह | (ફા.) |
| જમીનદોસ્ત | ज़मीनदोस्त[2] | (ફા.) ઉપરથી |

1 છ. વિસલદેવ વાઘેલા (ઈ. સ. ૧૨૪૪-૬૪)ના સમયમા "કડક તળાવ" બાંધવામા આવ્યુ હતુ તેમા મુસલમાન એન્જિનિયર કામ કર્યાનો દાખલો મળે છે

સૈયદ અબુ ઝફર નદવી—તારીખે ગુજરાત પૃ. ૩૩

2 દૂગાનુન અને 'સૌવગ ઉપરથી

| | | |
|---|---|---|
| તકિયો | तकयह | (ફા.) |
| દરવાજો | दर्वाज़ह | (ફા.) |
| દીવાનખાનું | दीवान्ख़ानह | (ફા.) |
| દીવાલ | दीवार | (ફા.) |
| દોલાબ, દુલાબ } દોલાબ | दौलाब<br>दूलाब | (ફા.)<br>(અ.) |
| નબેલો | तवीलह | (અ.) |
| તાકું–તાકો | ताक़ | (અ.) |
| નહેર[1] | नह्र | (અ.) |
| પાયો | पायह | (ફા.) |
| પીંજરૂ | पंजरह[2] | (ફા.) |
| પુલ | | (ફા.) |
| પેચ | | (ફા.) |
| ફુવારો | फ़व्वारह | (અ.) |
| બબરચીખાનું | बावरचीख़्वानह(તુ.)+(ફા.) | |
| બુરજ | बुर्ज | (અ.) |
| મકાન | | (અ.) |
| મજલો (માળ, મેડો) | मज़िलह | (અ.) |
| મજૂર | मुज़्दूर, मुज़ूर | (ફા.) |
| મરામત | मरम्मत | (અ.) |
| મસ્જિદ | मस्जिद् | (અ.) |
| મહેલ | महल | (અ.) |
| મહોલ્લો | महल्लह | (અ.) |
| मिस्तरी | मिह्तर | (અ.) ઉપરથી |
| मिनारो | मनारह | (અ.) |

૧ અરબીમાં નહ્રનો અર્થ 'નદી' યા 'દરિયાની શાખા' થાય છે. ભારતમાં એનો અર્થ જે અર્થમાં આપણે વાપરીએ છીએ તે થયો છે.

૨ સં. पिंजर

| | | |
|---|---|---|
| મેખ | मेख़ | (ફા) |
| મોરી | | (ફા) |
| રંગરોગાન | रंग+रौग़न | (ફા)+(ફા) |
| રંદો[1] | रंदह – | (ફા) |
| સફીન | फ़सील | (અ) |
| શહેર | शह्र | (ફા) |
| શહેરપનાહ | शह्रपनाह | (ફા) |
| સાયબાન | सायबान | (ફા) |
| હદ | हद्द | (અ) |
| હમામખાનું | हम्माम[2] | (અ) ઉપરથી |
| હિમિયો | हामी | (અ) ઉપરથી |
| હોજ | हौज़ | (અ) |

### લોકકલ્યાણનાં કાર્યો

મુસલમાન બાદશાહોએ ઉદારતા અને ગહનના કાર્યો લોકકલ્યાણ માટે કર્યાં હતા તેમાં મુસાફરખાનાં[3] સરાઇ,[4] પુલ,

1 લાકડું લીસું કરવાનું ઓજાર

2 हम्मामनो અર્થ જ નાહવાની જગ્યા

3 અહમદશાહ પહેલાએ અમદાવાદ વસાવ્યું ત્યારે એક મુસાફરખાનું અલગ બંધાવ્યું હતું સુલતાન મહમૂદ પહેલા (બેગડો)ના સમયમાં બે મહાન આલીશાન મુસાફરખાના બંધાવવામાં આવ્યા હતા એ જ સમયે આલમ ખાન ગુજરાતીએ પણ એક મુસાફરખાનું બંધાવ્યું હતું

4 અમદાવાદમાં એક સરાઇ કોટ બહાર રાયપુર અને સારંગપુર વચ્ચે "સરાય અફઝલખાન" નામની અફઝલખાન બબાનીએ બંધાવી હતી અમદાવાદના નાના કિલ્લામાં નક્કારખાના નજીકના દરવાજા પાસે આઝમખાન નામે ગુજરાતના સૂબાએ શાહજહાનના સમયમાં એક બંધાવી હતી એ જ પ્રમાણે ઇ'તિમાદખાનની સરાઇ, સિકંદરની સરાઇ વગેરે ઘણી સરાઈઓ હતી મેન્ડેલ્સો ઈ. સ. ૧૬૩૮માં અમદાવાદ આવ્યો ત્યારે હસનપુર (વટવા નજીક)માં કારવાનસરાઇ હતી [Mandelso s Travels in Western India p. 19]

કિતાબખાનાં,[1] રસ્તા, લંગરખાનાં[2] વગેરેનો સમાવેશ થતો હતો. અમીર ઉમરાવો અને ધનિકો પણ પોતાના તરફથી લોકોનાં સુખસગવડ માટે એવી વ્યવસ્થા કરતા હતા.

મુસાફરખાનાં બાંધવાનો રિવાજ મુઝફ્ફર પહેલાના સમયથી જ પડ્યો હતો. વિશેષ કરીને એ કામ મસ્જિદો અને મંદિરો મારફત લેવામાં આવતું હતું. તેમના વંડામાં કેટલાક ઓરડા બંધાવવામાં આવતા હતા.

પૂલો પણ પુષ્કળ બનાવવામાં આવતા હતા.[3] પરિણામે નદી નાળાં ઉપર આવજાવની પ્રજાને રાહત રહેતી. રસ્તાની જરૂર સામાન્ય રીતે પ્રજાને વિશેષ હોય છે તેથી સુલતાનોએ એ બાબત પણ લક્ષમાં લીધી હતી.[4]

---

૧ કિતાબખાનાનો તો પાર ન હતો. મસ્જિદ, મદ્રેસા અને ખાનકાહોમાં ઠેર ઠેર પુસ્તકાલયો હતાં.

૨ ગરીબો અને મુસાફરો માટે ઠેર ઠેર લંગરખાના પણ હતાં. એમાંનું એક સુલતાન અહમદના મકબરા પર હતું. સુલતાન મહમૂદ બેગડાના જમાનામાં દુકાળ પડ્યો ત્યારે સુલતાનના ફરમાનથી લંગરખાનું ચાલુ કરવામાં આવ્યું હતું. એવી જ રીતે બહાદુરશાહના જમાનામાં અનાજબિન લઈને મોટાં લંગરખાનાં ગરીબો માટે ખોલવામાં આવ્યાં હતાં. એ ઉપરાંત મદ્રેસા અને ખાનકાહોમાં એનો બંદોબસ્ત રહેતો ( મિરાતે અહમદી, પરિશિષ્ટ પૃ. ૭૦, કલકત્તા ). તે ઉપરાંત અમીર ઉમરાવો અને ધનિકો પણ પોતાના તરફથી સ્થાપતા હતા.

૩ જેમકે એક પૂલ સાબરમતી નદી ઉપર અમદાવાદમાં બંધાવવામાં આવ્યો હતો, બીજો પૂલ સુલતાન મહમદ પહેલાના સમયમાં મલેક અયાઝે દીવ બેટ પર તૈયાર કરાવ્યો હતો.

૪ જેમકે સુલતાન અહમદે અમદાવાદ વસાવ્યું ત્યારે દરેક જગ્યાએ પહોળા રસ્તા બંધાવ્યા હતા. તારીખે ફરિશ્તહમાં જણાવવામાં આવ્યું છે કે 'અમદાવાદના રસ્તા એટલા પહોળા છે કે દસ ગાડી આસાનીથી એક સાથે તે ઉપરથી પસાર થઈ શકે છે' (ભા. ૪, પૃ. ૩૫૧ હૈદરાબાદ). મહમૂદ પહેલાના સમયમાં એક મોટો રસ્તો પાટણથી વડોદરા પર્યંત તૈયાર કરવામાં આવ્યો હતો. તેની બંને બાજુએ છાંયડા માટે ઝાડો રોપાવવામાં

એ ઉપરાંત દવાખાનાં પણ ઘણાં હતાં. સરકારી દવાખાનાં ઉપરાંત હકીમો અને વૈદ્યોએ પણ પોતાનાં દવાખાનાં લોકોપયોગ અર્થે ખોલ્યાં હતાં. મદ્રેસા સાથે જે છાત્રાલયો સ્થાપવામાં આવતાં હતાં ત્યાંના વિદ્યાર્થીઓને માટે હકીમો અને વૈદો નીમવામાં આવતા હતા.

અનાથ બાળકો માટે યતીમખાનાંની ઉત્તમ સગવડ હતી.

તે ઉપરાંત હમામો પણ સુલતાનોએ બંધાવ્યાં હતાં.[1] પરિણામે આ સર્વ કાર્યોને લગતા ઘણા અરબી ફારસી શબ્દો ગુજરાતી ભાષામાં પ્રચાર પામ્યા

| | | |
|---|---|---|
| કિતાબખાનું | क़िताबूख़ानह | (ફા.) |
| કનાર | क्तार | (અ.) |
| ખુરશી | .ग़ुरसी | (ફા.) |
| જહાજ | | (ફા.) |
| પુલ | | (ફા) |
| મહેમાન | मेहमान | (ફા.) |
| મહેમાનખાનું | मेहमानख़ानह | (ફા.) |
| મુસાફર | मुसाफ़िर | (અ.) |
| મુસાફરી | मुसाफ़रत | (અ.) ઉપરથી |
| મુસાફરખાનું | मुसाफ़िरख़ानह | (ફા.) |
| મિજમાની | मेज़बानी | (ફા.) |
| મંજિલ[2] | मंज़िल | (અ) |
| મંજિલગાહ | मंज़िलगाह | (ફા) |

આવ્યાં હતાં. મહમૂદ બીજાના સમયમાં અમદાવાદથી મહેમદાવાદ પર્યંત એક સડક તૈયાર કરાવવામાં આવી હતી તેની બન્ને બાજુએ દુકાનો હતી. (અમીન રાઝી-હફ્ત ઇકલીમ, પૃ. ૮૭, કલકત્તા).

૧ અબ્દુર્રહીમ ખાનેખાનાને ઈરાની પ્રકારના હમામો ગુજરાતમાં બંધાવ્યાં હતા જેમનો ગરીબ લોકો પણ લાભ લઈ શકતા હતા.

૨ આ શબ્દ ફારસીમાં પણ વપરાય છે, પરંતુ એમાં ગાહ (જગ્યા બતાવનાર પ્રત્યય)ની જરૂર નથી. મંજિલમાં જગ્યાનો અર્થ આવી જાય છે. એમાં

| | | |
|---|---|---|
| રસ્તો | राहतह | (ફા.) |
| લંગરખાનું | लगरखानह | (ફા.) |
| સફર | सफर | (અ.) |
| સગાઈ | | (ફા.) |
| સવાર | | (ફા.) |

**આરોગ્ય, રોગ અને ઔષધ સંબંધી**

| | | |
|---|---|---|
| અરક | अरक़ | (અ.) |
| ઇલાજ | इलाज | (અ.) |
| કબજિયાત | क़ब्ज़ियत | (અ.) |
| કમજોરી | कम्ज़ोरी | (ફા.) |
| ખૂન | ख़ून | (ફા.) |
| ચરબી | चर्बी | (ફા.) |
| જખમ | ज़ख़्म | (ફા.) |
| જુલાબ | जुल्लाब[1] | (અ.) |
| ઝેર | ज़हर | (ફા.) |
| તબીબ | | (અ.) |
| તાકાત | ताक़त | (અ.) |
| દરદ | दर्द | (ફા.) |
| દરદી | दर्द ઉપરથી | (ફા.) |
| દમ | | (ફા.) |
| દવા | | (ફા.) |
| દારૂ | | (ફા.) |
| નજલો | नज़्लह | (અ.) |
| નસ્તર | नश्तर | (ફા.) |
| નાસૂર | नासूर | (અ) |

શરૂઆતનો म સ્થળસૂચક છે. અને नजल નો અર્થ 'ઉતરવું તે' થાય છે

૧ ગુલાબનું અરબી રૂપ છે. ગુલાબના પાંદડાં ખાવાથી દસ્ત સાફ આવે છે.

એ ઉપરાંત દવાખાના પણ ઘણા હતા. સરકારી દવાખાના ઉપરાંત હકીમો અને વૈદ્યોએ પણ પોતાના દવાખાના લોકોપયોગ અર્થે ખોલ્યા હતા. મદ્રસા સાથે જે છાત્રાલયો સ્થાપવામાં આવતા હતાં તેના વિદ્યાર્થીઓને માટે હકીમો અને વૈદો નીમવામાં આવતા હતા.

અનાથ બાળકો માટે યતીમખાનાની ઉત્તમ સગવડ હતી.

તે ઉપરાંત હમામો પણ સુલતાનોએ બંધાવ્યાં હતા.[1] પરિણામે આ સર્વ કાર્યોને લગતા ઘણા અરબી ફારસી શબ્દો ગુજરાતી ભાષામાં પ્રચાર પામ્યા.

| | | |
|---|---|---|
| કિતાબખાનું | किताबखानह | (ફા) |
| કતાર | कितार | (અ) |
| ખુરશી | खुरशी | (ફા) |
| જહાજ | | (ફા) |
| પુલ | | (ફા) |
| મહેમાન | मेहमान | (ફા) |
| મહેમાનખાનું | मेहमान्खानह | (ફા) |
| મુસાફર | मुसाफ़िर | (અ) |
| મુસાફરી | मुसाफ़रत | (અ.) ઉપરથી |
| મુસાફરખાનું | मुसाफ़िरखानह | (ફા) |
| મિજબાની | मेज़बानी | (ફા) |
| મંજિલ[2] | मंज़िल | (અ) |
| મંજિલગાહ | मंज़िल्गाह | (ફા) |

આવ્યા હતા. મહમૂદ બીજાના સમયમાં અમદાવાદથી મહેમદાવાદ પર્યંત એક સડક તૈયાર કરાવવામાં આવી હતી તેની બન્ને બાજુએ દુકાનો હતી. (અમીન અલી હફ્ત ઇક્લીમ, પૃ ૮૭ કલકત્તા)

૧ અબ્દુર્રહીમ ખાનેખાનાને ઈરાની પ્રકારના હમામો ગુજરાતમાં બંધાવ્યા હતા જેમનો ગરીબ લોકો પણ લાભ લઈ શકતા હતા.

૨ આ શબ્દ ફારસીમાં પણ વપરાય છે, પરંતુ અહીં ગાહ (જગા બતાવનાર પ્રત્યય)ની જરૂર નથી. મંજિલના જગ્યાનો અર્થ આવી જાય છે અહીં

કે નાઈ જઈ ગ્રીષ્મઋતુના ગ૮, નાશ રૂપને ગ્નિગ્ધ અને શ્યામન બનાવી મૂકે છે

અહીના જેટનો સુનામ જગતના ગાઈ પણ દેશમા થતો નથી તેમાથી અત્તર બનાવવામા આવે છે કાસ્પિયન સૈમુદ્રને કિનારે આવેલુ માઝ્રુ મેદાન એક બગીચા જેવુ છે ત્યા ખેતીની પેદાશ ખૂબ થાય છે ઈરાનના જેવા ઉનાળામા થતા સર્વોત્તમ મેવ, નાસપાતી, ખજૂરના તડબૂચ અને જરદાલુ જગતમા બીજે ક્યાંય થતાં નથી શેતૂરના ત્યા પુષ્કળ ઝાડો ઊગે છે તેથી રેશમના કીડા ઉછેરી રેશમ કાઢવામા આવે છે અગૂર પુષ્કળ થાય છે[1] તેમાંથી શરાબ બનાવવાનો ઉદ્યોગ પણ ચાલે છે ઉનાળાની મોસમમા જ્યા જુઓ ત્યા મેવો જ મેવો નજરે પડે છે[2]

સરુ વગેરે ઝાડો જેમના ઉપમા અને રૂપક શાયરીમા વારવાર આવે છે તે અલ્બુર્ઝ પહાડના જગલોમા ગાઢ પ્રમાણમા ઊગે છે

ભારતના મુસલમાન બાદશાહોને[3] ઈરાની (એટલે કે ઈરાનમા

---

૧ કાસ્પિયન સમુદ્રની દક્ષિણે આવેલો માઝિન્દરાન (પુરાણ હરકેનિયા) પ્રાત એટલો ફળદ્રુપ હતો કે સ્ટ્રેબો જણાવે છે કે ' એમ કહેવાય છે કે હરકેનિયામા દરેક દ્રાક્ષલતા સાત ગેલન દારૂ અને દરેક અજીરનુ ઝાડ તેનુ માપ અજીર આપે છે

Strabo II 1 14—(Translation by Hamilton and Falconer) (Sykes A History of Persia Vol 1, p 2 ના આધારે)

સ્ટ્રેબો ઈ સ. પૂર્વે પ્રથમ સદીમા થઈ ગયો

૨ સુરત જિલ્લાના વલસાડ તથા પારડી તાલુકામા બગોદ, હરિયા, ઉમરસાડી, પનસાણા વગેરે ગામોમા મે જૂનમા કેરી સિવાય બીજુ કઇ નજરે પડતુ જ નથી તેવી જ સ્થિતિ ઈરાનના ફળદ્રુપ ભાગોમા ફળફળાદિની છે

૩ ફીરોઝશાહ તગલખે દિલ્હીની આજુબાજુ ૧૨૦૦ બાગોના સ્થાન તૈયાર કરાવ્યા હતા તેમા નવ જાતની અગૂર હતી

| | | |
|---|---|---|
| નુસખો | नुसखह | (અ) |
| બદહજમી | बद्‌ह जमी | (ફા) |
| બિમાર | बीमार | (ફા) |
| બેહોશ | | (ફા) |
| મલમ | मर्हम | (અ) |
| માંદુ | मान्दह[1] | (ફા) |
| લકવો | लक्‌वह | (અ) |
| શરદી | सर्‌दी | (ફા) |
| હકીમ | | (અ) |
| હજમ | हज़म | (અ) |
| હોશ | होश | (ફા) |

ખેતીવાડી —

ફારસી શાયરોએ ગુલાબોના બગીચા–રૂપ ઈરાનના દક્ષિણ ભાગમા આવેલી ભૂમિને[2] જગતમા અમર બનાવી મૂકી છે ત્યા લીલા ઘાસની છવાયેલાં મનોહર મેદાનો છે ઘીચોઘીચ ઝાડીઓની વચ્ચ ગુલાબ ાાવો સર્વત્ર વેરાઈ ગયા હોય છે વસતના આગમન અને ગ્રીષ્મ ઋતુની શરૂઆત સમયે પર્વત પર પડી રહેલો બરફ પીગળી નદીઓને ભરપૂર કરી મૂકે છે ત્યારે જનનતાના લીલાં પાદડા ફૂલથી વિભૂષિત ાની ચોમેર પ્રભા પ્રસરાવી મૂકે છે તાલકુંજો બુલબુલોના અવિરામ અને અતૂટ ગીતોથી ગુંજી રહે છે[3] અને મેદાનો મનોહર ાગીચાના રૂપમા

1 થાકેલો

2 મશહૂર સાદી અને હાફિઝની જન્મભૂમિ શીરાઝ પણ ત્યાં જ છે

3 પ્રો એ. એમ મૌલવી (એમ એ) એ ઈ સ ૧૯૩૮મા ઈરાનની તેમની મુસાફરીનુ વર્ણન ' મોર્ન ઈરાન નામના પુસ્તકમા કર્યું છે તેમા તે (પૃ ૭) કહે છે જેમના કીમતી પુસ્તકો ાભગ તમામ મુખ્ય ભાષાઓમા ઉતારવામા આવ્યા છે એવા હાફિઝ અને સાદીની આ રમણીય ભૂમિએ પોતાનો અસલ પૌરસ્ત્ય ભપકો જાળવી રા ા છે તેના બાગા રગ બૂ અને સાકમા રસાળ છે જે બુલબુલના હાફિઝ અને સાદીને હાલમસ્ત કરી મૂકતા હતા તે આજે ા ગુલાબોમા તેમનો મધુર કિલકિલાટ આલાપી રહ્યા છે

ત્યાંથી મગાવી અહીં તે ઉગાડ્યાં હતાં ખુરાસાનથી નિપુણ કારીગરો અને મજૂરો બોલાવી ત્યાંની ઢબે બાગને ગળિયામણો બનાવતો એ રીતે ઝાડોમાં અનાર, અંજીર, કાલમાં, અંગૂર, શુનામ, બદામ વગેરે ઈરાન તરફથી લાવી રોપાવવામાં આવ્યાં. તે ઉપરાંત તેમાં દેશી ઝાડો તેમજ છોડોનો પણ ઉપયોગ કરાવવામાં આવતો બાગો તૈયાર કરવામાં હરીફાઈ ચાલતી હતી.[1] મફત ફળવાળા ઝાડો રોપવા માટે ઢંઢેરો પણ પિટાતો

---

૧ એમ કહેવાય છે કે ખુરાસાનના એક શખ્સે સુલતાન મહમૂદ (બેગડા)ને અરજ કરી કે "હું બાગો બનાવવામાં અને ઇમારતો બાંધવામાં અતિ કુશળ છું તેથી મને કાંઈ જગ્યા આપવામાં આવે તો હું ત્યાં એક એવો બાગ બનાવીશ કે જે જોઈને સુલતાનનું દિલ બાગ બાગ થઈ જાય.' સુલતાને કહ્યું કે "શહેરની આસપાસ જે જગા તને ઠીક લાગે તે પસંદ કર " ને પછી અમલદારોને નેગુ ફરમાવ્યું કે "જે જે ચીજ એને જોઈએ તે આપવી.' તે શખ્સે સુંદર બાગ. તેની વચ્ચે એક ખૂબસૂરત હોજ, આમતેમ અજાયબી ઉપજાવે એવા ફુવારા તથા નહેરો વગેરેની રચના ગરી ખૂબીવાળી કરી કે તેવી કળા ગુજરાતમાં ન સમજ ન હતી ખુશ થઈ સુલતાને તેને ઇનામો આપ્યાં મિરાતે સિકંદરી પૃ ૧૦૯ ૧૧૦ )

તે જ સમયે ગીનુ નામના ગુજરાતી કારીગરે સુલતાનને અરજ કરી કે "જો આપનો હુકમ હોય તો આના જેવો એક બાગ બનાવું " સુલતાને કહ્યું કે ' જો તારાથી બની શકે તો શા માટે નહિ?" થોડા જ સમયમાં પેલા બાગ કરતા પણ સરસ તેણે બનાવ્યો સુલતાન આ બાગ જોઈ ઘણો જ ખુશ થયા તેને પૂછ્યું "ગુજરાતના લોકો આ કળાઓથી વાકેફ નથી તો તું એ ક્યાંથી શીખ્યો?" તેણે જણાવ્યું "ખુરાસાનનો માણસ બાગ બનાવતો ત્યારે પોતાનું કામ તે ઘણી છાની છૂપી રીતે કરતો અને બાગની આસપાસ એ કળાના જાણકારને જવા દેતો નહિ. હું પોતે અજ્ઞાત મજૂરના જેવો દેખાવ કરી અંદર ગયો થોડું તેને કામ કરતો જોઈ તથા થોડું મારી અક્કલ હોશિયારીથી એ કળાનું જ્ઞાન પ્રાપ્ત કર્યું " સુલતાને ખુશ થઈ તેને ઇનામો આપ્યાં (મિરાતે સિકંદરી પૃ. ૧૧૦). આજના હાટકેશ્વ સ્થળે એ બાગ હતો (મિરાતે સિકંદરી પૃ ૧૧૦)

બનાવવામા આવના તેવા ) બાગો બનાવવાનો શોખ રહ્યો હતો તેમણે એ કળાની ખિલવણીમા ઘણો રસ લીધો હતો એ બાગો ઘણે ભાગે ઉતરાણવાળી જગ્યામા બનાવવામા આવતા તેમા પાણી નહેરો મારફત વહેતુ અને ધોધ પણ બનાવવામા આવતા

ગુજરાતના સુલતાનોને[1] પણ બાગોમાં અતિ રસ હતો તેથી તેમણે એ પ્રવૃત્તિ સારા પાયા ઉપર ચલાવી હતી.

ગુજરાતમા વાડીઓ બનાવવાનુ અને ખેતી કરવાનુ કામ તો પુરાણા જમાનાથી ચાલુ હતુ, પરંતુ ઈરાન બલુચિસ્તાન અફઘાનિસ્તાન વગેરે સ્થળોએ જે ફળો અને મેવા થતા તે ન હતા સુલતાનોએ

---

૧ સુલતાન અહમદે અમદાવાદનો પાયો નાખ્યા ત્યાર શાહી મહેલો સાથે સાથે કેટલાએ બાગો તૈયાર કરાવ્યા હતા ખભાતમા નસિરાનિરે એક તૈયાર કરાવ્યો હતો જહાગીર ગુજરાતમા ઈ સ ૧૬૧૭મા આવ્યા અને સમુદ્ર જોવા ખભાત ગયા ત્યાર તે એ જ બાગમા ઊતર્યા હતો અને સમુદ્રમા સહેલ કરી હતી ( મિરાતે અહમદી ભા ૧, પૃ ૭૦૧, સુબ્હે મિરાતે મોહમ્મદી પૃ ૧૬ તુઝુકાતનામએ જહાગીરી પૃ ૨૦૬ )

સુલતાન કુત્બુદ્દીને જે બાગો તૈયાર કરાવ્યા હતા તેમાથી અમદાવાદમા મશહૂર નગીના વાડી અત્યારે છ ( ફારસીમા બાગ નગીનહ છે નગીનહ નો અર્થ 'વીંટી અથવા વીંટીમાન નગ' થાય છે કાંકરિયા સરોવરરૂપી વીંટીનુ આ બાગ નગ હતુ )

મહમૂદ બેગડાને બાગ અને બાગાનો ઘણો શોખ હતો તાજ ખાને સઈને તેના સમયમા સારા પ્રદેશ 'બાગ બહાર' જેવો બાગનો હતો તેરહ તરેહના બાગો નવ તૈયાર કરાવ્યા હતા બાગબાની માટે ઈરાની નિષ્ણાતો પાસે તેણે કામ લીધુ હતુ

ગરમીની ઋતુમા ખરબુચા પાકતા ત્યારે મહેમદાવાદ જતો અને બે ત્રણ મહિના ત્યા રહેતો (મિરાતે સિકદરી પૃ ૧૨૭)

તેણે નાસાનેર વસાવ્યુ અને બાગો પણ ત્યા બનાવવાનો હુકમ કર્યો. તેમા અનાર અંજીર બદામ, દ્રાક્ષ અંજીર વગેરે ઝાડો રોપાવવામા આવ્યા હતા ( મિરાતે સિકંદરી પૃ ૧૦૮ )

આવા બાગોની યાદી વિગતે અહમદીમાં વિગત સાથે આપવામા આવી છે[1]

આમ ઈરાન તુર્કસ્તાન બલુચિસ્તાન અને અફઘાનિસ્તાનમા થતાં ઝાડોનો ગુજરાતમા પણ પ્રચાર થયો ત્યાથી ફારસી ભાષાના નામો એ ઝાડો સાથે આવ્યાં અને ગુજરાતી ભાષાના બાગમા પ્રવેશ પામ્યા, તે આજ પર્યંત ખીલી રહ્યા છે તે ઉપરાત વાહનવ્યવહારની સગવડને લઈને તાજા તેમજ સૂકા મેવા અને ફળો અરબી-ફારસી નામો સાથે વધારે ને વધારે ગુજરાતમા આવતા રહ્યાં છે અને ખાવામા અને બોલવામા તેમનો પ્રચાર ચાલુ છે

---

૧ એમાથી એક ગુલાબવાડી નામનો બાગ હતો જેમા ઉગેલા ગુલાબમાથી ગુલાબજળ ખાસ ઔરંગઝેબ બાદશાહને માટે ખેચવામા આવતુ તેના ફૂલોનુ નૂર વધે તે માટે ઉપાય લેવા બાદશાહી ફરમાન હતુ

અકબરના નવરત્નોમાના અબ્દુર્રહીમ ખાને ખાનાને સરખેજમા પોતાની ફતેહની યાદગીરી માટે बाग फतह (ફતેહબાગ અત્યાર ફતેહ વાડી) નામે એક બાગ બનાવ્યો હતો જહાંગીરના સમયમા તેની પુત્રી મેહરુન્નિસા તેમા રહેતી હતી ઈ સ ૧૬૧૭મા પાનખર ઋતુમા મીણ અને કાગળની કળા વડે બહારનો દેખાવ તયાર કરાવી તેમા તરે જહાંગીરનો સત્કાર કર્યો હતો બાગમા દાખલ થતા અગાઉ પાનખર નિહાળી આવેલો જહાંગીર વસતનો આનદ અનુભવતા દિંગ થઈ ગયો હતો ઈ સ ૧૬૩૮મા આવેલા જર્મન મુસાફર આલ્બર્ટ ડે મેન્ડલ્સ્લો (Albert De Mandelso) મુક્તકંઠે એ બાગના વખાણ કરે છે—આ હિંદુસ્તાનનો મોટામા મોટા અને સુંદરમા સુંદર બાગ છે આમા અતિ આલીશાન મકાન છે એમા ફળાઉ વૃક્ષો બહુ છે એમા નારંગી, અનાર ખજૂર બદામ, આંબલી, શેતૂર, આંબા, નાળિયેર વગેરે ઘણી જાતના ફળાઉ ઝાડો છે

(M S Commissariat Mandelso s Travels in Western India, pp 47-48)

મોગલોને પણ બાગોની પ્રવૃત્તિ અંગે દિલચસ્પી[1] હતી. બાબરે ઈરાની ઢબના ઘણા બાગો તૈયાર કરાવ્યા હતા. અકબરે હિંદી અને ઈરાની ઢબોનું મિશ્રણ કર્યું હતું મોગલ બાદશાહોએ કાશ્મીર, આગ્રા, દિલ્હી, લાહોર, ઉદેપુર વગેરે સ્થળોએ એવા સુંદર બાગો બનાવ્યા હતા[2] અમદાવાદમા પણ ઈરાની તેમજ મોગલાઈ ઢબના બાગો તેઓના સમયમા તૈયાર થયા હતા[3]

મોગલોની પસંદગીનાં ઝાડોમા સરુ, ગુલાબ, લાલા, નરગિસ, નારંગી, લીંબુ, અંજીર, અનાર, અફંજન, આંબા વગેરે હતા

ગુજરાતના સુલતાનો અને મોગલ બાદશાહોની નકલ કરી તેમના અમીર ઉમરાવોએ પણ પુષ્કળ બાગો પોતાની જાગીરના સ્થળોએ તૈયાર કરાવ્યા હતા એ પ્રવૃત્તિ મોગલ સલ્તનતના અંત પર્યંત રહી હતી એ લોકો પોતાના જીવન દરમિયાન તેમાં બંધાવેલા આલીશાન મકાનોમા રહેતા અને જીવનના અંત પછીના સમય માટે પણ ત્યાંજ પોતાનું આરામસ્થળ મુકરર રાખતા

---

૧ મૌલાના હકીમ સૈયદ અબ્દુલ્હય-યાદે અય્યામ, પૃ. ૨૦

૨ અકબર બાદશાહના સમયમા શાહજાદા મુરાદબક્ષ પોતાના પુત્ર મીર્ઝા રુસ્તમના નામથી રુસ્તમબાગ તૈયાર કરાવ્યો હતો. એ બાગની નજીકમા શેખ સિકંદરની હવેલી હતી. તેના બાગમા અતિ સ્વાદિષ્ટ અંજીર થતા. બાદશાહ જહાંગીરે તે પોતાના હાથે તોડીને ખાધા હતા. તે એ વિશે લખે છે કે "હાથે તોડીને ખાવામા કઈ ઓર મઝા આવે છે બુરાનપુર કરતા અમદાવાદના અંજીર ચઢિયાતા છે" (તુઝુકે જહાંગીરી પૃ ૪૨૨-૨૪)

૩ તેમાંનો એક શાહીબાગ છે જે શાહજહાની સૂબાગીરી (ઈ સ ૧૬૧૭-૨૨) દરમિયાન સાબરમતીને કિનારે ઈ. સ. ૧૬૨૧-૨૨ મા તૈયાર કરાવવામા આવ્યો હતો તેમા એક હવેલી અને બાગનો સમાવેશ થતો હતો.

| | | | |
|---|---|---|---|
| ગુલાબ | गुल | (ફા.) | ઉપરથી |
| ચમન | | (ફા.) | |
| ચિલગોઝા | चिलग़ोज़ह | (ફા.) | |
| જરદાલુ | ज़र्द आलू | (ફા.) | |
| જુવ | (અ.) તેમજ | (ફા.) | |
| ચીરૂં | चीरह | (ફા.) | |
| તરબૂચ | तरबुज़ | (ફા.) | |
| દરખત | दरख़्त | (ફા.) | |
| દાલચીની | दारचीनी | (ફા.) | |
| નરગિસ | नरगिस | (ફા.) | |
| નહેર | नहर | (અ.) | |
| નારંગી | | (ફા.) | |
| નાસપતી | नाशपाती | (ફા.) | |
| પિસ્તાં | पिस्तह[1] | (ફા.) | |
| પિયાજ | पियाज़ | (ફા.) | |
| (પોસદોડામાં) પોસ્ત | पोस्त[2] | (ફા.) | ઉપરથી |
| ફાલસાં | फालसह | (ફા.) | |
| ફુદીનો | पूदीनह | (ફા.) | |
| ફુવારો | फव्वारह | (અ.) | |
| બદામ | बादाम | (ફા.) | |
| બાગ | बाग | (ફા.) | |
| બાગાયત | बागात (ફા.બ.વ.અરબીની રીતે) | | |
| બાગાયતી | ,, ,, ,, | | ઉપરથી |
| મસાલો | मसालिह[3] | (અ.) | |

૧ મૂળ ગ્રીક શબ્દ पस्तक ઉપરથી ફારસીમાં पिस्तह

૨ ચામરી અર્થાત્ ડોડું

૩ मस्लहत (ભલાઈ)નું બહુવચન. ફારસીમાં એ 'સામાન' અર્થમાં પણ

| | | |
|---|---|---|
| ગુલાબ | गुल | (ફા) ઉપરથી |
| ચમન | | (ફા.) |
| ચિલગોઝા | चिल्गोज़ह | (ફા.) |
| જરદાલુ | ज़र्द आलू | (ફા) |
| જવ | | (અ.) તેમજ (ફા.) |
| જીરૂ | ज़ीरह | (ફા) |
| તડબૂચ | तर्बुज़ | (ફા.) |
| દરખત | दरख़्त | (ફા) |
| દાલચીની | दार्चीनी | (ફા) |
| નરગિસ | नरगिस | (ફા.) |
| નહેર | नहर | (અ) |
| નારંગી | | (ફા) |
| નાસપતી | नाशपाती | (ફા) |
| પિસ્તા | पिस्तह[1] | (ફા) |
| પિયાજ | पियाज़ | (ફા) |
| (પોસદોડામાં) પોસ | पोस्त[2] | (ફા.) ઉપરથી |
| ફાલસા | फालसह | (ફા) |
| ફુદીનો | पूदीनह | (ફા) |
| ફુવારો | फव्वारह | (અ) |
| બદામ | बादाम | (ફા.) |
| બાગ | बाग़ | (ફા) |
| બાગાયત | बागात (ફા.બ અરબીની રીતે) | |
| બાગાયતી | ,, ,, ,, | ઉપરથી |
| મસાલો | मसालिह[3] | (અ) |

૧ મૂળ ગ્રીક શબ્દ પસ્તક ઉપરથી ફારસીમાં पिस्तह

૨ ચામડી અર્થાત્ છોડું

૩ मसलहत (ભલાઈ)નું બહુવચન. ફારસીમાં તે 'સામાન' અર્થમાં પણ

| | | |
|---|---|---|
| મેવો | मेवह | (ફા) |
| લાલા | लालह | (ફા) |
| લોબાન | लुबान | (અ) |
| શેતુર | शाहतूत | (ફા) |
| શકરકંદ, શકરિયાં | शकरकंद[1] | (ફા) |
| શકરજન | शकरजल | (અ) |
| સમ૭ | गर्जी[2] | (ફા) ઉપરથી |
| સરકો | सिरकह | (ફા) |
| સરુ | सर्व[3] | (ફા) |
| સેપ | सेब | (ફા) |

જીવજંતુ અને પશુપક્ષીઓ

| | | |
|---|---|---|
| અબલક | अब्लक़ | (અ) |
| કબૂતર | | (ફા.) |
| કરમ | किरम | (ફા) |

---

વપરાય છે એવી એ વસ્તુ છે કે જેનાથી કોઈ અન્ય વસ્તુ સુધરી જાય લાકડાં, ઈંટ, ચૂનો વગેરે ચીજોને બાંધકામનો મસાલો કહેવામાં આવે છે તેવી જ રીતે ધાણા જીરું મરચાં વગેરે શાકનો મસાલો કહેવાય છે

૧ कंद એ खंद (સં) નું ફારસી રૂપ છે અને कद એ कंद (ફા)નું અરબીકરણ છે

૨ શબ્દાર્થ લીલાશ છે

૩ એ ઝાડ સીધું, સોટા જેવું નાજુક ડાળીઓવાળું અને ગચ્છબંધ પાનોવાળું હોય છે દેખાવમાં તે સુંદર હોય છે ઈરાનમાં ઊંચા કદની સ્ત્રીઓ ખૂબસૂરત ગણાય છે અને તેથી ફારસી સાહિત્યકારો સુંદરતાના વર્ણનમાં આ ઝાડની ઉપમા આપે છે

સુલતાનોના જમાનામા નિમનિન અમલદારો ખાસ પોશાકમા હાજરી આપતા ઉત્તમ ભોજનો પીરસાતા અત્તર[1] ગુલાબથી જ્યા મહેક મહેક થઈ રહેતી ભોજનમાથી ફારેગ થતા જગમગતા લોકોને ખિતાબો[2] અને ખિલાતો[3] તેમજ ઇનામો[4] અને બક્ષિસો,[5] હોદ્દા[6]

---

આદમી હતા તેને મિજબાની આપવાનો ઘણો શોખ હતો તેના યોજેલા ઉત્સવો ઘણા આકર્ષક હતા શાહજાદાઓ ખાસ તેમા હાજરી આપતા તેના ઘરના જશનની રાત્રિએ દરબારીઓ ફૂલ અત્તરમાથી લાલ રગના અત્તરના તેજ સિવાય અન્ય કોઈને દીપની જરૂર પડતી નો મગાવી રાખતા નહિ (નિશાન સિકંદરી પૃ ૧૮૬)

મહમૂદ બીગડાના સમયમા તેનો વજીર દરિયાખાન ઉત્સવ-ઉજવણીની અવીનાઓના રચનાર લેનારા અવાક થઈ જતા તેના વિશે મિરાતે સિકંદરી (પૃ ૧૬૯)મા જણાવવામા આવ્યુ છે કે સુલતાન મુઝફ્ફરના જનાનખાનાની બાઈ ચપા (ફારસીમા 'બાઈ' ઉપર લખવામા આવ્યુ છે પરતુ ચપા નામ હશે એમ લાગે છે) કહેતી કે એક દિવસ ખાન મને સલામ ભરવા આવ્યા અને તેણે તેના જશનને નીરખવા મને આમત્રણ આપ્યુ મે તેના જશનની જગ્યા ઉપર પગ મૂક્યો ત્યારે ત્યાના અત્તરની ખુશબોઓએ મને બેભાન બેહોશ કરી મૂકી અને તેની જશનના રગબેરગી અને તરેહ તરેહની જાતો તથા મહેલોના શણગારના રગો તથા ચિત્રકામોથી હુ અજાયબ થઈ ગઈ હુ સુલતાન મુઝફ્ફરના જનાનખાનાની સ્ત્રી હતી અને સુલતાન પોતે પણ આવી બાબતોનો શોખીન હતા તોપણ તેણે એવી કોઈ આવી મજલિસ મને યાદ નથી.

१ इत्र (અ)
२ ख़िताब (અ) અર્થાત્ બાદશાહ તરફથી મળેલ પ્રતિષ્ઠાસૂચક નામ
३ ख़िल्अत (અ) અર્થાત્ માનનીય પોશાક
४ इन्आम (અ)
५ बख़्शिश (ફા)
६ ओहदह (અ)

અને લાયકાત[1] પ્રમાણે અર્પણ થતા. આખરે પાનગુલાબ થઈ દરબાર બરખાસ્ત થતો[2] રાત્રિએ આતશબાજી[3] રોશની[4] વગેરે પણ આનંદનો એક ભાગ હતો.

આવા જલસા[5] અને જશ્નો[6] સુલતાનો તરફથી તખ્તનશીની વખતે અને સામાન્ય રીતે પુત્રના જન્મદિને તેમજ મોટા તહેવારો વગેરે આનંદના પ્રસંગોએ યોજવામાં આવતા અને ઝ્યાફત[7] ગેરતી.

શિકાર[8]

ગુજરાતના સુલતાનોને[9] શિકાર કરવાનો અતિ શોખ હતો.

---

૧ लियाक़त (अ.)

૨ જહાંગીર ઈ. સ. ૧૬૧૭માં અમદાવાદમાં આવ્યો હતો ત્યારે 'શબે બરાત' (શબ=રાત્રિ અને બરાત ભાગ, હક. શાબાન નામના મુસલમાની મહિનાની પંદરમી રાત્રિ વિશે મુસલમાનો માને છે કે એ રાત્રિએ ખુદાના હુકમથી ફરિશ્તા મનુષ્ય જાતિના જીવનનો હિસાબ કરે છે અને જરૂરિયાતનો હિસ્સો વહેંચે છે અને તે વરસે કેટલા જન્મશે, કેટલા મરશે વગેરે નક્કી કરે છે. એ રાત્રિ મુસલમાનો આનંદથી ઊજવે છે.) ની રાત્રિએ કાંકરિયા તળાવની આસપાસના બધા મકાનોમાં ભાતભાતની ગોઠવણી કરી રંગબેરંગી દીવાઓની રોશની કરવાનો તેણે હુકમ કર્યો હતો અને આતશબાજી કરાવી હતી. એગા બાદશાહને એટલો આનંદ થયો હતો કે બીજી સાંજે પણ ફરીથી રોશની કરાવી હતી. આવી રીતે તેણે ઘણીવાર અમદાવાદમાં કરાવ્યું હતું (તુઝુકે જહાંગીરી પૃ. ૨૩૮–૨૩૯ ફારસી)

૩ आतशबाज़ी (फ़ा.) ६ जश्न (फ़ा.)

૪ रौशनी (फ़ा.) ७ ज़ियाफ़त (अ.)

૫ जल्सह् (अ.) ८ शिकार (फ़ा.)

૯ અલાઉદ્દીન હસન બહમની ગુજરાત જીતવા આવ્યો હતો ત્યારે નવસારી

નદીઓનાકાંઠા ભાગો લીલાછમ અને ફળદ્રુપ હોવાથી પુરાણા જમાનામાં ત્યાં શિકાર માટે ઘણા જાનવરો રહેતા. સૌરાષ્ટ્રના જંગલો તેમજ ઈડર, નવસારી, મહેમદાવાદ, ચાંપાનેર નજીકના મોરઆમની વગેરે સ્થળોએ સુલતાનોના શિકારગાહો[1] હતા.

સુલતાન અને અમીરો હાથી ઉપર બેસી શિકાર ખેલવા નીકળતા. શિકારી જાનવરોમાં બાજ[2], શકરા[3], ચિત્તા, હાથી અને કૂતરા વપરાતા. કૂતરા અને ચિત્તા [4]જંજીરથી બાંધેલા રાખવામાં આવતા. બાજને આંખે પાટો બાંધી હાથ ઉપર બેસાડી રાખવામાં આવતો. શિકાર માટે છોડતી વખતે અંધારી કાઢી નાખવામાં આવતી. ચિત્તાને બંધ ગાડીમાં રાખવામાં આવતો. સમય આવે બારણું ખોલી શિકાર તરફ

નજીક દરિયામાં બીડો અને તેમાં શિકાર કરવા લાયક જાનવરો જોઈ ઘાઓ સમય ત્યાં રહેવા લલચાયો હતો (ફરિશ્તહ ભા ૨, પૃ ૫૩૨ નિર્ણય, મુંબઈ) સુલતાન અહમદશાહ પહેલાના સમયમાં ગુજરાતમાં શિકારખાનું પણ જ વ્યવસ્થિત હતું. મહમૂદ બેગડાના સમયમાં ચાંપાનેર નજીક આવેલા મોરઆમની, જાંબુઆ અને સૌરાષ્ટ્ર વગેરે સ્થળોએ પણ શિકારગાહો હતા. મુઝફ્ફરશાહ બીજો શિકાર કરવા મહેમદાવાદ અને સૌરાષ્ટ્રમાં જતો. સુલતાન મહમૂદ ત્રીજાએ મહેમદાવાદને રાજધાની ઠરાવી હરણોના શિકાર માટે ત્યાં મોટો બાગ તૈયાર કરાવ્યો હતો. ત્યાં તે ઘણો સમય મોજમઝા માણતો રહેતો. (મિરાતે સિકંદરી પૃ ૩૬૪) [ફારસીમાં એ માટે 'આહૂખાનહ' (મૃગમેદાન યા હરણવાડો) શબ્દ છે ] મિરાતે સિકંદરીનો કર્તા લખે છે કે તે પોતાની પરી જેવી પ્રિયતમાઓ સાથે ત્યાં મશગૂલ રહેતો (પૃ ૨૭૦)

१ शिकारगाह (फा)

२ बाज (फा)

३ शिक्रह (फा)

४ जन्जीर (फा)

ઉપયોગ કરવામાં આવતો. ચિત્તો શિકાર પકડી શિકારી આગળ મૂકતો. તીરથી પણ જાનવરનો શિકાર કરવામાં આવતો.

સુલતાનો અને અમીરોને જોઈને અન્ય ધનિકો પણ શિકાર ખેલતા અને એવી રીતે શિકારને લગતા તેમના શબ્દો જેવા કે જછર, જાનવર,[1] શેર,[2] બબર,[3] બાજ, શકરો, શિકાર, શિકારી, શિકારગાહ વગેરે ભાષામાં પ્રચાર પામ્યા.

## રમત

પ્રથમ પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે તે મુજબ મૂળ શતરંજ[4]ની રમત ભારતમાં હતી, પરંતુ વિચિત્ર કથની તો એવી બની કે ઈરાનમાં અને અરબસ્તાનમાં ગઈ[5] તેથી એમાં વપરાતા મહોરાં અને દાનાના નામોનું અરબી-ફારસીકરણ થયું. હવે તો એવી બની છે કે એના મૂળ જન્મસ્થળ સાથેનો એનો સંબંધ જોઈએ તેવી સ્પષ્ટ રીતે દેખાતો જ નથી.

---

१ जानवर (फा)

२ शेर (अ)

३ बबर (फा)

४ शतरंज (अ)

૫ ઘણા બાદશાહો, અમીરો, વજીરો અને વિદ્વાનો એ રમતના શોખીન હતા. ઉમય્યા ખલીફાઓમાં યઝીદ બિન અબ્દુલમલેક અને હિશામ, અબ્બાસીઓમાં હારૂનર્રશીદ અને તેના બંને પુત્રો અમીન અને મામૂન, ગઝનવીઓમાં મહમૂદ, ફાતિમીઓમાં અલ્મુસ્તન્સિર બિલ્લા, મોગલોમાં તૈમૂર લંગ અને જલાલુદ્દીન અકબર વગેરેને એ રમત રમવાનો અતિ મોહ હતો.

| | | | |
|---|---|---|---|
| શાદી | | (ફા) | |
| શાહ | | (ફા) | |
| શિકાર[1] | | (ફા.) | |
| શેતરંજ[2] | शतरंज | (અ.) | |
| સબજી | सब्ज़ी[3] | (ફા) | ઉપરથી |
| સરઘસ | शहरगश्त | (ફા) | |
| સવાર | | (ફા) | |

---

૧ હોળી સળગાવવાના અગાઉના કેટલાક દિવસથી છૂપી રીતે બાળવાના લાકડાં ભેગા કરવા છોકરાઓ મળી રહે છે અને કોઈકના પુરાણા બારણાં, કોઈકના નામનાં પાટિયા અને કોઈકના જૂના દાદર અને બાંકડાઓ ઉપાડી લાવે છે. એ કાર્ય માટે 'શિકાર કરવાનો' રૂઢિપ્રયોગ ચાલુ થઈ ગયો હતો. કેટલાક વર્ષો અગાઉ સુરતમાં આ રિવાજ પૂર જોશમાં ચાલુ હતો અને આ શબ્દ પણ બહુ વપરાતો હતો. હવે તો એ ઓછું થયું છે

૨ કેટલાક કહે છે કે આ અસલ सद+रंज (सद=સો અને रंज એટલે દુ:ખ) ઉપરથી છે. એમાં ઘણી મુશ્કેલીઓ હોય છે અને તે ઉપરથી એ નામ પડ્યું છે. કેટલાક કહે છે કે એ शुद रंज (દુ:ખ થયું) ઉપરથી છે, કારણ કે એમાં રમનારને બારીકાઈથી ધ્યાન આપવાનું હોય છે. કેટલાક એમ પણ કહે છે, કે એ शशरंग (અર્થાત્ છ રંગ) ઉપરથી છે, કારણ કે એમાં (૧) શાહ, (૨) વજીર (फ़रज़ीन), (૩) ઘોડો (फ़रस), (૪) હાથી, (૫) ઊંટ અને (૬) પ્યાદું હોય છે

પરંતુ એ મૂળ સંસ્કૃત શબ્દ 'ચતુરંગ' છે એટલે કે લશ્કરના ચાર અંગ હાથી, ઘોડા, રથ અને પાયદળ અને આ ઉપરથી અરબોએ शतरंज કર્યું હોય એમ સંભવે છે.

૩ सब्ज़ એટલે લીલું. એ ઉપરથી सब्ज़ी એટલે લીલોતરી. ભાજીનાં પાંદડાં લીલાં હોય છે તેથી ભાજીને હિંદીમાં 'સબ્જી' કહે છે.

| | | | |
|---|---|---|---|
| આફી | | (ફા.) | |
| સુરમા[1] | सुरमह | (ફા.) | |
| હવાઈ[2] | हवा | (અ.) | ઉપરથી |
| હેના | हिना | (ફા.) | |
| હુક્કો | हुक्कह | (અ) | |

## સંગીત

ઈરાની સંગીતનો ઇતિહાસ ઈ સ. પૂ ૬૦૦ પર્યંત કે તે અગાઉ પણ જાય છે અવસ્તાનો સૌથી પુરાણો ભાગ (ગાથા) મંત્ર કે ગાવામાં આવતો મહાન દારા (ઈ. સ પૂ ૫૨૧–૪૮૫) ના મહેલમાં ૩૨૯ નાચનારી હતી.[3] સાસાની રાજાઓ પણ સંગીતના શોખીન હતા.

ઈરાનીઓ પાસે આ કારણથી પુરાણા જમાનાથી જ સંગીતના મશહૂર વાજિંત્રો છે તેમાં ચંગ, તમ્બૂરો, શરણાઈ, બર્બત વગેરેનો સમાવેશ થતો આવ્યો છે. ફાર્સ પ્રાંતમાં અગાઉ ચંગ અને બર્બતનો વધારે રિવાજ હતો. તુર્કિસ્તાન અને દેલમના તમ્બૂરો અને ખુરાસાનમાં ચંગ લોકો વિશેષ વાપરતા ભટકતું જીવન ગાળનારા અરબોને શરૂઆતમાં સંગીત પ્રત્યે કંઈ આકર્ષણ ન હતું તેઓ ઈરાનીઓના સંપર્કમાં આવ્યા ત્યારથી સંગીત તરફ તેમનું લક્ષ્ય ખેંચાયું અને તેમણે તે શીખવા માંડ્યું, આથી તેઓમાં ઈરાની સંગીતનો પ્રચાર થયો ડફ તેમનાં સૌથી પુરાણા વાજિંત્રોમાનું એક ગણાય છે

---

૧ અફગાનસ્તાન અને ઈરાનની સ્ત્રીઓ પોતાની આંખ અને પાંપણ ઉપર કાળો સુરમો લગાડે છે.

૨ અર્થાત્ હવા ગબ્બારી. એ એક જાતનું દારૂખાનું છે.

3 A. M A Shushtery Outlines of Islamic Culture, p. 208

૪ મીર્ઝા જલાલુદ્દીન–તારીખે અદબિયાતે ઈરાન. ભા ૨, પૃ. ૨૦૦

મુસલમાન-રાજ્ય દરમિયાન કુસ્તી[1] રમાતી[2] અને ચોગાન[3] ખેલાતું. સુલતાનો તેમાં રસ લેતા, એટલું જ નહિ, તેમાં ભાગ પણ લેતા હતા. સ્ત્રીઓ પણ ચોગાન ખેલતી.

## રમત ગમત, શોખ અને આનંદવિલાસની ચીજો સંબંધી

| | | |
|---|---|---|
| અરક | अरक़ | (અ.) |
| અત્તર | अित्र | (અ.) |
| અત્તરદાની | अित्रदान | (ફા.) ઉપરથી |
| અંબર | अम्बर | (અ.) |
| આતશબાજી | आतशबाज़ी | (ફા.) |
| કૈફ | कैफ़ | (અ.) |
| ઐન ઘૈન[4] | अैन–ग़ैन | (અ.)–(અ.) |
| ખુશબો | ख़ुशबो | (ફા.) |

---

૧ कुश्ती (ફા.)

૨ મિરાતે સિકંદરીનો કર્તા મુઝફ્ફરશાહ બીજા વિશે લખે છે કે સુલતાન તેના સમયના એ રમતના નિષ્ણાતોમાં પણ ઉત્તમ લેખાતો (પૃ. ૧૭૮).

૩ મજકૂર કિતાબનો કર્તા લખે છે કે સુલતાન મહમૂદ ત્રીજાને ચોગાન રમવાની મરજી થતી ત્યારે ભદ્રના મેદાનમાં રમતો.

પોલો રમવાના બેટને 'ચોગાન' કહે છે, પરંતુ એ રમત માટે મેદાનની ખાસ જરૂરિયાત હોય છે ને ઉપરથી એનો અર્થ 'મેદાન' થયો.

૪ એમાં अैन નો અર્થ 'આંખ' થાય છે અને ग़ैन નો અર્થ 'અંધકાર' થાય છે. એવી એક રમત ગુજરાતમાં બાળકો રમે છે.

| | | | |
|---|---|---|---|
| નાફ્રી | | (ફા) | |
| સુરમા[1] | सुरमह | (ફા) | |
| હવાઈ[2] | हवा | (અ) | ઉપરથી |
| હેના | हिना | (ફા) | |
| હુક્કો | हुक्कह | (અ) | |

**સંગીત**

ઈરાની સગીતનો ઇતિહાસ ઈ સ પૂ ૬૦૦ પર્યંત કે તે અગાઉ પણ જાય છે અવસ્તાનો સૌથી પુરાણો ભાગ (ગાથા) મનુ કરે ગાવામા આવતો મહાન દારા (ઈ સ પૂ ૫૨૧–૪૮૫) ના મહેલમા ૩૨૮ નાચનારી હતી[3] સાસાની રાજાઓ પણ સગીતના શોખીન હતા

ઈરાનીઓ પાસ આ કારણથી પુરાણા જમાનાથી જ સગીતના મશહૂર વાજિત્રો છે તેમા ચગ તબુરો, શરણાઈ બર્બત વગેરેનો સમાવેશ થતો આવ્યો છે ફાર્સ પ્રાંતમા અગાઉ ચગ અને બર્બતનો વધારે રિવાજ હતો તબરિસ્તાન અને દેલમના તબૂરો અને ખુરાસાનમા ચગ લોકો વિશેષ વાપરતા ભરતનુ ઉત્થાન ગાળના ! અરબોને શરૂઆતમા સગીત પ્રત્યે કઈ આકર્ષણ ન હતુ તેઓ ઈરાનીઓના સપર્કમાં આવ્યા ત્યારથી સગીત તરફ તેમનુ લક્ષ્ય ખેચાયુ અને તેમણે તે શીખવા માડ્યુ[4], આથી તેઓમા ઈરાની સગીતનો પ્રચાર થયો ને તેમના સૌથી પુરાણા વાજિત્રોમાનુ એક ગણાય છે

---

[1] અરબસ્તાન અને ઈરાનની સ્ત્રી ઓ પોતાની આખ ઉપર પાપણ ઉપર બાળો સુરમો લગાવે છે

[2] અર્થાત્ હવા સબધી અ એક બનતનુ દારૂખાનુ છે

[3] A M A Shushtery Outlines of Islamic Culture, p 208

[4] મીર્ઝા જલાલુદ્દીન તારીખે અદબિયાતે ઈરાન, ભા ૨, પૃ ૧૦૦

ગુણીઓનો એક ભાગ વાજિંત્રો ઉપર વગાડવાનું પસંદ કરતો એટલું જ નહિ, પણ તેઓ સર્જનહારને પ્રેમપૂર્વક સંબોધવામાં ગાતા અને નાચતા પણ ખરા.

ઈ. સ. ૧૦ મી અને ૧૮ મી સદી સુધીમાં એની પ્રગતિ ઘણી થઈ.

સિંધની જીત પછી મુસલમાનો ભારતમાં સંગીત લાવ્યા હતા કેટલાક રાગો ભારતમાં હતા તેમાં મુસલમાન ગવૈયાઓએ ઈરાનમાં ચાલતા રાગોનું મિશ્રણ કર્યું અને તેમાંથી અન્ય રાગો ઊભા કર્યા* સુલતાન અલાઉદ્દીનના દરબારીઓમાં એક અમીર ખુસરો નામનો કવિ હતો તેણે આવી રીતે સિતાર વાજિંત્ર અને તરાણાના ગાણામાં હિંદી ઢબો આણી હતી. વાજિંત્રોમાં પણ સુધારો વધારો થયો હતો અને નવા નામો પોતાના તરફથી આપવામાં આવ્યાં હતાં, જેમ કે સારંગીમાં સિતાર અને તંબૂરાનું મિશ્રણ છે મોહમ્મદશાહ રંગીલાના જમાનામાં થઈ ગયેલા સારંગખાને એ પ્રમાણે કર્યું હતું અને પોતાના નામ ઉપરથી એનું એ નામ આપ્યું હતું

મુસલમાન રાજાઓના દરબારમાં ગાનારા અને નાચનારા હમેશા રહેતા મોસમ, દિવસ અને રાત્રિના સમય પ્રમાણે ગાયનો ગવાતા

ટૂંકમાં હિંદી શૈલી અને ફારસી શૈલીનો સુભગ સંયોગ એ મુસલમાની જમાનાના સંગીતનું મુખ્ય લક્ષણ છે શિષ્ટ સંગીતમાં કેટલાક પ્રકારને ફારસી નામો મળ્યા અને તરાણા, ગઝલ, ટપ્પા, કવ્વાલી ઇત્યાદિ દાખલ થયાં.

ગુજરાતના સુલતાનો[*] સંગીતના ઘણા શોખીન હતા મોગલોના

---

* સુલતાન અહમદશાહ પહેલાના સમયમાં મશહૂર પવિત્ર બુઝુર્ગ હઝરત શેખ અહમદ ખટ્ટુને કવ્વાલી સાંભળવાનો ઘણો જ શોખ હતો તેના સમયમાં સંગીતનો ગુજરાતમાં ઘણો જ પ્રચાર હતો વિવિધ જાતના વાજિંત્રો અહીં તૈયાર થતા હતા. રબાબની ખાસ ખપત હતી. મહમૂદ બેગડા

સમયમાં એ સંગીત ઉન્નતિને શિખરે પહોંચ્યું હતું. સોળમી સદીની શરૂઆતમાં સંગીત શાસ્ત્રનો પ્રચાર સારા દેશમાં હતો.[1]

ઈરાનમાં અને મુસલમાન દેશોમાં વપરાતાં વાજિંત્રોનો પ્રચાર આવી રીતે ગુજરાતમાં થયો. આ કારણને લઈને ઘણા ફારસી શબ્દો આ વિષયને લગતા ગુજરાતીમાં છે.

---

માટે રબાબ ખાસ તૈયાર કરવામાં આવ્યો હતો (મિરાતે સિકંદરી પૃ. ૧૧૧). મુઝફ્ફર હલીમ પણ એક મોજીલો આદમી હતો. તેને સંગીત ઘણું જ પ્રિય હતું. તે રબાબ સુંદર વગાડતો હતો (મિરાતે સિકંદરી પૃ. ૧૫૯). સુલતાન બહાદુરશાહના સમયમાં સંગીત ઉન્નતિના શિખરે પહોંચ્યું હતું. ઉત્સવમાં તેમજ ખાનગી રીતે સુંદર ગવૈયા હંમેશાં ગાતા. લડાઈના મેદાનમાં પણ બહાદુરશાહ તેને સાથે રાખતો. બહાદુરશાહની રસિકતાને લઈને લોકોનું વલણ વાજિંત્ર અને સંગીત તરફ વિશેષ થયું હતું. મહમૂદ ત્રીજાનો વજીર દરિયાખાન એવો તો મોજીલો અને રંગી હતો કે સંગીતની ધૂનમાં વજીરપદના કામથી પણ બાતલ રહેતો હતો. ગુજરાતમાં તે સમયે સંગીતકારો મોટી સંખ્યામાં હતા. તેના દરબારમાં અદ્વિતીય ખૂબસૂરત સ્ત્રીઓ જમા થઈ ગઈ હતી. ચાંપાનેરમાં તેને છેલ્લી હાર મળી ત્યારે પાંચસો તો ગાનારી રમણીઓ પકડવામાં આવી હતી. એના ઉત્સવોનો દરબાર ઘણો જ રોનકદાર અને શાનદાર રહેતો (મિરાતે સિકંદરી પૃ. ૨૪૯). એના સમયમાં હિંદુ તેમજ મુસલમાન સંગીત-નિષ્ણાતો જમા થઈ ગયા હતા, જેવા કે નાયક બગ્ગૂ, નાયક ગોપાળ, નાયક હુસૈની, નાયક બખ્શુ, રંગખાન, મરદી, નાયક સુનેર, શેખ હરમન, મોહનરાવ, રંગરાવ વગેરે. આ તો ફક્ત દૃષ્ટાંતરૂપે છે. એવા તો ઘણા હતા. ગુજરાતના છેલ્લા બાદશાહ મુઝફ્ફર ત્રીજાના સમયમાં "કાના" નામનો એક સંગીતકાર હતો. તેની પુત્રી લાલકુંવર (લાલકોર) નામની મહાન નૃત્યકાર અને ગાનારી હતી. એના બાપની કળાનું તેણે સંશોધન કરી તેમાં વિશેષતા પેદા કરી હતી.

૧ અકબર, જહાંગીર, શાહજહાં અને છેલ્લો મોગલ બાદશાહ મોહમ્મદશાહ (ઈ. સ. ૧૭૧૯-૪૮) સંગીતના શોખીન હતા.

વાજિંત્રો સંબંધી

| | | |
|---|---|---|
| કવાલી | क़व्वाल | (અ) ઉપરથી |
| ચંગ | | (ફા.) |
| ડફ | दफ़ | (ફા) |
| ઢોલક | दुहुलक | (ફા) ઉપરથી |
| ઢોલકુ | ,, | (ફા) ,, |
| તબલચી[1] | तबल | (અ) ઉપરથી |
| તબલુ | त ल्ह | (ફા) ,, |
| તરાણો | तरानह | (ફા) |
| તંબૂરો | तंबूर, तबूरह[2] | (અ) |
| તાઉસ[3] | | (અ) |
| તાસુ | तास અને तासह (ફા) અને (અ) ઉપરથી | |
| તુનતુની[4] | तन्तनह | (અ) ઉપરથી |
| દિલરુબા | | (ફા) |
| દમામા | दमामह | (ફા) |
| નગારુ | नक़्क़ारह | (અ) |
| બરબત | बर्बत | (ફા) |
| રબાબ | रबाब | (અ) |
| શરણાઈ | शहनाई | (ફા) |
| સરોદ યા સરોદો | सुरोद | (ફા) |

---

૧ એમા ચી તુર્કી છે અને કર્તૃવાચક પ્રત્યય છે

૨ એ दुम्बरह (ફા) [दुम्बअे + बरह (दुम्बह = ખાસ કરીને ઘેટાના બચ્ચાની પૂછડી + बरह ઘેટાનુ બચ્ચુ)] નુ અરબી કરણ છે

૩ તાઉસ એટલે મોર એ વાજિંત્રનો આકાર મોર જેવો હોય છે તે ઉપરથી

૪ ફારસીમા दिल+रुबा છે રુબાનો અર્થ 'આકર્ષનાર' થાય છે તે ઉપરથી 'દિલને આકર્ષનાર' 'માશૂક' યા 'પ્રિય વસ્તુ' એવો એ શબ્દનો અર્થ ફારસીમા થાય છે ભારતમા એ વાજિંત્રનુ નામ છે

સિતાર[1] (ફા.)

કેળવણી

ગુજરાતના સુલતાનોએ પોતાની રાજસત્તાના એકસો સિત્તેરથી એંસી વરસના ગાળામાં તેમનાં જ્ઞાન અને વિદ્યાને ઘણુ ઉત્તેજન આપ્યું હતું. તેમનાં એ કદરદાની અને ઉત્તેજનને લઈને ઈરાન, યમન, મિસર તથા હિજાઝ (મક્કા મદીના)થી ચુનંદા વિદ્વાનોએ ગુજરાતમાં આવી વસવાટ કર્યો હતો.

તે સમયે બધી જ કેળવણીની સંસ્થાઓ અત્યારની પેઠે અલગ ન હતી. ઉસ્તાદો મસ્જિદમાં આવી બેસતા અને તેની આસપાસ શાગિર્દોનો દાયરો જામતો. એ જ રીતે ખાનકાહો (મઠો)માં પણ શિક્ષણ અપાતું. તેમાં ખાસ કરીને તેમનાં ધાર્મિક શિક્ષણ ઉપર જ વિશેષ ભાર હતો. ઠેર ઠેર મદ્રેસાઓ પણ હતી.[2]

---

૧ 'આજકલ' (તા. ૧ લી ડિસેમ્બર ૧૯૪૬ દિલ્હી) નામના અખબારમાં 'હિંદુસ્તાની મોસીકી' (ભારતીય સગીત) વિષય ઉપરના લેખમા શાહેદ અહમદ સાહેબે જણાવ્યુ કે સિતારની શોધ અમીર ખુસરો કવિએ કરી હતી, પરતુ એ વાતમા સત્યનો અભાવ છે. એ વાદ્ય પુરાણા જમાનાથી વપરાતુ આવ્યુ છે

૨ શેખ ઉસમાને (મૃ. ઈ. સ. ૧૩૬૧) અમદાવાદ નજીક ઉસમાનપુર વસાવ્યુ હતુ તેમા તેણે એક મદ્રેસા પણ બનાવી હતી. મોહમ્મદશાહે તેમાં પુસ્તકોની મદદ કરી હતી.

અણહીલવાડમાં ખાન સરોવર નામનું તળાવ હતુ તે ઉપર એક મદ્રેસા હતી. તેના ઉસ્તાદોમા એક મૌલાના કાસિમ ગુજરાતીનું નામ મળે છે.

અણહીલવાડમાં શેખ હુસામુદ્દીન મુલતાનીની મઝાર હતી તેની નજીક પણ એક મદ્રેસા હતી.

એક મહાન મદ્રેસા અમદાવાદ નજીક સરખેજ ગામમાં પણ હતી.

અત્યારના જેવા વિસ્તૃત પાયા પર મોગલ રાજ્ય સમયે દુનિયાના કોઈ દેશમાં રાજ્ય તરફથી પ્રજાની રીતસરની કેળવણીનો બંદોબસ્ત ન હતો. મોગલ સમ્રાટોએ એ ખોટ પૂરવા માટે આખા સામ્રાજ્યમાં હજારો વિદ્વાનો પંડિતો અને મૌલવીઓને પાઠશાળા અને મકતબો શરૂ કરવા અને ટકાવી રાખવા માટે જમીનો અને જાગીરો બક્ષિસ આપી હતી. અનેક અંગ્રેજ મુસાફરો સ્વીકારે છે કે એ સમ્રાટોના ઉદાર પ્રોત્સાહનના પ્રતાપે તે સમયે સમસ્ત ભારતમાં શિક્ષિતોની સંખ્યાનું પ્રમાણ દુનિયાના કોઈપણ દેશ કરતાં વિશેષ હતું.[1]

એ સમયે હિંદુ તેમજ મુસલમાનો એક જ જગ્યાએ કેળવણી પ્રાપ્ત કરતા. હિંદુ તેમજ મુસલમાનોની મિશ્ર શાળા ચાલતી હતી. એ સલ્તનતની પડતી પછી પણ એ જ પ્રથા ચાલુ હતી. કોઈ એક શિક્ષક પોતાના કે ભાડાના મકાનમાં એક મદ્રેસા ખોલી લેતો. તેમાં લોકો પોતાનાં બાળકોને શિક્ષણ માટે મોકલતા. મિશ્ર શિક્ષણની વ્યવસ્થા મસ્જિદમાં પણ હતી.[2] હિંદુઓએ ફારસી ભાષા અપનાવી ત્યારે મુસલમાનો સાથે મસ્જિદમાં પણ કેળવણી પ્રાપ્ત કરવા પોતાનાં બાળકોને મોકલવામાં તેઓ ઢીલ કરતા ન હતા. સામાન્ય રીતે ફારસીની મકતબો મુસલમાન મિયાંજી યા તો કેટલીક વાર હિંદુ શિક્ષકોના હાથ નીચે ચાલતી.[3]

---

અમદાવાદમાં વજીહુદ્દીનની મદ્રેસા મશહૂર હતી. તેમાં વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ પણ મળતી.

નવાબ સૈફખાને ઈ. સ. ૧૬૬૨ માં અમદાવાદમાં એક મદ્રેસા બંધાવી હતી (સૈયદ અબ્દુલ હય-યાદે અય્યામ પૃ. ૩૩).

સુલતાન મહમૂદ બેગડાએ મોટી મોટી મદ્રેસાઓ સ્થાપી હતી (મિરાતે સિકંદરી પૃ. ૭૫).

૧ Beniprasad—History of Jahangir pp. 92-93.

૨ મુસલમાનોમાં મસ્જિદ હમેશાં શિક્ષણના પ્રચારનું સ્થાન રહ્યું છે.

૩ અદબિયાતે ફારસીમાં હિંદુઓંકા હિસ્સહ, પૃ. ૨૩૮-૩૯.

**શિક્ષણને લગતા શબ્દો**

| | | |
|---|---|---|
| આખુંદજી | आख़ूद | (ફા) ઉપરથી |
| આલિમ | आलिम | (અ.) |
| ઉસ્તાદ | | (ફા) |
| જબાન | ज़बान | (ફા.) |
| તવારીખ | तवारीख़ | (અ.) |
| તારીખ | तारीख़ | (અ) |
| તાલીમ | तअ़लीम | (અ.) |
| દફતર[1] | दफ़तर | (અ.) |
| બાદબાકી[2] | बअ़द+बाक़ी | (અ. + અ.) |
| મકતબ | मक्तब | (અ.) |
| મદ્રેસા | मद्रेसह | (અ) |
| મુદ્દલ | मुदल्लल | (અ.) |
| શાગિર્દ | | (ફા) |
| સરવાળો | सरमायह | (ફા) |
| સરવૈયુ | सरमायह | (ફા.) |
| સરાસરી | सराबर | (ફા) ઉપરથી |
| હરફ | हर्फ़ | (અ.) |
| હિસાબ[3] | | (અ.) |

૧ ફારસીમાં 'રજિસ્ટર' 'ફેહરીસ્ત' એવો અર્થ થાય છે. ગુજરાતીમા છોકરાંઓની ચોપડીઓ રાખવાની થેલી થાય છ

૨ ફારસીમા એ શબ્દ વપરાતો નથી પરંતુ बअ़्द (=પછી) અને बाक़ी (= રહેલું) ઉપરથી, 'છેવટે બાકી રહે તે' એવો એનો અર્થ થઈ શકે.

૩ એ ઉપરાંત કીમિયો ( कीमिया–અ.; મૂળ એ ગ્રીક ભાષાનો શબ્દ છે. ) ફિલસૂફી ( फ़ल्सफ़ह–અ.; મૂળ એ ગ્રીક ભાષાનો શબ્દ છે. ), નજૂમી ( नूजूमी–અ. ), રમલ ( रमल–અ ) વગેરે શબ્દો પણ એ વિષયને લગતા છે, જે ગુજરાતીમાં પ્રચાર પામ્યા છે.

વહાણવટું

પુરાણા જમાનાથી ભારત સમુદ્રમાર્ગના વેપાર માટે ખ્યાતિ ભોગવે છે, તેથી ભારતવાસીઓ માટે વહાણવટું નવી વસ્તુ ન હતી, પરંતુ પારસીઓ આવ્યા[1] ત્યારે તેમણે વહાણ બાંધવાના ધંધાને પોતાની રીતે ખીલવ્યો. વેપાર માટે કાફલા તૈયાર થતા. તે પછી ગુજરાતી બાદશાહોને વેપાર ઉપરાંત સંરક્ષણ માટે દરિયાઈ કાફલા રાખવાની જરૂર લાગી હતી.[2]

સુરતમાં વેપારી વહાણ બાંધવાનો ઉદ્યોગ પણ સારી રીતે ખીલ્યો હતો. તેમાં હિંદુ, મુસલમાન, પારસી, અરબ, તાતાર, વલંદા અને આર્મેનિયાના લોકોનો ફાળો હતો, પરંતુ ખાસ કરીને પારસીઓ આગળ પડતા હતા.[3] દલાલીનો ધંધો વાણિયાઓના હાથમાં હતો. પરદેશીઓ દલાલ વગર માલ વેચી કે લઈ શકતા નહિ.

---

૧ તે પછી બહાદુરશાહના જમાનામાં જહાજો બનાવવાનાં કારખાનાં પોતા, ખંભાત અને સુરતમાં મોટા પ્રમાણમાં થયાં. તેના જમાનામાં દરિયાઈ કાફલો એવો મજબૂત હતો કે તેવો આખા ભારતમાં કોઈ પાસે ન હતો. મહમૂદ ત્રીજાના સમયમાં દીવબેટ પોર્ચુગીઝો પાસેથી પાછો લેવા માટે જે જંગી તૈયારી કરવામાં આવી હતી તે માટે જહાજો ખાસ ગુજરાતમાં જ તૈયાર કરવામાં આવ્યાં હતાં.

૨ ગુજરાતમાં સૌથી પ્રથમ દરિયાઈ લડાયક કાફલો તૈયાર કરાવનાર અહમદશાહ પહેલો હતો. ખંભાતનું બંદર એ માટે કેન્દ્ર સ્થળ બનાવવામાં આવ્યું હતું. મહમૂદ બેગડાએ દરિયાઈ કાફલાને ઘણો જ મજબૂત બનાવ્યો હતો. જહાજો તૈયાર કરવા માટે તેણે પણ ખંભાત બંદર જ નક્કી ઠરાવ્યું હતું. દરેક જાતનાં લડાયક સરંજામથી કાફલાને સજ્જ કરવામાં આવતો હતો. એ જ બાદશાહના સમયમાં લડાયક જહાજો ઉપર તોપ ચડાવવામાં આવી હતી. સોળમી સદીમા એ કાફલામાં વિશેષ પ્રગતિ થઈ હતી. તુર્કી અને પોર્ચુગીઝો પ્રકારનાં મહાન જહાજો તૈયાર કરાવવામાં આવ્યાં હતાં. દીવનો ટાપુ એ માટે કેન્દ્ર તરીકે નક્કી કરવામાં આવ્યો હતો.

3 Imperial Gazetteer, Vol. XXIII, p. 161

ઓગણીસમી સદીમા મુબઈ વધવાથી ગુજરાતનો વપાર ઓછો થયો, પરંતુ કિનારા ઉપર દેશી રાજ્યો આવેલા હોવાથી કચ્છ સૌરાષ્ટ્રનું વહાણવટુ અખડ રહ્યુ દેશી કારીગરોને હાથે વહાણ બધાતી અરબસ્તાન, ઈરાન વગેરે દેશો સુધી ગુજરાતના વહાણો આવતા જતાં હતા વેપાર પારસી, ખોજા, વહોરા અને હિંદુ વગેરે ગુજરાતીઓના હાથમાં રહ્યો. ધીમે ધીમે અદરના લોકોનો પણ જહાજો સાથેનો સબધ વધતો ગયો પરિણામે વહાણવટાને લગતા શબ્દો ભાષામા પ્રચાર પામ્યા,[1] જેવા કે —

| | | |
|---|---|---|
| અસમાન | असमान | (અ) |
| કમાન[2] | | (ફા) |
| કાફલો | क़ाफ़िलह | (અ.) |
| કિસ્તી | किश्ती | (ફા) |
| ખરાબો | खराबह | (ફા) |
| ખલાસી[3] | खिलासी | (અ.) |

૧ ખભાત વગેરે બદરોએ, વહાણવટીઓ પોતાનું વહાણ મછવો કે હોડીને સૂકી જગ્યાએથી પાણીમા તરતા કરવા યા પાણીમાથી ઊચે કિનારા ઉપર ચડાવવા માટે સામટુ જોર કરતી વખતે જે ગીત ગાય છે તેમા જમશેદ, રૂસ્તમ વગેરે પુરાણા જમાનામા ઈરાનમા થઈ ગયેલા મહાન વીરોના નામો અદ્યાપિ વાપરે છે
( આ ઉલ્લેખ શ્રી રત્નમણિરાવ ભીમરાવ જોટે તરફથી મળ્યા છે )

૨ માપ લેવા માટે સૂર્ય સાથે તેનો સબધ હોય છે

૩ 'ખલાસી' એક વિચિત્ર શબ્દ છે ગુજરાતીમા એનો અર્થ 'વહાણ ચલાવનારો' થાય છે અરબીમા 'ख़लस' નો અર્થ 'કાળા ધોળા વાળનુ મિશ્ર થવુ' થાય છે એ ઉપરથી જે બાળકની મા કાળી અને બાપ ગોરો હોય અથવા જેનો બાપ કાળો અને મા ગોરી હોય તેને ख़िलासी કહે છે, અર્થાત્ કે મિશ્ર લોહીની પ્રજા માટે એ શબ્દ છે અરબોના જહાજોમા

હલકા નોકરોમાં હબસી લોકો હતા અને અરબો હબસી સ્ત્રીઓને લોંડી તરીકે રાખતા હતા. તેનાથી જે છોકરા થતા હતા તેમને જહાજના કામમાં વળગાવવામાં આવતા અને તે ખ़િલાસી કહેવાતા હતા. ઉપર જણાવેલ ख़લસ અને જે મૂળ ઉપરથી ख़લાસ, .ख़ુલાસહ, ख़ાલિસહ વગેરે શબ્દો બન્યા છે તેમાં ફેર છે. ख़િલાસીના મૂળ ख़લસ માં અરબી ક્ષીન વર્ણ વપરાય છે અને આ બીજા ख़લાસ, ख़ુલાસહ, ख़ાલિસહ વગેરે શબ્દોમાં સ્વાદ વર્ણ વપરાય છે. એમાં મૂળ 'ख़લસ' નો અર્થ અરબીમાં 'સમાપ્ત હોવું તે', 'છુટકારો', 'શુદ્ધ હોવું તે', 'ચોખ્ખું હોવું તે' વગેરે થાય છે. એ ઉપરથી 'ख़લાસ'નો અર્થ 'સમાપ્ત હોવું તે', 'પૂરું થઈ જવું તે', 'છુટકારો' એવો થાય છે. ક્ષી (યે વર્ણસ્વર લાગીને) ख़લાસી શબ્દ પણ ફારસીમા એ જ અર્થમાં વપરાયો છે (જો કે એ વ્યાકરણની દૃષ્ટિએ ખોટો શબ્દ છે).

ख़લસ ('શુદ્ધ હોવુ' અથવા 'મેળવણી વગરનું હોવું') ઉપરથી ख़ાલિસહ 'કેવળ એકનો અધિકાર ધરાવતી વસ્તુ', 'પાદશાહની જમીન', 'જે જમીનમા સરકાર વિના કોઈ બીજાનો હક ન હોય તે', 'પોતાની કુલ માલિકીનું', 'સરકારી' એવા અર્થમાં વપરાય છે. તે ઉપરથી ગુજરાતીમાં 'ખાલસા' ઉચ્ચાર થાય છે જે ઉપરનો અર્થ ધરાવે છે.

ગુરુ નાનકે (મૃ. ઈ. સ. ૧૫૩૯) શરૂ કરેલી શીખ સંપ્રદાયની નીતિરીતિમા ફેરફાર કરી ગુરુ ગોવિંદસિંહે (મૃ. ઈ. સ. ૧૭૦૮) જે નવું વિધાન પ્રવર્તાવ્યું તેને માનનારા 'ખાલસા' કહેવાયા. એ શબ્દ પણ મજકૂર અરબી શબ્દ (અર્થ પવિત્ર) ઉપરથી જ છે અને તેથી એનો સંકેત 'ગોવિંદનું નૃપત્વ' અથવા 'શીખો પવિત્ર લોકો છે' એવો થાય છે [ Joseph Davey Cunningham-History of the Sikhs, pp. 70-71 નોંધ ].

ख़ુલાસહનો ફારસીમા અર્થ 'કોઈપણ વસ્તુનો ઉત્તમ ભાગ' એવો થાય છે. તે ઉપરાંત 'ભાવાર્થ', 'સાર' એવો પણ થાય છે. ગુજરાતીમાં એનો ઉચ્ચાર 'ખુલાસો' થયો અને અર્થ 'સ્પષ્ટીકરણ' 'ચોખવટ' એવો થાય છે એટલે કે ફારસીમા એ ટૂંકી બાબતનું સૂચન કરે છે જ્યારે ગુજરાતીમાં તે સવિસ્તરનું ગ્રહણ કરે છે.

| | | |
|---|---|---|
| ગુરાબ[1] | ग़ुराब | (અ.) |
| ગરકવું | ग़र्क़ | (અ.) ઉપરથી |
| ગોદી[2] | गोद | (ફા.) |
| ચરખી[3] | चर्ख़ह | (ફા.) ઉપરથી |
| જગાત | ज़कात | (અ.) |
| જહાજ | जहाज़ | (અ.) |
| તૂતક | तूती[4] | (ફા.) ઉપરથી |
| તોફાન | तूफ़ान | (અ.) |
| દરિયો | दरिया | (ફા.) |
| નાખુદા[5] | नाख़ुदा | (ફા.) |
| ફતેહમારી[6] | फ़तह[6] | (અ.) ઉપરથી |
| ફુરજો | फ़ुर्ज़ह | (અ.) |
| બંદર | | (ફા.) |

૧ અરબીમાં એનો અર્થ 'કાગડો' થાય છે. એ પક્ષીના જેવા એના આકારને લઈને એ નામ પડ્યું હતુ. એ અતિ ઝડપી જહાજ હતુ.

૨ ગૌદનો અર્થ 'ખાડો' થાય છે તે ઉપરથી એક ખાડામા પાણી ભરી વહાણને સહીસલામત લગારવામા આવે છે તે સ્થળ

૩ સુકાન ભાડવવા માટે હોય છે.

૪ અર્થાત્ વહાણનો એક પ્રકાર

૫ नाव (બોટ) + ख़ुदा (માલિક) ઉપરથી અર્થ નૌકાધિપતિ

'નાખુદા' અને 'માલમ' શબ્દો પંદમી સદીમાં લખાયેલા 'શ્રીપાળ ચરિત્ર'માં છે.

(ગુજરાતનું વહાણવટુ, પૃ ૩૩)

૬ 'ફતેહમારી' નામનું એક જાતનું વહાણ અગાઉ લડાઈના કામમાં વપરાતું. એની ચાલ ઝડપી રહેતી. એ ૧૮મી સદીમાં વપરાસમાં હોવાના દાખલા મોજૂદ છે.

| | | |
|---|---|---|
| માલમ[1] | मुअल्लिम | (અ.) |
| મિનારો[2] | मनारह | (અ.) |
| મોજું | मौज | (અ.) |
| લંગર | | (ફા.) |
| સફર | सफ़र | (અ.) |
| સરંગ યા સારંગ[3] | सरहंग | (ફા.) |
| સુકાન | सुक्कान | (અ.) |
| સુકાની | सुक्कान | (અ.) ઉપરથી |

એના વેપારને લગતા શબ્દો

| | | |
|---|---|---|
| કબાલો | क़बालह | (અ.) |
| નુક્સાન | नुक़सान | (અ.) |
| માલ | | (અ.) |
| વીમો[4] | बीमह | (ફા.) |
| સામાન | | (ફા.) |
| હવાલો | हवालह | (અ.) |

---

૧ જાટ લોકો ગુજરાત ઉપરાંત ઈરાન વગેરે દેશોનાં વહાણોમાં માલમનું કામ કરતા હતા (Bombay Gazetteer vol. I, pt. 1, p. 493).

એ અરબી શબ્દ અલેમ (તેણે જોયું) ઉપરથી છે. ફારસીમાં તેનો અર્થ 'નાવિક', 'સુકાની' એવો કરવામાં આવે છે. ગુજરાતીમાં પણ એ 'વહાણને દોરનાર પાઇલટ'ના અર્થમાં વપરાય છે.

૨ જમીનથી પચીસ પચાસ માઈલ દૂર સમુદ્રમાં ખડકની ટોચ ઉપર કે કોઈ ટાપુ ઉપર એક મિનારો બનાવવામાં આવતો. ત્યાં એક અમલદાર રહેતો. તે રાત્રે લાકડાં વડે રોશની કરતો જે દૂર દૂરથી વહાણવટીઓ જોઈ શકતા અને તેમને તેનાથી રસ્તાની ખબર પડતી. ગુજરાતીમાં એ માટે 'દીવાદાંડી' શબ્દ પણ છે.

૩ વહાણનો મુખ્ય ટંડેલ

૪ પ્રો. રાધાકુમુદ જણાવે છે કે ખારવાઓની ભૂલથી વહાણને કે માલને નુક્સાન પહોંચે તો તેનો બદલો વહાણ કે માલના માલિકને ખારવાઓ

મુસલમાનોનો વસવાટ

ઈરાનમાંથી આવેલી કોમોનો વિગતવાર હેવાલ આવી ગયો છે. તેઓમાંના અરબો, પારસીઓ અને મુસલમાનો અહીં વસવાટ કરીને સુલેહસંપથી રહેવા લાગ્યા, પછી વિવિધ રીતે તેઓ ગુજરાતીઓના સંપર્કમાં આવતા રહ્યા. શરૂઆતમાં વેપારી અરબોની વસ્તી કિનારા ઉપર જ હતી. પારસીઓ પણ કિનારા ઉપર જ રહેતા હતા. ધીમે ધીમે તેઓ અંદર જતા ગયા. દિલ્હીના ખલજી અને તગલક રાજ્યકર્તાઓના તરફથી આવેલા સૂબાઓના સમયમાં મુસલમાનોની સંખ્યા ગુજરાતમાં પ્રમાણમાં ઘણી જ ઓછી હશે અને તેમાં પણ મોટા ભાગના તો ફોજી લોકો હશે, કારણ કે સુલેહશાંતિ જાળવવા એમના ઉપર જ રાજ્યકર્તાઓ ભરોસો રાખતા. તેમની સાથે ખબરચી વગેરે જે માણસો રહેતા હતા તે પણ મુસલમાનો હતા. સૂબાઓ ઉલમાઓને ઉત્તેજન આપતા હતા. તે ઉપરાંત કાઝી, મુફ્તી, તબીબ અને અન્ય અમલદારો પણ મુસલમાનો જ રહેતા. તેમાંના કેટલાક તો પાછળથી ગુજરાતમાં જ વસવાટ કરી રહ્યા હતા. સાથે સાથે ધર્માંતર થયેલા મુસલમાનોની વસ્તી પણ વધતી ગઈ. આ રીતે જોતાં ગુજરાતના મુસલમાનોને મુખ્ય બે વર્ગમાં વહેંચી શકાય: (૧) જેમનામાં પરદેશી લોહી છે તે અને (૨) જેઓ સ્થાનિક હિંદુઓમાંથી મુસલમાન થયેલા તેમના વંશજો.

પરદેશી લોહીવાળા મુસલમાનો તુર્કી, ઈરાની, પઠાણ અને અરબ લોકોની નસલના છે. તે ઉપરાંત સીદીઓ પણ છે.

ચિશ્તી, બુખારી, કાદરી તથા શીરાઝી ઉપરાંત તિરમિઝી, રિફાઈ વગેરે ઘણા પંથીઓ ગુજરાતમાં વસે છે. તેમના પૂર્વજો પુરાણા

---

આપે એવું મનુસ્મૃતિમાં લખાણુ છે એ બાબતને 'વીમો' કહે છે ( Indian Shipping, p. 61 ).

ફારસીમાં બીમનો અર્થ 'ડર' છે. વીમાની પદ્ધતિ ઈરાનમાં ચાલુ થઈ હશે અને ત્યાં એ ઉપરથી બીમહ અને તે ઉપરથી ગુજરાતમાં 'વીમો' શબ્દ બન્યો હોય એમ પણ સંભવે છે.

જમાનામાં અહીં આવી વસવાટ કરી રહ્યા હતા; જેમકે ચિશ્તી સૈયદના આદિ પ્રચારક ખ્વાજા મોઇનુદ્દીન ચિશ્તી ભારતમાં સ્થાયી વસનાર મુસ્લીમ ઉપદેશકોમાંના એક (ઈ. સ. ૧૧૬૫) હતા. બુખારીઓના પૂર્વજ સૈયદ બુરહાનુદ્દીન કુતુબે આલમ ઈ. સ. ૧૩૯૭માં દસ વરસની વયે ઉત્તર ગુજરાતમાં તેમની મા સાથે આવી પાટણમાં રહ્યા હતા અને અમદાવાદ વસ્યું ત્યારે ત્યાં આવ્યા હતા. કાદરી પંથીઓના પૂર્વજોમાં ભારતમાં પ્રથમ આવનાર હઝરત અબ્દુલકાદિર ગીલાનીના વંશજોમાંના છે. ઈ. સ. ૧૫૩૦માં ગુજરાતના સુલતાન બહાદુરશાહના જમાનામાં તેઓ ગુજરાતમાં આવ્યા હતા. શીરાઝી સૈયદો મોગલ શહેનશાહ હુમાયુનના સમયમાં ઈ. સ. ૧૫૩૫–૩૬માં ગુજરાતમાં આવીને વસ્યા હતા.

બુખારી, કાદરી, ચિશ્તી, અને શીરાઝી પંથીઓની માતૃભાષા ઉર્દૂ છે. સૈયદો તેમના ઊંચા ખાનદાનની નિશાનીરૂપે તેમનાં નામ પહેલાં 'સૈયદ' અથવા 'મીર' ઉમેરે છે અને ઊંચા કુળની સ્ત્રીઓ નામ પાછળ 'બેગમ' 'બાનૂ' અથવા 'ખાતૂન' શબ્દો વાપરે છે.

મોગલો[1] ઈરાની કે તુર્કી હોય છે. ઈરાની પુરુષો પોતાનાં નામ પહેલાં 'મિર્ઝા' અને તુર્કી નામ પાછળ 'બેગ' અને સ્ત્રીઓ તેમના નામ પાછળ 'બેગમ' અથવા 'ખાનમ' ઉમેરે છે

'શેખ' અંગ્રેજી અફ્વાયર (ગુજરાતીમાં રા. રા. કે શ્રીમાન્) ને મળતો સામાન્ય સભ્યતાસૂચક શબ્દ છે. ભારતમાં પરદેશી મુસલમાનો તેમજ સ્થાનેક હિંદુઓમાંથી ધર્માંતર થયેલાઓ માટે તે એકસરખી રીતે માનાર્થે વપરાય છે.

પઠાણો મુખ્યત્વે લશ્કરી સિપાઈઓ અને વેપારી તરીકે આવ્યા હતા તેઓ તેમના નામ પાછળ 'ખાન' ઉમેરે છે.

---

૧ તેઓ વિશેષ કરીને સિપાઈગીરીનું કામ કરે છે.

કાણુગી[1] લોકો ફોજી તેમજ વેપારી પણ હોય છે.

અરબો[2] બહારથી આવી સમુદ્ર કિનારાના ભાગ ઉપર જવેરાત અને ચામડાં વગેરેનો વેપાર કરે છે.

એ ઉપરાંત નાની કોમોમાં 'નાયતા' યા 'નવાયત' વેપારીઓ હોય છે, કુરૈશી, કસ્બાતી[3] વગેરે ખેડુતો હોય છે, અને બલુચી અને મકરાણી[4] વગેરે નોકર વર્ગમાં હોય છે.

એ તમામ કોમોમાંની કેટલીક તો ઘરમાં તેમજ બહાર ઉર્દૂ બોલે છે. કેટલીકનો પહેરવેશ બિલકુલ મુસલમાની હોય છે, પરંતુ અહીંના લોકોના સંપર્કને લઈને તેમાં ફેર પણ પડ્યો છે.

ગુજરાતમાં શિયા પંથના લોકોની મોટી સંખ્યા યમન અને

---

૧ તેઓ સૂકા મેવો, ગરમ કાપડ અને ઘોડા વેચવાનો ધંધો કરે છે. કેટલાક પૈસાની લેણદેણ કરે છે.

૨ વસવાટ કરી રહેલા અરબો મોટે ભાગે સુરત અને વડોદરામાં રહે છે. પહેલાં તેઓ સિપાઈગીરી કરતા, હવે પટાવાળા તેમજ પહેરાવાળાનું કામ કરે છે. તેઓ 'સ' ને બદલે 'શ' બોલે છે અને 'અ' ને બદલે ગળાના ઊંડાણમાંથી 'અ' ઉચ્ચાર કાઢે છે. તેઓ જમૈયા [ जम्बियह फा॰ ( जम्ब અર્થાત્ 'બાજૂ' ઉપરથી ) ] નામનું હથિયાર હમેશાં સાથે રાખે છે.

૩ ફોજી લોકોને સુલતાનોના જમાનામાં જમીન મળી હતી. તેઓ કસબામાં રહી ખેતી કરતા હતા. તે ઉપરથી તેઓ કસ્બાતી કહેવાયા છે. તેઓ ઉર્દૂ બોલે છે, પરંતુ તે ગુજરાતી ઉર્દૂ હોય છે. તેઓની સ્ત્રીઓ પણ ઉર્દૂ જ બોલે છે.

૪ તેઓ મકરાનના કિનારા ઉપરથી આવેલા લોકો છે અને પહેરાવાળાનું કામ કરે છે.

એક કોમ મકવાણા નામની પણ છે. એ જાતમાં ધર્માંતર થયેલા કોળી અને રજપૂત ઉત્તર ગુજરાતમાં આવેલાં કડીમાં રહે છે. તેઓ ઉર્દૂ બોલે છે. તેમના છોકરાઓ મુસલમાન, મકવાણા કે કોળી કુટુંબમાં પરણે છે અને તેઓ તેમની પુત્રીઓ મુસલમાન, મકવાણા કે કોળી કુટુંબોમાં આપે છે. બ્રાહ્મણ તેમની લગ્નવિધિ કરાવે છે.

મિસરના ઉપદેશકોના મોઢેથી ધર્માંતર થયેલા છે ઉપદેશકોએ વેપારી કેન્દ્રો પકડ્યાં હતાં તેઓ તથા કેટલાક સૂફી ઉપદેશકો ગામડાં સુધી પહોંચ્યા હતા મુસલમાન સત્તાઓનું હિત અને રાજકીય ધ્યેય શાન્ત પણ અશક્ત નાગરિક વેપારીઓ કરતાં મહોલ્લાતમાં વસતા અશક્ત ગામડિયાઓને ધર્મમાં દાખલ કરવામાં વિશેષ સમાયેલું હતું

ધાર્મિક કોમોમાં જુદી જુદી જાતના અથવા જમાતના ફકીરો પણ હોય છે ભિક્ષાવૃત્તિ આદરતી આ લગભગ સઘળી કોમો રખડતું જીવન ગાળે છે અને તેમની જમાતોમાં ભારતના લગભગ બધા જ પ્રાન્તના અને જાતના માણસો હોય છે તેઓ ઉદાર અને સખી લોકોની પ્રશંસા કરી કંજૂસોને વખોડી ધૂમ મચાવે છે જૂન, પરીન તથા ઝીન કાઢનાર ભૂવાઓ જે પ્રકારનાં ગાયનો ગાને છે તેવી ગઝલની બાનીમાં કેટલાક ગાય છે કેટલાક (જેમકે અબ્દાલી)[1] ઢોલક વગાડે છે અને ધાર્મિક ગાયન ગાય છે કેટલાક (જેમકે નકશબંદી) તેમના સંતની પ્રશંસા કરે છે

કારીગરો:—એમાં ૨૨ વર્ગ છે[2]—(૧) રેશમ બાંધનારા બંધારા, (૨) અનાજ શેકનારા ભાડભૂજા, (૩) સુતરાઉ કપડાં છાપનારા છીપા, (૪) રેશમી કપડાં છાપનારા અને રંગનારા ચૂંદડીગરા, (૫) ચૂનો બનાવનારા ચુનારા, (૬) ચૂડીઓ બનાવનારા ચૂડીગર અથવા ચૂડીવાળા, (૭) ઘાંચી, (૮) કાગળ બનાવનારા કાગદી, (૯) ઈંટો બનાવનારા કડિયા, (૧૦) કસાઈઓ, (૧૧) ખગારી, (૧૨) ખાટકી, (૧૩)

---

૧ એવી માન્યતા છે કે પદ્ધતિસરની એક અદૃશ્ય વ્યવસ્થા છે તે મુજબ દુનિયામાં ચાળીસ અબ્દાલ (એટલે કે અવેજમાં આવનારા યા પ્રતિનિધિઓ) છે 'અબ્દાલ' એ 'બદલ'નું બહુવચન છે એ ચાળીસમાંથી કોઈપણ વ્યક્તિનું અવસાન થાય તો તેને બદલે કોઈ બીજો તેની જગ્યા લે છે, પરંતુ કુલ સંખ્યા ચાળીસથી વધતી ઘટતી નથી. એ 'અબ્દાલ' શબ્દ ઉપરથી એ પંથના અનુયાયીઓ 'અબ્દાલી' કહેવાય છે તેમાંના કેટલાક ગાવા બજાવવાનું કામ કરે છે

૨ Bombay Gazetteer Vol IX, Pt II, pp 7

લુહારો, (૧૪) હાથીદાંતનું કામ કરનારા મણિયારા, (૧૫) કપડાં વણનારા મોમના, (૧૬) મુલતાની મોચીઓ, (૧૭) નાળબંધ, (૧૮) કપડાંને આર પાનારા પાંજણીગરા, (૧૯) રંગરેજો[૧], (૨૦) પથ્થર ઘડનારા સલાટો, (૨૧) સોની અને (૨૨) તાઈ

વેપારી—વેપારીઓમાં વહોરા, ખોજા, મેમણો વગેરે છે શિયા ઉપદેશકોને (ઈ સ. ૧૦૬૭માં) અણહીલવાડના હિંદુ રાજાઓએ ઘણી માયાથી સ્થાયી વસવા દીધા હતા. તેઓ મુખ્યત્વે અગત્યનાં વેપારી કેન્દ્રોમાંથી લોકોને ઇસ્લામમાં લાવ્યા હતા

વધારાના—(૧) બહુરૂપિયા, (૨) નાચ, ગાયન અને નટનુ કામ કરનારા ભાંડ (૩) ભટી, (૪) ભવૈયા, (૫) ગંધર્વ, (૬) કમાલિયા, (૭) મદારી, (૮) મીર અથવા મીરાસી, (૯) ગાનાર વગાડનાર તાસચી, (૧૦) લશ્કરી નોકરી અને ચોકી કરનારા સિપાઈઓ, (૧૧) ખાનગી નોકરી કરનારા તુર્ક હબસીઓ, (૧૨) ભોઈ, (૧૩) ભિસ્તી વિગેરે

એમાના ઘણાખરા તો પોતાની એક જ કોમમા લગ્ન કરે છે અને કેટલાક બીજી મુસલમાન કોમમા પણ કરે છે

વહોરાઓની સ્ત્રીઓ સુરમો આજે છે, દાંત ઉપર મિસ્સી લગાવે છે અને મેંદીથી હથેલી અને પગના તળિયા રંગે છે.

બધારા, સલાટો, રંગરેજો, મણિયારો, કસાઈ, ખરાદી, કાગદી, કડિયા વગેરેમાના કેટલાક કુરાન પઢે છે

બધારા, સોની, મુલતાનીઓ,[૨] રંગરેજો વગેરે કેટલાકની માતૃભાષા ઉર્દૂ હોય છે છીપા, ચૂડીગરા, ચૂડીનાળા, કડિયા, કસાઈ, પાંજણીગરા જેવા કેટલાક લોકો ઘરમા ગુજરાતી તેમજ ઉર્દૂ બોલે છે.

૧ તેઓ ખત્રી હિંદુઓ નામની વણકર જ્ઞાતિમાંથી મુસલમાન થયેલા કહેવાય છે.
૨ તેઓ મૂળ મુલતાનમાથી મુસલમાનોના હુમલાને લઈને ગુજરાતમાં આવ્યા હતા મહમૂદશાહ બેગડાના સમયમા તેઓ વટલાયા હતા સિપાઈ, દરજી, મોચી વગેરેના તેઓ ધધા કરે છે તેમજ નોકરી પણ કરે છે

એમાંની કેટલીક કોમોમા ભાષાનુ અજ્ઞાન હોવાના કારણે વ્યક્તિઓના અરબી ભાષાના શબ્દોવાળા નામોના અશુદ્ધ ઉચ્ચારણ થાય છે; જેમકે વહોરા, પિંજારા અને ઘાંચીઓમાં ઇબ્રાહીમને બદલે અભરામ અથવા ઇમના, મોહમ્મદને બદલે મામદ, યુસુફને બદલે ઈસિન અથવા જુસબ, ફાઝિલને બદલે ફદલા અને સ્ત્રીઓના નામોમા ફાતિમાને બદલે ફતુ, ફતવી અથવા ફતૂડી બોલાય છે એ જ કારણને લઈને વહોરાઓના ભીતરના વર્ગોમાં સાધારણ મુસલમાન નામોને વિચિત્ર રીતે મચડી નાખેલા હોય છે તેઓ ખાતૂનને બદલે ખાતુ અથવા ખતલી, ખદીજહને બદલે ખતીજા અને આયશહને બદલે આશુ અથવા આહવી બોલે છે

સમયના વહેણે ધર્માંતર થયેલાઓને મુસલમાન આલમમાં ભેળવી દીધા. પરિણામે તેમના ખોરાકમાં ફેર પડ્યો, લગ્નનાં રીતરિવાજોમાં મિશ્રણ થયુ; ધર્મક્રિયાઓ બદલાઈ, ઇસ્લામના તહેવારો અપનાવવામા આવ્યા; પોશાક પણ કેટલેક અંશે હિંદુ ન રહ્યો, મૃતદેહો કબ્રસ્તાનમાં જવા લાગ્યા, અને તેમની ઉત્તરક્રિયામા પણ મુસલમાની તત્ત્વ આવ્યુ, પરંતુ આખરે તો તેઓ ગુજરાતી જ રહ્યા જે જ્ઞાતિમાંથી તેઓ ધર્માંતર થયા તે તરફ કેટલીક સમય તો તેમની મહોબ્બત રહી અને તેની સાથે સબધ પણ રહ્યો તેથી સ્થાનિક ગુજરાતી ભાષા બોલ્યા વગર તેમને છૂટકો ન હતો તે સાથે મુસલમાનોના સંપર્કમાં રહેવાનું હોવાથી તેમની ભાષામાં અરબી ફારસી શબ્દો વધતા ગયા

ગુજરાતમાં મુસલમાનો પોતાના ઘરમાં જે ઉર્દૂ ભાષા બોલે છે તે મોટે ભાગ બિલકુલ અશુદ્ધ હોય છે તેને "ગુજરાતી ઉર્દૂ" કહેવામાં કાઈ વાંધો નથી હિંદુઓ સાથેના વહેવારમાં તેમની ગુજરાતી ભાષામાં અરબી ફારસી શબ્દોનુ પ્રમાણ શરૂઆતમાં વિશેષ હતુ તે પછી સંપર્કને લઈને તે ઓછું થતું ગયુ, પરંતુ ગુજરાતી ભાષામા ઘણા શબ્દોએ એ દરમિયાન પોતાનું સ્થાન લઈ લીધુ હતુ

આ કારણોને લઈને વિવિધ બાબતોને લગતા ગુજરાતી ભાષામાં પ્રચાર પામેલા શબ્દો નીચે પ્રમાણે છે:—

### ધંધાદારી લોકો

| | | |
|---|---|---|
| કલાઈગર | क़लईगर | (ફા.) |
| કસાઈ | क़स्साब | (અ) |
| કાગદી | { काग़ज़ | (અ) ઉપરથી |
| | { कागद | (ફા) ,, |
| કારીગર | कारगर, कारीगर | (ફા) |
| ખરાદી | ख़रात, ख़राद | (અ, ફા) ઉપરથી |
| ચાકર | | (ફા) |
| તબલચી | तब्ल | (અ.) ઉપરથી |
| તબોળી | तंबूल | (ફા) ઉપરથી |
| દલાલ | दल्लाल | (અ) |
| દાયા | दायह | (ફા) |
| દુકાનદાર | दुकान्दार | (ફા.) |
| નાનબાઈ | नान्+बायिअ | (ફા + અ.)[1] |
| નોકર | नौकर | (ફા) |
| પહેરેગીર | पहरह्+गीर | (ફા અને ફા) ઉપરથી |
| ફરાસ | फ़र्राश | (અ) |
| બકાલ | बक़्क़ाल | (અ.) |
| બાગબાન | बाग़्बान | (ફા) |
| મજૂર | मुज़्दूर, मुजदूर | (ફા) |
| મહેતર | मेहतर | (ફા) |
| રંગરેજ | रंगरेज़ | (ફા) |

૧ સંભવિત છે કે એ नान्+अबाजी ઉપરથી હોય. नान નો અર્થ રોટલો યા રોટલી થાય છે અને अबा નો અર્થ શેરવો થાય છે. એ બંને ચીજ વેચનાર તે 'નાનબાઓ' એમ હોય; પરંતુ એ ઉપરાંત ઉપર જણાવેલ વ્યુત્પત્તિની પણ તેટલી જ સંભાવના લાગે છે. આમાં नान એટલે રોટલો કે રોટલી અને बायिअ એટલે વેચનાર છે.

| | | |
|---|---|---|
| હજામ[1] | हज्जाम | (અ.) |
| હમાલ | हम्माल | (અ.) |
| હલવાઈ | हल्वाअी | (અ.) |

રંગ[2]

| | | |
|---|---|---|
| આસમાની | आस्मानी | (ફા.) |
| કિરમજી | क़िर्मज़ी | (અ.) |
| ખાખી | ख़ाकी | (ફા.) |
| ગુલાબી | | (ફા.) |
| નારંગી | | (ફા.) |
| લાલ | { लाल<br>{ लअ़्ल | (ફા.)<br>(અરબીકરણ) |
| સફેદ | सफ़ेद | (ફા.) |
| સુરખ | सुर्ख़ | (ફા.) |

વેપાર ધંધો

| | | |
|---|---|---|
| આમદાની | आमदनी | (ફા.) |
| કરજ | क़र्ज़ | (અ.) |
| કરજદાર | क़र्ज़दार | (ફા.) |
| કરાર | क़रार | (અ.) |
| કિરાયું | किरायह | (ફા.) |
| કીમત | कीमत | (અ.) |
| ખરીદ | | (ફા.) |

1 હજમ (અ.)નો અર્થ 'રુમડી મૂકવી' યા 'વહેતર કરવું' (સર્જરી) થાય છે. અસલ હજામ લોકો Cupping (વહેતર મૂકવાનું) ઓપરેશન કરતા. એ જ એમનો ધંધો હતો. તે પછી તેમણે બાલ કાપવાનો ધંધો અપનાવ્યો.

2 'રંગ' પણ ફારસી શબ્દ છે. સંસ્કૃતનો 'રગ' એ જુદો જ શબ્દ છે.

| | | |
|---|---|---|
| ખર્ચ | खर्च | (ફા.) |
| ખુરદો[1] | खुर्दह[2] | (ફા.) |
| જમા | जमअ | (અ) |
| જુમેદાર | ज़िम्मह्दार | (ફા.) |
| તવંગર | तवांगर | (ફા) |
| દામ | | (ફા.) |
| દુકાન | दुकान<br>दुकान | (અ.)<br>(ફા.) |
| દોલત | दौलत | (અ.) |
| દોલતમંદ | दौलतमंद | (ફા.) |
| નગદ | नक़्द | (અ.) |
| નફો | नफ़्अ | (અ) |
| નુકસાન | नुक़सान | (અ.) |
| પરવાનો | परवानह् | (ફા) |
| ફાજલ | फ़ाज़िल | (અ.) |
| ફજૂલ | फ़ुज़ूल | (અ.) |
| ફાયદો | फ़ाइदह् | (અ.) |
| બજાર | बाज़ार | (ફા.) |
| બરાબર | | (ફા.) |
| બાકી | बाक़ी | (અ.) |
| બિયાનું–બાનું | बैआनह् | (ફા) |
| મફત | मुफ़्त | (ફા) |
| મામૂલી | मअ्मूल | (અ) ઉપરથી |
| મારફત | मअ्रिफ़त | (અ) |
| માલ | | (અ) |

૧ નાણાનું પરચૂરણ
૨ ચીજનો ટુકડો

| | | |
|---|---|---|
| માલિક | | (અ.) |
| મિલ્કત | मिलक़िय्यत | (અ.) |
| મુનીમ | मुनीम | (અ.) |
| મહોર | मुह्र | (ફ઼ા.) |
| રસીદ[1] | | (ફ઼ા.) |
| રોજગાર | रोज़्गार | (ફ઼ા.) |
| રોજનામું | रोज़्नामह | (ફ઼ા.) |
| રોજી | रोज़ी | (ફ઼ા.) |
| વાયદો | वअ़्दह | (અ.) |
| શરાફ઼ | सर्राफ़ | (અ.) |
| સોદાગર | सौदागर | (ફ઼ા.) |
| સોદો | सौदा | (તુ.) |
| હકસાઈ | हक़्क़ुस्सअ़ी[2] | (અ.) |
| હરીફ઼ | | (અ.) |
| હવાલો | हवालह | (અ.) |
| હિસાબ | | (અ.) |
| હિસ્સો | हिस्सह | (અ.) |

રાચરચીલું અને ઘરના સામાનને લગતા

| | | |
|---|---|---|
| આયનો | आईनह | (ફ઼ા.) |
| કેરબો | कहरुबा | (ફ઼ા.) |
| કેંચી | कैंची | (તુ.) |
| ખુરસી | कुर्सी | (અ.) |

૧ એ શબ્દ જે અર્થમાં ભારતમાં વપરાય છે તે અર્થમાં ઈરાનમાં વપરાતો નથી; ત્યાં એ જુદી રીતે વપરાય છે.

૨ મહેનતના હક્કનું–મહેનતાણું; કમિશન

| | | |
|---|---|---|
| ગલેફ | गिलाफ़ | (અ.) |
| ગાલીચો | ग़ालीचह | (ફા.) |
| ગાવ તકિયો[1] | गावतकियह | (ફા.) |
| ચાદર | | (ફા.) |
| ચેરાગ | चिराग़ | (ફા.) |
| છબી | शबीह | (અ.) |
| જામ | | (ફા.) |
| ઝાડુ | जारूब | (ફા.) |
| તકિયો | तक़ियह | (અ.) |
| તગારું | तग़ार | (ફા.) |
| તરાજવું | तराज़ू | (ફા.) |
| તસવીર | तस्वीर | (અ.) |
| દસ્તો | दस्तह | (ફા.) |
| પડદો | पर्दह | (ફા.) |
| ફરસ | फ़र्श | (અ.) |
| ફાનસ | फ़ानूस | (ફા.) |
| બિસ્તરો | बिस्तर | (ફા.) |
| બોરી | बोरिया | (ફા.) |
| મેજ | मेज़ | (ફા.) |
| રજાઈ | रज़ाई[2] | (ફા.) |
| રોશની | रौशनी | (ફા.) |
| શીશો | शीशह[3] | (ફા.) |
| શેતરંજી | शतरंजी | (ફા.) |

---

૧ એ ભારતીય ફારસી છે. એ ચીજ માટે ઈરાનમાં બીજો શબ્દ છે.

૨ ભારતીય ફારસી છે. રજા નામના માણસે એ પ્રથમ બનાવી હતી તે ઉપરથી.

૩ ફારસીમાં શબ્દાર્થ 'કાચ' છે.

| | | |
|---|---|---|
| સંદૂક | संदूक़ | (અ.) |
| સાબૂ | साबून | (અ.) |
| સુજની | सोज़नी[1] | (ફા.) |

**રાંધવાનાં તેમજ અન્ય વાસણો અને તેની જરૂરિયાતની ચીજોને લગતા**

| | | |
|---|---|---|
| આગખોરો | आब़्ख़ुरह | (ફા.) |
| કલઈ | क़लई | (અ.) |
| કૂંજો | कूज़ह | (ફા.) |
| ખુમચો | ख़्वान्चह | (ફા.) |
| ચમચો | चुम्चह | (તુ.) |
| ચાકૂ | चाक़ू | (તુ.) |
| ચાદાની | चाय्दान | (ફા.) |
| જામ | | (ફા.) |
| ડબો | दब्बह[2] | (અ.) |
| ડોલ | दल्व | (અ.) |
| તબક | | (અ.) |
| તાસ | | (અ.) |
| તાસક | | (ફા.) |
| દસ્તરખાન | दस्तर्ख़ान् | (ફા.) |
| દેગ | देग | (ફા.) |
| દેગડી[3] | देग | (ફા.) ઉપરથી |
| પ્યાલી | प्यालह | (ફા.) ઉપરથી |
| પ્યાલો | प्यालह | (ફા.) |

---

૧ એમાં સોજનનો અર્થ 'સોય' થાય છે.

૨ અરબીમાં એનો શબ્દાર્થ ઘી તેલ વગેરે રાખવાનું ચામડાનું વાસણ છે.

૩ લઘુરૂપનો પ્રત્યય 'ડી' લાગીને એ શબ્દ બન્યો છે. 'ડી'ના જેવો ફારસીમાં चह પ્રત્યય છે જે લાગી ફારસીમાં એ અર્થનો देगचह શબ્દ છે.

| | | |
|---|---|---|
| બગલ | बग़ल | (ફા.) |
| બદન | | (ફા.) |
| બાજૂ | बाज़ू | (ફા.) |
| માદા | मिअ़्दह | (ફા.) |
| રંગ | | (ફા.) |
| રૂહ | | (અ.) |
| લબ | | (ફા.) |
| શિકલ | शक्ल | (અ.) |
| સર | | (ફા.) |
| સીનો | सीनह | (ફા.) |
| સૂરત | | (અ.) |

### મનુષ્યનાં પ્રકૃતિ, ગુણ, લાગણી, સ્વભાવ તેમજ શરીરની અવસ્થા

| | | |
|---|---|---|
| ઈમાનદાર | ईमान्दार | (ફા.) |
| ખુશ | ख़ुश | (ફા.) |
| ખૂબસૂરત | ख़ूब्सूरत | (ફા.) |
| ગરમ | गर्म | (ફા.) |
| ગરીબ | ग़रीब | (અ.) |
| ગાફેલ | ग़ाफ़िल | (અ.) |
| જઈફ | ज़ईफ़ | (અ.) |
| જુવાની | जवानी | (ફા.) |
| તાકાત | ताक़त | (અ.) |
| દગાબાજ | दग़ाबाज़ | (ફા.) |
| દિલગીર | दिल्गीर | (ફા.) |
| નરમ | नर्म | (ફા.) |
| નાજૂક | नाज़ुक | (ફા.) |

| | | |
|---|---|---|
| જર | ज़र | (ફા) |
| જવાહિર | | (અ) |
| જવેરાત | जवाहिरात | (અ) |
| નીલમ | | (અ) |
| બિલોર | बिल्लौर | (અ) |
| બિલોરી | बिल्लौर | (અ) ઉપરથી |
| લાલ | लाल, लअ्ल | (ફા., અ) |

નાકનાં

| | | |
|---|---|---|
| ચુનાખ | बुलाक़ | (તુ) |

પગનાં

| | | |
|---|---|---|
| ઝાંઝર | जंजीर | (ફા) |
| તોડો | तोदह | (ફા) |
| લગરિયું | लगर | (ફા) ઉપરથી |
| લગરી | " | " " |

હાથનાં

| | | |
|---|---|---|
| બાજૂબંધ | बाजूबंद | (ફા) |

માથાનાં

| | | |
|---|---|---|
| કલગી | क़ल्गी | (તુ) |
| તોરો | तुर्रह | (અ) |

તોલ-માપ

| | | |
|---|---|---|
| કદમ | क़दम | (અ) |
| ગજ | गज़ | (ફા) |

| | | |
|---|---|---|
| નહેર | नहर[1] | (અ.) |
| બરફ | बर्फ | (ફા.) |
| બંદર | बंदर | (ફા.) |
| મુલક | मुल्क | (અ.) |
| મેદાન | मैदान | (ફા.) |
| સરદી | सर्दी | (ફા.) |
| સરહદ | सर्हद | (ફા.) |
| હવા | | (અ.) |

સમય અને ઋતુઓ

| | | |
|---|---|---|
| ખરીફ | .ख़रीफ़ | (અ.) |
| તારીખ | तारीख़ | (અ.) |
| નવરોજ | नव्रोज़ | (ફા.) |
| ફસલ | फ़सल | (અ.) |
| બહાર | | (ફા.) |
| મહિનો / માહ | माह | (ફા.) |
| મોસમ | मौसिम | (અ.) |
| મોહરમ | मोहर्रम | (અ.) |
| રમજાન | रम्ज़ान | (અ.) |
| રોજ | रोज़ | (ફા.) |
| વખત | वक़्त | (અ.) |
| સદી | | (ફા.) |
| સાલ | | (ફા.) |

૧ અર્થાત્ 'નદી'

| | | |
|---|---|---|
| હપતો | हफ्तह[1] | (ફા.) |

## પોશાક

ભારતમાં મુસલમાનોના પોશાકમા સફેદ કે પટ્ટાવાળો પાયજામો, કુર્તો, પહેરણુ અને સુરવાલનો સમાવેશ થાય છે અગાઉ શિયાળામા મખમલ કે બનાતનો કબ્જો પણ તેઓ પહેરતા અને હજુ પણ કેટલાક પહેરે છે

તવગર કુટુબની સ્ત્રીઓના ઘરના[2] પહેરવેશમાં પેશવાજ, કુર્તો અને ઇજાર હોય છે સામાન્ય રીતે તેઓ પડદામા રહે છે

સારા કુટુમ્બની મુસલમાન સ્ત્રીઓ બુરખો નાખીને દિવસના સમયે બહાર નીકળે છે .

---

૧ અર્થાત્ અઠવાડિયુ

ગુજરાતમા એનો મૂળ અર્થ દરેક અઠવાડિયે અપાતો રકમનો કોઈ પણ ભાગ એવો થતો. પછી નિયમિત રીતે આપવાનો કોઈ પણ હિસ્સો એવો અર્થ થયો

૨ સ્ત્રીઓની બાબતમા મુસલમાનોએ હિંદુ સમાજનું જ ઘણુ અનુકરણ કર્યું છ પોશાક ઘરેણા શણગાર, સામાજિક રીતરિવાજો વગેરેમા ભારતનો મુસલમાન સ્ત્રીવર્ગ હિંદુ સ્ત્રીસમાજની અસર હેઠળ પોતાનુ જીવન વ્યતીત કરે છ તેમના લગ્ન અ ગેના રિવાજો સ્પષ્ટ રીતે હિંદુ રીતરિવાજોમાથી અપનાવવામા આવ્યા છ 'નિસ્બત', 'હલદી' 'તેલ 'બ ાત 'જલવા 'કગન 'સેહરા' 'માડવા' વગેરે રિવાજો હિંદુઓ પાસેથી જ તેમણે ગ્રહણ કરેલા છ તેથી એમના રિવાજોને લગતા ફારસી શબ્દો બહુ ઓછા પ્રમાણમા ગુજરાતીમા મળે છે, તેમ છતા કેટલીક બ્રાહ્મણ જાતિઓના લગ્નપ્રસગોમા વદા', 'સલામી' વગેરે ખાસ રિવાજો હોય છ જેમા 'વદા (वदाअ) અને 'સલામી' અરબી ભાષાના શબ્દો છ ' શાદી (ફા) શબ્દ પણ ગુજરાતીમા અતિ પ્રચલિત છ

પારસીઓ ઘરમા સુરવાલ અદરૌ અને હમેશાં (કમરે) કસ્તી પહેરી રાખે છે સદરા ઉપર બદન પણ પહેરે છે સ્ત્રીઓના પોશાકમા રેશમી ઇજારનો પણ સમાવેશ થાય છે

મુસલમાન રાજ્ય દરમિયાન હિંદુઓ દરબારમા જતા ત્યારે તેમને અમુક જ પ્રકારનો પોશાક પહેરવો પડતો દેશી રાજ્યોના રાજાઓ પાઘડીમા કલગી ખોસતા તે મુસલમાનોના તાજની નકલ હતી. તે ઉપરાત જેમ બ્રિટિશ સલ્તનત દરમિયાન અંગ્રેજી પોશાક ઊચા સરકારી હોદ્દા ધરાવનાર મોટે ભાગે પહેરતા તેમ કેટલાક હિંદુઓ પણ મુસલમાન સત્તા દરમિયાન અને તે પછી મુસલમાન દેશી રાજ્યોમા આર્થિક લાભો તેમજ અન્ય કારણો[1]ને લઈને મુસલમાની પોશાક પહેરતા હતા મોગલોના પોશાકની અસર પણ હિંદુઓમાં હતી હિંદુઓ તેમજ મુસલમાનો દરબારમાં જામો પહેરીને જતા પરિણામે લાંબો જામો[2] અને લાબી મોગલાઈ પાઘડી પહેરવાનો રિવાજ ગુજરાતના લોકોમા પણ ચાલુ થઈ ગયો હતો

લિબાસમાં એક વસ્ત્રનુ નામ 'નીમો' હતુ 'નીમ' એટલે ફારસીમાં 'અર્ધો' થાય છે તે ઉપરથી અર્ધો (પૂરો નહિ તે) પોશાક તે 'નીમો' કહેવાતો પુસ્તકોમા એ શબ્દ મળે છે, જો કે હવે એનો ઉપયોગ

---

૧ ઉત્તર હિંદુસ્તાનમા હિંદુઓ પોશાક બાબતમા મુસલમાનોની એવી ખૂબીથી નકલ કરતા કે ઓળખવુ પણ મુશ્કેલ થઈ જતુ જેમકે લખનૌમા નવાબી રાજ્ય દરમિયાન કોઈ 'બડા ઇમામબાડા'મા મોહર્રમના મહિનામા લીલા પોશાક વિના જઈ શકતુ ન હતુ, તેથી હિંદુઓ લીલા રંગના કપડા પહેરીને ત્યા લેવા જતા.

૨ જામો એટલો લાંબો રહેતો કે માથુ અને પગ સિવાય શરીરનો તમામ ભાગ એનાથી ઢકાઈ જતો તે પહોળો પણ ઘણો રાખવામા આવતો જેથી સીવવામા ઘણુ કાપડ વપરાતુ હજુ પણ કેટલીક જ્ઞાતિઓમા વરરાજાને લાંબો જામો પહેરાવવાનો રિવાજ ચાલુ છે

નથી. વડોદરા રાજ્યમાં સાધારણ દરબાર ભરાતા ત્યારે જે પોશાક પહેરવામાં આવતો તે 'નીમ દરબારી', કહેવાતો.

## પોશાક અને પહેરવા ઓઢવાનાં કપડાં સંબંધી

| | | |
|---|---|---|
| અસ્તર | आस्तर | (ફા.) |
| આસ્તીન | | (ફા.) |
| ઇજાર | अिज़ार | (અ) |
| ઇજારબંધ | अिज़ारबंद | (ફા.) |
| કફની | कफ़्नी | (ફા.) |
| કબા | क़बा | (અ.) |
| કમરબંધ | कमरबंद | (ફા) |
| કિનારી | | (ફા.) |
| કુમાશ | क़ुमाश | (અ.) |
| કુલાહ—કુલેહ | कुलाह | (ફા.) |
| કુર્તું—કુડતું | कुर्तह | (ફા.) |
| ખમીસ | क़मीस | (અ.) |
| ખિલાત | खिल्अत | (અ.) |
| ખીમું | कीसह | (ફા.) |
| ગલુબંધ | गुलूबंद | (ફા.) |
| છોગો—છોગું | चूग़ा | (તુ.) |
| જભ્ભો | जुब्बह | (અ.) |
| જામો | जामह | (ફા.) |
| જેબ | जैब | (અ.) |
| ડગલો | दग़ुलह[1] | (ફા.) |

1 એમાં અસ્તર અને ઉપરના કાપડ વચ્ચે રૂની ગાદી હોય છે

| | | |
|---|---|---|
| તોરો | तुर्रह | (અ.) |
| દરજી | दर्ज़ी | (ફા.) |
| દામન | | (ફા.) |
| નેફો | नेफ़ह | (ફા.) |
| પનો | पह्ना | (ફા.) |
| પહેરણુ | पयूरहन | (ફા.) |
| પાયજામો | पायजामह | (ફા.) |
| પેશવાજ | पेशवाज़ | (ફા.) |
| પોત | पूद | (ફા.) |
| પોશાક | | (ફા.) |
| પોસ્તી | पोस्तीन | (ફા.) |
| બખિયો | बख्यह | (ફા.) |
| બદન[1] | बदन[2] | (ફા.) |
| બદિયાન | बदन | (ફા.) ઉપરથી - |
| બુકચો–બકચો | बुक़्चह | (ફા.) |
| બુરખો[3] | बुर्क़अ | (અ.) |
| મોજું | मोज़ह | (ફા.) |
| રેફૂ | रफ़ू | (અ.) |
| રૂમાલ | रूमाल | (ફા.) |

૧ શરીર ઉપર પહેરવાનુ એક પ્રકારનું વસ્ત્ર

૨ શરીર

૩ મુસલમાનો પોતાની સ્ત્રીઓને પડદામાં રાખે છે. ભારતમાં જ્યાં જ્યાં મુસલમાનોનાં રાજ્યો હતા ત્યાં ત્યાં તથા તેની આસપાસના પ્રદેશોમાં પડદાનો રિવાજ એક યા બીજા કારણને લઈને દાખલ થયો હતો જે થોડે ઘણે અંશે અદ્યાપિ ચાલુ છે.

| | | |
|---|---|---|
| રેજો | रेज़ह | (ફા.) |
| લબાચો | लबादह | (ફા.) |
| લિબાસ | लिबास | (અ.) |
| શાલ | | (ફા.) |
| સદરો | सुद्रह | (અ.) |
| સરપેચ | सर्पेच | (ફા.) |
| સુરવાલ | शर्वालह, शल्वार | (ફા.) |

## ખાદ્યપદાર્થો અને ખાણીપાણી

મુસલમાનોના દસ્તરખાન ઉપરની બેરંજ પુલાવ વગેરે વાનીઓ-માંની કેટલીકની બનાવટ ગુજરાતીઓએ અપનાવી અને કેટલીકનાં નામો ગુજરાતી ભાષામાં આવ્યાં. બનાવટમાં થોડો ઘણો ફેર પડે એ સ્વાભાવિક છે. તદુપરાંત શરબત, પાલુદા અને બરફના પાણીની લહેજત પણ લગભગ સારા ભારતના લોકોનાં મોં અને ભાષામાં કાયમ રહી.

મોગલોને વિવિધ પ્રકારની મીઠાઈઓની નવીન વાનગીઓ અતિ ભાવતી હતી, તેથી તેમનાં નામો તેમની રાજસત્તાના સમય દરમિયાન ભારતમાં પ્રચલિત થયાં હતાં. આથી કંદોઈની[1] દુકાનની ચીજોનાં ઘણાંખરાં નામો ફારસી ભાષાનાં છે અને ચીજો ભારતની હોવા છતાં કેટલાંક સ્વરૂપો અને ભાતો ઉપર ઇસ્લામી સંસ્કૃતિની અસર છે.

| | | |
|---|---|---|
| અમીરી ખમણ | अमीर | (અ.) ઉપરથી |
| આચાર | | (ફા.) |
| કબાબ | | (ફા.) |

---

1 कद (ફા.) ઉપરથી क़न्द (અરબીકરણ) અર્થાત્ 'ખાંડ' ઉપરથી ખાંડ, ગોળ વગેરેના ઉપયોગ વડે થતી ગળપણની ચીજો બનાવનાર અરબીમાં क़न्नाद કહેવાય છે. क़न्नादમાંથી ગુજરાતીમાં ઉચ્ચાર 'કંદોઈ' થયો હોય એમ લાગે છે; જો કે સંસ્કૃત શબ્દમાંથી ફારસીમાં क़न्द શબ્દ આવ્યો છે.

| | | |
|---|---|---|
| કાવો | कह्वह | (અ)[1] |
| કુલફી | कुफ़्ल[2] | (અ) ઉપરથી |
| ખમીર | ख़मीर | (અ) |
| ખોરાક | ख़ूराक | (ફા) |
| ગુલકંદ | गुल्कंद | (ફા) |
| ગોસ્ત–ગોસ | गोश्त | (ફા) |
| ગુલાબજાંબુ | गुलाब | (ફા) ઉપરથી |
| ચપાટી | चपाती | (ફા) |
| ચરબી | चर्बी | (ફા) |
| ચા | चाय | (ફા) |
| જરદો | ज़र्दह | (ફા) |
| જલેબી | ज़ल्बिया, ज़लीबा | (ફા) |
| જાફરાની | ज़अ्फ़रान[3] | (અ) ઉપરથી |
| પનીર[4] | | (ફા) |
| પુલાવ[5] | पलाव | (ફા) |
| ફાલુદા | फ़ालूदह | (ફા) |
| બરફી | बर्फ़ | (ફા) ઉપરથી |
| બિરંજ[6] | बिरिंज, बिरिंग | (અ, ફા) |

૧ કાફીના ઉકાળા ઉપરથી

૨ અર્થાત્ તાળું ઉપરથી

૩ અર્થાત્ કેસર

૪ ઈરાનમાં મુસાફરી દરમિયાન ઠેર ઠેર એ મળે છે

૫ ચોખા અને માંસના મિશ્રણથી બનાવવામાં આવે છે મુસલમાનો લગ્ન વખતે એ ખાસ કરીને રાંધે છે

૬ ઈરાનમાં બિરિંજ (અ) નો અર્થ ચોખા થાય છે એ શબ્દ ગુજરાતીમાં ઘી અને ખાંડમાં રાંધેલા ચોખાને માટે વપરાય છે

| | | | |
|---|---|---|---|
| શિરિયાની | शिर्यानी | (ફા.) | |
| મલાઈ | बालाई[1] | (ફા.) | |
| મિસરી | मिस्र[2] | (અ.) | ઉપરથી |
| મુરબ્બો | मुरब्बा | (અ.) | |
| મેંદો | मैदह | (ફા.) | |
| શકરપારો[3] | शक्करपारह | (ફા.) | |
| શરબત | शर्बत | (અ.) | |
| શીરો | शीरह[4] | (ફા.) | |
| સરકો | सिर्कह | (ફા.) | |
| હરીરો | हरीरह | (અ.) | |
| હલવો | हल्वा | (અ.) | |

હુન્નર કળા

વિશિષ્ટ પ્રકારના વણાટનું કામ પારસીઓ ગુજરાતમાં લાવ્યા હતા. તેમાં રેશમ તેમજ રેશમ અને સુતર મિશ્ર વણવામાં આવતું. કોરીપ[5], ગજી, અલાયચો (કે ઈલાયચો) વગેરે હાથથી સફાઈદાર વણાતાં ભાતભાતના રંગબેરંગી કસબી ફૂલો કાપડના પોતની અંદર પાડવામાં આવતાં.[6]

---

૧ ભારતીય ફારસી છે.

૨ એટલે કે મિસર યા ઇજિપ્ત ત્યાંની ખાંડ મશહૂર છે.

૩ શક્કર (સાકર યા ખાંડ) પારહ (ટુકડો) ઉપરથી છે, છતાં ગુજરાતમાં લોટમાં ખાંડને બદલે મીઠું નાખી બનાવવામાં આવે તોપણ તેને 'શકરપારા' કહે છે અને જુદાપણું દર્શાવવા 'ખારા શકરપારા' નામ આપે છે.

૪ ફારસીમાં એનો અર્થ કોઈ વસ્તુને પીસીને કાઢવામાં આવેલો અર્ક યા શરબત યા ખાંડની ચાસણી થાય છે.

૫ એ કોટી ઈરાન, અફગાનિસ્તાન અને એબિસિનિયા જતી.

૬ એવી રીતે બનેલું કાપડ તુર્કસ્તાનના સુલતાનના અને ઈરાનના શાહના દરબારોમાં વપરાતું.

કિનખાબ સુરતમાં વણાતા કાપડોમાં અનુપમ હતો. તે ઉપર સોનેરી તથા રૂપેરી કસબની કિનારીઓ આવતી.

સુરતમાં મશરૂ[1] ગુદરબનનુ અને શાલ[2] પણ વણનામાં આવતી.

ઝીણી મલમલ સુરત તેમજ નવસારીમાં વણાતી

મુસલમાન સુલતાનોએ હુન્નર ઉદ્યોગને ઉત્તેજન આપવા ઘણા પ્રયત્નો કર્યા હતા [3] જુદી જુદી જાતનાં સેંકડો કારખાના કામ કરતાં હતાં યોગ્ય સુધારો કરવા ઈરાન તેમજ બીજા દેશોમાંથી પણ કારીગરો બોલાવવામાં આવતા હતા

સુલતાન મહમૂદ બેગડાના સમયમાં કારીગરો અને હુન્નરી લોકો અમદાવાદમાં આવી ભેગા થયા હતા તે વખતે કિનખાબ, છલાયચો, મખમલ, ચિકન કામ અને કાચોઆીનું વણાટ કામ અહીંની માફક

---

૧ મુસલમાનોમા ધર્મ તરફથી પુરુષોને રેશમના કપડાં પહેરવાની મનાઈ છે, તેથી શરિયત મુજબ છૂટ હોય એવુ વિશેષ સુતર અને ઓછા રેશમનુ વણાયેલુ કાપડ વણવાની વ્યવસ્થા થઈ અને તે ઉપરથી તેનુ નામ 'મશરૂ' (એટલે કે શરિયતથી મંજૂર થયેલ, શરિયત પ્રમાણેનુ ) પડ્યુ

ઈ. સ ૧૬૩૮મા મેન્ડેલ્સો નામનો જર્મન મુસાફર અમદાવાદમા આવ્યો ત્યારે એ કાપડ આમ લોકોને પહેરવાની મનાઈ હતી રાજ્યકર્તાઓએ પોતાના ઉપયોગ માટે જ એ ખાસ મર્યાદિત રાખ્યુ હતુ (M. S Commissariat—Mandelso's Travels in Western India pp 26–27)

૨ ઈરાનના અમુક ભાગમા વરસાદની તાણને લઈને લોકો ઢોર ઉછેરવાનો ધંધો કરે છે, તેથી ત્યા ઘેટા અને બકરાના ઊનમાથી સરસ ભાતવાળા હાથવણાટના ગાલીચા શેતરંજી તથા શાલ તૈયાર કરવામા આવે છે

૩ મિરાતે અહમદીના પરિશિષ્ટ (પૃ ૧૪, ૧૫ અને ૧૬, કલકત્તા )માં જણાવવામા આવ્યુ છે કે એક સમયે અમદાવાદમા આવેલા ઉસમાનપુરામા દશ હજાર મકાનો ફક્ત કારીગરોના હતા

આબોહવાને લીધે રંગરૂપમાં ભારતમાં સર્વોત્તમ બનવા માંડ્યાં હતાં.[1]

એમ કહેવાય છે કે ગણુ તાર કસબી–સોના રૂપેરી, રેશમી અને સન-ાઉ ઉપર અમદાવાદ છુવતું. ગજિયાણી, અતલસ, મશરૂ અને મરમ રંગપોતવાળો કિનખાબ તો અમદાવાદનાં જ વખણાતાં. અતલસ એવો સુંદર હતો કે પાદશાહો ખિલાતરે

---

૧ મિરાતે અહમદી—ખાતિમહ, પૃ. ૭ ( ફારસી )

૨ ખિલ્અત (અ.)

ચહાર ગુલશનનો કર્તા લખે છે કે ગુજરાતમાં હુનર ઉદ્યોગમાં રેશમ, જરી, જરીનું ભરતકામ, મખમલ, કિનખાબ, મશરૂ, શામરોગ, જમધર (કટાર), તીર, કમાન, મોતી, પરવાળાં વગેરે ચીજે હતી ( હસ્તલિખિત, હિ. સ. ૧૧૭૩ની નકલ—પ્રો. સૈયદ અબૂ ઝફર નદવીની કૃતિ, તારીખે સલ્તનતે ગુજરાત-ઉર્દૂ હસ્તપ્રતના આધારે ).

હદીકતુલ્અકાલીમમાં જણાવવામાં આવ્યું છે કે એ સૂબામાં કારીગરો પેટી, કલમદાન, જરીનું કાપડ, કમરબંધ, કિનખાબ, જરીનું ભરતકામ, મશરૂ, ટાફેટા, અને મખમલ પણ જ સુંદર બનાવે છે.

અબૂલફઝલ જણાવે છે કે ખુદ અકબરે ઊને રેશમના હુનરનો પરિશ્રમપૂર્વક અભ્યાસ કર્યો હતો ચીન અને બીજા દેશોમાંથી કારીગરોને બોલાવીને નોકરીમાં રાખ્યા હતા લાહોર, આગ્રા, ફતેહપુર તેમજ અમદાવાદમાં તેણે રાજ્યના ખર્ચે મોટા મોટા કારખાનાઓ ખોલાવ્યા હતા.

મિરાતે અહમદીમાં જણાવવામાં આવ્યું છે કે શહેર વસ્યા પછી ધીમે ધીમે કારીગરો અત્રે ભેગા થયા અને કિનખાબ, મખમલ વગેરે જાતો અહીંના હવાપાણીના ગુણને લીધે રંગરૂપમાં ભારતના સઘળા ભાગો કરતા સરસ થવા માંડી. દુનિયામાં ગુજરાતી કામના એટલા વખાણ થવા લાગ્યાં કે ઈરાન, તૂરાન, મિસર અને સિરિયા વગેરે દેશોમાં અમદાવાદ પ્રસિદ્ધ થયુ ( મિરાતે અહમદી—ખાતિમહ પૃ. ૭ )

શાહજહાંએ પોતાની સૂબાગીરી દરમિયાન અહીંની કારીગરી જોઈ એક કારખાનુ ખોલ્યુ, તેમા તેણે હીરા અને રત્નજડિત તખ્ત દશ લાખ

બનાવવામા વાપરતા[1]

મહેમદાવાદ અને ભરૂચ[2]નુ બાફતાનું કાપડ મશહૂર હતુ ખભાતમા જાજમ સુદર બનતી હતી અને સુતર તેમજ ઊનની નાની મોટી શેતર જી ત્યા વણાતી હતી.

અમદાવાદમા શિયા વહોરાઓના મુલ્લા દાઉદ ગજેહ સાહેબનુ સાબૂનુ કારખાનુ હતું

જમુસર[3]મા તેમજ અમદાવાદ નજીક આવેલા સરખેજમાં નીલી(ગળી)ના કારખાના હતા.

ખભાત અખીકની કારીગરી, પ્યાલા, તાવીજ, વીટીના નગીના વગેરે માટે અસલથી જ પ્રખ્યાત છે

પરતુ તમામ ઉદ્યોગોમા ઉત્તમ તો કાગળનો હતો એ કળા મૂળ ચીનમા હતી ત્યાથી સમરકદ તરફ અને તે પછી ઈરાન અને પશ્ચિમમાં તેનો પ્રચાર કરનાર મુસલમાનો હતા આ કારણથી એનુ મૂળ નામ

---

રૂપિયાના ખર્ચે પોતાના પિતાને નજરાણા તરીકે આપવા તૈયાર કરાવ્યુ હતુ (મૌલાના હકીમ સૈયદ અબ્દુલહય-યાદે અય્યામ પૃ ૨૩)

દિલ્હીના કિલ્લો મોઅલ્લા (લાલ કિલ્લો) અને તખ્તે તાઉસ તૈયાર થયા ત્યાર પછી હિ. સ ૧૦૪૪ (ઈ સ. ૧૬૩૪)મા દરબાર ભરાયો ત્યારે એક જરીનો ભરેલો શામિયાનો એક લાખ રૂપિયાની કીમતનો અમદાવાદના કારખાનામા તૈયાર થયો હતો તેમા મખમલનો સાયબાન અને થાભલા ઉપર સોના ચાદીના તારવીંગ અને કોતરકામ અમદાવાદના કારીગરોએ તૈયાર કર્યો હતા.

૧ તુઝુકે જહાગીરી, પૃ. ૧૯૦

૨ M S Commissariat—Mandelso's Travels in Western India (ઈ. સ. ૧૬૩૮), p 15

૩ M S Commissariat—Mandelso s Travels in Western India (ઈ સ. ૧૬૩૮), p 15

‘કાગદ’ ઈરાની છે એ ઉદ્યોગ ઠેઠ ગુજરાત પર્યંત આવ્યો હતો અને અમદાવાદ એ ઉદ્યોગનુ કેન્દ્ર બન્યુ હતુ એ ઉપરાંત પાટણ અને ખભાતમા પણ તેના કારખાના હતા પાટણ (પટ્ટણ) ઉપરથી ત્યાના કાગળનુ નામ ‘પટ્ટણી’ પડ્યુ હતુ બદામી રગના કાગળનો ઉપયોગ ખાસ કરીને વેપારમા રોજનામા અને આવકજાવકના હિસાબ માટે થતો હતો

કાગળ વેચનારાઓને ‘કાગદી’ (કાગઝી’) ફારસીમા કહેવામા આવે છે તે ઉપરથી ઘણા કુટુબોની અટક એ પડી ગઈ છે એ લોકોનો અમદાવાદમા એક ખાસ મહોલ્લો હતો જે ‘કાગદી મહોલ્લા’ના નામે પ્રચલિત હતો

ઉપર જણાવેલ કારખાનાઓમા હિંદુ તેમજ ફારસીભાષી મુસલમાન કારીગરો સાથે રહી કામ કરતા તેથી હુન્નર કળા, કપડાની ભાતભાતની જાતો તથા તેમને લગતા ફારસી શબ્દો લોકોમા પ્રચાર પામતા ગયા, જેવા કે —

| | | |
|---|---|---|
| અતલસ | अतलस | (અ) |
| અલાયચો | अलाचह | (તુ) |
| કસબ | कसब | (અ) |
| કામદાની[1] | कामदानी | (ફા) |
| કિનખાબ | कमख़ाब[2] | (ફા) |
| કુમાશ | क़ुमाश | (અ) |
| ગજિયાણી | गज़ | (ફા) ઉપરથી |
| ગજી | गज़ | (ફા) ઉપરથી |

1 ભારતમા એક પ્રકારના કાપડનું નામ છે એ શબ્દ ઈરાનમા વપરાતો નથી.

2 कम=થોડું, નકારાત્મક પ્રત્યય અને ख़ाब=રુવાટી. આ કાપડમા રુવાટી હોતી નથી તેથી એનુ એ નામ પડ્યુ

| | | |
|---|---|---|
| ગાલીચો | ग़ालीचह | (ફા.) |
| ચિકન | चिकिन | (ફા.) |
| ચારખાની[1] | चारख़ानह | (ફા.) |
| કારચોબી | कार्चोब | (ફા.) |
| જરી | ज़रीन | (ફા.) |
| જાજમ | जाजम | (તુ.) |
| જામદાની[2] | जामदानी, जामह्दानी | (ફા.) |
| તાકો | ताक़ह | (ફા.) |
| તાફ્તો[3]–ટાફેટો | ताफ़्तह | (ફા.) |
| દોટી | दोतही | (ફા.) |
| બનૂસ | बुर्नुस | (અ) |
| બાફતા | बाफ़्तह | (ફા.) |
| મખમલ | मख़्मल | (અ.) |
| મશરૂ | मश्रूअ़ | (અ.) |
| રેશમી | अब्रेशमी; रेशमी | (ફા.) |
| શેતરંજી | शत्रंजी | (ફા.) |
| શબનમ[4] | शब्नम | (ફા.) |
| શાલ | | (ફા) |

૧ એ શબ્દ ફક્ત ભારતમાં વપરાય છે, ઈરાનમાં વપરાતો નથી.

૨ એ શબ્દ ફક્ત ભારતમાં વપરાય છે, ઈરાનમાં વપરાતો નથી.

૩ જર્મન મુસાફર મેન્ડેલ્સો અમદાવાદમાં (ઈ. સ. ૧૬૩૮) આવ્યો ત્યારે તાફ્તા અને મખમલ જુદા જુદા રંગમાં વણાતાં તેણે જોયાં હતાં. (M. S. Commissariat, M. A.—Mandelso's Travels in Western India.

૪ ફારસીમાં એનો અર્થ 'ઝાકળ' થાય છે. ભારતમાં એ ઝીણું અને મૃદુ મખમલના કાપડના અર્થમાં વપરાય છે

### અન્ય ચીજો

| | | |
|---|---|---|
| અકીક | अक़ीक़ | (અ.) |
| કાગળ | कागद<br>काग़ज़ | (ફા.)<br>(અરબીકરણ) |
| કાગદી[1] | काग़ज़ी<br>कागज़ी | (ફા.) |
| ખરાદી | ख़र्राद<br>ख़र्रात | (ફા.)<br>(અ.) |
| ખુરસી | कुर्सी | (અ.) |
| તાવીજ | तअ्वीज़ | (અ.) |
| નગીનો | नगीनह | (ફા.) |
| નીલ | | (ફા.) |
| પ્યાલો | पियाल्ह | (ફા.) |
| મેજ | मेज़ | (ફા.) |
| સાબૂ | साबून | (અ.) |

### મહેમાનગીરી[2]

પરદેશી લોકોએ લખેલા સફરનામાંઓ તેમજ ઇતિહાસ અને ભૂગોળનાં પુસ્તકો ઈંગ્રેજીઓની મહેમાનગીરીની સાક્ષી પૂરે છે. મોટા

---

૧ એ ઉપરથી કાગળ જેવી પાતળી છાલવાળું.

ખાસ કરીને પાતળી છાલવાળા લીંબુ માટે એ શબ્દ વપરાય છે.

૨ એ શબ્દનો ઉપયોગ ફારસીમા થતો નથી, પરંતુ એમાના મેહમાન તેમજ ગીર શબ્દો મૂળ ફારસીના છે. ફારસીમા એ માટે મેહમાની અને મેહમાનદારી શબ્દો છે. એમાં મેહ = મોટો અને માન = જેવો એટલે કે જે વ્યક્તિને મોટી તરીકે ગણવામાં આવે તે.

કેટલાક એની વ્યુત્પત્તિ બીજી રીતે કરે છે. તેઓ કહે છે કે મેહ = ચંદ્ર+માન = જેવો અર્થાત્ ચંદ્રમા જેવો વહાલો જેને ગણવામાં આવે તે.

મોટા ફારસી ગ્રંથકારો અને કવિઓએ ઈરાનીઓને મુસાફરીની વાતોમાં પ્રથમ દસ્તરખાન[1] ઉપર ખસેડ્યા છે શેખ સા'દીના મશહૂર પુસ્તક 'ગુલિસ્તાન'માં એક વાત છે કે તેમાં એક પાદશાહ રસ્તો ચૂકી જાય છે ત્યારે રાત્રિ દરમિયાન કોઈ ખેડૂતને ત્યાં પહોંચે છે ત્યાં પણ પ્રથમ વાત આ જ છે કે 'જે કંઈ હતું તે આગળ લાવી મૂક્યું' મહેમાનગીરી અને ઝિયાફત[2] ઈરાનમાં સાધારણ બાબત છે એ જ કારણથી જે કોઈ તેમના ઘરમાં દાખલ થાય તેને માટે માનસૂચક શબ્દો ઘણા છે તદુપરાંત મહેમાનનો અર્થ જ (मह् = મોટો + मान = જેવો) એ હકીકતનો સૂચક છે જે કોઈ ઘરમાં આવે તેને મોટા તરીકે તેમણે ગણવાનું હોય છે મેજબાન (मेज़ = દસ્તરખાન + बान = વાન)ની ફરજ જ સત્કાર માટે સજાવટ કરવાની હોય છે

આજે પણ ઈરાની લોકો મહેમાનનું આગમન ખુદાની બરકત ગણે છે આ જ કારણથી ત્યાં પરદેશી અને અજાણ્યા લોકોને મુસાફરીમાં પણ મુશ્કેલી નડતી નથી વળી તેમના મકાનમાં પણ મહેમાન માટે ઊતરવાની સગવડનો[3] પ્રથમ ધ્યાન રાખવામાં આવે છે

ઈરાનમાં મહેમાનગીરીનું મહત્ત્વ વિશેષ હોવાથી તેને લગતા ઘણા મહાવરા અને રૂઢિપ્રયોગો ત્યાંની આમ જનતામાં પ્રચલિત છે, જેવા કે ख़ुश आमदीद (સ્વાગતો ભવાન્), क़दम रन्जह फ़र्मूदीद (તકલીફ લીધી), तशरीफ़ आवरीद (પધારો), ज़ह्मत कशीदीद (તકલીફ લીધી) વગેરે વગેરે

આરબો ઈરાનમાં આવ્યા અને ઈરાનીઓ મુસલમાન થયા, આથી તેઓમાં મહેમાનગીરીનું મહત્ત્વ ચાલુ થયું પારસીઓ અને મુસલમાનો

૧ दस्तर्ख़ान (ફા)

૨ ज़ियाफ़त (અ)

૩ મહેમાનખાનું = मेह्मानख़ानह (ફા.)

ગુજરાતમાં આવ્યા તે પછી આ વિષયને લગતા ઘણા શબ્દો ગુજરાતીમાં પ્રચલિત થયા, કારણ કે ગુજરાત પણ એ બાબતમાં કમ નથી.

**ધર્મભાવના**

મુસલમાનોની માન્યતા મુજબ અલ્લાહ એક છે. તેઓ તેના ફરિસ્તાને, તેણે મોકલેલા પેગમ્બરોને અને કયામતના દિવસને માને છે. ધર્મચુસ્ત મુસલમાનો દિવસમાં પાચ વાર નમાઝ પઢે છે. તેઓ ગરીબોને ઝકાત[1] કરે છે, રમઝાન મહિનામાં રોઝા રાખે છે, અને જો સંજોગો માફક હોય તો મક્કે હજ્જ કરવા પણ જાય છે. કુરાને શરીફ તેમનું ધર્મપુસ્તક છે. રમઝાન ઈદ અને કુરબાનીની ઈદ તેમના મોટા તહેવાર છે. મસ્જિદ તેમનુ બદગી કરવાનુ સ્થળ છે. બાંગીની બાંગ સાંભળી મુસલમાનો નમાઝ પઢવા જાય છે. ઈદની નમાઝ શહેર તેમજ ગામની આસપાસના મુસલમાનો ઈદગાહમાં પઢે છે.

એ ઉપરાંત તાજિયા, બારાવફાત[2] વગેરે તેમના તહેવારોથી હિંદુઓ વાકેફ છે.

---

૧ ધાર્મિક મુસલમાનો પેદાશનો જે ચાળીસમો ભાગ સખાવતમા વાપરે છે તેને 'ઝકાત' (जकात) કહેવામા આવે છે.

૨ પેગમ્બર મોહમ્મદના અવસાનની તિથિ બાબતમા થોડી ગૂચ છે. ભારતમાં એ દિવસ સામાન્ય રીતે 'બારાવફાત' નામથી ઓળખવામા આવે છે. 'બારા' એ હિંદી શબ્દ છે. 'વફાત' અરબી છે જેનો અર્થ 'આયુષ્ય પૂર્ણ થવું તે' થાય છે. જે દિવસે તેમનો જન્મ થયો તે જ તારીખે પ્રાણાંત થયો હતો એમ કેટલાક માને છે. ભારતમાં જન્મ અને મરણ માટે એક જ તિથિ મનાય છે, પરંતુ ખાસ કરીને જન્મને લઈને જ ઉત્સવ મનાય છે. મર્હૂમ મૌલવી મહેશપ્રસાદજી (બનારસ યુનિવર્સિટીનાં ફારસીના પ્રોફેસર) એ ઈરાનની મુસાફરી કરી હતી. તેમનું કહેવું હતું કે ઈરાનમાં રબીઉલઅવ્વલની ૧૭મીએ પેગમ્બર મોહમ્મદનો જન્મ મનાય છે અને સફર મહિનાની ૨૮મીએ મરણતિથિ ગણાય છે.

પારસીઓના તહેવારોમાં ખોરદાદ સાલ, જમશેદી નવરોજ અને જરથોસ્તના દિસાનો સરકારી રજાઓમાં સમાવેશ હોય છે તેથી તેમનાથી પણ સામાન્ય રીતે લોકો વાકેફ છે.

**ધાર્મિક રીતરિવાજ સંબંધી**

| | | |
|---|---|---|
| અઝાન | अज़ान | (અ.) |
| અલ્લાહ | | (અ.) |
| ઇબાદત | इिबादत | (અ.) |
| ઇમામ | | (અ.) |
| ઈદ | ईद | (અ.) |
| ઓલિયો | औलिया[1] | (અ.) |
| કલમો[2] | कलिमह | (અ.) |
| કાફર | काफ़िर[3] | (અ.) |
| કાબા | कअ्बह | (અ.) |
| કિબ્લો | क़िब्लह | (અ) |
| કુરબાન | क़ुर्बान | (અ.) |
| કુરાન | क़ुर्आन | (અ.) |
| ખુતબો | ख़ुत्बह | (અ.) |
| ખુદા | ख़ुदा | (ફા.) |
| ખેરાત | ख़ैरात | (અ.) |
| જકાત | ज़कात | (અ) |
| જજિયા | जिज़्यह | (અ) |

૧ અરબીમાં વલી ( સંતપુરુષ )નું બહુવચન.

ગુજરાતીમાં એ ઉપરથી 'ઓલિયો' યા 'ઓલિયું' થાય છે જેનો અર્થ ભોળું યા નિષ્કપટ છે અને તે વિશેષણ તરીકે વપરાય છે.

૨ એનો અર્થ કુરાનનું મૂળ સૂત્ર, ઇસ્લામનું દીક્ષાવાક્ય એવો થાય છે.

૩ એ કુફ્ર ઉપરથી છે જેનો અર્થ છુપાવવું, ઢાંકવું એવો થાય છે. એ ઉપરથી કાફિર્ એટલે છુપાવનાર, ઢાંકનાર એટલે કે સત્ય અર્થાત્ અલ્લાહને છુપાવનાર છે.

| | | |
|---|---|---|
| જહાનમ | जहन्नम | (અ.) |
| જિન | जिन | (અ.) |
| જુમા | जुमअह | (અ.) |
| તાજિયો | तअ्ज़ियह | (અ.) |
| તાબુત | तावूत | (અ.) |
| દરગાહ | दरगाह | (ફા.) |
| દરવેશ | दुर्वीश | (ફા) |
| દીન | | (અ.) |
| દુઆ, દુવા | दुआ | (અ.) |
| દોઝખ | दोजख़ | (ફા.) |
| નબી | | (અ.) |
| નમાજ | नमाज़ | (ફા.) |
| પરી | | (ફા.) |
| પીર | | (ફા.) |
| પેગમ્બર | पैग़म्बर ' | (ફા.) |
| ફકીર | फ़कीर | (અ.) |
| ફિરસ્તો | फ़िरिश्तह | (ફા.) |
| બાંગ | | (ફા.) |
| બિહિસ્ત | | (ફા.) |
| બુતપરસ્તી | | (ફા.) |
| મજહબ | मज़्हब | (અ.) |
| મુલ્લાં | मुल्ला | (અ.) |
| મહોરમ | मोहर्रम | (અ.) |
| રમજાન | रम्ज़ान | (અ.) |
| રસૂલ | रसूल | (અ.) |
| સેતાન | शैतान | (અ.) |

| | | |
|---|---|---|
| હજ | हज्ज | (અ) |
| હદીસ | | (અ) |

## મુસલમાનોની દફનક્રિયા

મુસનમાનો મૃત દેહને જમીનમાં દાટે છે અને તે ઉપર ચણતર કરે છે જેને તેઓ 'કબર' કહે છે

ઉપદેશકો (ઓલિયા, પીરો) અને મહાન અને પવિત્ર પુરુષોનુ અવસાન થાય ત્યારે તેમની કબર ઉપર ઇમારત બાંધવામાં આવે છે જેને તેઓ 'દરગાહ' યા 'રોજો' કહે છે સતોના બનેલા એવા રોજાની જિયારતે લોકો આજ પર્યંત જાય છે અને કેટલાકના મૃતદિને ત્યાં ઓરસ ભરાય છે

રોજા જેવી કેટલીક જગ્યાનું નામ 'હજીરો' પણ છે, જેમકે અહમદશાહના રોજાને હજીરો કહેવામા આવે છે¹

---

૧ હજીરો શબ્દ हज़ीरह ઉપરથી છે. એનો અર્થ 'કબ્રસ્તાનનો વંડો' અથવા 'કબર ઉપરનો ઘૂમટ' થાય છે શબ્દકોશોમા એ બને અર્થ હોય છે આર્કિયોલોજિકલ સર્વેમા ડૉ બર્જેસ પણ એમ જ જણાવે છે

કેટલાક કહે છે કે "અહમદશાહના રોજાની દક્ષિણે લગરખાનું (लगरख़ानह=સત્રાવ્રતગૃહ) હતુ અને ત્યા ગરીબોને ખીચડી વહેચાતી હતી લગરખાનામા હાજરી (ખાવાનું) અપાય છે તે ઉપરથી એનુ નામ 'હજીરા' થયુ હશે અને તે ઉપરથી અમદાવાદમા 'રોજા'ને 'હજીરો' કહેવાનો ચાલ પડયો હશે"

પરતુ हज़ीरहमાં અરબી વર્ણ ज़ोय આવે છે અને તેમા हज़्रनो અર્થ 'કોઇ વસ્તુની આસપાસ વાડ બનાવવી' અથવા 'આનરો બનાવવો' ઉપરથી વાડ કે દીવાલથી બનાવેલુ કપાઉન્ડ એવો એનો અર્થ થાય છ કબરની આજુબાજુનો ભાગ ઘેરી લેવામાં આવતો અને તે ઉપરથી તેને हज़ीरह કહે છ અને તે ઉપરથી ગુજરાતીમા 'હજીરો' ઉચ્ચાર છ

ખાસ કરીને પાદશાહ, ઇમામ, પીર વગેરેને દફનાવવાની જગ્યાને મકબરો[1], મકરઓ, તેમજ મુકરઓ ગુજરાતીમાં કહે છે. ગુજરાતી પાદશાહોના મકબરા જુદાં જુદાં સ્થળોએ બાંધવામાં આવ્યા હતા. ત્યાં દિવસ દરમિયાન અમુક સમયે નોબત[2] વગાડવાનો ચાલ પડ્યો હતો. હવે તો કોઈક જ ઠેકાણે એ ચાલુ છે.

દફનાવવાની આવી જગ્યાને 'કબ્રસ્તાન'ના નામથી પણ ઓળખવામાં આવે છે.

મરનારના આત્મા માટે પ્રાર્થના કરવાની ક્રિયાને "'ફાતિયા'[3] પઢવા" કહે છે.

મુસલમાનોના સંપર્કને લઈને આ સર્વને લગતા ફારસી અરબી શબ્દો ગુજરાતીમાં પણ પ્રચાર પામ્યા.

તે ઉપરાંત પારસીઓના વસવાટને લઈને તેમના એ બાબતને લગતા કેટલાક શબ્દોથી પણ ગુજરાતીઓ વાકેફ છે; જેવા કે દખમું[4], બેસ્તુ[5] વગેરે.

---

હાજિરીમાં જુવોડ છે. તેથી એ ઉપરથી શબ્દ બન્યો હોય એમ સંભવે નહિ.

૧ અમદાવાદમાં આવેલા માણેકચોકમાં અહમદશાહનો મકબરો છે જે અહમદશાહના હજીરા નામે મશહૂર છે. ત્યાં અદ્યાપિ નોબત વાગે છે. એ મકબરામાં આપની જમણી બાજૂએ તેના પુત્ર મોહમ્મદશાહ (બીજા)ને દફનાવવામાં આવ્યો હતો. તેના પુત્ર કુત્બુદ્દીનની દફનક્રિયા તેના દાદાની ડાબી બાજૂએ કરવામાં આવી હતી. આ ત્રણે કબરો મકબરાના મધ્ય ભાગમાં છે. શેખ અહમદ ખટ્ટૂનો મકબરો સરખેજ (અમદાવાદ નજીક)માં આજ પર્યંત કળાકારોની દૃષ્ટિએ મહત્ત્વનો છે.

૨ नौबत (અ.)

૩ फ़ातिहह (અ.)

૪ दख़मह (ફા.)

૫ विहिश्त (ફા.)

### દફનક્રિયા અને તેને લગતા શબ્દો

| | | |
|---|---|---|
| ઉરસ, ઓરસ | उर्स | (અ.) |
| કફન | कफ़न | (અ.) |
| | कफ़्न | (ફા.) |
| કબર | क़ब्र | (અ.) |
| કબ્રસ્તાન | क़ब्रिस्तान | (ફા.) |
| જનાજો | जनाज़ह | (અ.) |
| જારત, જિયારત | ज़ियारत | (અ.) |
| દફન | दफ़्न | (અ.) |
| દરગાહ | दरगाह | (ફા.) |
| ફાતિયો | फ़ातिहह | (અ.) |
| મકબરો | मक़्बरह | (અ.) |
| મોત | मौत | (અ.) |
| રોજો | रौज़ह | (અ.) |
| હજીરો | हज़ीरह | (અ.) |

### સિનેમા

બોલતાં ચલ ચિત્રોમાં મોટે ભાગે તો ઉર્દૂ ભાષા જ વપરાતી આવી છે. ઉર્દૂ એ અરબી ફારસી શબ્દોના બાહુલ્યવાળી હિંદી ભાષા છે. સિનેમાના શબ્દોની મધુરતા શ્રોતાજનોના કર્ણમાં એવી તો ગુંજી રહે છે કે તે છૂટતાં તેઓ ગાયનો લલકારતા જ બહાર નીકળે છે. તે ઉપરાંત તેમાંની ભાષા પણ તેમની જીભ ઉપર સવાર થઈ જાય છે અને દિમાગમાં તેમના પડઘા ચાલુ જ રહે છે. એમાં ખાસ કરીને પ્રેમ અને મહોબ્બતના કિસ્સાઓની છબીઓ તો તેમનાં દિલી ચક્ષુ સામેથી ખસતી જ નથી, પરિણામે એ વિષયને લગતા તેમજ સામાન્ય વ્યવહારના અરબી ફારસી શબ્દોનું પ્રમાણ ગુજરાતીમાં ઘણું વધી ગયું છે.

ઇન્કિલાબનું પરિણામ

મહાત્મા ગાંધીજીએ વખતોવખત ઉપાડેલી ચળવળોને અંતે થયેલી મહાન ક્રાંતિ અને પરિણામે પ્રાપ્ત થયેલી આઝાદી દરમિયાન ઉત્તર ભારતના હિંદી તથા ઉર્દૂભાષી દેશનેતાઓનાં પર્યટનો અને ભ્રમણોમાં તેમણે કરેલાં ભાષણો તેમજ મીઠા અને મધુરા, જોશીલા અને પ્રિય બનેલા પોકારોમાંના અરબી ફારસી શબ્દો (જેવા કે ઇન્કિલાબ ઝિંદાબાદ, મુર્દાબાદ, ખતરનાક, જેહાદ, શહીદ વગેરે) ગુજરાતી પ્રજાના કાન ઉપર ઉપરાઉપરી પડતા રહ્યા, અખબારોમાં તેનું પુનરાવર્તન થતું ગયું, અને સાહિત્યકારોએ પણ તેમને પકડી પકડીને પોતાનાં લખાણોમાં વેર્યા. પરિણામે છેલ્લાં થોડાં વરસોમાં તો એમનો જથો ગુજરાતી ભાષામાં ઘણો વધી ગયો.

તે ઉપરાંત સ્થળાંતરને પરિણામે સિંધી નિર્વાસિતોએ ગુજરાતીમાં વસવાટ કર્યો તેથી તેમની ભાષામાંથી ગુજરાતી ભાષામાં ફારસી અરબી શબ્દો વહેવાથી રહેલી કસર પૂરી થતી ચાલી છે.

* * * *

પાછલાં પ્રકરણોમાં દર્શાવેલાં કારણોને લઈને વિવિધ વિષયોના અરબી ફારસી શબ્દો[1] ગુજરાતી ભાષામાં સમયના વહેણ સાથે પ્રવેશ પામ્યા. તેમાં ધીમે ધીમે વૃદ્ધિ થતી ગઈ. ઉપર ફક્ત દષ્ટાંતો રૂપે અતિ પ્રચલિત શબ્દો આપવામાં આવ્યા છે. આધારો અને કારણો ધ્યાનમાં રાખી વિષયો અનુસાર વ્યવસ્થિત રીતે એ શબ્દો ગોઠવવાના પ્રયત્નો કરવામાં આવ્યા છે એ યાદીઓ વિશે નીચેની બાબતો સ્પષ્ટ કરવાની આવશ્યકતા જણાય છેઃ—

૧. પ્રમાણનો અંદાજ તથા ખ્યાલ આપવા માટે એ છે. એ પરિપૂર્ણ કર્યાનો દાવો નથી.

---

[1] હું 'અરબી ફારસી ગુજરાતી શબ્દકોશ' તૈયાર કરી રહ્યો છું, તેમાં શબ્દો વિશે વિશેષ માહિતી આપવાનો પ્રયાસ કરું છું.

૨. મોટે ભાગે મૂળ શબ્દો લખ્યા છે તેમાંથી વ્યુત્પન્ન થયેલા શબ્દો જણાવવાનું જ્યાં આવશ્યક ન લાગ્યું ત્યાં કેટલીક વાર જતા કરવામાં આવ્યા છે.

૩. એક વિષયની યાદીમાં આપેલા શબ્દો બીજા વિષયની યાદીમાં આવી શકે એવા હોય તેમ છતાં પુનરુક્તિ કરવાને બદલે કેટલેક ઠેકાણે જતા કરવામાં આવ્યા હોય એવું પણ બન્યું છે.

૪. ગુજરાતીમાં વપરાતા શબ્દો આપી તેઓની જોડણીમાં ફેરફાર હોય ત્યાં તેના તત્સમ શબ્દો આપવામાં આવ્યા છે.

૪. જે શબ્દોનાં મૂળ ઉચ્ચારણો કાયમ રહ્યાં છે તે તત્સમમાં જણાવવામાં આવ્યાં નથી.

૫. ગુજગતી શબ્દોના ઉચ્ચારણ, અર્થ વગેરે બાબતોમાં ગુજરાત વિદ્યાપીઠ શબ્દકોશનો મોટે ભાગે ઉપયોગ કર્યો છે.

૬. ઉપરના પ્રકરણમાં અમુક શબ્દસમૂહ એ અમુક એક વસ્તુ અથવા રિવાજની સાથે સાંકળીને આપેલો છે. તેમ કરવામાં માગ ઉદ્દેશ એ કહેવાનો નથી કે તે શબ્દો ફક્ત એ રીતે જ પ્રચારમા આવ્યા હોય, પણ એટલું જ બતાવવાનો છે કે શબ્દો એ અર્થ અને વસ્તુથી સકળાયેલા હોઈને તેઓને એ રીતે સમજવા એ 'કલ્ચર' Culture (સંસ્કૃતિ)ના અભ્યાસની દૃષ્ટિએ મહત્ત્વનું છે.

## પ્રકરણ ૫ મું

# ગુજરાતી ભાષા પર ફારસીની અસર

### ફારસી અને સંસ્કૃત શબ્દોમાં સામ્ય

આર્યોની ટોળીઓ જુદી પડી પછી ઈરાની અને સંસ્કૃત ભાષાનો વિકાસ અલગ અલગ અને સ્વતન્ત્ર રીતે થયો. ઈરાની ભાષાના વિકાસની વિગતો આવી ગઈ. હવે પ્રથમ એક જ મૂળમાંથી ઊતરી આવેલી અર્વાચીન ફારસી અને સંસ્કૃતના શબ્દોનાં ઉચ્ચારણમાં અદ્યાપિ કેટલે અંશે સામ્ય સચવાઈ રહેલું છે તે જણાવવા થોડી વિગત છે. તે સાથે સાથે કેટલાક ગુજરાતી શબ્દો જે મૂળ યા વિકૃત રૂપમાં તેમનો નિર્દેશ કરે છે તે પણ આપવામાં આવ્યા છે.

#### સગાઈવાચક શબ્દો

| ફારસી | સંસ્કૃત | ગુજરાતી |
|---|---|---|
| ख़ुसुर | श्वशुर | સસરો |
| ख़्वाहर | स्वसृ | (બહેન) |
| दामाद | जामातृ | જમાઈ |

| | | |
|---|---|---|
| दुख्तर[1] | दुहितृ | દીકરી |
| पिदर | पितृ | પિતા |
| पूर | पुत्र | પુત્ર |
| बिरादर | भ्रातृ | ભાઈ |
| मादर | मातृ | મા |

આ જ રીતે શરીરનાં કેટલાંક અંગોને લગતા શબ્દો પણ સમાન છે; જેવા કે :—

| ફારસી | સંસ્કૃત | ગુજરાતી |
|---|---|---|
| अब्रू | भ्रू | ભમર |
| अंगुश्त (આંગળી) | अंगुष्ठ (અંગૂઠો) | |
| कश | कुक्षि | કૂખ |
| गिरी | ग्रीवा | |
| गुलू | गल | ગળુ |
| चश्म | चक्षु | ચક્ષુ |
| ज़बान | जिह्वा | જીભ |

૧ दूह નો અર્થ સંસ્કૃતમાં 'દૂધ દોહવું' થાય છે. પુરાણા જમાનામાં અપરિણીત (તેમજ વિધવા) છોકરીઓનું કામ ઘરમાં દૂધ દોહવાનું હશે તેથી તેમને दुहिता કહેતા (મોહમ્મદ હુસેન આઝાદ–સુખનદાને ફાર્સ, પૃ. ૬૪).

ફારસીમાં પણ दूख़्तनનો અર્થ 'દોહવું' થાય છે અને એ ઉપરથી दुख़्तर શબ્દ બન્યો છે. ફારસીમાં એક શબ્દ दोशीज़ह (અર્થાત્ કુવારી છોકરી) છે. અગાઉ નાની છોકરી માટે એ જ શબ્દ વપરાતો. એ दोश (ખભા) ઉપરથી બન્યો હતો. ખભા ઉપર લઈને ફરી શકાય એટલી નાની ઉમરની છોકરી માટે એ શબ્દ વપરાતો. તે પછી મોટી છોકરી માટે પણ એ दोशीज़ह शब्द જ વપરાતો થયો.

| | | |
|---|---|---|
| जानू[1] | जानु | (જાંગ) |
| दन्द[2] | दन्त | દાંત |
| दस्त | हस्त | હાથ |
| दोश (ખભો) | दोषन् (હાથ) | (હાથ) |
| नाख़ुन | नख | નખ |
| नाफ़ | नाभि | નાભિ |
| पाय | पाद | પગ |
| पुश्त | पृष्ठ | પીઠ |
| बाज़ू | बाहु | બાહુ |
| बाल (પક્ષીઓની પાંખ) | बाल (ભીંવાળા) | વાળ |
| मुश्त | मुष्टि | મૂઠી |
| सर | शिर | શિર |
| सुरीन | श्रोणि | (નિતંબ) |

કુદરતી બાબતોને લગતા શબ્દો

| | | |
|---|---|---|
| आतश | हुताशन | હુતાશન |
| आब | अप् | (પાણી) |
| गर्मा, गर्मी | घर्म | ધામ |
| ज़मीन | क्ष्मा | જમીન |
| दोश (પાછલી રાત્રિ) | दोषा (રાત્રિ) | |
| बाद | वात | વા |
| माह | मास | માહ, માસ |
| शब | क्षपा | (રાત્રિ) |

૧ એનો અર્થ 'ઘૂંટણ' થાય છે, પરંતુ કોઈક વાર 'જાંગ'ના અર્થમાં પણ વપરાય છે.

૨ હવે એનું બહુવચન दन्दान એકવચનમાં વપરાય છે.

| | | |
|---|---|---|
| शाम | शायम् | સાંજ |
| सर्द (ઠંડુ) | शरद् (ઋતુ) | શરદી |
| हूर | सूर | સૂરજ |

કેટલીક જીવંત વસ્તુઓનાં નામો

| | | |
|---|---|---|
| अस्प | अश्व | અશ્વ |
| शुत्तुर | उष्ट्र | ઊંટ |
| कपी | कपि | (વાંદરો) |
| कुलाग | क क | કાગડો |
| खर | खर | ખર |
| खूक | सूकर | સૂવર (ડુક્કર) |
| गाव (બળદ, ગાય) | गो (બળદ, ગાય) | ગાય |
| जन | जानि | (પત્ની) |
| नर (પુરુષ માટે અને मादह સ્ત્રી માટે) | नर (પુરુષ માટે અને 'नारी' સ્ત્રી માટે) | નર |
| मगस | मक्षिका | માખી |
| मूश | मूषक[1] | (ઉંદર) |
| मेश (ઘેંટું) | मेष (ઘેટો) | (મેંઢું) |
| शगाल / शगाल | शृगाल | શિયાળ |
| सग | शुनक | (કૂતરો) |

સંખ્યા

| ફારસી | | સંસ્કૃત | |
|---|---|---|---|
| પૂર્ણાંકબોધક | ક્રમવાચક | પૂર્ણાંકબોધક | ક્રમવાચક |
| यक | यकुम | એક | |
| दो | दुवुम | द्वि | (द्वितीय) |

૧. ફારસીમાં મૂશકનો અર્થ વાગોળ (ચામાચિડિયું) થાય છે.

| | | | |
|---|---|---|---|
| सेह | सेहुम | त्रि | (तृतीय) |
| चहार | चहारुम | चतुर् | चतुर्थ |
| पज | पजुम | पच | पचम |
| शश | शशुम | षट् | षष्ठ |
| हफ्त | हफ्तुम | सप्त | सप्तम |
| हश्त | हश्तुम | अष्ट | अष्टम |
| नोह | नोहुम | नव | नवम |
| दह | दहुम | दश | दशम् |
| बीस्त | बीस्तुम | विंशति | विंशतितम |
| सी | सीअुम | त्रिंशति | त्रिंशत्तम |
| चिहल | चिहलुम | चत्वारिंशति | चत्वारिंशत्तम |
| पजाह | पजाहुम | पचाशत् | पंचाशत्तम |
| शस्त | शस्तुम | षष्टि | षष्टितम |
| हफ्ताद | हफ्तादुम | सप्तति | सप्ततितम |
| हश्ताद | हश्तादुम | अशीति | अशीतितम |
| नवद | नवदुम | नवति | नवतितम |
| सद | सदुम | शत | शततम |
| हजार | ... | सहस्र | ... |

| ફારસી | સંસ્કૃત | ગુજરાતી |
|---|---|---|
| नीम | नेम | નીમ |

નીચે થોડાં સામાન્ય ક્રિયાપદો દૃષ્ટાંતો રૂપે આપવામાં આવ્યાં છે જે ઉપરથી મૂળ તેઓ એક જ હશે એવો ખ્યાલ આવે છે—

### ત્રીજો પુરુષ એકવચન

| | | | |
|---|---|---|---|
| आमदन | આવવું | आयद | आयाति |
| कर्दन | કરવું | कुनद् | करोति |
| गिरिफ्तन | ગ્રહવું | गीरद | गृह्णाति |

| | | | |
|---|---|---|---|
| तपीदन | તપવું | तपद् | तपति |
| दादन | દેવું | देहद् | ददाति |
| मुर्दन | મરવું | मीरद् | म्रियते |
| शिनीदन | સુણવું | शिनवद् | शृणोति |

ફારસી અને સંસ્કૃતના શબ્દોના ભિન્ન ઉચ્ચારોનું સમીકરણ સાધી શકાય છે. તે બતાવવા નીચે કેટલાંક દષ્ટાંતો આપવામાં આવ્યાં છેઃ—

ख़

ફારસીમાં ख़ વર્ણનો ઉચ્ચાર કંઠ-કઠસ્થાની છે. એ ગળાના જોડાણમાંથી ખોખરા અવાજે બોલાય છે. એ ઉચ્ચાર ભારતની પ્રાંતિક ભાષાઓમાં નથી, તેથી આપણા કંઠય ख જેવો એ બની જાય છે.

ફારસી ભાષામાં એ વર્ણ કેટલાક શબ્દોમાં બદલાયો છે, જેમકે ख़मान નું कमान થયું છે.

એ સંસ્કૃતમાં કેટલાક શબ્દોમાં क હોય છે:

| ફારસી | સંસ્કૃત | ગુજરાતી |
|---|---|---|
| ख़ाशाक[1] | कुशा | કુશ |
| ख़ुम | कुंभ | કુંભ |
| चर्ख़ | चक्र | ચક્ર |
| ख़ ફારસીમાં | श સંસ્કૃતમાં | |
| ख़ुश्क | शुष्क | સૂકું |
| ख़ून | शोण | (લોહી) |
| ख़ूब | शुभ | શુભ |

1 એમ લાગે છે કે ફારસીમાં અસલ શબ્દ ख़ाशद હતો અને પાછળથી સબંધક વા અર્થહીન क લાગીને ख़ाशाक થયો છે. ફારસીમાં અંતના हनो आ જેવો ઉચ્ચાર થાય છે તે તો સામાન્ય નિયમ છે.

| ख़ फ़ारसीમાં | स ગંસ્કૃતમાં | |
|---|---|---|
| ख़ाव | स्वाप | સ્વપ્નું |
| ख़ुद | स्वय | (પોતે) |
| ख़ुर | सूर | (સૂરજ) |
| ख़्वाहर | स्वसृ | (બહેન) |
| ख़्वै[1] | स्वेद | સ્વેદ (પસીનો) |

ग

| ग फ़ारसीમાં | क સંસ્કૃતમાં | |
|---|---|---|
| गुगुश | अंकुश | અંકુશ |
| गेसू | केश | કેશ |
| मगस | मक्षिका | માખી |
| ग ફારસીમાં | घ સંસ્કૃતમાં | |
| गर्म, गर्मी | घर्म | ઘામ |

નોંધઃ–ફારસીમાં 'गर्म' વિશેષણ છે અને સંસ્કૃતમાં घर्म નામ છે.

ग़

આ ઉચ્ચાર ભારતમાં સામાન્ય નથી તેથી ભારતવાસીઓના મોંમાંથી એને બદલે ग કે घ નીકળે છે.

| ફારસી | સંસ્કૃત | ગુજરાતી |
|---|---|---|
| दाग़ | दाघ | ડાઘ |
| मेग़ (વાદળું) | मेघ | મેઘ |
| यूग़ | युग | (ઝૂંસરી) |
| शग़ाल | शृगाल | શિયાળ |

[1] ઈરાનીઓએ व ઉડાવી દીધો.

ज

એ વર્ણ ફારસીમાં પણ કેટલાક વર્ણો સાથે બદલાઈ જાય છે; જેમકે नारंज અને नारग (નારંગી), जहान અને गीहान. એ જ પ્રમાણે સંસ્કૃત ભાષાના શબ્દોમાં પણ એને સ્થળે અન્ય વર્ણો આવે છે; જેમકે:—

| ज ફારસી | य સંસ્કૃત | |
|---|---|---|
| जव | यव | જવ |
| जवान | युवा | જુવાન |
| जूग (यूग) | युग | ઝુંસરી |

ભારત ભૂમિ ઉપર ज़ નો ઉચ્ચાર મોટે ભાગે ज થયો છે.[1] તે ઉપરાંત અન્ય વર્ણોથી પણ એ બદલાયો છેઃ

| | | |
|---|---|---|
| ज़बान | जिह्वा | જીભ |
| ज़न | जानि | (પત્ની) |
| ज़ल्, ज़लूक | जलौका | જળો |
| ज़ानू (ઘુંટણ) | जानु | (જાંગ) |
| ज़ीरह् | जीर, जीरक | જીરૂં |
| ज़ ફારસીમાં | च સંસ્કૃતમાં | |
| सूज़न | सूची | સોઈ |
| ज़ ફારસીમાં | ह સંસ્કૃતમાં | |
| बाज़ू | बाहु | બાહ |

झ़

એ ખાસ ઈરાની ઉચ્ચારણ છે, અરબસ્તાન તેમજ ભારતમાં નથી. ઈરાનમાં પણ એ અન્ય વર્ણોથી બદલાતો રહ્યો છે; જેમકે—
कझ़ = कज = વાંકું

---

1 જેમકે रोज़ નું रोज

| ફારસી | સંસ્કૃત | ગુજરાતી |
|---|---|---|
| अझ्दर | अजगर | અજગર |
| अंगुश[1] | अंकुश | અંકુશ |

ट

આ ધ્વનિ ઇરાન અને અરબસ્તાનની ભૂમિમાં નથી. અરબો અને ઇરાનીઓના મોંમાંથી એને બદલે त ઉચ્ચાર નીકળે છે, આ કારણથીઃ—

| સંસ્કૃત | ફારસી | ગુજરાતી |
|---|---|---|
| अगुष्ठ (અંગૂઠો) | अगुश्त (આંગળી) | |
| अष्ट्र | उश्तुर | ઊંટ |
| चपाटी | चपाती | |
| दुष्ट | दुस्त | દુષ્ટ |
| मुष्टि | मुश्त | મૂઠી |

નોંધ:—ઉપરનાં શબ્દોમાં સંસ્કૃતમાં મૂર્ધન્ય ष છે અને ફારસીમાં તાલવ્ય श છે.

त અને द

ફારસીમાં त નું વલણ द તરફ વિશેષ હોય છે, જેમકે तूत અને तूद બંને શબ્દો 'સેતૂર' માટે વપરાય છે. સંસ્કૃત અને ફારસીની બાબતમાં પણ એવું જ છે; જેમકેઃ—

| સંસ્કૃત | ફારસી | ગુજરાતી |
|---|---|---|
| द्राक्ष | ताक[2] | ધરાખ |

કેટલીક વાર સંસ્કૃતનો त ફારસીમાં લોપ પામે છે.

---

[1] જુઓ 'ग'.

[2] દ્રાક્ષનો વેલો

| સંસ્કૃત | ફારસી | ગુજરાતી |
| --- | --- | --- |
| पुत्र | पूर | પૂત |

द

ઉદ્‌ગમસ્થાન નજીક ધરાવતા વર્ણો સાથે એ ફારસીમાં પણ બદલાયો છે, તે જ રીતનો તફાવત —

| द फ़ारसीमां | त संस्कृतमां | |
| --- | --- | --- |
| अदर् | अतर् | અદર |
| ओदर | अत्र | અહીં |
| जाद् | जात | જાત |
| दन्द[1] | दन्त | દાત |
| पिदर | पितृ | પિતા |
| मादर | मातृ | મા |
| मुर्दह्[2] | मृतक | મડુ, મડદુ |
| सद | शत | સો |

ध

ફારસી ભાષામાં ध વર્ણ નથી, પરંતુ સંસ્કૃતમાં છે —

| द फ़ारसीमां | ध संस्कृतमां | |
| --- | --- | --- |
| गन्दक, गन्दिश | गंधक | ગંધક |
| गदुम | गोधूम | ઘઉં |
| दायह—दाया | धात्री–धाव | |
| बद | बध | બંધ |

---

૧ ફારસીમાં એનું બહુવચન દદાન થાય છે જે હવે એકવચન તરીકે વપરાય છે.

૨ જુઓ 'ह'

फ़

ફારસીમાં એ 'प' સાથે બદલાય છે; જેમકે सफ़ेद તેમજ सपेद બન્ને શબ્દો વપરાય છે. એ જ પ્રમાણેઃ—

| | | |
|---|---|---|
| फ़ ફારસીમાં | फ संस्कृतमां | |
| कफ़ (ફીણ) | कफ (કફ) | |
| फ़ ફારસીનો | प સંસ્કૃતનો | |
| आफ़त[1] | आपद् | આફત |
| कशफ़ | कच्छप | કાચબો |
| नीलूफ़र[2] | नीलोत्पल | નીલકમળ |

ब

| | |
|---|---|
| ब ફારસીમાં | व સંસ્કૃતમાં |
| बार (સમય) | वार (दिन) |
| बाश[3] | वास |
| बिस्तर (પથારી) | विस्तार (પહોળાઈ વગેરે) |
| बन (ખેતી, બાગ) | वन (જંગલ) |

य

ઉદ્ગમસ્થાન નજીક હોવાના કારણે ફારસીમાં य અન્ય વર્ણો

---

૧ એ ઉપરથી અરબોએ आफ़त કર્યું છે. आफ़त पुराणी ફારસી ભાષાનો શબ્દ છે.

૨ એ માટે ફારસીમા नीलूवर्ग, અને नीलूपल શબ્દો પણ વપરાય છે. અરબોએ એનું नीलूफ़र કર્યું છે. સસ્કૃતમાં नील એક પ્રકારનો રગ છે અને उत्पलनो અર્થ 'કમળ' થાય છે એટલે કે नीलोत्पल નો અર્થ 'નીલા રંગનું કમળ' એવો થાય છે.

૩ ક્રિયાપદનું આજ્ઞાર્થ રૂપ છે અને 'રહેવાનો' સંકેત કરે છે.

સાથે બદલાયો છે. તે મુજબ यूग तेमज जूग નો અર્થ ફારસીમાં બળદની ખાંધ ઉપર મૂકવાની ઝુંસરી થાય છે.[1] ફારસી શબ્દના य ની જગ્યાએ સંસ્કૃત શબ્દમાં પણ ज હોય છે; જેમકેઃ—

| ફારસી | સંસ્કૃત |
|---|---|
| यार (मित्र) | जार (ઉપપતિ) |

એ જ રીતેઃ—

| य ફારસીમાં | द સંસ્કૃતમાં | |
|---|---|---|
| पाय[2] | पाद | પગ |
| पायवद | पादबद | પાબંદ |

સંસ્કૃત શબ્દમાં य હોય છે અને ફારસીમાં તે લોપ પણ પામે છેઃ—

| સંસ્કૃત | ફારસી | |
|---|---|---|
| कार्य | कार | (કામ) |

र

કેટલીક વાર ફારસી શબ્દોમાં 'ર' હોતો નથી અને સંસ્કૃત શબ્દોમાં હોય છેઃ—

| ફારસી | સંસ્કૃત | ગુજરાતી |
|---|---|---|
| खूक | सूकर | સૂવર (ડુક્કર) |
| गाम | ग्राम | ગામ |
| तिश्नह | तृष्णा | (ઝંખના) |
| शकर | शर्करा (ખાંડ) | સાકર |

1 જુઓ 'જ' વર્ણ.

2 ફારસીમાં કેટલીક વાર ફક્ત 'પા' વપરાય છે.

| | | |
|---|---|---|
| शगाल[1] / शगाल | शृगाल | શિયાળ |

श

| | | |
|---|---|---|
| श ફારસીમાં | ष[2] સંસ્કૃતમાં | |
| अगुश्त ( આંગળી ) | अंगुष्ठ ( અંગૂઠો ) | |
| शुतुर | उष्ट्र | ઊંટ |
| दोश ( પાછલી રાત્રિ ) | दोषा ( રાત્રિ ) | |
| माश ( મગ ) | माषक ( અડદ ) | |
| मूश | मूषक | ( ઉંદર ) |
| मुश्त | मुष्टि | મૂઠી, મડ |
| श ફારસીમાં | स સંસ્કૃતમાં | |
| आश्ती ( સુલેહશાંતિ ) | आसक्ति ( લગની ) | |
| शाम् | सायम् | ( સાંજ ) |
| शीर | क्षीर–खीरु | ( દૂધ ) |

स

ફારસીમાં એ અન્ય વર્ણો સાથે અદલબદલ થાય છે; જેમકે फ़िरिस्तह નું फ़िरिश्तह થયું. તે જ પ્રમાણે:—

| | | |
|---|---|---|
| स ફારસીમા | श સસ્કૃતમા | |
| सफ़ेद | श्वेत | સફેદ |
| सर | शिरस् | શિર |
| सद | शत | સો |
| सर्द ( ઠંડુ ) | शरद् (ઋતુ) | શરદી |

---

1 જુઓ ग.

2 જુઓ ट

| | | |
|---|---|---|
| सरून | शृंग | શિંગડું |
| सियाह | श्याम | શ્યામ |
| सग (પથ્થર) | शाण (સરાણનો પથ્થર) | |

ઉદ્ગમસ્થાન નજીક હોવાના કારણે ખુદ ફારસીમાં ह ઘણા વર્ણો સાથે બદલાયો છે; તે જ પ્રમાણેઃ—

| | | |
|---|---|---|
| ह ફારસીમાં | ज સંસ્કૃતમાં | |
| हुवैदा | उदय | |
| हश्त | अष्ट | આઠ |
| ह ફારસીમાં | क સંસ્કૃતમાં | |
| ज़ीरह | जीरक[1] | જીરું |
| नालह | नालक | નાળું |
| मुर्दह[2] | मृतक | મડું, મડદુ |
| ह ફારસીમાં | श સંસ્કૃતમાં | |
| कोरूह | क्रोश | કોસ (ગાઉ) |
| दह | दश | દશ |
| पहलू | पार्श्व | પાસું |
| ह ફારસીમાં | स સંસ્કૃતમાં | |
| गियाह (ઘાસ) | घास (કોળિયો) | |
| नह[3] | निस् (ઉપસર્ગ) | (ન) |
| माह | मास | મહિનો, માસ |
| हफ़्त | सप्त | સાત |

૧ જુઓ 'ज'.

૨ જુઓ 'द'.

૩ નકાર અર્થમાં

| | | |
|---|---|---|
| हम | सम | સાથે |
| हूर | सूर | (સૂરજ) |
| होम | सोम | સોમ |

સંસ્કૃતમાં ह હોય અને ફારસીમાં નથી હોતો એવા શબ્દો પણ છેઃ—

| ફારસી | સંસ્કૃત | ગુજરાતી |
|---|---|---|
| अंगुज़ह | हिंगु | હિંગ |
| आतश | हुताशन[1] | હુતાશન |

એવા થોડાક વિશેષ શબ્દોઃ—

| ફારસી | સંસ્કૃત | ગુજરાતી |
|---|---|---|
| अश्क | अश्रु | આંસુ |
| आग़ाज़ | अग्र | અગ્ર (આરંભ) |
| आराम (વિશ્રાંતિ) | आराम (બગીચો આનંદ માટે) | આરામ |
| आश (પીવાનો ખોરાક) | आश (ખોરાક) | |
| काम | काम | ઇચ્છા |
| काह | कश | (ઘાસ) |

૧ સંસ્કૃતમાં એનો અર્થ 'હોમેલી વસ્તુને ખાનાર' થાય છે. સુખનદાને ફાર્સના કર્તા મોહમ્મદ હુસેન આઝાદ (પૃ. ૬૦) જણાવે છે કે "એક આદેશ (અગ્નિ) ઝંદ, પહેલવી, અને સંસ્કૃતથી વાકેફ છે તેમણે કહ્યું કે 'હુતાશન ફક્ત હોમમાં વપરાય ને જે અગ્નિને કહે છે અને 'આતશ' શબ્દ સામાન્ય અગ્નિને માટે વપરાય છે. તેમણે એમ પણ જણાવ્યું કે आतश ઝંદ (ફદેવાનો ભાવાર્થ અવસ્તા) ભાષામાં आतरश છે. કેટલીક વાર हा વપરાતો પણ નથી અને ખાલી રહેલા ભાગ आतरनु आसर થયું છે. એનો અર્થ પણ અગ્નિ થાય છે."

| | | |
|---|---|---|
| किर्पास (?) | कार्पास | કપાસ |
| किर्म | कृमि | કૃમ |
| कुलाल | कुलाल | ( કુંભાર ) |
| कूपल | कुड्मल | કૂંપળ |
| गंज | गंज | ગંજ |
| चर्म | चर्म | ચામડું |
| जंगल | जंगल | જંગલ |
| तन | तनु | તન |
| तप | ताप | તાપ |
| तर्स | त्रास | ત્રાસ |
| तीर | तीर | તીર |
| तेज ( તીક્ષ્ણ ) | तेजस् ( પ્રકાશ ) | તેજ |
| दर | द्वार | બાર |
| दराज़ | दीर्घ | દીર્ઘ |
| दह्‌लीज़ | देहली | ડેલી, ડેલું |
| दाम ( જાળ ) | दाम ( દોરી ) | |
| दार | दारु | ( લાકડું ) |
| देव ( સેતાન ) | देव ( દેવતા ) | દેવ |
| देव्‌दार | देवदारु | દેવદાર |
| नज़्द | नेद | નજીક |
| नाम | नाम | નામ |
| नाव | नौ | નાવ |
| नील | नीली | નીલ |
| नीस्ती ( નહિપણું, અભાવ ) | नास्ति ( નથી ) | |
| पयूमानह | प्रमाण | પ્રમાણ |

| | | |
|---|---|---|
| पस | पश्चात् | પછી |
| पारीनह् | पुराण | પુરાણુ |
| पाल्की | पल्यंक | પાલખી |
| बाला (ઉપર; ૬૬) | बाला (જુવાનીના ઉઠાવમાં હોય એવી છોકરી) | |
| मय | मद्य | મદ્ય |
| मिह्र् | मिहिर | (સૂર્ય) |
| मेह्[1] | महान | મહાન |
| रंग | रग | રંગ |
| वाय | वापी | વાવ |
| शाख़ | शाखा | શાખા |
| सख्त (સખત) | शक्त (મજબૂત) | |
| समन (ફારસીમાં એક ફૂલનું નામ જેને ગુજરાતીમાં 'જાઈ' કહે છે) | सुमनस् (ફૂલ) | |
| सायह् | छाया | છાંયડો |
| हलाहल | हलाहल | હલાહલ |
| हुक्क | हिक्का | હટકી–હેડકી |

## ભાષામાં પરિવર્તન

મુસલમાનોનું આગમન થયું તે અગાઉ વિદેશીય જાતિઓ દેશાગન

૧ મેહ્રમાંથી 'मेहमान' જેવા શબ્દો ફારસીમાં બન્યા છે. એમાં मान એ मानिस्तन (ને ગમતા હોઈ)નું આજ્ઞાર્થરૂપ છે. 'જેને મહાન માણસ જેવો ગણવામાં આવે છે તે વ્યક્તિ' એવો मेहमान નો અર્થ થાય છે.

महा ઉપરથી महाजन, महाराज, महात्मा વગેરે શબ્દો સંસ્કૃતમાં બન્યા છે.

જાતિઓની સાથે એટલે સુધી મિશ્ર થઈ જતી કે એ મિશ્રણને લઈને વિલક્ષણ પ્રકારની નવી જાતિઓ ઉદ્‌ભવતી. આપણી પ્રાકૃત ભાષાઓના વિકાસમાં એમનો પણ હિસ્સો હતો.

મુસલમાન સમય દરમિયાન વસ્તુસ્થિતિ જુદા પ્રકારની હતી. મુસલમાન લોકો આવ્યા તેમનો સિદ્ધાંત બીજાઓને મુસલમાન બનાવ્યા પછી જ એમની સાથે એકરૂપ થવાનો હતો, તેથી તેમનો હિંદુ પ્રજાઓની સાથે મેળ તો ન જ થઈ શકયો. આપણે જોયું કે ભળવાના પ્રયત્નો તો ગુજરાતમાં મુસલમાન રાજ્યકર્તાઓ તરફથી ઘણા થયા હતા, પરંતુ તેમાં તેઓને ખાસ સફળતા મળી નહિ, આ બધાં કારણોને લઈને રાજ્યકર્તા મુસલમાનોની ફારસી ભાષાની અસર આપણી ભાષા અને સાહિત્ય પર થઈ તે મોટે ભાગે બાહ્યરૂપની છે. ફારસી અને તેની મારફત અરબીના શબ્દોએ મોટા પ્રમાણમાં આપણી ભાષામાં પ્રવેશ કર્યો. આપણી ભાષાની પ્રયોગરૂઢિઓમાં, વ્યાકરણમાં તેમ જ તેની સ્વરૂપસાધક ઘટનામાં મુસલમાન સંસર્ગથી જે કંઈ પરિવર્તન થયેલું જણાય છે તે નીચે પ્રમાણે છે.

ઉચ્ચારણભેદ

ગુજરાતી ભાષામાં પ્રવેશ પામેલા શબ્દોમાં થયેલો ઉચ્ચારણફેર:—

જીવતી ભાષામાં ઉચ્ચારણોની વ્યવસ્થા ન જ રહી શકે. જે ભાષા નિરંતર બોલવાના પ્રવાહમાં વહેતી હોય અને જેને સ્ત્રીઓ વૃદ્ધો અને અભણ લોકો વાપરતા હોય તે પરિવર્તનના વહેણમાં પડ્યા વિના ન જ રહી શકે.

હરકોઈ એક જ ભાષા અનેક કારણોને લઈને અનેક શાખામાં ફેલાઈ અનેક વિભાગોમાં વહેંચાઈ જાય છે; એમાં મહત્ત્વનો ફેરફાર ઉચ્ચારણોને લગતો હોય છે. એ વિકાર પેદા થવાનાં ઘણાં કારણો છે. તેમાં કાળભેદ, સ્થાનભેદ, વિજાતીય સંપર્ક, ભૌગોલિક અને રાજનૈતિક પરિસ્થિતિઓ, સ્વરબળ, શીઘ્રતા, અજ્ઞાન ઉપરાંત સામાજિક સંસ્કૃતિ,

સાંભળવાની ભૂલ, શુદ્ધ ઉચ્ચારણના આગ્રહની ખામી અને અશક્તિનો સમાવેશ થાય છે મનુષ્ય સ્વભાવ સાથે સબધ રાખનારી અનેક પ્રવૃત્તિઓ છે જે ઉચ્ચારણોમા પરિવર્તન કરે છે, જેમકે શબ્દોમા મધુરતા લાવવી, તેમને સુસ્વર બનાવવા, સુગમતાથી તેમનુ ઉચ્ચારણ કરવુ, શબ્દોમા રૂપની સમાનતા સાથે અર્થની સમાનતા જોઈ તેમા ફેરફાર કરવો વગેરે જેવા ઉચ્ચારણોમા ફેરફાર થવાના ગમે તેટલા પ્રબળ કારણો હોય તોપણ એક બાબત તો નક્કી જ છે - શબ્દો પોતાના મૂળ સ્વરૂપને છોડતા નથી ઉચ્ચારણોમા વિપર્યાસનો પ્રવાહ મજબૂત રીતે વહેતો હોય છે તોપણ વિપરીત ઉચ્ચારણોમા પ્રાચીનતમ વટવૃક્ષના મૂળની પેઠે તે તે શબ્દો મૂળરૂપે દટાયેલા હોય છે જ

અરબો ઈરાનમાં આવ્યા ત્યારે ઈરાની લોકોની પાસે અમુક [ તેમના ચાર વર્ણો સે, હે, સ્વૉદ, ઝ્વૉદ, તોય, ઝોય, ઐન અને ક્રાફ ના ] ઉચ્ચારો ન હતા ઈરાનીઓ પોતાના દેશના ઉચ્ચારો પોતાની ભાષામા ઉતારતા હતા અરબોએ ત્યા વસવાટ કર્યો અને, જેમ આપણે ફારસી અને અરબી શબ્દોનુ કરીએ છીએ તેમ, ઈરાનીઓના શબ્દો પોતાની લિપિમા લખવાનુ તેમણે શરૂ કર્યું જે ચાર ઉચ્ચારો ઈરાનીઓ પાસે હતા તે અરબો પાસે ન હતા અરબોએ તે પણ [ પ, ચ, ઝે, ગાફ વર્ણો વડે ] બનાવી લીધા તેમા પહેલા ત્રણમા પોતાના અક્ષરોની આકૃતિ કાયમ રાખી 'નુક્તા', એટલે કે બિંદીઓની સગવડ તેમની પાસે હોવાથી તેમનો ઉપયોગ તેમણે કર્યો અને ગાફ માટે ક્રાફ વર્ણ ઉપર એક લીટી વધારે ખેચી લીધી પરિણામે લેખન અને વાંચનમાં ઉચ્ચારણોનો ભંડાર વધ્યો

ઈરાનમાથી અરબી-ફારસી બોલનારી પ્રજા ભારતમા આવી ત્યારે તેમને ચ, ઘ છ, ઝ, ટ, ઠ, ડ, ઢ, ણ થ ધ, ફ, ભ અને ળ ઉચ્ચારણો વધારાનાં અજાણ્યા મળ્યા

પછીથી તે લોકો ભારતમા વિસ્તરવા લાગ્યા, વખત જતા ગુજરાત પર્યંત પહોચ્યા અને ધીમે ધીમે તેના સારા વિસ્તારમાં ફેલાઈ

ગયા. તેમના અરબી-ફારસી ભાષાના શબ્દો ગુજરાતી લોકો પોતાને અનુકૂળ થાય તેમ બોલવા લાગ્યા તેથી કેટલાક શબ્દોનાં ઉચ્ચારણોમાં ફેર પડ્યો. ગુજરાતી ભાષામાં આવેલા એ શબ્દોમાંના કેટલાક તત્સમ રૂપમાં અને ઘણાખરા તદ્ભવ રૂપમાં છે. અમુક શબ્દોના ઉચ્ચારમાં તેમજ અર્થમાં પણ ફેરફાર થયો છે.

ગુજરાતીમાં અરબી ઉપરાંત કલગી, કાબૂ, ખાન, ચમચો, બેગ, બેગમ વગેરે કેટલાક તુર્કી શબ્દો પણ ફારસી ભાષા દ્વારા આવ્યા છે. તેમાં કેટલાક એવા છે જે તેમના અરબી યા તુર્કી મૂળ ઉચ્ચારો સાથે આવ્યા નથી, ફારસીમાં તે દાખલ થતાં જે કંઈ પરિવર્તન તેમાં થયું હતું તે જ પરિવર્તિત રૂપમાં તે ગુજરાતીમાં આવ્યા, વ્યાવહારિક દૃષ્ટિએ ગુજરાતીઓ માટે એ શબ્દો અરબી કે તુર્કી નહિ પરંતુ ફારસી ભાષાના છે.

ફારસી અને ગુજરાતીના મોટા ભાગના વર્ણોના ઉચ્ચારણમાં સમાનતા છે, પરંતુ કેટલાક વર્ણો ફારસીમાં એવા છે જે ગુજરાતીમાં નથી તેથી કેટલાક શબ્દોના ઉચ્ચારણમાં ફેર પડે છે. અર્વાચીન સાહિત્યિક હિંદીમાં અરબી અને ફારસી તત્સમ શબ્દોનો પ્રયોગ વધી ગયો છે. તેમાં આવેલા તત્સમ શબ્દોનાં અમુક ઉચ્ચારણો માટે વર્ણો ન હોવાથી દેવનાગરીમાં નીચેનાં પરિવર્તિત લિપિચિહ્નોનો ઉપયોગ થાય છેઃ—

क़, ख़, ग़, ज़, અને फ़

અર્થાત્ અમુક વર્ણો નીચે 'નુકતો' યા 'બિંદી' મૂકી અસલ ઉચ્ચારણ કાયમ રાખવા માટે આ યોજના કરવામાં આવી છે.

ગુજરાતીમાં આવતા અરબી અને ફારસી તત્સમ શબ્દોનાં ઉચ્ચારણોનું તેમ નથી, તેમને સ્થાને ગુજરાતી નિકટવર્તી ઉચ્ચારણોનો ઉપયોગ પૂર્ણ સ્વતંત્રતાથી થાય છે.

આ પ્રકરણમાં ફારસી તત્સમ ઉચ્ચારણો દર્શાવવા નાગરી લિપિનો ઉપયોગ કરવામાં આવ્યો છે અને બીજાં પ્રકરણોમાં પણ આવશ્યકતા

અનુસાર એ જ પદ્ધતિ અપનાવવામાં આવી છે તેથી નુક્તાવાળા વર્ણોના ઉચ્ચારણોનુ સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે આપવામાં આવ્યું છે:—

क़:—આ ઉચ્ચાર અરબી-ફારસી છે. એનું ઉચ્ચારણ જિહ્વામૂલીય છે. જીભના મૂળને કાકડાના નજીકના ભાગના તાળવાના પાછલા ભાગને અડીને ભારી ઊંડો અવાજ ઊંટની જેમ બહાર કાઢવામાં આવે છે; જેમકે क़दम, क़लम, बाक़ी, रक़म વગેરે શબ્દોમાં.

એવા શબ્દો ગુજરાતીમાં આવતાં તેમાંના क़ નો ઉચ્ચાર 'કપડાં' 'કાન' વગેરે શબ્દોમાં આવતા 'ક' ના જેવો થઈ ગયો છે. કેટલાક શબ્દોમાં એનો ઉચ્ચાર 'ખ'માં ફેરવાયો છે, જેમકે:—

| | | |
|---|---|---|
| अफ़लक़ | (અ.) | અખલખ |
| क़मीस | (અ.) | ખમીસ |
| वक़्त | (અ.) | વખત |
| वरक़ | (અ.) | વરખ |
| शौक़ | (અ.) | શોખ |

કેટલાક શબ્દોમાં એનો ઉચ્ચાર 'ग'માં પરિવર્તિત થયો છે:—

| | | |
|---|---|---|
| तक़ावी | (અ.) | તગાવી |
| तक़ाज़ा | (અ.) | તગાદો |
| नक़्क़ारह | (અ.) | નગારું |
| नक़्द | (અ.) | નગદ |
| मक़दूर | (અ.) | મગદૂર |

ख़:—આ ઉચ્ચાર અરબી-ફારસી છે. ઉપર પ્રમાણે क़ ની પ્રક્રિયાએ ઉચ્ચરિત થાય છે, જેમકે ख़राब, ख़ून, ख़बर, ख़ुदा, बख़ील, तारीख़ વગેરે શબ્દોમાં.

એવા શબ્દો ગુજરાતીમાં આવતાં તેમાંના ख़ નો ઉચ્ચાર 'સુખ' અને 'લેખક'માં વપરાતા 'ખ' જેવો જ થઈ ગયો છે.

ग़:—આ ઉચ્ચાર અરબી-ફારસી છે. એ क़ તેમજ ख़ ની પ્રક્રિયાએ

ઉચ્ચરિત થાય છે; જેમકે ग़ुलाम, ग़रीब, ग़म, बाग़, दिमाग़, मग़रूर વગેરે શબ્દોમાં.

એવા શબ્દો ગુજરાતીમાં આવતાં તેમાંના કેટલાકમાં ग़ નો ઉચ્ચાર 'ગામ' અને 'ગાય'માં વપરાતા 'ગ' જેવો જ થઈ ગયો છે. કોઈક શબ્દોમાં એનો ઉચ્ચાર 'ક'માં પરિવર્તિત થયો છે; જેમકે मग़लफ़नું 'મગલક'.

એનો ઉચ્ચાર કોઈક શબ્દોમાં 'ઘ'માં પરિવર્તન પામ્યો છે; જેમકે 'ઘેન' (ग़ैन वादळું ઉપરથી), 'ઘોઘાટ' (ग़ौग़ा ઉપરથી)

ज़—આ ઉચ્ચાર અરબી-ફારસી છે અંગ્રેજી z ની જેમ જીભની અણી ઉપલા જડબાના આગલા દાંતના મૂળની પાછળ રાખી કરવાથી આનો ધ્વનિ નીકળે છે. એને દન્ત-તાલવ્ય કહી શકાય. ફારસીમાં ज़ाल, ज़े, झे, ज़्वाद અને ज़्वाय વર્ણોના ઉચ્ચારણોનો હિંદુસ્તાનમાં ઝાઝો ફેર રહેતો નથી. જો કે એમાં ભેદ તો છે જ, તેમ છતાં એ બધાનો ઉપર દર્શાવ્યા પ્રમાણે જ઼ ઉચ્ચાર કરવામાં આવે છે. ફારસીમાં आवाज़, ज़वान, हज़ार વગેરે શબ્દોમાં ज़ વર્ણ આવે છે તે ગુજરાતીમાં 'જમના' અને 'જમરૂખ' શબ્દોમાં આવતા 'જ' જેવો ઉચ્ચારવામાં આવે છે.

કોઈક શબ્દોમાંનો એ ઉચ્ચાર ગુજરાતીમાં 'ચ'માં બદલાઈ ગયો છે; જેમકે तरबुज़ નું 'તડબુચ' થયું છે.

કેટલાક શબ્દોમાંના ज़ોયનો ઉચ્ચાર પણ ગુજરાતીમાં 'ચ'માં પરિવર્તન પામે છે; જેમકે ग़लीज़ નું 'ગલીચ' થયું છે.

फ़—આ ઉચ્ચાર અરબી-ફારસી છે એનું ઉચ્ચારણ અંગ્રેજી F ના ઉચ્ચારણની જેમ હોઠને ઉપરના દાંતની પંક્તિ સાથે અડકાવીને કરવામાં આવે છે. એને દંતૌષ્ઠ્ય કહી શકાય. એનો ધ્વનિ હોઠ અને દાંતની વચ્ચેથી ઘસાઈને નીકળે છે, જેમકે फ़क़ीर, साफ़, वफ़ादार, फ़ना વગેરે શબ્દોમાં.

એવા શબ્દો ગુજરાતીમાં આવતાં તેમાંના फ़ નો ઉચ્ચાર 'ફળ' અને 'ફણસ' શબ્દોમાં વપરાતા 'ફ' જેવો જ થઈ ગયો છે કેટલાક શબ્દોમાંના એ फ़ નો ઉચ્ચાર 'પ'માં પરિવર્તિત થયો છે, જેમકે —

| | |
|---|---|
| कलफ़ (ફા) (ચહેરા ઉપરનો ડાઘ) | કલપ (વાળ રંગવાની બનાવટ) |
| तफ़्सील (અ) | તપસીલ |
| संजाफ़ (ફા) | સજાપ[1] (કપડાંની કોર) |
| हफ़्तह (ફા) | હપતો |

આ ઉપરાંત અરબી ફારસીમાં એક ऐन વર્ણ છે એ અતિ કંઠસ્થાની હોઈ એનો ઉચ્ચાર ગળામાંથી ભારી અવાજે કરવો જોઈએ મૂળ અરબી–ફારસી ધ્વનિ હોઈ નાગરીમાં એ માટે બિંદીવાળો વર્ણ अ યોજવામાં આવેલો છે, જેમકે जअ વગેરે શબ્દોમાં

આ ऐन વર્ણ અરબી–ફારસી શબ્દોમાં સ્વતન્ત્ર अ માટે છે એ વર્ણવાળા અરબી ફારસી શબ્દો ગુજરાતીમાં આવતાં તેમાંના अ નો ઉચ્ચાર 'અન્ય' અને 'અમર' શબ્દોમાં આવતા 'અ' જેવો થઈ ગયો છે, જેમકે अजब નું 'અજબ', आदत નુ 'આદત', आम નુ 'આમ' વગેરે.

પરંતુ કેટલાક શબ્દોમાં अ નો ઉચ્ચાર ગુજરાતીમાં 'આ' ( અર્થાત કાના )માં પરિવર્તન પામ્યો છે, જેમકે अरब નુ 'આરબ', जमअ નુ 'જમા', मअरिफ़त નુ 'મારફત', बअद નુ 'બાદ' मनअ નુ 'મના', मशअल નુ 'મશાલ', दफ़्अ दफ़्अ નુ 'રફાદફા', खिलअत નુ 'ખિલાત'[2] વગેરે એ કેટલાક શબ્દના અંતમાં આવે છે ત્યારે ગુજરાતીમાં એનો 'ઓ' ઉચ્ચાર થાય છે; જેમકે तावीज़[3] નુ 'તાવો', मौक નુ 'મોકો', शिम्अ નુ

1 એનો ઉચ્ચાર 'સજાબ' પણ થાય છે

2 રાજાઓ તથા અમીરો તરફથી ભેટમાં અપાતો માનનીય પોશાક જેમાં ફેંટો, કમરપટ્ટો અને મોટા જામાનો સમાવેશ થતો

3 અરબી ફારસીમાં સામાન્ય નામ યા વિશેષણ તરીકે વપરાય છે ગુજરાતીમાં —

'ખિસ્સો'. अि અને अ નો ગુજરાતીમાં કેટલાક શબ્દોમાં 'ય' ઉચ્ચાર થયો છે, જેમકે क़वाअिद નું 'કવાયત', फाअिदह નું 'ફાયદો', मुशाअरह નું 'મુશાયરો', वअ्दह નું 'વાયદો', विदाअ ની 'વિદાય'.

ઘણા અરબી ફારસી શબ્દોના ઉચ્ચારો ગુજરાતીમાં બદલાઈ ગયા છે, કેટલાક પૂર્વગ નષ્ટ થયા છે, અને કેટલાક શબ્દોમાં છેડે સ્વર યા વ્યંજન ઉમેરાયા પણ છે, વળી કેટલાક શબ્દો અધિક પરિવર્તનો સાથે ગુજરાતી ભાષામાં વપરાય છે

ઉચ્ચારણમાં જે વિકારો થયા છે તેમને સામાન્ય વિભાગોમાં વહેંચ્યા એટલે અંશે ઉમેરણ લોપ વગેરે જોવામાં આવે છે તેમનું વિવરણ નીચે પ્રમાણે કર્યું છે

૧ પૂર્વગ :—

કેટલાક શબ્દની શરૂઆતમાં સ્વર યા વ્યંજન ઉમેરાયો છે




---

એ ભાવવાચક નામ તરીકે વપરાય છે

૧ ફારસીમાં 'નિખાલસ' શબ્દ નથી, પરંતુ લખનૌ તરફ અભણ લોકો निखालस એવો શબ્દ પ્રયોગ કરે છે 'નિખાલસ' ગુજરાતીમાં વપરાય છે.

૨ ઉર્દૂમાં એ પ્રમાણે વપરાયેલો છે તેમાંથી જ ગુજરાતીમાં આવ્યો છે मस्त ફારસી છે. તેને अल અરબીનો લાગેલો છે જે મુકરર-સૂચક પૂર્વગ છે

મધ્યગ

સ્વર

| તત્સમ | | તદ્ભવ |
|---|---|---|
| इस्म्[2] | (અ) | ઇસમ |
| अक़्ल | (અ.) | અકલ[1] |
| अर्क़ | (અ) | અરક |
| अफ़लातून | (અ) | અફલાતૂન |
| आमदनी | (ફા.) | આમદાની |
| अुम्र | (અ) | ઉમર |
| क़स्र | (અ.) | કસર |
| गर्म | (ફા) | ગરમ |
| फ़िक्र[3] | (અ.) | ફિકર |
| बर्फ़ | (ફા) | બરફ |
| बुर्ज | (અ) | બુરજ |
| हुक्म | (અ.) | હુકમ |

વ્યંજન–અનુસ્વાર[1]

| | | |
|---|---|---|
| अक़्ल | (અ) | અક્કલ |
| अुम्र | (અ) | ઉમ્મર, ઉમર |
| कीनह | (ફા.) | કિન્નો |
| क़ीमत | (અ.) | કિંમત |
| नफ़र | (અ) | નફ્ફર[4] |
| मात | (અ) | મહાત |
| वक़्र | (અ.) | વક્કર |
| हुनर | (ફા) | હુન્નર |

ઉપર જણાવેલ ઉમેરણોની બાબતમાં હવે એ નિયમ દૃઢ થઈ ગયો છે અને તેથી મધ્યે અને અંતે લઘુ પ્રયત્ન યૂ જેવો ફારસી–અરબીમાં ઉચ્ચાર હોય ત્યાં વ્યંજન જોડો ન લખતાં અકાર ઉમેરીને જોડણી

1 વચ્ચે 'અ' ભળ્યા પછી આ જ વ્યંજન કે અનુસ્વારનું ઉમેરણ થાય છે.

2 इस्म નો અર્થ અરબીમાં 'નામ' થાય છે, 'ઇસમ'નો ગુજરાતીમાં અર્થ વ્યક્તિ થાય છે.

3 'વિચાર' અર્થ ફારસીમાં હોય છે, 'ચિંતા' અર્થ ગુજરાતીમાં હોય છે.

4 સુરત જિલ્લા તરફના લોકો નોકર વર્ગ માટે હલકો શબ્દ 'નફફ' વાપરે છે તે બહુધા આ ઉપરથી જ હશે અને વળી 'નફફટ' શબ્દ પણ આની સાથે સંબંધ ધરાવતો હોય એમ સંભવે છે.

વપરાવામાં આવે છે, જેમકે —

| તત્સમ | | તદ્ભવ |
|---|---|---|
| अख़बार | (અ) | અખબાર |
| अफ़लातून | (અ.) | અફલાતૂન |
| अशरफ़ी | (ફા) | અશરફી |
| क़ुदरत | (અ) | કુદરત |
| ख़ुशबू | (ફા) | ખુશબો |
| तक़रार | (અ) | તકરાર |
| तस्वीर | (અ) | તસવીર |

અનુગ

સ્વર

| તત્સમ | | તદ્ભવ |
|---|---|---|
| अुर्फ़ | (અ) | ઉર્ફે |
| ख़रीद | (ફા.) | ખરીદી[1] |
| ख़ास | (અ) | ખાસુ, ખાસી |
| ग़ुग | (ફા) | ગૂગુ |
| ख़ल्द | (અ) | જલદી |
| जाहोजलाल | (ફા) | જાહોજલાલી |

વ્યંજન

| તત્સમ | | તદ્ભવ |
|---|---|---|
| अुमरा | (અ) | ઉમરાવ[2] |
| कम | (ફા) | કમતી |
| जम्अ | (અ) | જમાવ[3], જમાવટ |
| तराज़ | (ફા) | ત્રાજવુ |
| ताबिअ | (અ) | તાબેદાર[4] |

---

૧ ગુજરાતીમા ' ખરીદ ' પણ વપરાય છે

૨ अुमरा અરબીમા अमीर નું બહુવચન છે, પરંતુ ગુજરાતીમાં ' ઉમરાવ ' એક-વચનમા વપરાય છે

૩ ગુજરાતીમા પ્રક્રિયા થઈને ' જમવુ ' થઈને ' જમાવટ '.

૪ ताबिअदार ઉર્દૂમા પણ વપરાય છે એ ઉપરથી સાબિત થાય છે કે એ ઉર્દૂ મારફત ગુજરાતીમા આવ્યો છે એ ખોટો પ્રયોગ છે, કારણ કે ताबिअ નો જ અર્થ ' કબજે , ફરમાન બરદાર ' એવો છે

बिस्तर (ફા.) બિસ્તરો
हूर (અ) હૂરી
खत्त (અ.) ખાતું
दुआ (અ.) { દુવા / દુવાઈ
हौज़ (ફા.) હોજડો

(૨) લોપ:—

એ ઉમેરણથી ઊલટું છે. એમાં કંઈક લોપ થાય છે; શબ્દના આદિ મધ્ય કે અંત ભાગમાં સ્વર યા વ્યંજનનો લોપ થાય છે.




મધ્ય–લોપ

સ્વર: તત્સમ, તદ્ભવ

વ્યંજન: તત્સમ, તદ્ભવ

कानूनगो (ફા.) કાનગો
कारकर्दगी (ફા.) કારકિર્દી
खुशहाली (ફા.) ખુશાલી
ज़ियाफत (અ.) જાફત
दियानत (અ.) દાનત
नज़दीक (ફા.) નજીક
मुज़दूर (ફા.) મજૂર
मुआफिक (અ.) માફક
मोहर्रम (અ) મોહરમ

| | | |
|---|---|---|
| उ | નો | અ |
| क़ुसूर | (અ.) | કસૂર |
| हुकूमत | (અ.) | હકૂમત |
| उ | નો | ઊ |
| फाल्बुद | (ફા.) | કાલબૂત |
| उ | નો | ઓ |
| उर्स | (અ.) | ઓરસ |
| तुर्रह | (ફા.) | તોરો |
| अ् | નો | અ |
| फ़ानूस | (ફા.) | ફાનસ |
| ऊ | નો | ઉ |
| तूमार | (અ.) | તુમાર |
| चाक़ू | (તુ.) | ચાકુ[1] |
| ऊ | નો | ઓ |
| कूबह | (ફા.) | કોબો |
| तूफ़ान | (અ.) | તોફાન |
| पूच | (ફા.) | પોચું |

(૪) વર્ણોની સ્થાનબદલી:—

કેટલાક શબ્દોમાં વ્યંજનોનાં સ્થાનો અદલબદલ થયાં છે. એ થવાનું કારણ કેટલીક વાર સુગમતા અને કેટલીક વાર ઉચ્ચારણની સમજનો અભાવ હોય છે:

| તત્સમ | | તદ્ભવ |
|---|---|---|
| अमानत | (અ.) | અનામત |
| कुम्री | (ફા.) | કુનરી |

૧. જોકે તત્સમ લેખકોએ દીર્ઘ 'ઊ' સાથે પણ એ લખાય છે.

| | | |
|---|---|---|
| फ़सील | (અ.) | સફીલ |
| सरे नव | (ફા.) | નવેસર |

**(૫) સ્વરોની સ્થાનબદલી:—**

એ જ પ્રમાણે કેટલાક શબ્દોમાં સ્વરોનાં સ્થાનોની અદલાબદલી થઈ છે; જેમકે:—

| તત્સમ | | તદ્ભવ |
|---|---|---|
| अेवज़ | (અ.) | અવેજ |
| ओह्दह | (અ.) | હોદ્દો |
| जानूवर | (ફા.) | જનાવર |
| परवरिश | (ફા.) | પરવરશી |
| मजलिस | (અ.) | મિજલસ |
| वाजिब | (અ) | વાજબી—વ્યાજબી |

એ પ્રકારના શબ્દોમાં કેટલાક એવા છે કે જેમાં આવતો એહ્ ઉચ્ચાર 'અહે'માં બદલાયો છે:

| | | |
|---|---|---|
| मेहनत | (અ.) | મહેનત |
| मेहमान | (ફા.) | મહેમાન |
| मेहर | (ફા.) | મહેર |
| मेहराब | (અ.) | મહેરાબ |

કેટલાક શબ્દોમાં अह् નું 'અહે' થયું છે એટલે કે अह् આવતાં વિગ્ન બે થવાનું વલણ છે; જેમકે:—

| | | |
|---|---|---|
| दहशत | (ફા.) | દહેશત |
| रहम | (અ.) | રહેમ |
| शहर | (ફા.) | શહેર |
| नहर | (અ.) | નહેર |




(૩) સ્વરવિકાર:—

સ્વરભાર વધારે ઓછો લાગવાથી સ્વરવિકાર પણ શબ્દોમાં થયો છે; જેમકે:—

| અ | નો | આ |
|---|---|---|
| असामी (અ.) | | આસામી[3] |

૧ ફારસીમાં એ એક ગાળ છે, જેનો અર્થ "(તારી) મા વ્યભિચારિણી" એવો થાય છે, પરન્તુ શબ્દાર્થ "મા ગુનામાં" છે.

૨ ગુજરાતીમાં સામાન્ય રીતે એ અન્ત્ય 'ઉ' સાથે વપરાય છે, જો કે તત્સમ 'ઊ' સાથે પણ લખવામાં આવે છે.

૩ અરબીમાં ઇસ્મ (અર્થાત્ 'નામ') નું બહુવચન असमा છે અને તેનું બહુવચન असामी છે.

| | | |
|---|---|---|
| अ | નો | ઉ |
| ज़बानी | (ફા.) | જુબાની[1] |
| आ | નો | અ |
| आवाज़ | (ફા.) | અવાજ |
| ग़ालीचह | (ફા.) | ગલીચો |
| बादाम | (ફા.) | બદામ |
| दारोग़ह | (તુ.) | દરોગો |
| आ | નો | એ |
| तारीख़ | (અ.) (દિવસ) | તેરીખ (વ્યાજનો દર) |
| अि | નો | અ |
| आरिफ़ | (અ.) | આરફ |
| काफ़िर | (અ) | કાફર |
| ज़ालिम | (અ) | જાલમ |
| दाख़िल | (અ) | દાખલ |
| हाज़िर | (અ) | હાજર |
| अि | નો | ઈ |
| गिरौ | (ફા) | ગીરો |
| ज़ामिन | (અ.) | જામીન |
| पुर्सिश | (ફા) | પુરસીસ |
| अी | નો | એ |
| उमीद | (ફા.) | ઉમીદ—ઉમેદ |
| दीदार | (ફા.) | દેદાર |

---

૧ 'જુબાની' ગુજરાતીમાં નામ તરીકે વપરાય છે અને તેનો અર્થ 'સાક્ષી' થાય છે. ઝબાની ફારસીમાં વિશેષણ છે અને તેનો અર્થ ઝબાન (અર્થાત્ 'જીભ') ઉપરથી 'જીભ સાથે સંબંધ રાખનાર' એટલે કે 'મૌખિક' થાય છે

કેટલાક શબ્દો એવા છે જેમાં હ લુપ્ત થાય છે અને મહાપ્રાણ સ્વર આવે છે; જેમકે:—

| | | |
|---|---|---|
| क़ह्र | (અ) | કેર |
| कह्‌रुबा | (ફા.) | કેરબા ( ઉપરથી કેરબો એકવચન ) |
| जह्र | (ફા.) | જેર–ઝેર |
| जव्हर | (અ.) | જવેર–ઝવેર |
| जुह्द | (અ.) | જેહે–ઝબે |

કેટલાક બીજા એવા શબ્દો છે કે જેમાં ઉપરની વિક્રિયાને બદલે માત્ર 'આ' થાય છે; જેમકે—

| | | |
|---|---|---|
| क़ह्वह | (અ.) | કાવો |
| फह्म | (અ.) | ફામ, ફેમ (સ્મરણ; યાદ) |
| बेफह्म | (ફા.) | બેફામ ( સમજ વગરનું; ડહાપણ વિનાનું ) |

અરબી ફારસી શબ્દોમાં લાક્ષણિક રીતે 'ऐ' (વર્ણ) સ્વરનું ઉચ્ચારણ 'अय्' જેવું છે તેનો હ્રસ્વ વિવૃત ઉચ્ચાર થાય છે; જેમકે:—

| તત્સમ | | | તદ્ભવ |
|---|---|---|---|
| ऐन | (અ) | (अय्‌न) | એન (ચોક્ખું) |
| ऐब | (અ.) | (अय्‌ब) | એબ |
| कैद | (અ.) | (क़य्‌द) | કેદ |
| कैफ़ | (અ.) | (क़य्‌फ़) | કેફ |
| गैब | (અ.) | (ग़य्‌ब) | ગેબ |
| ग़ैर | (અ) | (ग़य्‌र) | ગેર |
| पैदा | (ફા.) | (पय्‌दा) | પેદા |
| मैदान | (અ.) | (मय्‌दान) | મેદાન |
| वग़ैरह | (અ.) | (वग़य्‌रह) | વગેરે |

| તત્સમ | | | તદ્ભવ |
|---|---|---|---|
| हैरान | (અ.) | (हयूरान) | હેરાન |
| हैवान | (અ) | (हयूवान) | હેવાન |

એ જ પ્રમાણે 'વાવ' (વર્ણ) સ્વરનુ ઉચ્ચારણ 'અવ્' જેવું છે તેનો પણ હ્રસ્વ વિકૃત ઉચ્ચાર થાય છે :

| તત્સમ | | | તદ્ભવ |
|---|---|---|---|
| कौल | (અ.) | (क़वूल) | કોલ |
| दौलत | (અ.) | (दवलत) | દોલત |
| नौकर | (ફા.) | (नवकर) | નોકર |
| मौत | (અ) | (मवत) | મોત |
| मौसिम | (અ.) | (मवूसिम) | મોસમ |

નીચેના શબ્દમાં "ઔ" સાંકડો થાય છે.

| | | | |
|---|---|---|---|
| फ़ौज | (અ.) | (फ़्वूज) | ફોજ |

(૬) જે અરબી-ફારસી શબ્દોમાં છેડે અહ આવે છે તેમા તે પ્રાયઃ વિસર્ગના જેવો ઉચ્ચરિત હોય છે. ગુજરાતીમા તેનુ ઉચ્ચારણ પુંલિંગ માટે 'ઓ' અને નપુસક લિંગ માટે 'ઉ'માં પરિવર્તિત થાય છે :

| अह | નો | | ઓ |
|---|---|---|---|
| તત્સમ | | | તદ્ભવ |
| कनारह | (ફા.) | | કિનારો |
| कीनह | (ફા.) | | કીનો |
| खिज़ानह | (અ.) | | ખજાનો |
| ख़रीतह | (અ.) | | ખરીતો |
| ख़लीतह | (ફા) | | ખલતો |
| ग़लह | (ફા) | | ગલોલો |
| ग़ालीचह | (ફા) | | ગાલીચો / ગલીચો |

| | | | |
|---|---|---|---|
| चश्मह | (ફા.) | | ચશ્મો (ચશ્મું) |
| जामह | (ફા.) | | જામો |
| जनानह | (ફા.) | | જનાનો |
| तकियह | (અ.) | | તકિયો |
| तरानह | (ફા.) | | તરાનો–તરાણો |
| दारोग़ह | (તુ.) | | દારોગો–દરોગો |
| पलीतह | (ફા.) | | પલીતો |
| मनारह | (અ.) | | મિનારો |
| मालीदह | (ફા.) | (મસળેલું) | મલીદો |
| रौज़ह | (અ.) | | રોજો |
| मयूदह | (ફા.) | | મેંદો |
| अह | | નું | ઉં |
| खानह | (ફા.) | | ખાનું |
| खासह | (અ.) | | ખાસું |
| चीरह | (ફા.) | | ચીરું |
| दखमह | (ફા.) | | દખમું |
| नामह | (ફા.) | | નામું |
| पल्लह | (ફા.) | | પલ્લું |
| पियादह | (ફા.) | | પ્યાદું |
| पियालह | (ફા.) | | પ્યાલું |

કેટલાક ફારસી શબ્દોમાના અન્ત્ય अहનો ઉચ્ચાર ગુજરાતીમાં 'એ' થાય છે, જેમકે आहिस्तह નું 'આસ્તે', रफ़्तह रफ़्तह નું 'રફતે રફતે' વગેરે.

(૭) ફારસીમા આવતા કેટલાક આકારાંત શબ્દો ગુજરાતીમાં ઓકારાંત થઈને એકવચનમાં વપરાય છે.

| તત્સમ | | તદ્ભવ |
|---|---|---|
| दरिया | (ફા.) (મહાનદ, સમુદ્ર) | દરિયો (સમુદ્ર) |
| दाना | (ફા.) | દાનો (ડાહ્યો) |
| बल्वा | (ફા.) | બળવો |
| मीना | (ફા.) | મીનો |

જે ફારસી શબ્દને અંતે आनह આવે છે તેમની છેડેનો ઉચ્ચાર ગુજરાતીમાં 'આણું'માં પરિવર્તન પામે છે. એવા શબ્દો અર્થમાં ખાસ કરીને પૈસા સાથે સબંધ ધરાવે છે; જેવાકેઃ—

| | | |
|---|---|---|
| बैआनह (ફા.) | ( बैअ અ. વેચવું ) | બિયાણું |
| नज़रानह (ફા.) | ( नज़र અ. ઉપરથી ) | નજરાણું |
| मेहनतानह (ફા.) | ( मिहनत અ. ઉપરથી ) | મહેનતાણું |
| सालियानह (ફા.) | ( साल ફા. ઉપરથી ) | સાલિયાણું |

(૮) ધંધાદારી લોકોનું સૂચન કરતાં અરબી કર્તૃવાચક નામો જેમનો બીજો અક્ષર ઉચ્ચારમાં બેવડાય છે તે એકવડો કરી ગુજરાતીમાં બોલાય છે. આમ થવાથી ઉચ્ચારણ સરળ થઈ જાય છે; જેમકેઃ—

| તત્સમ | | તદ્ભવ |
|---|---|---|
| कव्वाल | (અ.) | કવાલ |
| जुल्लाब | (અ) | જુલાબ |
| दल्लाल | (અ) | દલાલ |
| दुक्कान | (અ) | દુકાન |
| बक्काल | (અ) | બકાલ |
| सर्राफ़ | (અ.) | શરાફ |
| सुक्कान | (અ.) | સુકાન |
| हम्माम | (અ) | હમામ |
| हम्माल | (અ.) | હમાલ |

(૯) ઉચ્ચારણ કરવામા સુગમતા માટે અથવા ફારસી ભાષાના

જ્ઞાનને અભાવે વર્ણો બદલી મન ફાવે તેમ કેટલાક શબ્દો શરૂઆતમાં બોલાયા હશે. તે પછી તે તેજ પરિવર્તિત રૂપમા રૂઢ થઈ ગયા છે તેમનુ વિવરણ નીચે પ્રમાણે ઉદાહરણ માટે આપવામા આવ્યુ છે—

| | | |
|---|---|---|
| क | નો | ખ |
| खाकी | (ફા) | ખાખી |
| ग | નો | ક |
| गादगी | (ફા) | ગદકી |
| ज | નો | ઝ |
| जव्हर | (અ) | ઝવેર |
| जुनून–जनून | (અ) | ઝનૂન |
| जुल | (અ.) | ઝૂલ (કિનારી) |
| द | નો | ત |
| कवाअिद | (અ) | કવાયત |
| कारखुद | (ફા) | કાનખૂત (કાનખૂટ પણ થાય છે) |
| खुदावद | (ફા) | ખુદાવત |
| खुशामद | (ફા) | ખુશામત |
| पलीद | (ફા.) (અપવિત્ર–અશુદ્ધ) | પલીત (ભૂતપ્રેત) |
| द | નો | ડ |
| कंदील[1] | (અ) | કંડીલ |
| दखल | (અ) | ડખલ |

૧ આ શબ્દ અરબીમા 'मोअर्रब' એટલે કે પરભાષામાથી લઈને અરબી બનાવેલો ગણાય છે સભવત તે અંગ્રેજી Candle સાથે સબંધ ધરાવતો હોય ગુજરાતીમા 'કંડીલ' શબ્દ સીધો Candle ઉપરથી થયો હશે કે અરબી 'કંદીલ' ઉપરથી થયો હશે તે કહેવુ મુશ્કેલ છે

| | | |
|---|---|---|
| दग़लह | (फा.) | ડગલો |
| दफ़ | (फा.) | ડફ |
| दब्बह | (फा.) | ડબ્બો |
| दायरह | (अ.) | ડાયરો |
| द | નો | ધ |
| पुरदरह | (फा.) | પાધરપો, પાધરું |
| जमअ़-बन्दी | (फा.) | જમાબંધી |
| नज़र-बंदी | (फा.) | નજરબંધી |
| त | નો | ટ |
| ताकचह | (फा.) | ટાકેરો |
| न | નો | ણ |
| जिन्स | (अ.) | જણસ |
| तरानह | (फा.) | તરાણો (ગાવાની તરજ) |
| ताअ़्नह | (अ.) | ટોણો |
| दानह | (फा.) | દાણો |
| पैरहन | (फा.) | પહેરણ |
| मन | (अ.) | મણ |
| प | નો | ફ |
| पुरचह | (फा.) | ફુરચો |
| पूदीनह | (फा.) | ફુદીનો |
| ब | નો | પ |
| कर्ब | (अ.) | કરપ |
| चाबुक | (फा.) | ચાપકો |
| चोबदार | (फा.) | ચોપદાર |

| | | |
|---|---|---|
| ज़ब्त | (અ.) | જપ્ત |
| तलब | (અ.) | તલપ |
| ब | નો | ભ |
| कारोबार | (ફા.) | કારભાર |
| बिहिश्त | (ફા.) | ભસ્તુ |
| रूबरू | (ફા.) | રૂભરૂ |
| सर-ब-सर | (ફા.) | સરભર |
| ब | નો | વ |
| ख़बीस | (અ.) | ખવીસ (ખરાબ, એ ઉપરથી એક યોનિ) |
| गर्दाब | (ફા.) (ઉંડું પાણી, પાણીની ભમરી; વમળ) | ગરકાવ (મશગૂલ) |
| दरबान | (ફા.) | દરવાન |
| बग़ैर | (ફા.) | વગર |
| बिसात | (અ.) | વિસાત |
| बीमह | (ફા.) | વીમો |
| र् | નો | ડ |
| ख़बर्-दार | (ફા.) | ખબડદાર |
| ख़र्बुज़ह | (ફા.) | ખડબૂચૂ |
| तर्बुज़ | (ફા.) | તડબૂચ |
| पर्दह | (ફા.) | પરદો–પડદો |
| मुर्दह | (ફા.) | મુડદું |
| र | નો | લ |
| दीवार | (ફા.) | દીવાલ |
| मर्हम | (અ.) | મલમ |

| | | |
|---|---|---|
| सैर | (અ.) | સહેલ |
| हर्कारह | (ફા.) | હલકારો |
| रहवार | (ફા.) (ઘોડો; ઘોડાની એક પ્રકારની ચાલ) | રવાલ / રેવાલ (એક પ્રકારની ચાલ) |
| ल | નો | ળ |
| नख़्लह | (અ.) | નજળો |
| बल्वा | (ફા.) | બળવો |
| श | નો | સ |
| कमर्कश | (ફા.) | કમરકસ |
| कशाकश | (ફા.) | કસાકસ |
| किश्मिश | (ફા.) | •કિસમિસ |
| गुमाश्तह | (ફા.) | ગુમાસ્તો |
| चाशनी | (ફા.) | ચાસણી |
| नाशितह | (ફા.) | નાસ્તો |
| पुर्सिश | (ફા.) | પુરસીસ |
| फिरिश्तह | (ફા.) | ફિરસ્તો |
| बर्दाश्त | (ફા.) | બરદાસ્ત |
| बार्कश | (ફા ) | બારકસ |
| मालिश | (ફા.) | માલિસ |
| शकूल | (અ.) | સિકલ |
| शामेल | (અ.) | સામેલ |
| शैतान | (અ ) | સેતાન |
| सिफ़ारिश | (ફા.) | સિફારસ |
| स | | શ |
| सर्राफ़ | (અ.) | શરાફ |

(૧૦) આ ઉપરાંત કેટલાક શબ્દોમાં એનાથી પણ વિશેષ પ્રમાણમાં પરિવર્તન થયું છે. પરિણામે કેટલાક શબ્દો ટૂંકા થયા છે અને કેટલાક લાંબા થયા છે. કેટલાકમાં એક અક્ષરને બદલે તે અક્ષર અનુસારનો બીજો અક્ષર આવી ગયો છે અને કેટલાકમાં ઉપર જણાવેલામાંના એકથી વિશેષ ફેરફારો એક જ શબ્દમાં થયા છે. નીચેના શબ્દો બારીકીથી તપાસતાં એ બાબત સ્પષ્ટ થશે:

| તત્સમ | | તદ્ભવ |
|---|---|---|
| उम्मारी | (અ.) | અંબાડી |
| अला हिदह | (અ.) | અલાયદું |
| अह्मदाबाद | (ફા.) | અમદાવાદ |
| ग़ाफ़िरफ़र्ई | (અ.) | અકલગરો |
| अिख़्तिराअ् | (અ.) | અખતરો |
| अिस्तिफ़ामत | (અ.) | અરક્યામત |
| ख़ान्वह | (ફા.) | ખૂમચો |
| गोशा- | (ફા.) | ધોંધાટ |
| गुंबद | (ફા.) | ઘુમટ, ગુંબજ |
| ज़र्रह | (અ.) | જરા[1] |
| ज़र्बेशलाक[2] | (ફા.) | જડબે સલાક<br>જડબેસલાખ |

1 મૂળ અરબી છે અને એ નામ છે. એનો અર્થ 'રજકણ' થાય છે. ગુજરાતીમાં 'જરા' વિશેષણ તરીકે વપરાય છે.

2 ज़र्ब (અ.) (ફટકો)+ओ (નો)+शलाक़ (તુ.) (ચાબુક) = ચાબુકનો ફટકો. ગુજરાતીમાં 'જડબે સલાક' શબ્દ "બરાબર કરી નાંખવું કે જેથી કંઈ ફેરફાર એમાં થાય નહિ" એવા અર્થમાં વપરાય છે. આ શબ્દોનો સંબંધ તો છે, પરંતુ અર્થ કેવી રીતે ફેરવાયો તે કહેવું મુશ્કેલ છે; સિવાય કે એવો અર્થ કરીએ કે "ચાબુક મારી સરખો કરી લેવું" જે ઉપરથી માણસને કોઈપણ રીતે દબાવીને સરખા કરવાનો અર્થ નીકળ્યો હોય.

| | | |
|---|---|---|
| दस्तख़त | (ફા.) | દસકત–દસ્કત |
| निसार | (અ.) | નિછરાવળ |
| फ़ज़ीहत | (અ) | ફજેતી |
| फ़र्दनवीस | (ફા.) | ફડનવીસ[1] |
| बूरिया[2] | (ફા.) | બોરો |
| मम्बअ | (અ) | બંબો |
| मअ्रिफ़त | (અ.) | મારફત |
| महमूदाबाद | (ફા) | મહેમદાવાદ |
| मुबादलह | (અ.) | મો બદલો |
| मौज | (અ) | મોજું (પાણીનું) |
| रहमत | (અ) | રહેમિયત |
| लज़्ज़त | (અ.) | લહેજત, લિજ્જત |
| लियाक़त | (અ.) | લાયકાત |
| सुहूलत | (અ.) | સહુલિયત |
| शल्वार | (ફા) | સુરવાલ |
| हूबहू | (ફા.) | આબેહૂબ |

## વ્યાકરણ

### નામવિચાર

(૧) ફારસી ભાષાના વ્યાકરણમાં એક એવો નિયમ છે કે સામાન્ય નામ તેમજ વિશેષણને છેડે 'યે' વર્ણ ('ઈ' ઉચ્ચાર દર્શક) મૂકવામાં આવે તો ભાવવાચક નામ બને છે. એવાં સામાન્ય નામો, વિશેષણો

૧ મરાઠાઓના રાજ્ય દરમિયાન એક હોદ્દો એ નામનો હતો. એ હિસાબી ખાતાનો અમલદાર હતો. મહાલ વગેરેમાં એ મોટા અમલદારનો પ્રથમ કારકુન હતો. એમાં फ़र्दनो અર્થ "દફતર" થાય છે અને नवीस એ नवेश्तन (અર્થાત્ 'લખવું') ઉપરથી આજ્ઞાર્થ રૂપ છે.

૨ बूरिया=સાદડી; બોરો=બનૂસ.

તેમજ તે ઉપરથી બનેલાં ભાવવાચક નામો મોટા પ્રમાણમાં ગુજરાતીમાં આવ્યાં છે; જેવાં કેઃ—

| સામાન્ય નામ | ભાવવાચક નામ |
|---|---|
| કારીગર | કારીગરી |
| જહાંગીર | જહાંગીરી |
| દલાલ (અ. दल्लाल) | દલાલી (दल्लाली) |
| દોસ્ત | દોસ્તી |
| ફકીર (અ. फ़क़ीर) | ફકીરી (फ़कीरी) |
| બાદશાહ[1] | બાદશાહી |

નોંધઃ—એ નિયમને આધારે 'માસ્તર'નું 'માસ્તરી' અને 'ભાઈબંધ'નું 'ભાઈબંધી' ગુજરાતીમાં કરવામાં આવતું હોય એવી સંભાવના લાગે છે.

| વિશેષણ | ભાવવાચક નામ |
|---|---|
| નાદાન | નાદાની |
| નેક | નેકી |
| બદ | બદી |
| બહાદુર | બહાદુરી |
| તંદુરસ્ત (तंदुरुस्त) | તંદુરસ્તી (तंदुरुस्ती) |
| સફેદ | સફેદી |

'અજાયબ' (અ. अजाअिब જે अज़ीबनुं બહુવચન છે) અને 'ખાનદાન' (ફા૦ અર્થાત્ કુટુંબ) ફારસીમાં નામ તરીકે વપરાય છે, પરંતુ ગુજરાતીમાં તે વિશેષણ તરીકે વપરાય છે અને ઉપલા નિયમ

---

1 આવો એક અરબી શબ્દ 'शाहेद' છે. તે ઉપરથી અરબીમાં ભાવવાચક નામ 'शहादत' છે, પરંતુ ઉર્દૂમાં शाहिदी વપરાય છે અને ગુજરાતીમાં પણ ઉર્દૂ ઉપરથી એ શબ્દ ચાલુ છે.

અનુસાર તેમાંથી 'અજાયબી' અને 'ખાનદાની'[1] ભાવવાચક નામોનો ઉપયોગ થાય છે.

(૨) ફારસીમાં કોઈ શબ્દને છેડે વિસર્ગ જેમ ઉચ્ચરિત 'हे' વર્ણ આવે તો તે 'हे' ને બદલે गी મૂકી તેમાંથી ભાવવાચક નામ બનાવવામાં આવે છે. આ નિયમ અનુસાર બનેલા ઘણા શબ્દો ગુજરાતીમાં આવ્યા છે; જેમકે—

| મૂલ | | તદ્ભવ |
|---|---|---|
| गदह | गदगी | ગદકી |
| ज़िंदह | ज़िंदगी | જિંદગી |
| ताज़ह | ताज़गी | તાજગી |
| पर्वानह | पर्वानगी | પરવાનગી |
| बंदह | बंदगी | બંદગી |
| मांदह | मांदगी | માંદગી |
| रवानह | रवानगी | રવાનગી |

આ નિયમના આધારે ગુજરાતીમાં પણ કેટલાક મૂળ ફારસી શબ્દોને છેડે गी લગાડી ભાવવાચક નામો બનાવવામાં આવ્યા છે; પરંતુ ફારસીમાં તે શબ્દોના ભાવવાચક નામો એ નિયમ અનુસાર બનતાં નથી.

| | | |
|---|---|---|
| દેણુ | (અ૦ दैन) | દેણગી |
| પસંદ | | પસંદગી[2] |

(૩) ફારસીમાં કેટલાક વિશેષણોને વિસર્ગ જેમ ઉચ્ચરિત 'हे'

---

૧ ફારસીમાં જે અર્થમાં ख़ानदान શબ્દ વપરાય છે તે અર્થમાં એ ગુજરાતીમાં વપરાતો નથી. ફારસીમાં એનો અર્થ 'કુટુંબ' થાય છે; એટલે કે એ સામાન્ય નામ તરીકે વપરાય છે; ગુજરાતીમાં એ વિશેષણ તરીકે વપરાય છે અને તેનો અર્થ 'પ્રતિષ્ઠિત' થાય છે.

૨ ફારસી पसंदीदगीનું ગુજરાતીમાં ટૂંકું રૂપ થયું હોય એમ સંભવિત છે.

વર્ણ લગાડી નામ બનાવવામાં આવે છે ગુજરાતીમાં તેનો ઉચ્ચાર 'ઓ'માં બદલાઈ જાય છે, જેમકે —

| | |
|---|---|
| खराम–खरामह | ખરામો |
| सफ़ेद–सफ़ेदह | સફેદો |

(૪) અરબી નામ કે વિશેષણને છેડે इय्यत ઉમેરવાથી પણ ભાવવાચક નામો બને છે —

| મૂળ | તદ્ભવ (ગુજરાતી) |
|---|---|
| इन्सान (ના૦)–इन्सानियत | ઇનસાનિયત |
| शैतान (ના૦)–शैतानिय्यत | શેતાનિયત |
| हैवान (ના૦)–हैवानिय्यत | હેવાનિયત |
| क़ाबेल (વિ૦)–क़ाबेलिय्यत | કાબેલિયત |

નોંધ:—એ નિયમને આધારે અરબી इन्कार શબ્દ ઉપરથી ગુજરાતી પ્રયોગ 'ઇન્કારિયત' છે, क़ब्ज़ ઉપરથી क़ब्ज़िय्यत અરબીમાં થાય છે અને ગુજરાતીમાં તે ઉપરથી 'કબજિયાત' વપરાય છે તે જ પ્રમાણે क़बूल ઉપરથી અરબીમાં क़बूलिय्यत થાય છે પરંતુ ગુજરાતીમાં 'કબૂલત' અને 'કબૂલાત' વપરાય છે અરબીમાં फ़र्ज़ ઉપરથી फ़र्ज़िय्यत થાય છે તેને બદલે ગુજરાતી પ્રયોગ 'ફરજિયાત' છે જે નામ તરીકે નહિ પણ વિશેષણ તરીકે વપરાય છે તે ઉપરાંત અરબી सहूलत અને रह्मत ઉપરથી ગુજરાતીમાં 'સહૂલિયત' અને 'રહેમિયત' શબ્દો બનાવવામાં આવ્યા છે જે ફારસીમાં વપરાતા નથી

(૫) ફારસીમાં લઘુતાવાચક પ્રત્યયો લાગીને કેટલાંક નામો બન્યાં છે તેમાંનાં પણ થોડાં ગુજરાતીમાં વપરાય છે

(અ) સંસ્કૃતમાં क લઘુતાદર્શક પ્રત્યય છે, જે લાગીને બનેલા શબ્દોમાંથી 'બાળક'[1] 'બટુક' વગેરે શબ્દો ગુજરાતીમાં વપરાય છે

૧ સંસ્કૃતમાં बाल ઉપરથી बालक લઘુરૂપ થાય છે

ફારસીમાં પણ એ પ્રત્યય લઘુના દર્શાવે છે; જેમકેઃ—

| મૂલ | તત્સમ |
|---|---|
| वत – वतक | બતક |

(બ) લઘુતાવાચક ફારસી પ્રત્યયો चह અને ીचह ગુજરાતીમાં 'ચો' અને 'ઈચો' બની જાય છે.

| મૂલ | | | | તદ્ભવ |
|---|---|---|---|---|
| गालीचह | = | गाली (ગેતર છે) | + चह | = ગાલીચો |
| खान्चह | = | खान् (થાળ) | + चह | = ખૂમચો[1] |
| दीवाचह | = | दीवा (એ નામનું રેશમી કાપડ) | + चह | = દીબાચો[2] |
| बाग़चह | = | बाग़ | + चह | = બગીચો |

નોંધ—'ચમચો' તુર્કી શબ્દ चुम्चह ઉપરથી છે. એને ઉપર જણાવેલા चह પ્રત્યય સાથે કંઈ લેવા દેવા નથી

1 ગુજરાતીમાં એ શબ્દ લઘુરૂપ તરીકે વપરાતો નથી. પરંતુ એ મોટા કદના વાસણ માટે અને એ ઉપરથી નાના કદના વાસણ માટે 'ખુમચો' વપરાય છે.

2 દીવા એક જાતનું જરી બુટ્ટીના વણાટનું બારીક રેશમી કાપડ છે. ને ઉપરથી दीवाचह શબ્દ છે. પુરાણા જમાનામાં દીબાનો બનાવેલો એક પ્રકારનો અંગો જામો બાદશાહો વજીરો અને અમીરો પહેરતા. એ સૌથી ઉપર પહેરવામાં આવતો. તે ઉપર ઝવેરાતની સજાવટ રહેતી. જેમ દીબાનો જામો પહેરવાથી પહેરનારના બાપકામા વૃદ્ધિ થાય, તેમ પ્રસ્તાવનાથી પુસ્તકની શોભામાં વધારો થાય છે, તેથી પ્રસ્તાવના માટે दीवाचह શબ્દ ફારસીમા વપરાય છે. પ્રસ્તાવના યા ભૂમિકામા પુસ્તકની તારીખ, પુસ્તક લખવાનું કારણ, નામ, જેના કહેવાથી લખાણ હોય તે વગેરે બાબતો પુસ્તકનો એક કીમતી ભાગ હોય છે અને અગાઉના જમાનામા હસ્તલિખિત પુસ્તકામાં તે સુશોભિત રીતે લખવામા આવતી અને જેનુ દીબા ઉપર કરવામાં આવે તેવુ કામ તેના ઉપર સોનેરી પાણી વડે કરવામાં આવતુ તેથી તેને માટે दीवाचह શબ્દ વપરાયો.

(૬) ફારસી સ્થળવાચક પ્રત્યયો લાગીને બનેલાં ફારસી નામો ગુજરાતીમાં મોટા પ્રમાણમાં આવ્યાં છે;[1] જેવાં કેઃ—

आबादः—

अहमदाबाद ઉપરથી હવે 'અમદાવાદ' બોલાય છે.

महमूदाबाद ઉપરથી હવે 'મહેમદાવાદ' બોલાય છે.

નોંધઃ—એ નામો સ્થાપકના નામ ઉપરથી પડેલાં છે.

खानहः—એ ઉપરથી ગુજરાતીમાં 'ખાનું' થયું છે.

| મૂલ | તદ્ભવ |
|---|---|
| कार्ख़ानह | કારખાનું |
| किताब्ख़ानह | કિતાબખાનું |
| कैद्ख़ानह | કેદખાનું |
| तोप्ख़ानह[2] | તોપખાનું |
| दवाख़ानह | દવાખાનું |
| पायख़ानह | પાયખાનું |
| बदीख़ानह | બદીખાનું |

અભ્યાસ કરઃ—આ પ્રત્યય ગુજરાતી શબ્દો સાથે મળીને 'જુગારખાનું' 'ભઠિયારખાનું' 'ભારખાનું' 'જૂનખાનું' 'હાથીખાનું' વગેરે બન્યા છે.

गाहः—

| | |
|---|---|
| आराम्गाह | આરામગાહ |
| ईद्गाह | ઈદગાહ |
| दर्गाह | દરગાહ; દરગા—દરધા |
| पायगाह | પાયગા |

૧ ગુજરાતીમાં એ ષષ્ઠી તત્પુરુષ સમાસવાળાં પદો કહેવાય છે, પણ ફારસીમાં તો એ પ્રત્યયો જ છે.

૨ એમાં तोप તુર્કી ભાષાનો શબ્દ છે.

ज़ारः—ગુજરાતીમાં 'જાર' થઈ ગયું છે.

| મૂલ | તદ્ભવ |
| --- | --- |
| गुल्ज़ार | ગુલજાર |
| बाज़ार[1] | બજાર |

दानः—એ ઉપરથી ગુજરાતીમાં 'દાની' તેમ જ 'દાનિયું' પણ વપરાય છે.

| મૂલ | તદ્ભવ |
| --- | --- |
| अित्रदान | અત્તરદાની |
| क़लम्दान | કલમદાન; કલમદાનિયું |
| गुल्दान | ગુલદાન |

ભાષાસંકરઃ—ધૂપદાની, પાનદાની, પિકદાની, ફૂલદાની, મચ્છરદાની, થૂંકદાની.

शन—

| | |
| --- | --- |
| गुल्शन | ગુલશન |

स्तान के शिस्तानः—

અફઘાનિસ્તાન
ગુલિસ્તાન
કબ્રસ્તાન
હિંદુસ્તાન

**નોંધ**:—ફારસી અને સંસ્કૃત ભાષાઓનું મૂળ એક જ હોવાથી 'સ્તાન' અને 'સ્થાન' મૂળ એક જ છે. ભારતમાં વપરાતા શબ્દો સાથે 'સ્થાન' પણ આવે છે. 'હિંદુસ્તાન'ને બદલે 'હિંદુસ્થાન' પણ ક્યાંક ક્યાંક બોલાય છે તેમ જ લખાય છે. 'રાજસ્થાન' સંસ્કૃતોત્થ નવો છે.

(૭) એ ઉપરાંત ફારસીમાં અન્ય રીતે બનેલાં સંયુક્ત નામોનો ઉપયોગ પણ ગુજરાતીમાં થાય છે. તેમાં એક ગુજરાતી અને એક ફારસી એમ સાથે થઈને બનેલા ભાષાસંકર શબ્દો પણ ગુજરાતીમાં મળે છેઃ—

૧ મૂળ बिना+ज़ार; बिनानो અર્થ 'સોદો' યા 'રૂપ' થાય છે.

બે નામો સાથે મૂકવાથી :—[1]

શાહ ( મુખ્ય; ઉત્તમ, મહાન ) + કોઈ બીજું નામ

| | | |
|---|---|---|
| शाह + राह (રસ્તો) | शाहराह | શાહરાહ |
| शाह् + नाऔ (વાંસ) | शाहनाऔ | શરણાઈ |
| शाह् + तूत[2] | शाहतूत | શેતૂર |

નોંધ:—ફારસીમાં શાહમૃગ માટે શુતુરમુર્ગ શબ્દ છે. શુતુરનો અર્થ 'ઊંટ' અને મુર્ગનો અર્થ 'પક્ષી' થાય છે. એ પક્ષી ઊંટના જેવું હોય છે તેથી એનું એ નામ પડ્યું. એ ઉપરથી ઉચ્ચારમાં પરિવર્તન પામી ગુજરાતીમાં એ શબ્દ વપરાતો હોય એમ સંભવે છે યા તો શુતુરમુર્ગનું કોઈએ સંસ્કૃતીકરણ કરી 'શાહમૃગ' બનાવ્યું હોય એમ લાગે છે.

सर ('માથું', 'વડા' ઉપરથી 'મુખ્ય') + કોઈ બીજું નામઃ—

| | | | ગુજરાતી |
|---|---|---|---|
| सर् + कार | (કાર્ય) | सर्कार | સરકાર |
| सर् + पेच | (વળ) | सर्पेच | સરપેચ |
| सर् + नामह | (લખાણ) | सर्नामह | સરનામું |
| सर् + सूबह | (સૂબો; પ્રાંત) | सर्सूबह[3] * | સરસૂબો |

ભાષાસકર—સરપંચ

કોઈ બીજું નામ + पनाह (અર્થાત્ 'આશ્રય')

| | | |
|---|---|---|
| आलम् (દુનિયા) + पनाह | आलम्पनाह | આલમપનાહ |
| शहर् (શહેર) + पनाह | शहर्पनाह (કોટ) | શહેરપનાહ |
| जहां (દુનિયા) + पनाह | जहांपनाह | જહાંપનાહ |

૧ ગુજરાતીમાં આ ષષ્ઠી તત્પુરુષ સમાસના શબ્દો છે.

૨ तूत અર્થાત્ શેતૂરનું ફળ

૩ ફારસીમાં વપરાતા ન હોય એવા ફારસી છાયાના ગુજરાતીમાં ઊભા થયેલા શબ્દો આ ચિહ્નથી સૂચવવામાં આવ્યા છે.

ख़र (ગધેડા) ઉપરથી ख़र्[1] + गोश (કાન) = 'ગધેડાના જેવા કાનવાળું પ્રાણી' એટલે કે 'સસલો'.

पाय (પગ) ઉપરથી 'પાયખાનું' (ફા. ख़ानह); 'પાયગા' (गाह 'જગ્યા'); 'પાયજામો' (ફા. जामह); 'પાયતખ્ત' (ફા. तख़्त) વગેરે.

આગળ કોઈ નામ +नामह (ગ્રંથ, પુસ્તક, ચિઠ્ઠી, પત્ર, લખાણ) ઉપરથી ગુજરાતીમાં 'નામું':—

| | | | |
|---|---|---|---|
| रोज़ (દિવસ) | + नामह | रोज़नामह | રોજનામું |
| मुख़्तार्[2] | + नामह | मुख़्तार्नामह | - મુખ્તાર[3]નામું. |
| वसियत् | + नामह | वसियत्नामह | વસિયતનામું |
| सौगन्द | + नामह | सौगन्दनामह | સોગંદનામું |

એ ઉપરાંત नज़र् + क़ैद ઉપરથી[4] 'નજરકેદ'* ગુજરાતીમાં વપરાય છે. तन् + दुरुस्ती = તંદુરસ્તી, शकर् + पारह = શકરપારો વગેરે.

ભાષાસંકર:—રાજદરબાર, બજારભાવ (बाज़ार ઉપરથી) વગેરે.

---

૧ ख़र्નો અર્થ 'મોટું' પણ થાય છે, એ ઉપરથી ख़र्+बुज़ह (એક જાતનું મોટું ગોળ ફળ, ગુજરાતીમાં 'ખડબૂચ'-'ટેટી') છે.

૨ કેટલાંક ગુજરાતી વ્યાકરણોમા 'મુખત્યાર' શબ્દમા 'યાર' ને પ્રત્યય તરીકે ગણવામાં આવે છે, પરંતુ એ ભૂલ છે તે ઉપરના શબ્દથી જણાશે. मुख़्तार અરબી શબ્દ છે જે ख़यर् ('પસંદગી આપવી' 'પસંદ કરવું') ઉપરથી બન્યો છે.

૩ અરબીમાં मुख़्तारનો અર્થ 'સત્તાવાળો' 'શક્તિવાળો' 'પસંદ કરેલો' 'સ્વતંત્ર' એવો થાય છે. ગુજરાતીમાં એનો ઉચ્ચાર 'મુખત્યાર' થયો અને તેની આગળ 'સર' મૂકી 'સરમુખત્યાર' શબ્દ બનાવવામાં આવ્યો, તેમજ એને 'શાહી' લગાડી 'સરમુખત્યારશાહી' શબ્દ પણ ઊભો કરવામાં આવ્યો છે.

૪ એ શબ્દ ફારસી ભાષામાં વપરાતો નથી, પરંતુ એને બદલે नज़र्बन्द 'શબ્દ વપરાય છે. તે ઉપરથી ભાવવાચક નામ नज़र्बंदी થાય છે. એ બંને ઉપરથી ગુજરાતીમાં 'નજરબંદ-ધ' અને 'નજરબંદી-ધી' શબ્દ છે.

(૮) નામની આગળ સંખ્યા મૂકીને—

| | | |
|---|---|---|
| चार् + पाय (पग) | चारपाय | ચારપાઈ |
| दो + आब (पाणी) | दोआब | દોઆબ |
| सि + तार | सितार | સિતાર |

નામને ક્રિયાપદનું આજ્ઞાર્થ રૂપ લગાડવાથી.—

એ માટે જુઓ કર્તૃવાચક નામો અને વિશેષણનાં દૃષ્ટાંતો.

ક્રિયાપદના ભૂતકાળ, ત્રીજા પુરુષ, એક વચનનાં રૂપને આજ્ઞાર્થ રૂપ લગાડવાથી:—

એ માટે જુઓ ક્રિયામૂલક વા ક્રિયા ઉપરથી બનેલાં નામો.

જુદા જુદા અર્થનાં બે નામોની વચ્ચે—

(અ) ફારસી વાવ વર્ણ (ઉચ્ચાર 'ઓ', અર્થ 'અને') મૂકી જોડવાથી[1]:—

आब्[2] + ओ + हवा = आबोहवा = આબોહવા
दिल् + ओ + जान = दिलोजान = દિલોજાન[3]
कार् + ओ + बार = कारोबार = કારોબાર-કારભાર[4]
नाम् + ओ + निशान = नामोनिशान = નામનિશાન

(બ) તેના તે જ અર્થવાળાં એટલે કે એક જ અર્થનાં બે નામોની વચ્ચે ફારસી વાવ વર્ણ (ઉચ્ચાર 'ઓ', અર્થ 'અને') મૂકી જોડવાથી પણ સંયુક્ત નામ ફારસીમાં બન્યાં છે, પરંતુ એવા કોઈ શબ્દો ગુજરાતીમાં આવ્યા નથી.

નોંધઃ—અકબરના સમયમાં થઈ ગયેલા મહાન વિદ્વાન અબુલ્

૧ ગુજરાતીમાં આ દ્વન્દ્વ સમાસના શબ્દો છે.
૨ અર્થાત્ 'પાણી'
૩ ગુજરાતીમાં એ વિશેષણ તરીકે વપરાય છે.
૪ 'बार' ફારસી અને 'भार' ગુજરાતી એક જ અર્થ પ્રકટે છે.

ફઝલે લખેલાં ફારસી પુસ્તકોમાં ઉપર જણાવેલ (ગ) પ્રકારના શબ્દોનો ઘણો ઉપયોગ થયો હતો અને તે પછી તો એ પદ્ધતિ લાંબો સમય રહી હતી. આવા શબ્દો ગુજરાતીમાં પણ ઘણા બન્યા છે, પરંતુ તેમાં વચ્ચે ઓ (ફારસીમાં વાવ સ્વર વાર્યું અને અર્થમાં 'અને' સૂચક )નો ઉપયોગ થતો નથી એટલે કે વચ્ચે 'અને' અધ્યાહાર રહે છે; જેવા કે:—

| | |
|---|---|
| અક્કલહોશિયારી | अक्ल (અ.) + होशियारी (ફા.) |
| ઐશઆરામ | ऐश (અ) + आराम (ફા.) |
| દવાદારૂ | दवा (ફા) + दारू[1] (ફા.) |
| દંગા ફિસાદ[2] | दगल (ફા.) + फ़साद (અ.) |
| માલમિલકત | माल (અ.) + मिल्कियत (અ.) |
| રદ્દબાતલ | रद्द (અ) + बातिल[3] (અ.) |

પ્રથમ પદ ગુજરાતી અને દ્વિતીય ફારસી (યા અરબી) હોય એવા શબ્દો ગુજરાતીમાં બન્યા છે:—

| | |
|---|---|
| કાવા[4]દાવા | (दाव ફા.) |
| કોટકિલ્લા | (क़िल्अह અ.) |

1 એનો ફારસીમાં 'દવા' અર્થ થાય છે.

2 'દંગાફિસાદ'માં 'દંગા' ફારસી दगल (અખાડો) ઉપરથી 'ધાંધલ મસ્તી' માટે પણ વપરાય છે. 'ધાંધલ' दगल ઉપરથી હશે? અપભ્રંશમાં धंधोल्लिय = ભ્રમિત છે.

3 એવો સહેજ ફરક સાથે એક શબ્દ 'અમનચમન' છે. તેમાં अमन નો અર્થ 'આરામ' 'શાંતિ' થાય છે અને चमनનો અર્થ 'બાગ' થાય છે. ગુજરાતીમાં આ બન્ને શબ્દો જોડે મૂકવામાં આવે છે ત્યારે જેવો એનો મધુરો ઉચ્ચાર, તેવો જ મધુરો અર્થ (મોજમઝા) થાય છે.

૪ 'ઘોડાને ગોળ ચક્કર ફેરવવું તે' એવો 'કાવા'નો અર્થ થાય છે. એનો અર્થ 'યુક્તિ' પણ થાય છે. 'દાવ'નો અર્થ 'દાવપેચ' 'રમતની ચાલ' 'યુક્તિ પ્રયુક્તિ' થાય છે.

| | |
|---|---|
| ખેલતમાશા | (तमाशा अ.) |
| ઠઠ્ઠામશ્કરી | (मस्ख़री फ़ा.) |
| ધનદોલત | (दौलत अ.) |
| બળજોરી | (ज़ोर फ़ा) |
| બાલબચ્ચાં | (बच्चह फ़ा.) |
| ભેટસોગાત | (सौग़ात तु) |
| માનમરતબો | (मर्तबह अ.) |
| રીતરિવાજ | (रवाज अ) |
| વગવસીલો | (वसीलह अ.) |

પ્રથમ પદ ફારસી યા અરબી અને દ્વિતીય ગુજરાતીઃ—

| | | |
|---|---|---|
| કાગળ (काग़ज़ અરબીકરણ) | + પત્ર | = કાગળપત્ર |
| નોકરી (नौकरी ફા.) | + ધંધો | = નોકરીધંધો |
| માયા (मायह ફા.) | + મૂડી | = માયામૂડી |
| શાહેદી (शाहेदी અ.) | + પુરાવા | = શાહેદીપુરાવા |

એક બીજાની વિરુદ્ધ અર્થના બે અરબી યા ફારસી શબ્દોથી બનેલા સમાસો પણ ગુજરાતીમાં પ્રચારમાં છે. ફારસીમાં તે 'वाव' વર્ણ (ओ ઉચ્ચાર અને અર્થમાં 'અને' સૂચક)થી જોડાય છે, પરંતુ ગુજરાતીમાં તેમ નથી; જેમકે—

| | | |
|---|---|---|
| जमअ् (અ.) | + ख़र्च (અ.) | = જમાખર્ચ |
| नफ़्अ् (અ) | + नुक़्सान (અ.) | = નફોનુકસાન |
| नर् (ફા.) | + मादह (ફા.) | = નરમાદા |
| नर्म (ફા.) | + गर्म (ફા.) | = નરમગરમ |
| सवाल् (અ) | + जवाब (અ) | = સવાલજવાબ |

સહેજ ભિન્ન અર્થનાં બે પદો જેમાં પ્રથમ ફારસી (યા અરબી) પદ અને દ્વિતીય ગુજરાતી :—

ख़ून (ફા.) + મરકી = ખૂનામરકી
तेज़ी (ફા) + મદી = તેજીમદી
दानह (ફા) + પાણી = દાણોપાણી
नक्श (અ) + તોરા = નકશીતોરા
मीवह (ફા.) + મીઠાઈ = મેવામીઠાઈ

સર્વનામવિચાર

કેટલાક ફારસી સર્વનામોનો ઉપયોગ પણ ગુજરાતીમા થાય છે

બીજા પુરુષ એકવચન માટે ફારસીમા 'तू' સર્વનામ છે અને ગુજરાતીમા 'તુ'[1] વપરાય છે એ સામ્ય વિચારણીય છે

નોંધ:—ફારસી અને ગુજરાતીની વડીલ માતા એક જ હતી એનુ આ નિદર્શન છે

સ્વવાચક સર્વનામ —ફારસી સ્વવાચક સર્વનામ 'ख़ुद'નો ઉપયોગ ('ખુદ') ગુજરાતીમાં થાય છે

અનિશ્ચિત સર્વનામ —ફારસીમાં વપરાતા અનિશ્ચિત સર્વનામોમાનાં કેટલાક ગુજરાતીમાં વપરાય છે

એ ઉપરાંત ફુલાં ઉપરથી ગુજરાતીમાં 'ફલાણો' વપરાય છે ફારસી 'હર'નો ઉપયોગ ગુજરાતીમા પણ થાય છે તેની સાથે સાથે એ ઉપરથી 'દર' જે શબ્દ ફારસીમા નામયોગી અવ્યય તરીકે 'અંદર' 'મા'ના અર્થમા વપરાય છે તે પણ ગુજરાતીમા 'પ્રત્યેક'ના અર્થમાં વપરાય છે, જેમકે 'દરરોજ' 'દરમહિને' 'દરવખત' 'દરસાલ' વગેરે हर ઉપરથી ફારસીમા हरयक અને ગુજરાતીમા 'હરેક' અને ઉપર જણાવેલા 'દર' ઉપરથી 'દરેક' પણ વપરાય છે

એ ઉપરાંત 'તમામ' (અ) અને 'કુલ' (कुल અ) નો વિશેષે અને 'ચંદ' (ફા) અને 'અક્સર' (अक्सर અ.) નો કોઈક વાર ઉપયોગ થાય છે.

---

1 સસ્કૃતમા त्व, અપ तुहुं જૂ ગુ. तू છે

લિંગવિચાર

ફારસીમાં છ્વંત વસ્તુઓ માટે જ પુલ્લિંગ અને સ્ત્રીલિંગ વપરાય છે. નિર્જીવને નપુંસકલિંગમાં ગણવામાં આવે છે. અંગ્રેજીમાં વિશેષણ કે ક્રિયાપદ જાતિ પ્રમાણે બદલાતાં નથી. ફારસીમાં પણ તેમ જ છે.

જે ફારસી નામો ગુજરાતીમાં આવ્યાં છે તેમનો ઉપયોગ ગુજરાતી નિયમ અનુસાર તેમાં જાતિ બાબતનો ફેરફાર કરી કરવામાં આવે છે; જેમકેઃ—

| | નર | નારી |
|---|---|---|
| शाहज़ादह (ફા) | શાહજાદો | શાહજાદી |
| मुर्ग़[1] (ફા.) | મરઘો | મરઘી |

ફારસીમાં પુલ્લિંગ માટે જાનવરોનાં નામની આગળ કે પાછળ નર અને સ્ત્રીલિંગ માટે આગળ કે પાછળ માદહ મૂકવામાં આવે છે; જેમકેઃ—

नर् शेर या शेर् नर અને मादह शेर या शेर् मादह

આ નિયમ ઉપરથી ગુજરાતીમાં પણ જ્યાં નરમાદાવાચક જુદા શબ્દ નથી હોતા ત્યાં જાતિ દર્શાવવા 'નર' અને 'માદા' શબ્દોનો ઉપયોગ કરવામાં આવે છે.

| | |
|---|---|
| નર કબૂતર | માદા કબૂતર |
| નર બતક | માદા બતક |

અરબી નામોનુ સ્ત્રીલિંગ કરવા માટે પુલ્લિંગ નામને છેડે 'ह' વર્ણ મૂકવામાં આવે છે તે વિસર્ગના જેવો ઉચ્ચનિ છે. એનું ગુજરાતીમાં ઉચ્ચારણ 'આ' થઈ જાય છે. એવા અરબી શબ્દો ગુજરાતી ભાષામાં આવ્યા છેઃ જેમકે.—

1. અર્થાત્ 'પક્ષી'. સામાન્ય પક્ષી ઉપરથી ગુજરાતીમાં અમુક એક જાતના પક્ષીનું નામ રાખવામાં આવ્યુ છે.

| પુલિંગ | સ્રીલિંગ |
|---|---|
| સુલતાન | सुल्तानह – સુલતાના |
| સાહેબ | साहेबह – સાહેબા |

તુર્કી નામો માટે સ્ત્રીલિંગ પ્રત્યય મ છે જે પુલિંગ નામને લગાડવામા આવે છે.[1] એના ગુજરાતીમા આવેલા શબ્દોમા નીચેનો છે —

| | |
|---|---|
| બેગ | બેગમ |

**વચનવિચાર**

ગુજરાતી ભાષામા જે અરબી ફારસી અમાર્ગન નામો આવ્યા છે તેમનુ બહુવચન ગુજરાતી નામોની જેમ જ 'ઓ' પ્રત્યય લગાડીને થાય છે, જેમકે.—

| તત્સમ | એકવચન | બહુવચન |
|---|---|---|
| चीज | (ફા) ચીજ | ચીજો |
| मकान | (અ) મકાન | મકાનો |
| मिमारत | (અ) ઇમારત | ઇમારતો |

પરંતુ અરબી ફારસી આકારાંત એકવચન નામોને ગુજરાતીમા એકવચનના ઉપયોગ માટે ઓકારાંત કરવામાં આવે છે, જેવાં કે —

| | | |
|---|---|---|
| दरिया | (ફા) | દરિયો |
| मीना | (અ) | મીનો |

તેજ પ્રમાણે અંતમા વિસર્ગ ઉચ્ચરિત નામોનુ પણ છે, જેમકે —

| | | |
|---|---|---|
| किनारह | (ફા) | કિનારો |
| शाहज़ादह | (ફા) | શાહજાદો |

[1] ગુજરાતીમા નામની જાતિના મુસલમાન વિશેષનામોમા 'બૂ' આવે છે, જેમકે મરિયમ બૂ નામ વિના એકનુ પણ 'બૂ' પ્રયોજાય છે એ બૂબૂ શબ્દનુ લઘુ રૂપ છે મોટી બહેનના અર્થમા વપરાય છે તે માનવાચક પણ છે બૂબૂ એ સ્ત્રીઓની વાતચીતમા પ્રયોજાય છે

અરબી બહુવચનનાં કેટલાક નામો ગુજરાતીમાં એકવચનમાં વપરાય છે. તેમાં કેટલાંકના ઉચ્ચારણમાં પણ ફેર પડ્યો છે; જેમકે:—

| મૂળ | | તદ્ભવ | |
|---|---|---|---|
| એકવચન | બહુવચન | એકવચન | બહુવચન |
| अमीर | उमरा | ઉમરાવ | ઉમરાવો |
| अजीब | अजाइब | અજાયબી | અજાયબીઓ |
| ख़बर | अख़बार | અખબાર | અખબારો |
| ख़ास या ख़ास्सह | ख़वास् | ખવાસ | ખવાસો |
| ज़ौहर | जवाहिर | જવાહિર | જવાહિરો |
| तारीख़ | तवारीख़ | તવારીખ | તવારીખો |
| देह (ગામડું) | देहात | દેહાત | દેહાતો |
| फ़ौह | अफ़्वाह | અફવા | અફવાઓ |
| मौला[1] | मवाली | મવાલી | મવાલીઓ |
| रक़ब | अर्क़ाब | ઇરકાબ | ઇરકાબો |
| वल्द | अव्लाद | ઓલાદ | ઓલાદો |
| वली | अव्लिया | ઓલિયો | ઓલિયાઓ |
| हाल | अह्वाल | અહેવાલ | અહેવાલો |

એ ઉપરાંત અરબી એકવચન અને બહુવચનનાં રૂપો સાથે મળી બહુવચનનો ભાવ દર્શાવતાં નામો પણ ગુજરાતીમાં પ્રચાર પામ્યાં છે; જેવાં કે—

| તત્સમ | તદ્ભવ |
|---|---|
| अमीर + उमरा | = અમીરઉમરાવ |
| ग़रीब + गुरबा | = ગરીબગુરબાં |
| हाल + अह्वाल | = હાલહવાલ |

એમાં સહેજ વિભાગનું સૂચન થાય છે.

---

૧ અરબીમાં એનો અર્થ 'ધણી' તેમજ 'નોકર' થાય છે.

કેટલાક અરબી એકવચનનાં બહુવચનનાં બહુવચન એટલે કે એવડાં બહુવચન બને છે; જેમકેઃ—

| એકવચન | બહુવચન | એવડું બહુવચન |
|---|---|---|
| जिस्म | ॐ स्मा | असामी |
| जव्हर | जवाहिर | जवाहिरात |

એવાં એવડા બહુવચનના નામોમાંના કેટલાંકનો ઉપયોગ ગુજરાતીમાં એકવચન તરીકે થાય છે; જેમકેઃ—

| | | |
|---|---|---|
| असामी | આસામી | આસામીઓ |
| जवाहिरात | જવેરાત | |

આમાં 'જવેરાતનું' ગુજરાતી બહુવચન નથી થતુ, કેમકે એમાં સમૂહનો અર્થ ગુજરાતીમાં પણ સૂચવાય છે.

વિશેષણ વિચાર

ફારસી ભાષાનાં ઘણાં વિશેષણો ગુજરાતીમાં આવ્યાં છે. તેમાં અકારાન્ત વિકાર પામતા નથી, પરંતુ આકારાન્ત તેમ જ અને વિસર્ગ ઉચ્ચરિત ह વર્ણવાળાંનો વિકાર થાય છે; જેમકે.—

| | નર | નારી | નાન્યતર |
|---|---|---|---|
| जुदा ઉપરથી જુદા અનુક્રમે | 'જુદો' | 'જુદી' અને | 'જુદું' |
| ताजह ,, તાજા ,, | 'તાજો' | 'તાજી' અને | 'તાજુ' |
| सादह ,, સાદા ,, | 'સાદો' | 'સાદી' અને | 'સાદુ' |

આપણા દેશની તમામ ભાષાઓમાં વિશેષણ વિશેષ્યની પૂર્વે આવે છે, પરંતુ ફારસીમાં એ રચનામાં પ્રથમ વિશેષ્ય અને પછી વિશેષણ મૂકવામાં આવે છે અને એ બેનો સંબંધ વિશેષ્યના અંત્યાક્ષરને 'એ' (जेर નામની સંજ્ઞાથી ઉપસ્થિત થાય છે) લગાડી બાંધવામાં આવે છે; જેમકે 'કઠક ભાષા'નો અનુવાદ ફારસીમાં जबाने सख्त થાય છે તે જ પ્રમાણે 'દીવાને આમ' 'તખ્તે તાઉસ' 'દીવાને ખાસ' વગેરેમાં

એ જ રચના છે[૧]

'રાવ બહાદુર' 'ખાન બહાદુર' 'રાય બહાદુર' વગેરે ખિતાબોમાં પણ એમ જ છે એનો ઉપયોગ સરકારી દફતરી લખાણોમાં વિશેષ થયો છે અને ફારસી રાજભાષા હતી ત્યારથી આજ પર્યંત વપરાશના પ્રમાણમાં ચાલ્યો આવે છે.

ફારસીમાં સંયુક્ત વિશેષણો વિવિધ રીતે બને છે તેવાં ઘણા વિશેષણો ગુજરાતીમાં વપરાય છે અને એ રીતે કેટલાક શબ્દો ભાષા-સંકર પણ બન્યા છે —

(૧) બે નામો જોડવાથી —

પરીસૂરત ( ફા + અ )
સંગદિલ ( ફા + ફા )

(૨) નામની આગળ વિશેષણ મૂકવાથી[૩].—

બદ[૪] ઉપરથી—બદનામ[૫], બદસિકલ[૬], બદસૂરત[૭], બદનસીબ[૮], બદબખ્ત[૯], બદમાશ[૧૦] વગેરે

તે ઉપરાંત જબરદસ્ત[૧૧] વગેરે

ભાષાસંકર —બદખ્યાલ

---

૧ ગુજરાતી ઇતિહાસોમાં 'પહેલો ભીમદેવ' ને બદલે 'ભીમદેવ પહેલો', 'બીજો બાજીરાવ ને બદલે 'બાજીરાવ બીજો' વગેરે લખવામાં આવે છે તે તો અંગ્રેજીનો અનુવાદ માત્ર છે

૨ આમાંના ग़ैर ना, बे (बा बी) અને ला પૂર્વગોવાળા શબ્દો ગુજરાતીમાં નઞ્ તત્પુરુષ સમાસના ગણાય છે

૩ ગુજરાતીમાં તે બહુવ્રીહિ સમાસના શબ્દો છે

૪ बद (फ़ा) ५ नाम (અ.) ६ शक्ल (અ) ७ सूरत (અ) ८ नसीब (અ.)

९ बख्त (फ़ा) १० मआश (અ) અર્થાત્ 'રોજી', 'જીવનનિર્વાહ'.

११ ज़बर (फ़ा અર્થાત 'તાકાતવાળો' 'ઉપરનો') + दस्त (फ़ा)

(૩) નામને ક્રિયાપદનું આજ્ઞાર્થ રૂપ લગાડવાથીઃ—
આ માટે જુઓ કર્તૃવાચક વિશેષણોના દાખલા

(૪) વિશેષણને ભૂતકૃદંત લગાડવાથીઃ—
'હરામજાદુ'[૧]

(૫) 'બા' (ફા. 'સાથે') શબ્દયોગી અવ્યય નામની આગળ મૂકવાથીઃ—
બાહોશ.[૨]

(૬) 'બે' યા 'બી' (ફા. નિષેધ, વિના, વગર-સૂચક) શબ્દયોગી અવ્યય નામની આગળ મૂકવાથીઃ—

બેઅખત્યાર[૩], બેઆબરૂ[૪], બેઇજ્જત[૫], બેઈમાન[૬], બેકરાર[૭], બેકાર[૮], બેખબર[૯] બેવકૂફ[૧૦], બેશુમાર[૧૧], બેહાલ[૧૨], બેહોશ[૧૩], બીચારુ[૧૪] વગેરે

બેદરકાર[૧૫] —બેડોળ, બેદમ, બેરંગ, બેભાન, બેશુદ્ધ, બેસમજ, બેસૂરું, બેમાલ, બેસ્વાદ વગેરે

(૭) ના (ફા. અભાવસૂચક) પૂર્વગ-વિશેષણ ક્રિયાવિશેષણ, ક્રિયાપદના આજ્ઞાર્થ રૂપ કે કોઈ અન્ય શબ્દની આગળ મૂકવાથીઃ—

---

૧ हराम (અ) + जादह (ફા) જન્મેલું. ૨ बा + होश (ફા.)
૩ इख़्तियार (અ) ૪ आबरू (ફા) ૫ इज़्ज़त (અ)
૬ ईमान (અ) ૭ क़रार (અ.) ૮ कार (ફા. અર્થાત્ 'કામ')
૯ ख़बर (અ.) ૧૦ वुक़ूफ़ (અ) ૧૧ शुमार (ફા.) ૧૨ हाल (અ)
૧૩ होश (ફા.) ૧૪ चारह (ફા)
૧૫ એ ઉપરથી 'બેદરકાર' ગુજરાતીમાં બન્યો છે. ફારસીમાં दरकार નો અર્થ 'ઉપયોગી' 'જરૂરી' એવો થાય છે.

નાઇલાજ[૧], નાઉમેદ[૨], નાખુશ[૩], નાચાર, નાચીજ[૪], નાદાન[૫], નાદાર[૬], નાપાક[૭], નામર્દ[૮], નાલાયક[૯], નાહક[૧૦] વગેરે.

(૯) એક જ શબ્દ બે વખત લઈ વચ્ચે અલિફ સ્વર (ઉચ્ચાર આ) મૂકવાથી —

બરાબર[૧૧], ગરમાગરમ[૧૨], માલામાલ[૧૩] વગેરે.

(૧૦) કમ (ફા થોડું, ખરાબ, ઓછું તેમજ અભાવ દર્શાવનાર) પૂર્વગના ઉપયોગથી —

કમઅક્કલ[૧૪], કમકૂવત[૧૫], કમજબાન[૧૬], કમજાત[૧૭], કમજોર[૧૮] વગેરે

ભાષાસંકર — કમતોલ, કમભાગ્ય, કમસમજ વગેરે

(૧૧) ग़ैर (અ સિવાય, નિષેધ, અભાવ, ખોટું–સૂચક) ઉપરથી ગુજરાતીમાં 'ગેર' —

ગેરફાયદો[૧૯], ગેરવાજબી[૨૦], ગેરહાજર[૨૧], ગેરવલ્લે[૨૨] વગેરે.

---

૧ इलाज (અ) ૨ उमीद (ફા) ૩ ख़ुश (ફા) ૪ चीज़ (ફા)
૫ (ફા) दानिस्तन (અર્થાત્ 'જાણવું') ઉપરથી दान આજ્ઞાર્થ રૂપ છે
૬ ફારસી दाश्तन (અર્થાત્ 'ની પાસે હોવું) ઉપરથી दार આજ્ઞાર્થ રૂપ છે
૭ पाक (ફા) ૮ मर्द (ફા) ૯ लाइक़ (અ) ૧૦ हक़्क़ (અ)
૧૧ बर (ફા) અર્થાત્ 'છાતી' અગર 'નજીક, 'ગોદ ૧૨ गर्म (ફા)
૧૩ माल (અ) ૧૪ अक़्ल (અ) ૧૫ क़ुव्वत (અ) ૧૬ ज़बान (ફા)
૧૭ ज़ात (અ) ૧૮ ज़ोर (ફા) ૧૯ फ़ाइदह (અ)
૨૦ ફારસી નિયમ પ્રમાણે ग़ैरवाजिब શબ્દ હોવો જોઈએ અરબી वाजिब શબ્દનો અર્થ યોગ્ય થાય છે ग़ैरवाजिब ઉપરથી ઉચ્ચારમાં પરિવર્તન થઈને ગુજરાતીમાં 'ગેરવાજબી' શબ્દ વપરાય છે ૨૧ हाज़िर (અ)
૨૨ विला નો અર્થ 'ચાલુ' 'એક પછી બીજું કામ કરવું તે' એવો અરબીમાં થાય છે સિલસિલો તૂટે તો કામ અવ્યવસ્થિત થઈ જાય તે ઉપરથી ગુજરાતીમાં એ શબ્દ બન્યો છે

ભાષાસફર —ગેરસાબય, ગેરઉપયોગી[1] વગેરે.

(૧૨) લા ( અ અભાવવાચક ) ઉપરથી —

લાઇલાજ[2], લાચાર[3], લાપરવા[4] વગેરે

(૧૩) હમ ( ફા સમાનાર્થ ) ઉપરથી:—

હમદીન[5] વગેરે

**નોંધ:**—એ રીતે બનેના વિશેષણો નહિ પરંતુ તેને ઈ ( ફારસીમાં યે વર્ણ ) લાગીને બનેલા કેટલાક ભાવવાચક નામો ગુજરાતીમાં આવ્યાં છે, જેવા કે હમદર્દી[6], હમરાહી[7] વગેરે

ઉપર જણાવેલાં વિશેષણોમાં ઘણાં એવા છે જેમને યે વર્ણસ્વર (ઈ ઉચ્ચાર) લગાડીને બનેલાં ભાવવાચક નામો ફારસીમાં વપરાય છે અને તે ગુજરાતીમાં પણ પ્રચાર પામ્યા છે, જેવા કે બાહોશી, નાપાકી, જબરદસ્તી, કમજોરી વગેરે.

---

૧ 'ગેર' પૂર્વગ ગુજરાતી શબ્દોને લાગીને ઘણાં નામો સંકર થયેલા ગુજરાતીમાં મળે છે, જેવા કે

ગેરરીતિ, ગેરલાભ, ગેરસમજૂતી, ગેરવ્યવસ્થા ઇત્યાદિ એ ઉપરાંત એ ફારસી શબ્દને લાગીને પણ કેટલાક ભાવવાચક નામો ગુજરાતીમાં બન્યા છે જે ફારસીમાં વપરાતા નથી —

ગેરઆબરૂ (ग़ैर्+आबरू)

ગેરમાહિતી (ग़ैर्+माहियत અ. કોઈ વસ્તુનું વાસ્તવિક તત્ત્વ, ગુણ યા સ્વરૂપ)

૨ इलाज (અ.)

૩ चारह (ફા)

૪ परवा (ફા) અર્થાત્ 'ધ્યાન', 'વલણ'

૫ दीन (અ.) અર્થાત્ 'ધર્મ'

૬ दर्द (ફા)

૭ राह (ફા). ફારસીમાં हमराही ભાવવાચક નામ તરીકે વપરાય છે, પરંતુ ગુજરાતીમાં એનો સામાન્ય નામ તરીકે ઉપયોગ થાય છે.

ફારસીમાં ગીન, મંદ, નાક, વાર અને વર પ્રત્યયો વાળું–સૂચક, સ્વામિત્વવાચક યા તો પૂર્ણતાવાચક છે. તે જે કોઈ નામને લાગે છે તેનું વિશેષણ રૂપ બનાવે છે. એવાં ઘણાં વિશેષણો ગુજરાતીમાં આવ્યાં છે. ગુજરાતી નામોને કેટલાક પ્રત્યયો મળવાથી સંકર શબ્દો પણ થયા છે:

गीन:—ગમગીન (ग़म અ. અર્થાત્ 'દિલગીરી')

नाक:—ખતરનાક (ख़तर અ. અર્થાત્ 'ડર', 'આફત')

ખોફનાક (ख़ौफ़ ફા. અર્થાત્ 'ડર')

ગઝબનાક (ग़ज़ब અ. અર્થાત્ 'કેર', 'ઓચિંતી આફત')

मंद:[1]—અક્કલમંદ, દાનિશમંદ[2], દોલતમંદ, ફતેહમંદ[3] વગેરે.

वार:—ઉમેદવાર, તકસીરવાર.

वर[3]:—नाम्वर ઉપરથી 'નામવર'.

[સંસ્કૃત 'વર' જુદો જ છે; જેમકે સરોવર, તરુવર, કવિવર વગેરે.]

ફારસીમાં નામને છેડે यी (ઉચ્ચાર ઈ) મૂકી સંબંધવાચક વિશેષણ બનાવવામાં આવે છે. એવા ઘણા શબ્દો ગુજરાતીમાં આવ્યા છે[4]; જેવાં કે:—

| | | |
|---|---|---|
| अमल | (અ) | अमली |
| अरब | (અ) | अरबी |

૧ ગુજરાતીમાં 'મંદ' વિશેષણ તરીકે આવે તો 'કમ' અર્થ સૂચવે છે જે સંસ્કૃત જ છે; તે આ 'મંદ'થી ભિન્ન છે.

૨ दानिश (ફા.) ૩ फ़त्ह (અ.)

૩ એ જ પ્રત્યય લાગીને मुज़्द (ફા. મજૂરી) +वर=मुज़्दूर ઉપરથી 'મજૂર' શબ્દ બન્યો છે.

૪ हयात અરબી શબ્દ છે. તે અરબી-ફારસીમાં નામ તરીકે વપરાય છે, પરંતુ ગુજરાતીમાં તે વિશેષણ તરીકે વપરાય છે અને તે ઉપરથી हयाती ફારસીમાં વિશેષણ તરીકે વપરાય છે અને ગુજરાતીમાં નામ તરીકે વપરાય છે.

| | | | |
|---|---|---|---|
| आसमान | (फा.) | आसमानी | આસમાની |
| बग़दाद[1] | (फा.) | बग़दादी | બગદાદી |
| सुलतान | (अ) | सुलतानी | સુલતાની |

નોંધ:—ફારસી અને ગુજરાતી એક જ વડીલ માતાની બે દીકરીઓમાંથી ઊતરી આવેલી ભાષાઓ હોઈ ગુજરાતીમાં પણ ઈ સંબંધવાચકનું સૂચન કરે છે; જેમકેઃ—

પહાડ — પહાડી
પાપ — પાપી
વચસાડ — વચસાડી[2]

ફારસીમાં નામ ઉપરથી વિશેષણ બનાવવા માટે ईन પ્રત્યય વપરાય છે. એ રીતે બનેલાં ઘણાં વિશેષણો ગુજરાતીમાં આવ્યાં છે; જેવાં કેઃ—

| | | | |
|---|---|---|---|
| रंग | (फा.) | रंगीन[3] | રંગીન |
| शौक | (अ.) | शौकीन | શોખીન |
| संग | (फा.) | संगीन | સંગીન |

નોંધ:—આવો નિયમ સંસ્કૃતમાં પણ છે; જેમકે:—

ग्राम ઉપરથી ग्रामीण.

ફારસીમાં નામને છેડે (વિસર્ગ ઉચ્ચરિત) अह હોય તો તેનું

---

१ बाग़+दाद એમાં दादનો અર્થ ન્યાય છે. બગદાદ શહેર જ્યાં આવેલું છે તે સ્થળ વિશે એવું કહેવાય છે કે ઈરાનનો મશહૂર ન્યાયી પાદશાહ નૌશેરવાન તે સ્થળે આવી લોકોની ફરિયાદ સાંભળી ઇન્સાફ આપતો. ત્યાં તે વખતે ફક્ત એક બાગ હતો અને તે બાગ दाद અર્થાત 'ઇન્સાફનું ઉપવન' નામથી ઓળખાતો. સમય જતાં તેનો ઉચ્ચાર 'બગદાદ' થઈ ગયો.

૨ વચસાડી આફ્રુસ મેરી આદિ મશહૂર છે.

૩ ઉર્દૂમાં शौकीन શબ્દ વપરાય છે, ફારસીમાં વપરાતો નથી.

ગી કરી નાખવાથી વિશેષણ બને છે. એવા શબ્દો પણ ગુજરાતીમાં આવ્યા છે; જેવા કેઃ—

खानह्[1] ઉપરથી खानगी — ખાનગી.

ફારસીમાં आनह् યોગ્યના સૂચક વિશેષણનો પ્રત્યય છે. તે નામને લગાડવાથી વિશેષણ બને છે. એવા શબ્દો પણ ગુજરાતીમાં આવ્યા છે; જેવા કેઃ—

देव[2] + आनह्. ગુજરાતીમાં એ માટે 'દીવાનો' શબ્દ એકવચનમાં વપરાય છે.

ફારસીમાં એની સરખામણી માટે વિશેષણને तर પ્રત્યય લગાડવામાં આવે છે જે એકમાં બીજા કરતા અધિકતા સૂચવે છે. એ પ્રત્યય લાગેલાં કેટલાંક વિશેષણો ગુજરાતીમાં આવ્યાં છે; જેમકેઃ—

बद्[3] ઉપરથી बद्तर બદતર
बिह[4] ઉપરથી बिहतर બહેતર
मेह[5] ઉપરથી मेहतर મેહતર

નોંધઃ—સંસ્કૃતમાં પણ આ પ્રકારનો પ્રત્યય तर જ છે; જેમકેઃ— शुभ्रतर, लघुतर વગેરે શબ્દોમાં

એ ઉપરાંત કેટલાંક વિશેષણો ફારસીમાં એવાં છે જેને નામની આગળ તેમજ પાછળ મૂકવામાં વાંધો નથી. તેમાંનાં नव (નવું), नेक, અને पीर (વૃદ્ધ) ઘણાં સામાન્ય છે. ફારસીમાં તેમની સાથે અમુક નામો વિશેષ પ્રમાણમાં વપરાય છે. તે બંને મળીને બનેલા શબ્દસમૂહોનો ઉપયોગ ગુજરાતીમાં ઘણો થાય છે; જેમકેઃ—

---

૧ (ફા.) અર્થાત્ 'ઘર'
૨ (ફા.) અર્થાત્ 'સેતાન'
૩ અર્થાત્ 'ખરાબ'
૪ અર્થાત્ 'સારું'
૫ અર્થાત્ 'મોટું'

| | | | |
|---|---|---|---|
| नव् | ઉપરથી | नवजवान | નવજુવાન |
| नव् | ઉપરથી | नव्रोज | નવરોજ |
| नेक् | ઉપરથી | नेक्नाम | નેકનામ |
| नेक् | ઉપરથી | नेक्बख्त | નેકબખ્ત |

### સંખ્યાવાચક વિશેષણો

'હજાર' એ ફારસી हजार ઉપરથી જ છે[1].

જેમ સંસ્કૃતમાં प्रथम, पञ्चम, सप्तम, अष्टम વગેરે म લાગીને ક્રમવાચક સંખ્યાવાચક વિશેષણ બને છે તેવી જ રીતે ફારસીમાં પણ છે. સંખ્યાવાચક વિશેષણને ક્રમવાચક બનાવવા માટે ફારસીમાં उम લગાડવામાં આવે છે; જેમકે चहारुम[2], पञ्जुम[3], दहुम[4] વગેરે.

જમીનના પ્રકારોમાં પારિભાષિક શબ્દો તરીકે 'અવ્વલ' અને 'દોયમ' વપરાય છે, તે 'પહેલું' અને 'બીજું'ના જ વાચક છે, એમાં 'અવ્વલ' अव्वल (અ.) ઉપરથી છે અને 'દોયમ' दोय्युम (ફા.) ઉપરથી છે.

### વિભક્તિ અને વાક્યાંશવિચાર

' ફારસીના પ્રભાવમાં અન્ય વિભક્તિઓ ન આવતાં કેવળ છઠ્ઠી જ આવી છે. ગુજરાતીમાં એ વિભક્તિના પ્રત્યય તરીકે 'નો' 'ની' 'નું' કે 'ના'

૧ લાખ (ફારસીમાં लाक કે लक) અને કરોડ (ફારસીમાં कुरूर) મૂળ સંસ્કૃત ભાષાના શબ્દો છે. ઈરાનીઓ કૌંસમાં જણાવેલા ઉચ્ચારથી એ વાપરે છે, પરંતુ ફારસીમાં 'લાખ'ની કીમતમાં ફેર છે. કેટલાક કહે છે કે ઈરાનીઓ એકસો હજાર બરાબર 'લાખ' ગણે છે અને કેટલાક કહે છે કે તેઓ 'દશ હજાર' બરાબર લાખ ગણે છે, પરંતુ મુંબઈના ઈરાનીઓ ઈરાન સાથેના વેપારમાં એનો અર્થ 'એકસો હજાર' કરે છે.

૨ અર્થાત્ (ઞા.) 'ચોથો'

૩ અર્થાત્ 'પાંચમો'

૪ અર્થાત્ 'દશમો'

વપરાય છે ફારસીમા એ માટે ચિહ્ન છે જેની સાથે સબંધ બતાવવાનો હોય તેના છેડેના અક્ષર ઉપર માના (ફારસીમા જર નામની સજ્ઞા વપરાય છે જેનાથી 'એ' ઉચ્ચાર ઉપસ્થિત થાય છે) મૂકી તેનો ઉચ્ચાર કરવામાં આવે છે, જેમકે —

સુરતનો જિલ્લો –ज़िलअ सुरत (ગુજરાતીમા 'જિલ્લે સુરત')
પારડીનો તાલુકો–तअल्लुकअे पारडी (ગુજરાતીમા 'તાલુકે પારડી')
ભાગડાનુ બંદર –बंदरे भागडा (ગુજરાતીમા 'બંદર ભાગડા')

એ ઉપરાત ફારસીની અસરથી 'મોજે[1] ભગોદ' 'મેદાને જંગ' 'બુલબુલે[2] હિંદ' 'કૈસરે[3] હિંદ' 'કિલ્લે પારડી[4]' વગેરે બોલાય છે તેમાં જ્યાં સબંધ બતાવવામાં આવે ત્યાં ફારસી રચનાનો ક્રમ અનુસર વામાં આવે છે આવો ઉપયોગ ખાસ કરી સરકારી અને દફતરી લખાણોમાં પુષ્કળ થતો અને તે પછી પણ ચાલુ રહ્યો

ફારસીમા નાઇબ[5]નો ઉપયોગ છઠ્ઠી વિભક્તિની રચના માટે કરવામા આવે ત્યારે એ વિભક્તિની સજ્ઞાનો ઉપયોગ કરવામાં આવતો નથી જેમકે नाइब सूबेदार, नाइब दीवान, नाइब वज़ीर વગેરેમા છે

---

૧ मवज़अ (અ.) અર્થાત્ ગામ

૨ बुलबुल (અ)

૩ क़ैसर (અ) બાળકનો જન્મ આપતી વખતે જે સ્ત્રી મરી જાય અને તેનું પેટ ચીરી બાળકને જીવતુ કાઢી લેવામા આવે તો તે બાળકને રોમન ભાષામા Caesar કહે છે અને તે ઉપરથી અરબીમા क़ैसर ઉચ્ચાર થયો ઓગસ્ટસ પ્રથમનો જન્મ એવી રીતે થયો હતો તેથી તેને એ નામથી સંબોધતા.

૪ સુરત જિલ્લામા એ નામનો કસ્બો છે

૫ અ નવબ ('કોઈની જગ્યા ઉપર કામ કરવુ' 'કોઈની નજીક રહેવુ') ઉપરથી અધિકતા દર્શક નામ નવ્વાબ છે એનો અર્થ 'કોઈની જગ્યા ઉપર હદથી વધારે રહેનાર' થાય છે અ ઉપરથી ઉર્દુમા તેમજ ગુજરાતીમા 'નવાબ' શબ્દ આવ્યો છે મુસલમાન રાજ્યકર્તા માટે એ શબ્દ વપરાય છે,

ગુજરાતીમા એ ઉપરથી 'નાયબ'નો ફારસી શબ્દો સાથે એ જ પ્રમાણે ઉપયોગ થાય છે, એટલું જ નહિ, પરંતુ ગુજરાતી શબ્દો સાથે પણ એને એવી જ રીતે વાપરવામા આવે છે, જેમકે 'નાયબ વડા પ્રધાન' વગેરે શબ્દસમૂહોમાં હોય છે

પુત્ર પિતાનો સબધ દર્શાવવા તે બનેના નામો વચ્ચે અરબીને અનુસરી ફારસીમાં बिन (પુત્ર) મૂકવામા આવે છે ફારસીમા बिन ને બદલે बलद પણ વપરાય છે ફારસીમા કેટલીક વાર એ શબ્દ ઉડાવી પણ દેવામાં આવે છે, જેમક अब्दुल् बिन मोहम्मद या अब्दुल् वलदे मोहम्मद ને બદલે अब्दुल् मोहम्मद લખી કે બોલી શકાય છે ગુજરાતીમાં પુત્ર પછી પિતાનું નામ મૂકવામા આવે છે તે આ ફારસીની અસરથી હોય ?

## ક્રિયાપદવિચાર

ગુજરાતી ભાષામા કેટલાક ફારસી ક્રિયાપદો પણ અમુક રીતે આવ્યાં છે, જેમકે 'વેચાણ લેવુ' માટે 'ખરીદવુ' (खरीदन ઉપરથી) અને 'અર્પવુ' માટે નવાજવુ (नवाज के नवाख्तन નુ આજ્ઞાર્થ રૂપ) નો ઉપયોગ થાય છે.

કેટલાંક ફારસી ક્રિયાપદોએ નવાં ક્રિયાપદો ગુજરાતીમાં ઊભા કર્યા છે એમનો એટલો બધો ઉપયોગ થાય છે કે એમણે જેમની જગ્યા લીધી તે અસલ ક્રિયાપદો તો ગૂમ જેવાં થઈ ગયા છે

ફારસી ક્રિયાપદોનાં સામાન્ય રૂપ યા આજ્ઞાર્થ રૂપમાંથી ક્રિયાપદોનાં કેટલાંક સામાન્ય રૂપ બન્યાં છે, જેવા કે —

| આજ્ઞાર્થ રૂપ | સામાન્ય રૂપ | ગુજરાતી રૂપ |
|---|---|---|
| आजमाय | आजमूदन | અજમાવવુ |
| गुजर | गुजश्तन | ગુજરવુ |
| चर | चरीदन | ચરવુ |

| | | |
|---|---|---|
| फ़र्माय | फ़र्मूदन | ફરમાવવું |
| बख़्श | बख़्शीदन | બક્ષવું |

નોંધ:—'ગુજરવું'ના 'મરવું'[1] અર્થ ઉપરથી ગુજરાતીમાં તેનો 'વીતવું' અર્થ પણ થાય છે.

સામાન્ય રૂપનો અંત્યાક્ષર ઉડાવી દઈ નીચે પ્રમાણે ક્રિયાપદ બને છે:—

| આજ્ઞાર્થ રૂપ | ભૂતકાળ, ત્રીજો પુરુષ, એકવચન | |
|---|---|---|
| ख़र | ख़रीद | ખરીદવું |

ક્રિયાપદ સિવાયના શબ્દોમાંથી પણ ક્રિયાપદનાં સાધારણ રૂપો ગુજરાતીમાં બન્યાં છે:—

| | | |
|---|---|---|
| इन्कार | (અ.) | ઇનકારવું |
| कबूल | (અ.) | કબૂલવું |
| ख़र्च | (અ.) | ખરચવું |
| खोज | (અ.) | ખોજવું |
| ग़र्क़ | (અ.) | ગરકવું, ગડકવું |
| गुम | (ફા.) | ગુમાવવું |
| फ़सख़[2] | (અ.) | ફસકવું (અર્થાત્ 'વચનભંગ કરવો'; 'ફરી જવું') |
| बजा | (ફા.) | બજાવવું |
| बदल | (અ.) | બદલવું |

૧ गुज़र શબ્દના આ અર્થ વિશે ઉર્દૂમાં એક કવિએ કહ્યું છે:—

मुझे तो रास्तह चलने में भी ख़ौफ़ आता है ।
सुना है जब से मर जाने को कहते हैं गुज़र जाना ॥

૨ અર્થાત્ 'કમજોર થવું'; 'ઇરાદો બદલવો'; 'પુરાણું થવું'

| | | |
|---|---|---|
| रंज | (ફા.) | રંજવું, રંજાડવું |
| लंगर | (ફા.) | લંગરવું, નાંગરવું |
| हिज्रत | (અ.) | હિજરાવું |
| हैबत | (અ.) | હેબકવું, હબકવું |

### રૂઢિપ્રયોગો

ગુજરાતીમાં ક્રિયાપદોનાં સાધારણ રૂપોની આગળ ફારસી શબ્દો સાથે બનેલા રૂઢિપ્રયોગો :—

ફારસીમાં ख़ुर्दन (અર્થાત્ 'ખાવું') સાથે બનેલા

| | | | |
|---|---|---|---|
| क़सम | (અ.) | ख़ुर्दन | કસમ ખાવા |
| ग़म[1] | (અ.) | ,, | ગમ ખાવી |
| रिश्वत | (અ.) | ,, | રુશવત ખાવી |
| सौगंद | (ફા.) | ,, | સોગંદ ખાવા |
| हवा | (અ.) | ,, | હવા ખાવી |

આ તો ફક્ત દૃષ્ટાંતરૂપે છે, આવા તો ઘણા રૂઢિપ્રયોગો ગુજરાતીમાં ચાલુ છે.

### કર્તૃવાચક નામો[2]

કર્તૃવાચક નામનાં પ્રત્યયોવાળાં ઘણાં નામો ગુજરાતીમાં આવ્યાં છે. તે પ્રત્યયો વડે કેટલાંક ભાષાસકર પણ થયાં છે:

कार[3] (ફા.) —પેશકાર,[4] સલાહકાર[5] વગેરે.

---

[1] ફારસીમાં એનો અર્થ 'દયા લાવવી તે' 'સાંત્વન આપવું તે' થાય છે. ગુજરાતીમાં એનો અર્થ 'મનને રોકવું' 'ખામોશ રહેવું' થાય છે.

[2] ગુજરાતીમાં એ દ્વિતીયા તત્પુરુષ સમાસના શબ્દો છે.

[3] સંસ્કૃતમાં આ જ અર્થમાં कार છે જેમકે 'कुम्भ-कार'

[4] पेश (ફા.)

[5] सलाह (અ.)

નોંધ —આવા કેટલાક કર્તૃવાચક નામો ગુજરાતીમા આવ્યા નથી, પરંતુ તેમને થી લાગીને ફારસીમાં બનેલા ભાવવાચક નામો આવ્યાં છે; જેવા કે જનાકારી,[1] મીનાકારી[2] વગેરે.

ગાર (ફા)—ખિદમતગાર,[3] ગુનેગાર,[4] પરવરદિગાર[5] વગેરે

ગર (ફા)—કલાઈગરો,[6] કારીગર,[7] કિમિયાગર,[8] જાદૂગર,[9] ઝૂગર,[10] સોદાગર[11] વગેરે.

નોંધ—એ ઉપરથી બનેલા ભાવવાચક નામો પણ ગુજરાતીમાં આવ્યા છે, જેવા કે કારીગરી, કીમિયાગરી, જાદૂગરી, સોદાગરી વગેરે

ભાષાસક૨—ચૂડગર કે ચૂડીગર, ચૂડદીગર.

વાન—દરબાન[12] મેજબાન,[13] પાસબાન[14] ઇત્યાદિ

નોંધ—એ ઉપરથી બનેલાં 'નિગાહબાની',[15] 'મેજબાની' વગેરે જેવા ભાવવાચક નામો પણ ગુજરાતીમા વપરાય છે

સંસ્કૃતમા એ પ્રકારનો વાન્ પ્રત્યય છે તે ઉપરથી 'ગાડીવાન' ઇત્યાદિ શબ્દો ગુજરાતીમા છે

રાગ્મી ઉપરથી ભાષાસંકર—પાસવાન, બાગવાન ઇત્યાદિ

ચી—એ તુર્કી પ્રત્યય છે

એ લાગીને બનેલા ખજાનચી,[16] તબલચી,[17] તોપચી[18] નગારચી,[19] મશાલચી[20] વગેરે શબ્દો ગુજરાતીમા વપરાય છે

---

१ ज़िना (અ.) વ્યભિચાર  २ मीना (અ)  3 ख़िदमत (અ.)
४ गुनह (ફા)  ५ परवर्द (ફા)  ६ क़लई (અ.)
७ कारीगर ઉપરથી છે પરંતુ कारीगरी થઉ નથી  ८ कीमिया (અ) મૂળ યૂનાની
९ जादू (ફા.) १० रफ़ (અ) ११ सौदा (ઉ) १२ दर (ફા.) १3 मेज़ (ફા)
१४ पास (ફા)  १५ निगाह (ફા)  १६ ख़िज़ानह (અ)
१७ ઉર્દૂમા વપરાય છે ફારસીના વપરાતો નથી એ तब्ल (અ) ઉપરથી છે
१८ तोप (તુ.)  १९ नक़्क़ारह (ફા)  २० मशअल (અ.)

એ ઉપરાંત ફારસીમાં ક્રિયાપદનો ધાતુ જે આજ્ઞાર્થ રૂપ હોય છે તે નામને લાગીને કર્તૃવાચક નામ યા વિશેષણ બને છે. એવાં સંખ્યાબંધ નામો અને વિશેષણો ગુજરાતીમાં આવ્યાં છે[1] અને ફારસી આજ્ઞાર્થ રૂપો ગુજરાતી શબ્દોને લાગીને કેટલાક ભાષાસંકર થયેલા શબ્દો પણ મળે છેઃ

अंदाज़ (ફા.) 'ફેંક' ઉપરથી (ગુજરાતીમાં 'અંદાજ' ઉપરથી)—

गोलह् (ફા.) + अंदाज़ = ગોલંદાજ

तीर् (ફા.) + अंदाज़ = તીરંદાજ

आवर 'લાવ' ઉપરથીઃ—

क़द्द् (અ.) + आवर = કદાવર

ज़ोर् (ફા.) + आवर = જોરાવર

दिल् (ફા.) + आवर = દિલાવર

कश 'ખેંચ' ઉપરથી (ગુજરાતીમાં 'કસ' ઉપરથી):—

तार् (ફા.) + कश = તારકસ

बार् (ફા.) + कश = બારકસ

ख़ूर 'ખા' ઉપરથી (ગુજરાતીમાં 'ખોર' ઉપરથી).—

अक्स + ख़ूर = અકસખોર

चुग़ुल (તુ) + ख़ूर = ચુગલીખોર

दग़ा (ફા.) + ख़ूर = દગાખોર[2]

मस्ती[3] (ફા.) + ख़ूर = મસ્તીખોર[4]

---

૧ ગુજરાતીમાં એ ઉપપદ સમાસના શબ્દો છે.

૨ એ શબ્દ ફારસીમાં વપરાતો નથી.

૩ ફારસીમાં એનો અર્થ 'નશાની અવસ્થા' થાય છે. ગુજરાતીમાં એ 'ધાંધલ અથવા 'તોફાન' અર્થમાં વપરાય છે.

૪ એ શબ્દ ફારસીમાં વપરાતો નથી.

नक़्श् (અ.) + ख़ूर = નકાખોર[1]
हराम् (અ.) + ख़ूर = હરામખોર
हलाल् (અ.) + ख़ूर = હલાલખોર.

ભાષાસંકરઃ—ઝગડાખોર, ટટ્ટાખોર, ધાંધલખોર, હિસાખોર ઇત્યાદિ.

गीर 'લે', 'ઝૂઝ' ઉપરથીઃ—

जा[2] (ફા.) + गीर = જાગીર
दिल् (ફા.) + गीर = દિલગીર

ભાષાસંકરઃ—ઉઠાવગીર

दान 'જાણુ' ઉપરથીઃ—

क़द्र् (અ.) + दान = કદરદાન
क़ाइदह् (અ.) + दान = કાયદાદાન
कार् (ફા.) + दान = કારદાન

दार 'રાખ' ઉપરથી 'વાળું' અર્થ ગુજરાતીમાંઃ—

अमल् (અ.) + दार = અમલદાર
यक़ीन् (અ.) + दार = આકીનદાર[3]
चोब् या चूब् (ફા.) + दार = ચોબદાર
ज़मीन् (ફા.) + दार = જમીનદાર
रौनक़् (ફા.) + दार = રૈનકદાર[4]
दअ़्वा (અ.) + दार = દાવાદાર
तह्सील् (અ.) + दार = તહસીલદાર
फ़ौज् (અ.) + दार = ફોજદાર

---

૧ એ શબ્દ ફારસીમાં વપરાતો નથી.
૨ અર્થાત્ જગ્યા.
૩ એ શબ્દ ફારસીમાં વપરાતો નથી.
૪ " " " " "

मज़ह् (અ) + दार = મઝેદાર
दुक्कान् (અ.) + दार = દુકાનદાર
वफ़ा (અ.) + दार = વફાદાર

ભાષાસંકરઃ—ચોકીદાર, છડીદાર, જોડીદાર, થાણુદાર, નાકાદાર, ચમકદાર, પગારદાર, દળદાર, પૈસાદાર, ગુચ્છેદાર, રસદાર, પાણીદાર ઇત્યાદિ.

नशीन 'બેસ' ઉપરથી—

तख़्त् (ફા.) + नशीन = તખ્તનશીન
पर्दह (ફા) + नशीन = પડદેનશીન

ભાષાસંકરઃ—ગાદીનશીન

परस्त 'પૂજ' ઉપરથીઃ—

आतश् (ફા.) + परस्त = આતસપરસ્ત
ख़ुदा (ફા.) + परस्त = ખુદાપરસ્ત
बुत् (ફા.) + परस्त = બુતપરસ્ત

बर 'લઈ જા' ઉપરથી—

दिल् (ફા.) + बर = દિલબર
पयग़ाम् (ફા.) + बर = પેગંબર
राह् (ફા.) + बर = રાહબર

बंद 'બાંધ' ઉપરથી (ગુજરાતીમાં 'બંધ' ઉપરથી)—

इज़ार (અ.) + बंद = ઇજારબંધ
कमर (ફા.) + बंद = કમરબંધ

नज़र[1] (અ) + बंद = નજરબંધ અને 'નજરબંધી' ગુજરાતીમાં વપરાય છે

बाज़ू (ફા) + बंद = બાજૂબંધ

सिल्सिलह् (અ.) + बंद = સિલસિલાબંધ[2]

बाज़ 'બાઝ' ઉપરથી (ગુજરાતીમાં 'બાજ' ઉપરથી) —

अक़्ल (અ) + बाज़ = અક્કલબાજ[3]

इफ़्तिरा (અ) + बाज़ = અપતરાબાજ[4]

क़लम् (અ) + बाज़ = કલમબાજ[5]

क़ाइदह (અ) + बाज़ = કાયદાબાજ

कुश्ती (ફા) + बाज़ = કુસ્તીબાજ

दग़ल् (અ) + बाज़ = દગલબાજ

दग़ा (ફા) + बाज़ = દગાબાજ

नख़रा (ફા) + बाज़ = નખરાંબાજ

नश्शह (ફા) + बाज़ = નશાબાજ

निशानह (ફા.) + बाज़ = નિશાનબાજ[6]

---

૧ ગુજરાતીમાં તે માટે 'નજરકેદ' શબ્દ વપરાય છે ગુજરાતીમાં नज़रबंद ઉપરથી 'નજરબંધી' શબ્દ વપરાય છે તેનો અર્થ "જાદૂથી લોકોની આંખને ભુલાવામાં નાખવી તે" એવો થાય છ ગુજરાતીમાં 'નજરકેદ'નો અર્થ 'નજર આગળથી ખસે નહિ તેટલા પૂરતી કેદ' થાય છે જે અર્થમાં 'નજરબંધી' ગુજરાતીમાં વપરાય છે તે અર્થમાં પણ ફારસીમાં नज़रबंदी વપરાય છ

૨ ફારસીમાં सिल्सिलहबंदी વપરાય છે सिल्सिलहबंद પ્રચલિત નથી

૩ ફારસીમાં એ શબ્દ વપરાતો નથી

૪ " " "

૫ " " "

૬ ફારસીમાં એને બદલે निशानह अन्दाज़ ( अदाज़ અર્થાત્ 'ફેંક' ઉપરથી ) શબ્દનો ઉપયોગ થાય છે

ભાગાસંકર'—ચાલબાજી, દગાબાજી, રંડીબાજી ( આ ત્રણે શબ્દ ફારસી ધાતુ ઉમેરાયે વપરાય છે, જોકે 'રંડીબાજ,' પણ ચાલુ છે.)

मान 'મળતો રહે' ઉપરથી'—

आस् (ફા)(ઘંટી) + मान = આસમાન (ઘંટીની માફક ફરનાર)

मेह् (ફા.)(મોટો) + मान = મહેમાન

माल 'ઘસ', 'રગડ' ઉપરથી'—

पा (થાય पाय्)(ફા.) + माल = પાયમાલ

रू (ફા.) + माल = રૂમાલ

रुबा 'ખેચ' ઉપરથી'—

दिल् (ફા.) + रुबा = દિલરૂબા

कह् (ફા) + रुबा = કેરબો[1]

रेज़ 'રેડ' ઉપરથીઃ—

खून् (ફા) + रेज़ = ખૂનરેજ ઉપરથી 'ખૂનરેજી' ભાવવાચક નામ વપરાય છે

रंग (ફા) + रेज़ = રંગરેજ

નોંધ—આવા નામો યા વિશેષણોને ई લાગીને થતાં ભાવવાચક નામો પણ ગુજરાતીમા આવ્યા છે, જેવા કેઃ—આતશબાજી (આતશ્બાજી), કદરદાની, જહાગીરી,[2] જાગીરી,[3] તખ્તનશીની, દિલગીરી, દુકાનદારી, પાયમાલી, મહેમાની ઇત્યાદિ.

---

1 कह् (ઘાસ)+रुबा (ખેચ)

2 'દુનિયાની જીત' 'જહાગીરને લગતુ' એવો ફારસીમાં અર્થ થાય છે, ગુજરાતીમા લાક્ષણિક અર્થ 'આપખુદ,' 'જોહુકમીભર્યુ' એવો પણ કરવામા આવે છે

3 ફારસીમાં એ શબ્દ વપરાતો નથી.

ભાષાસ કર —ચાબનાજી, દફાનાજી, વેગણનાજી,[1] હિંસાખોરી, ઉઠાવગીરી, દાદાગીરી વગેરે.

**ક્રિયામૂલક એટલે કે ક્રિયા ઉપરથી બનેલા શબ્દો.**

૧ ફારસીમાં ક્રિયાપદના આજ્ઞાર્થરૂપને શિશ લગાડવાથી એ બને છે એવાં ઘણાં નામો મૂળ યા વિકૃત રૂપમાં ગુજરાતીમાં આવ્યાં છે --

| આજ્ઞાર્થ રૂપ | અર્થ | | ફારસી | ગુજરાતી |
|---|---|---|---|---|
| आज़माय | = અજમાવ | ઉપરથી | आज़मायिश | = અજમાયસ |
| आसाय | = આરામ લે | ઉપરથી | आसायिश | = આસાએશ |
| कोश | = પ્રયત્ન કર | ઉપરથી | कोशिश | = કોશિશ |
| ख़ाह | = ઇચ્છા કર | ઉપરથી | ख़ाहिश | = ખાહેશ |
| पर्वर | = પાળ | ઉપરથી | पर्वरिश | = પરવરશ, પરવરશી |
| पुर्स | = પૂછ | ઉપરથી | पुर्सिश | = પુરસીસ[2] |
| फ़र्माय | = ફરમાવ | ઉપરથી | फ़र्मायिश | = ફરમાસ |

૨ ફારસીમાં ક્રિયાપદના ભૂતકાળ, ત્રીજા પુરુષ, એકવચનનાં કેટલાંક રૂપ નામ તરીકે વપરાય છે ગુજરાતીમાં મૂળ યા વિકૃત રૂપમાં એવાં નામો આવ્યાં છે

| | | |
|---|---|---|
| ख़रीद | (તેણે ખરીદ્યુ) | ખરીદ, ખરીદી |
| दर्ख़ास्त | (તેણે ઇચ્છા કરી) | દરખાસ્ત યા દરખાસ |
| बर्ख़ास्त | (તે ઊભો થયો) | બરખાસ્ત |

૧ હવે તો હોળીના તહેવારોમા થતા તોફાનો ઘટી ગયા છે પચાસેક વરસ પહેલા એ દિવસોમા ભિન્ન ભિન્ન જાતના તોફાનો થતા 'વેગણબાજી' તેમાંનો એક પ્રકાર છે એમા એક હોળીના છોકરાઓ બીજી હોળીવાળા સાથે અવારનવાર મારામારી પણ કરતા કેટલીક વાર ખાઈલા વેગણો વડે જુદી જુદી હોળીના હોળૈયાની મારામારી થતી એ તોફાન સુરતમા વિશેષ હતુ

૨ ફારસીમા સુઆલનો અર્થ 'પૂછવુ તે ' 'વિનતિ ' વગેરે થાય છે ગુજરાતીમા 'સવાલ'નો અર્થ 'પ્રશ્ન' થાય છે

बर्दाश्त (તે ઉઠાવી ગયો)  બરદાસ્ત; બરદાસ યા બરદાશ[1]

रसीद  (તે આવી પહોંચ્યો) રસીદ[2]

ફારસીમાં ક્રિયાપદના આજ્ઞાર્થ રૂપને ह લાગીને ઘણાં નામો બનેલાં છે. તેમાંનાં પણ ઘણાં ગુજરાતી ભાષામાં આવ્યાં છે, પરંતુ ગુજરાતીમાં ફક્ત ઉચ્ચારમાં સહેજ ફેર પડ્યો છે. છેડેના ह નો ઉચ્ચાર 'ઓ' જેવો એકવચનમાં થાય છે અને એના બહુવચનના નિયમ મુજબ જ તેનું બહુવચન થાય છે; જેમકે अंदीश (વિચાર કર)ને ह લાગ્યાથી अन्दीशह થાય છે અને તેનું ગુજરાતીમાં 'અંદેશો' એકવચનમાં અને 'અંદેશા' બહુવચનમાં થાય છે.

| આજ્ઞાર્થ રૂપ | અર્થ | ફારસીમાં નામ | ગુજરાતી |
|---|---|---|---|
| ख़ुस्तुर | મૂંડ | ख़ुस्तरह | અસ્તરો |
| कूब | કૂટ | कूबह | કૂબો |
| गुज़ार | પસાર કર | गुज़ारह | ગુજારો |
| बंद | બંધ કર | बंदह | બંદો |
| रेज़ | રેડ; વેર; છૂટું કર | रेज़ह | રેઝો |

**નોંધ:**—નામનો અર્થ 'નામ લખ' થાય છે. તે ઉપરથી नामहनुं ગુજરાતીમાં 'નામો' ન થતાં 'નામું' થાય છે. તે જ પ્રમાણે ક્રિયાપદનાં આજ્ઞાર્થ રૂપને आक લગાડીને બનેલા નામો પણ આવ્યાં છે; જેવાં કે ખોરાક (ख़ुराक), પોશાક વગેરે.

ફારસીમાં ભૂતકૃદંત વિશેષણ કે નામ તરીકે વપરાય છે. ગુજરાતીમાં એવા પણ કેટલાક શબ્દો આવ્યા છે અને તે વિશેષણ યા નામ તરીકે પણ વપરાય છે; જેમકે:—

गुमाश्तह (મોકલેલો)  ઉપરથી  ગુમાસ્તો

1 ફારસીમાં बर्दाश्तनो અર્થ 'ધીરજ રાખવી તે' 'કોઈ વસ્તુ ઉઠાવવી તે' એવો થાય છે, ગુજરાતીમાં એનો અર્થ 'ચાકરી', 'સંભાળ' એવો થાય છે.
2 Receit માંથી આ નીકળ્યો નથી.

चुनीदह (પસંદ કરેલો) ઉપરથી ચુનંદો[1]
मालीदह (ઘસેલો) ઉપરથી મલીદો
मान्दह (થાકેલું) ઉપરથી માંદું
मुर्दह (મરેલું) ઉપરથી મુડદું

ફારસીમાં કોઈ ક્રિયાપદના ભૂતકાળ, ત્રીજા પુરુષ, એકવચનના રૂપને તેનું જ આજ્ઞાર્થ રૂપ લગાડીને નામ બનાવવામાં આવે છે એવાં નામો પણ ગુજરાતીમાં આવ્યાં છે, જેમકે—

गुफ्त (તેણે કહ્યું) + गू या गो (કહે) ઉપરથી गुफ्तगू या गुफ्तगो અને ગુજરાતીમાં 'ગુફતગો'

जुस्त (તેણે શોધ્યું) + जू या जो ઉપરથી जुस्तजू या जुस्तजो અને ગુજરાતીમાં 'જુસ્તજુ'

નામને ભૂતકૃદંતનું રૂપ લાગીને બનેલા શબ્દો પણ ગુજરાતીમાં આવ્યા છે, જેમકે—

जादन (જન્મવું) ઉપરથી ભૂતકૃદંત जादह ઉપરથી

| | | | | |
|---|---|---|---|---|
| शाह | + | जादह | = | શાહજાદો[2] |
| पीर् | + | जादह | = | પીરજાદો |
| हराम् | + | जादह | = | હરામજાદો |

ક્રિયાપદના આજ્ઞાર્થરૂપને તે જ રૂપ નકારવાચક બનાવીને લગાવવાથી બનેલાં નામ પણ ગુજરાતીમાં આવ્યાં છે, જેવું કે – कशीदन (ખેંચવું) ઉપરથી આજ્ઞાર્થ રૂપ कश અને તે ઉપરથી कश-मकश અને ગુજરાતીમાં 'કશમકશ' છે

એક જ ક્રિયાપદનું આજ્ઞાર્થરૂપ બે વાર મૂકી તેમને ફારસી વર્ણ

1 ફારસીમાં चुनिन्दह, અર્થ 'પસંદ કરનાર' નો 'ચૂંટનાર', 'વીણનાર' એવો થાય છે

2 ગુજરાતીમાં એ ષષ્ઠી તત્પુરુષ સમાસ ગણાય છે

'અવીફ' (એટલે કે આ ઉચ્ચાર)થી જોડીને બનેલાં નામો પણ ગુજરાતીમા આવ્યાં છે; જેવુ કે कशीदन (ખેચવુ) ના આજ્ઞાર્થરૂપ कश ઉપરથી कशाकश અને ગુજરાતીમા 'કસાકસ'.

## અરબી નામો

અરબીમા પ્રાય તમામ શબ્દો કોઈ ને કોઈ ધાતુમાથી બનેલા હોય છે તેમા અમુક અક્ષરો ઉમેરાઈને અમુક જાતના વિકાર પેદા થાય છે અને ભિન્ન ભિન્ન રૂપો સાધિત થાય છે અરબી શબ્દમા આ કારણથી જે અક્ષરો હોય છે તે મૂળ અને ઉમેરાયેલા એ બે પ્રકારમાથી હોય છે. અરબી શબ્દોમા મૂળ અક્ષરો ત્રણથી ઓછા અને પાચથી વધારે હોતા નથી એટલે કે શબ્દોમા ત્રણ, ચાર કે પાચ મૂળ અક્ષરો હોય છે.

મોટા ભાગના શબ્દો અરબીમા ત્રણ મૂળ અક્ષરના બનેલા ધાતુ ઉપરથી હોય છે. તે ભૂતકાળ, ત્રીજા પુરુષ એકવચનમા હોય છે તેમા પહેલા અક્ષરને आ અને બીજાને ि મા ए સ્વર લગાડવાથી કર્તૃવાચક નામ બને છે, જેમકે—हकम (તેણે હુકમ કર્યો)મા આદિ ह ને आ લગાડી અને દ્વિતીય અક્ષર क ને ि મા ए લગાડી हाकिम या हाकेम શબ્દ કર્તૃવાચક નામનો બને છે

એ જ પ્રમાણે બીજી રીતે વિકાર કરવા માટે ધાતુની આગળ म મૂકી બીજા અક્ષરને ू સ્વર લગાડી કર્મવાચક શબ્દ બનાવવામા આવે છે, જેમકે अशेक (તેણે ઇચ્છા કરી) ઉપરથી मअशूक કર્મવાચક નામ બને છે, જેનો ઉચ્ચાર ગુજરાતીમા 'માશૂક' થાય છે

| ભૂત કા૦ ત્રી૦ પુ૦ એ૦ વ૦ | કર્તૃવાચક ગુ૦ રૂપ | કર્મવાચક ગુ૦ રૂપ |
|---|---|---|
| अक़ल (તે ડાહ્યો હતો, | आकिल (આકેલ) | मअकूल (માકૂલ) તે સમજ્યો) |
| अमेल (તેણે કામ કર્યું) | आमिल (આમેલ) | मअमूल (મામૂલ) |
| अलेम (તેણે જાણ્યુ) | आलिम (આલિમ) | मअलूम (માલૂમ) |

| | | |
|---|---|---|
| अशेक़ (તેણે ઓળખ્યુ, તેણે પ્રેમ કર્યો) | आशिक (આશક) | मअ्शूक़ (માશુક) |
| क़तल (તેણે કતલ કરી) | क़ातिल (કાતિલ) | —[1] |
| क़दर (તે શક્તિવાન હતો) | क़ादिर (કાદર) | मक़्दूर (મકદૂર) |
| क़सद (તેણે ઇરાદો કર્યો) | क़ासिद (કાસદ) | मक़्सूद (મકસૂદ) |
| ख़लक़ (તેણે પેદા કર્યું) | ख़ालिक़ (ખાલિક) | — |
| ख़लस (તેણે શુદ્ધ કર્યું) | ख़ालिस (ખાલિસ) | — |
| ज़कर (તેણે યાદ કર્યું, તેણે ધ્યાન કર્યું) | — | मज़्कूर (મજકૂર) |
| ज़बत (તેણે મજબૂત કર્યું) | — | मज़्बूत (મજબૂત) |
| ज़मेन (તેણે જોખમદારી લીધી તે જામિન રહ્યો) | ज़ामिन (જામિન) | मज़्मून (મજમૂન) |
| ज़लम (તેણે જુલમ કર્યો) | ज़ालिम (જાલિમ) | मज़्लूम (મજલૂમ) |
| तलब (તેણે શોધ કરી) | तालिब (તાલિબ) | — |
| नज़र (તેણે જોયુ) | नाज़िर (નાજર) | मन्ज़ूर (મંજૂર) |
| हसल (તેણે મેળવ્યુ) | हासिल (હાસિલ) | महसूल (મહસૂલ) |

આવી રીતના ઘણા શબ્દો તત્સમ કે તદ્ભવ રૂપે ગુજરાતીમા આવ્યા છે

આવી રીતે ત્રિવર્ણ ધાતુમાથી ક્રિયાર્થક નામોના બીજા રૂપો પણ બને છે જેમ કે ત્રિવર્ણ ધાતુની આગળ म મૂકીને સ્થળવાચક નામો અરબીમા બનાવવામા આવે છે એવાં નામો પણ ગુજરાતીમાં આવ્યાં છે, જેવા કે —મદરસો (मद्रसह), મજલિસ (मज्लिस) મંજિલ (मंज़िल), મસજિદ (मस्जिद) વગેરે

ત્રિવર્ણ ધાતુઓમાથી અધિકાક્ષરો લગાડી બનેનાં અન્ય પ્રકારનાં નામો પણ ગુજરાતીમાં તત્સમ યા તદ્ભવ રૂપમાં આવ્યા છે, જેવાં કે

[1] એ રૂપ ગુજરાતીમા વપરાતુ નથી એવુ એ(–)સજ્ઞા સૂચવે છે

ઇન્સાફ, કબૂલ (क़बूल), જરૂર (ज़रूर), જલાદ, તકદીર (तक़दीर), તખસ્તુસ, તસ્દી (तसदीअ़), તરકીબ, તહસીલ, મારફત (मअ़रिफ़त).

## અવ્યયવિચાર

૧. ફારસીમાંથી ગુજરાતીમાં આવેલા ઘણા શબ્દો ક્રિયાવિશેષણ અવ્યય તરીકે તત્સમ કે તદ્‌ભવ રૂપમાં વપરાતા મળે છે :

| | અરબી-ફારસી | |
|---|---|---|
| અલબત્ત | अल्बत्तह | (અ.) |
| આખરે | आख़िर | (અ.) |
| આયંદે | आइन्दह | (ફા.) |
| આસ્તે | आहिस्तह | (ફા.) |
| એકાએક | यकायक | (ફા.) |
| કુલ | कुल | (અ.) |
| જરા (એ ઉપરથી 'જરી', 'જરાક', 'જરીક' અને 'જરા જરામાં') | ज़रह[1] | (અ.) |
| જરૂર | ज़रूर | (અ.) |
| જલદી | जल्दी[2] | (ફા.) |
| જુદા જુદા | जुदा | (ફા.) |
| નજીક | नज़दीक | (ફા.) |
| ફક્ત | फ़क़त | (અ.) |
| બરાબર; બરોબર | बराबर | (ફા.) |
| બસ | बस | (ફા.) |
| બાદ | बअ़्द | (અ.) |

1 અરબી ફારસીમાં એ નામ તરીકે વપરાય છે.

2 ફારસીમાં જલદી નામ તરીકે વપરાય છે.

| | | |
|---|---|---|
| બિલકુલ | बिल्कुल | (અ.) |
| બહેતર | बेह्तर | (ફા.) |
| બેલાશક | बिला+शक | (અ. + અ.) |
| બેશક | वेशक | (ફા. + અ.) |
| રફતે રફતે | रफ़्तह रफ़्तह | (ફા.) |
| વગેરે | वग़ैरह | (અ.) |
| હરગિજ | हर्गिज़ | (ફા.) |
| હમેશાં | हमेशह | (ફા.) |

નામની આગળ ફારસી हर મૂકીને:—[1]

| | | |
|---|---|---|
| હરદમ | दम | (ફા.) ઉપરથી |
| હરરોજ | रोज़ | (ફા.) ઉપરથી |
| હરસાલ | साल | (ફા.) |

આ हर ને બદલે ગુજરાતીમા 'દર' પણ વપરાય છે.

ભાષાસકર —હરઘડી

**નોંધ**—'હંમેશ' અવ્યય આગળ 'હર' મૂકીને 'હરહંમેશ' અવ્યય ગુજરાતીમા બન્યુ છે. એ બને મૂળ ફારસી શબ્દો છે, પરંતુ ફારસીમાં એનો ઉપયોગ થતો નથી, ફક્ત ગુજરાતીમાં ભાર દર્શાવવા એ વપરાય છે.

ફારસીમાં એકનો એક જ શબ્દ બે વાર લઈ વચ્ચે बे વર્ણ (ब ઉચ્ચાર) મૂકીને પણ ક્રિયાવિશેષણ બનાવવામાં આવે છે. તે ब 'ઓ'માં

૧ આ ક્રિયાવિશેષણ અવ્યયોમાં 'બેલાશક', 'બેશક', 'હરજગા', 'હરદમ', 'હરરોજ', 'હરસાલ' અને 'હરવખત' ગુજરાતીમાં અવ્યયીભાવ સમાસના શબ્દો છે. એવો જ એક શબ્દ 'બેફામ' ગુજરાતીમાં વપરાય છે. તે बेफ़ह्म (बे=વગર + फ़ह्म સમજ) ઉપરથી છે પરંતુ बेफ़ह्म ફારસીમા વપરાતો નથી. તે ઉપરથી 'બેધડક' ભાષાસંકર છે.

પરિવર્તન પામીને બનેલા શબ્દો ગુજરાતીમાં ક્રિયાવિશેષણ તરીકે વપરાતા આવ્યા છે; જેમકે:—

वक़्त व वक़्त વખતોવખત[૧]
नज़र व नज़र નજરોનજર

ફારસી શબ્દો (નામ કે વિશેષણ) ઉપરથી સાધિત થયેલાં પણ કેટલાંક ક્રિયાવિશેષણો ગુજરાતીમાં છે; જેવાં કેઃ—અદ્બસર, કાયદેસર,[૨] માફકસર,[૩] વખતસર,[૪] હોંશભેર[૫] વગેરે.

નોંધ—ફારસીમાં ઘેર ક્રિયાવિશેષણ અવ્યય છે, પરંતુ ગુજરાતીમાં તે નામ તરીકે સ્ત્રીલિંગમાં વપરાય છે.

### નકારવાચક અવ્યય

न અને म ફારસી તેમજ ગુજરાતીમાં નકારવાચક અવ્યય તરીકે વપરાય છે.[૬] ફારસીમાં 'म' આજ્ઞાર્થ ક્રિયાપદો સાથે જ વપરાય છે અને ગુજરાતીમાં પણ તેમ જ છે.

વસ્તુતઃ न ઉચ્ચાર જ એવો છે કે તેમાં નકારની અસર છે, તેથી ઘણી ભાષાઓમાં તે વડે નકારનું સૂચન થાય છે. ફારસીમાં न, नह અને नय છે.

### નામયોગી અવ્યય

ફારસીમાં વપરાતાં નામયોગી અવ્યયો તથા કેટલાક નામો ગુજરાતીમાં નામયોગી અવ્યય તરીકે વપરાય છે. ફારસી રચનામાં નામયોગી અવ્યયો જે નામોની સાથે સબંધ ધરાવતાં હોય તેમની

---

૧ रोज़ व रोज़ ઉપરથી 'રોજ બ રોજ'માં મૂળ રચના સચવાઈ રહી છે. 'રોજ રોજ' પણ ગુજરાતીમાં વપરાય છે.

૨ फ़ाअिदह ૩ मुवाफ़िक ૪ वक़्त ૫ हवस

૬ સંસ્કૃતમાં न અને मा બંને છે.

આગળ આવે છે, પરંતુ ગુજરાતીમાં તે પાછળ જ આવે છે. ગુજરાતીમાં વપરાતાં એવાં કેટલાંક નીચે પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| અંદર | अंदर | (ફા.) |
| ખાતર | खातिर | (અ. ના.) |
| તરફ | तरफ़ | (અ. ના.)[1] |
| તરીકે | तरीक़ह | (અ. ના.) |
| દરમિયાન, દરમ્યાન | दर्मियान | (ફા.) |
| બદલે | बदल | (અ. ના.) |
| બરાબર, બરોબર | बराबर | (ફા.) |
| બાજૂ | बाज़ू | (ફા. ના.) |
| બાદ | बअ़द | (અ.) |
| બાબતે | बाबत | (ફા.) |
| માફક | मुवाफ़िक़ | (અ.) |
| મારફત | मअ़रिफ़त | (અ. ના.) |
| મુજબ | (ब)मूजिब | (અ.) |
| નજીક | नज़दीक | (ફા.) |
| લાયક | लाइक़ | (અ.) |
| વગર | बग़ैर | (અ.) |
| વાસ્તે | वासितह | (અ. ના.) |
| સિવાય | सिवा | (અ.) |

નોંધ—આ સંખ્યા મોટી છે તેનું કારણ એ કે એનો ઉપયોગ મુલકી વહીવટમાં ઘણો હતો.

**ઉભયાન્વયી અવ્યય**

ફારસીમાંથી ઘણાં ઉભયાન્વયી અવ્યયો ગુજરાતીમાં આવ્યાં છે અને તેમનો ઉપયોગ ઠેર ઠેર થતો જોવામાં આવે છે.—

1 ફારસીમાં મોટે ભાગે એનો ઉચ્ચાર तरफ़ થાય છે.

| | | |
|---|---|---|
| અગર ( અથવા ) | अगर | (ફા.) |
| અગરજો | अगर्चह | (ફા.) |
| ઉર્ફે | ,उर्फ़[1] | (અ.) |
| બલ્કે | बल्कि | (ફા.) |
| બાકી | बाकी[2] | (અ.) |
| મગર | | (ફા.) |
| યા ( યા...યા ) | | (ફા.) |
| યાને | यअ्नी | (અ.) |
| લેકિન | | (ફા.) |

ફારસીમાં 'વ' (અર્થાત્ 'અને') અને સંસ્કૃત 'વા' (અર્થાત્ 'અથવા') માં ઘણીવાર ગરબડ અને ભ્રમ થઈ જાય છે. એનો ઉપયોગ ખાસ કરીને સમાસોમાં થાય છે. ફારસીમાં ઉચ્ચારણની સુગમતા અને કાવ્યમાં પ્રાસ માટે પૂર્વ શબ્દમાં એ 'વ'નો ઓ ઉચ્ચાર કરી મેળવી દેવામાં આવે છે. તેવાં શબ્દસમુહો અને નામો ગુજરાતીમાં તેમ ને તેમ જ આવ્યાં છે; જેવાં કેઃ—આબોહવા, દિલોજાન, નામોનિશાન ઇત્યાદિ.

ઉભયાન્વયી અવ્યય 'કે' ફારસીમાંથી જ આવ્યો છે. 'કે'[3]ની જગ્યાએ જૂની ગુજરાતીમાં 'જે' શબ્દ વપરાતો હતો જેનું મૂળ સંસ્કૃત यद् છે, જેનો અર્વાચીન ગુજરાતીમાં जल પણ છે; જેમકે जत लखवानु जे। પારસી લોકો આજે પણ બોલવામાં ઘણેભાગે 'કે'ને બદલે 'જે'નો ઉપયોગ કરે છે. સુરતી લોકોનું પણ એમ જ છે; જેમકેઃ—'તે કહેવા લાગ્યો જે'

---

૧ અર્થાત્ 'પ્રચલિત'.

૨ વિશેષણ તરીકે વપરાય છે.

૩ અથવાવાચક 'ક' ગુજરાતી છે અને પાદપૂરણાર્થ 'કે' પણ ગુજરાતી છે; જેમકેઃ—

'વાહાલા માહારા વૃંદાવન રે, ચોક કે'
નરસિંહ મહેતો

ફારસીની અસરથી અસ્પૃષ્ટ રહેલા સાહિત્યમાં ગુજરાતી ઉભયાન્વયી અવ્યય 'કે'[1] પ્રચલિત ન હતો તેને બદલે 'જે' વપરાતો આથી એમ અનુમાન ઉપર આવી શકાય છે કે મુસલમાનો સાથેના સંસર્ગને લઈને તેમની ફારસી ભાષાની અસરને પરિણામે 'કે'એ ગુજરાતીમાં પ્રવેશ કર્યો હજી પણ 'જે'નો ઉપયોગ બિલકુલ નાશ પામ્યો નથી

## કેવળપ્રયોગી અવ્યય

કેવળપ્રયોગી અવ્યયો હર્ષ, શોક, ભય ઇચ્છા, શંકા ઇત્યાદિ લાગણીઓને લઈને ઉત્પન્ન થયાં છે અંગ્રેજીમાં Oh God! ફારસીમાં યા अल्लाह ! ओह ख़ुदा ! ख़ुदा ख़ुदा ! અને ગુજરાતીમાં 'રામ રામ!' વડે લોકો પોતપોતાની રીતિ નીતિઓ અને ધર્મ અનુસાર સર્વ શક્તિમાન પ્રભુનો આશરો લે છે એ સર્વનો ભાવ એક જ છે, પરંતુ શબ્દોમાં ફેર છે એવી રીતની લાગણી દર્શાવવા વચ્ચેના દેશોના કેટલાએ શબ્દોમાં સામ્ય છે સંજોગોવશાત્ મનુષ્યોના મોમાથી હર્ષ શોકાદિ વગેરે લાગણીઓના શબ્દો નીકળી પડે છે આ જ કારણથી આહ! એહ! ઓહ! આ! એ! એ! અરે! હાય! વગેરે શબ્દો ઘણી ભાષામાં મળે છે, પરંતુ એ ફક્ત ભાવ સૂચવે છે નીચે જણાવેલા શબ્દો જે અરબી યા ફારસી છે અને ગુજરાતીમાં પ્રચાર પામ્યા છે તે અર્થહીન ઓચિંતા ઉચ્ચારણો નથી, તે ભાવ ઉપરાંત અર્થસૂચક શબ્દો છે

| | | | | | |
|---|---|---|---|---|---|
| અફસોસ | अफ़्सोस | (ફા) | ખૂબ | ख़ूब | (ફા) |
| અલબત્ત | अलबत्तह | (અ) | ખેર | ख़ैर | (અ) |
| આફરીન | आफ़रीन | (ફા) | ફિદા | फ़िदा | (અ) |
| કમાલ | कमाल | (અ) | વાહ | वाह | (ફા) |

1 આ વિષે વિગતવાર ચર્ચા નરસિંહરાવે કરી છે, જુઓ —
N B Divatia, B A -Gujarati Language & Literature, Vol I, pp 14 20

ખબરદાર ख़बरदार (ફા.)        શાબાશ शाबाश (ફા.)[1]
                                    હોશિયાર होशयार (ફા.)

## પૂર્વગો અને પ્રત્યયો

ભાષાના બાહ્ય રૂપના વિકાસમાં અનેક શબ્દોના મેળથી સ્વતંત્ર શબ્દો બની જાય છે. પુરાણા શબ્દોના સાદૃશ્ય પર પ્રાચીન શબ્દોમાં આવનારા પ્રત્યયો નવા શબ્દોમાં જોડવામાં આવે છે અથવા તો સ્વતંત્ર શબ્દોના યોગથી નવા શબ્દો બનાવી લેવામાં આવે છે. ઉચ્ચારણમાં પરિવર્તન પામેલા યા ન પામેલા ઘણાએ શબ્દો આવી રીતે યોગથી બન્યા છે. ઉચ્ચારણનું પરિવર્તન અને તેણે ધારણ કરેલું નવું રૂપ અન્ય ભાષાના શબ્દોને પોતાની ભાષાનુ રૂપ આપવામાં કે સ્પષ્ટ વ્યુત્પત્તિવાળા શબ્દોની રચના અસ્પષ્ટ કરવામાં કારણરૂપ બને છે.

હવે અરબી ફારસી શબ્દો ગુજરાતીમાં આવતાં ઉપલી બાબતના જેવા ફેરફાર થયેલા તે દર્શાવવા નીચે થોડાં દૃષ્ટાંતો આપવામા આવ્યાં છે :

### ગુજરાતી પૂર્વગો

અણ (નકાર અને નિષેધવાચક):—

અણકસબી,[2] અણહક્ક,[3] ઇત્યાદિ.

નોંધ:—'અન' ઉપરથી 'અનહદ'.

આપ (પોતાપણું દર્શક):—

આપઅખત્યાર,[4] આપખુદ,[5] આપખુદી, આપમતલબિયો,[6] આપમુખત્યાર[7] ઇત્યાદિ ઉપરથી.

---

૧ એ शाद् (સુખી; ખુશ) + बाश (રહે)નું હ્રસ્વ રૂપ છે.

૨ कस्ब (અ.) ૩. हक़्क़ (અ.) ૪. अिख़्तियार (અ.) ૫. ख़ुद (ફા.) ૬. मतलब (અ.) ૭ मुख़्तार (અ.)

ચો ( અર્થાત્ 'ચાર' ):—

ચોતરફ.[1]

ક ( 'અયોગ્ય' અર્થસૂચક ):—

કમોત,[2] કમોસમ,[3] કવખત.[4]

## ગુજરાતી પ્રત્યયો

અણ ( નારીજાતિ સૂચક ):—

કારભાર ( कारोबार ફા. ) + અણ = કારભારણ

કસબ ( कस्ब[5] અ ) + અણ = કસબણ

આઈ ( ભાવવાચક નામનો પ્રત્યય ).—

ગરીબ ( ग़रीब અ. ) + આઈ = ગરીબાઈ

નરમ ( नर्म ફા. ) + આઈ = નરમાઈ

મના ( मनअ अ. ) + આઈ = મનાઈ

મરદ ( मर्द ફા. ) + આઈ = મરદાઈ

સખ્ત, સખત ( सख़्त ફા. ) + આઈ = સખ્તાઈ, સખતાઈ

આળ ( જે 'વાળુ' સૂચવે છે ):—

ખરચાળ,[6] શરમાળ[7] વગેરે.

---

૧. तरफ़ (અ.) ૨. मौत (અ.) ૩ मौसिम (અ.) ૪. वक़्त (અ.)

૫ અરબીમાં 'કમાણી કરવી' 'રોજી મેળવવી' એવો અર્થ થાય છે. ફારસીમાં તે ઉપરથી 'હુનર' 'કળા' 'વ્યવસાય' અને ઉર્દૂમાં 'વેશ્યાવૃત્તિ' 'વેશ્યાની કમાઈ' એવા અર્થો થાય છે.

ફારસી અને ઉર્દૂમા कस्बનો અર્થ 'પોતાના પ્રયત્નથી પ્રાપ્ત કરેલી કાબેલિયત' યા 'કળા'; (લા०) 'વેશ્યા', 'રંડી' વગેરે થાય છે.

૬. ख़र्च (અ.) ૭. शर्म (ફા.)

ઈઓ (બનાવનાર કે વેચનાર-સૂચક).—

અકીકિયો,[1] અત્તરિયો[2] વગેરે.

ઈયું (વાળું, લગતું, યા ટેવવાળું દર્શક પ્રત્યય):—

અદાવતિયું,[3] અંજીરિયું,[4] કસુરિયું,[5] કંદીલિયું[6] (અહીં લઘુતા-સૂચક નામ થયું), ગફલતિયું[7] વગેરે.

ઈલું (સ્વામિત્વવાચક પ્રત્યય)—

મોજીલું,[8] જોશીલું,[9] ઝેરીલું[10] વગેરે.

કારક ('કરનાર'નો અર્થ બતાવનાર પ્રત્યય).—

અસરકારક,[11] ફાયદાકારક,[12] નુકસાનકારક[13] વગેરે.

ડી (લઘુતા, તુચ્છતા, લાલિત્ય કે પ્રેમનો સૂચક):—

ગરીબડી,[14] ગુલામડી,[15] ચાકરડી,[16] દેગડી,[17] નાજુકડી,[18] હજામડી[19] વગેરે.

વાર ('પ્રમાણે' કે 'અનુસાર' સૂચવે છે):—

તરેહવાર,[20] આસામીવાર[21] વગેરે.

વત કે વાન ('વાળું'ના અર્થમાં):—

અક્કલવાન[22] કે અક્કલવત, ગરજવાન[23] કે ગરજવત, નસીબવાન,[24] દોલતવાન[25] વગેરે

---

1 अक़ीक़ (અ.) २. अित्र (અ.) ३. अदावत (અ.) ४. अंजीर (ફા.) ५. क़सूर (અ.) ६. क़िन्दील (અરબીકરણ) ७. ग़फ़्लत (અ.) ८. मौज (અ.) અર્થાત્ મન, વિચાર ९. जोश (ફા.) १०. ज़हर (ફા.) ११. असर (અ.) १२. फ़ाइदह् (અ.) १३. नुक़्सान (અ.) १४. ग़रीब (અ.) १५. ग़ुलाम (અ.) १६. चाकर (ફા.) १७. देग (ફા.) १८. नाज़ुक (ફા.) १९. हज्जाम (અ.) २०. तर्ह़ (અ.) २१. असामी (અ.) જે ઈસ્મનું બહુવચન છે. એનો ખોટી રીતે ઉપયોગ થાય છે. २२. अक़्ल (અ.) २३. ग़र्ज़  २४. नसीब (અ.) २५. दौलत (અ.)

કેટલાંક દ્વિત્વરૂપો ગુજરાતી ભાષામાં વપરાય છે તેમાંના મુખ્ય શબ્દો અરબી–ફારસી ભાષાના છે, જે સૂચવે છે કે એ શબ્દો એટલા બધા રૂઢ અને પ્રચલિત થઈ ગયા છે કે એ દ્વિત્વરૂપોમાં પણ વપરાતા થઈ ગયા છે. એવાં કેટલાંક રૂપો નીચે પ્રમાણે છે:—

અદલબદલ,[1] અલકમલક,[2] અલાબલા,[3] ખબરઅંતર,[4] ખાલી-ખમ,[5] ગપસપ,[6] દરદાવો,[7] અલૈયાંબલૈયાં[8] વગેરે.

કેટલાક વાક્યાંશ પણ ફારસીમાંથી ગુજરાતીમાં આવ્યા છે; જેવાં કે:—

અજતરફે ( अज तर्फे ) થી + તરફ' ઉપરથી

નવેસરથી ( अज सरे नव ) 'થી + છેડે + નવે' ઉપરથી

કજાગજા[9] ( रज़ा वर कज़ा ) ઉપરથી

ફાકફાકા ( फ़ाक़ह[10] ) ઉપરથી

હરામના હમેલ ( ઉર્દૂ 'हराम[11]का हमल[12]' ઉપરથી )

કબાબ[13]મે હડ્ડી ( ઉર્દૂમાંથી )

---

૧ बदल (અ.) ૨. मुल्क (અ.) ૩. बला (અ.) ૪. ख़बर (અ.) ૫. ख़ाली (અ.) ૬. गप (ફા.) ૭. दअ्वा (અ.) ૮. बला (અ.)

૯ સૂફીઓમાં रज़ा वर कज़ा નો વિશેષ ઉપયોગ થાય છે. તેઓ ઈશ્વરની ઇચ્છા ઉપર તમામ બાબત છોડી દે છે. रज़ा (અ.) નો અર્થ 'ઇચ્છા' થાય છે અને क़ज़ा (અ.) નો અર્થ 'નિર્માણ' 'તકદીર' એવો થાય છે. ગુજરાતીમાં તે 'મોત' યા 'દૈવી કોપ' 'આફત' એવા અર્થમાં વપરાય છે.

૧૦ फ़ाक़ह અરબી શબ્દ છે. એનો અર્થ 'તંગી' 'જરૂરિયાત' 'ભૂખ' અથવા 'એક દિવસનો અપવાસ' થાય છે. ગુજરાતીમાં એ ઉપરથી 'ફાકા'નો અર્થ 'તંગી' યા 'અનશન' થાય છે.

૧૧ हराम (અ.) ૧૨ हमल (અ.) ૧૩ कबाब (ફા.)

કાદોકદમી ( क्या व कद्र ) ઉપરથી
સરિયામ ( शारिअे[1] आम[2] ) ઉપરથી

### અર્થભેદ અને અન્ય પરિવર્તન

શબ્દો સામાન્ય રીતે તો હવાઈ મોજાં છે, પરંતુ વસ્તુતઃ તે નિશ્ચિતપણે નક્કી થયેલી વસ્તુઓ છે. તેમનું જીવન પણ ઇતિહાસ ગ્યાય એવું છે બીજી વસ્તુઓની જેમ તે ઉત્પન્ન થાય છે, પ્રગતિ પામે છે યા પડતીને પણ ભેટે છે. વળી તે સફર કરે છે અને પક્ષીઓની જેમ રંગ પણ બદલે છે. તેઓની પરિસ્થિતિ, ચાલ, પરિવર્તન વગેરે ધ્યાનપૂર્વક તપાસવામાં આવે તો માલૂમ પડે છે કે જેવી રીતે જાતિઓના ઇતિહાસ વાચવાથી આનંદ પ્રાપ્ત થાય છે તેવી જ રીતે એ પણ આપણાં દિલ અને દિમાગને માટે મનોરંજક અને આનંદદાયક હોય છે. વળી શબ્દોના મુકાબલા અને મેળાપથી જાતિ જાતિઓના અને કોમ કોમોના સબંધો સ્થાપિત થાય છે.

જે રીતે જાતિઓ વધે છે, ચડે છે, ઢળે છે, પડે છે, પડી અને પડશે, તે રીતે ભાષામાં પણ પરિવર્તન થાય છે. તેમાં નવા શબ્દો બને છે. તે પરદેશમા સફર કરે છે. તેમનાં વર્ણો, જોડણીઓ અને અર્થોમાં ફેરફારો થતા રહે છે તે પણ વધે છે, ચડે છે, ઢળે છે, પડે છે અને મરી પણ જાય છે.

રાજ્યોના ઊથલપાથલ, ધર્મ, કેળવણી વગેરેને લઈને શબ્દોનાં ઉત્પત્તિ, પ્રગતિ અને વિનાશની ક્રિયા પણ અદશ્ય રીતે ચાલુ રહે છે.

શબ્દોમા નીચે પ્રમાણેના જેવા વિવિધ ફેરફારો સંજોગોવશાત્ થયા છે અને થાય છે:—

---

૧ शारिअ (અ.) રાજમાર્ગ
૨ आम (અ.) સામાન્ય

કેટલાક શબ્દો સફર કરતા કરતા અન્ય દેશોમાં જાય છે ત્યારે ત્યાં અપમાનિત પણ થાય છે; જેમકે 'ગુલામ'[1]નો અર્થ તેના મૂળ દેશ અરબસ્તાનમાં 'છોકરો' થતો હતો, ઈરાનમાં તેનો અર્થ 'નોકર' થયો; ત્યાંથી એ ડાઘ લાગ્યો તે ન તો ભારતમાં ગંગા જમનામાં ધોવાયો કે ન ગુજરાતની નર્મદા, તાપી કે ગંગાજીમાં.[2] એ જ પ્રમાણે મેહતરનો અર્થ ફારસીમાં 'વિશેષ મહાન' થાય છે. અકબરની નજરે એક દિવસ નર્ક સાફ કરતો ભંગી પડ્યો દયાળુ પાદશાહને થયું કે બીજું કઈ નહિ પણ એને સંબોધવા માટે આદરસૂચક શબ્દ તો વપરાવો જોઈએ; આથી તેણે ભંગીને મેહતર કહેવાનું ફરમાન બહાર પાડ્યુ.

કેટલાક શબ્દો ઊંચું સ્થાન પણ પામે છે; જેમકે અરબીમાં મહલ્લનો અર્થ 'ઊતરવાની સામાન્ય જગ્યા' છે, પરંતુ ગુજરાતીમાં સામાન્ય રીતે રાજા સિવાય કોઈના પણ મકાનને 'મહેલ' કહેવામાં આવતું[3] નથી.

મહમૂદ ગઝનવી ભારતમાં આવ્યો અને કેરી ખાધી ત્યારે તેને અમૃત જેવી લાગી,[4] પરંતુ નામ સાંભળ્યુ ત્યારે તેના કાનને કઠોર અને વિચિત્ર લાગ્યુ. આવી સુંદર વસ્તુનું નામ તેને અયોગ્ય લાગ્યુ. તેણે કહ્યુ "એ તો જુલમ છે કે આવું સ્વાદિષ્ટ ફળ અને તેનું આવું અગમ્ય નામ! જેવો ગુણ તેવુ નામ એનુ હોવુ જોઈએ અને તે નગ્ઝક (બહુ જ ઉત્તમ વસ્તુ) હોઈ શકે." એ શબ્દ ઈરાનમાં પ્રચાર પામ્યો.

---

૧. ઈરાનીઓ ખાસ કરીને 'છોકરા'ઓને ગુલામ (એટલે કે નોકર) તરીકે ખરીદવાનુ પસંદ કરતા, તેથી 'ગુલામ'નો અર્થ 'છોકરા'ને બદલે 'નોકર' થઈ ગયો.

૨ સુરત જિલ્લાના પારડી તાલુકામાં એક નાની નદી છે જેને તેની આસપાસના લોકો અતિ પવિત્ર માને છે.

૩ 'મહેલ'ની વ્યુત્પત્તિ 'મહાલય' માંથી કેટલાક કરે છે, પરંતુ આ મહલ્લ ઉપરથી છે.

૪ મોહમ્મદ હુસૈન આઝાદ–સુખનદાને ફાર્સ, પૃ. ૨૦.

ઘણી વાર એવુ બને છે કે કોઇ ભાષાનો એક શબ્દ વિકૃત કે પરિવર્તિત થતાં જે કોઈ એક રૂપ ધારણ કરે છે, તે રૂપ સ્વતંત્ર શબ્દ ગણાય છે અને તેનો મૌલિક સબધ ઘણી વાર સ્પષ્ટ હોતો નથી. એવા શબ્દોના પ્રયોગો ભિન્ન ભિન્ન અર્થમા થાય છે આવા શબ્દોમાથી નવા શબ્દો પણ બનાવી લેવામાં આવે છે

આ ફેરફારો માટે ખાસ કોઈ કારણ નિશ્ચિતપણે આપી શકાય નહિ, પરતુ એ વાત સર્વ સામાન્ય છે કે નવા વાતાવરણમા આવવાથી મનુષ્યસ્વભાવ ઉપર અસર થાય પણ છે અને નથી પણ થતી તેવુ જ શબ્દોનું પણ છે નવા વાતાવરણમા તેનામા અમુક પ્રકારનો ફેર પડે છે અને કેટલાક પોતાની મૂળ સ્થિતિમા રહે છે

આ વિષય માટે જીવિત ભાષાઓના લક્ષણોમાંનુ એક ધ્યાન ખેચે એવુ એ છે કે તેઓ અન્ય ભાષાઓના શબ્દોને લઇ તેમને પોતાની પ્રકૃતિને અનુરૂપ બનાવી હજમ કરી લે છે, જેમકે ફારસીમાં વપરાતો અરબી શબ્દ मसालिह ઉર્દૂમાં 'મસાલા' થયો અને ગુજરાતીમા 'મસાલો' બન્યો એવી જ રીતે ફારસીભાષીઓએ કેટલાક હિંદી શબ્દોને એવુ રૂપ આપ્યુ છે કે આકાર ઉપરથી દેખાવમાં ફારસી અરબી હોય એમ લાગે છે એવો એક શબ્દ કનોજ છે ફારસીમા તે कन्नोज ઉચ્ચરાય છે સંસ્કૃતના सन्मुखने ઉર્દૂ ભાષાઓએ सरमुख બનાવ્યો છે

શબ્દોની એક એ પણ ખાસિયત છે કે કોઈ એક વખત એક શબ્દ દર્શન દે છે ત્યારે તેની આગળ તે જ અર્થનો અસલ શબ્દ ઝાંખો પડી જાય છે અને આખરે ભુલાઈ જાય છે વળી કોઇ એવો સમય પણ આવે છે જ્યારે એ નવો શબ્દ પણ પોતાનું સ્થાન છોડી દે છે અને પોતાના અસલ દેશમા જઈ રહી ત્યાના પોતાના વ્યવહાર અને વ્યાપારથી સંતોષ માને છે એવુ વરસો પછી ગુજરાતી ભાષામાં પ્રચાર પામેલા અમુક અંગ્રેજી શબ્દોનુ હવે પછી બનશે

શબ્દોની ખાસિયત મુજબ એક બીજી ઘટના પણ બની છે તેનો એક

દાખવે ' ક્લાક ' છે જેનો ગુજરાતી અર્થ ' ૬૦ મિનિટનો સમય ' છે એ અંગ્રેજીના ' ક્લોક ' ( ઘડિયાળ ) મૂળ ઉચ્ચારણમાંથી પરિવર્તન પામી આવ્યો છે અને એ રીતે જે સાધનથી સમય માલૂમ પડે છે તેનાથી જ ' સમય ' સૂચવાય છે એવી જ રીતે એક ફારસી શબ્દ ચૌગાનનુ પણ ગુજરાતીમાં મન્યુ છે એ શબ્દ મૂળ ચૌલ ( અર્થાત્ ' વાળેલું ' ) અને ગાન ( સબંધવાચક પ્રત્યય ) મળીને બનેલો છે હોકી તેમજ પોલોની રમત રમવામા વપરાય છે તેવી છેડેથી વાંકી લાકડી માટે એ શબ્દ વપરાય છે ગુજરાતીમાં એ શબ્દ જે જગ્યા ઉપર એ રમત રમાય તે માટે વપરાય છે અને ' ખુલ્લી લાંબી પહોળી જગ્યા ' યા ' ખુલ્લુ મેદાન ' એવો એનો અર્થ થાય છે

ફારસી ભાષામાં અરબી ભાષાના શબ્દોની ભરમાર વિશેષ છે તેનુ કારણ આપણે આગળ જોઈ ગયા સામાન્ય રીતે ઘણા ઉત્તમ ફારસી લેખકોનાં તેમજ કવિઓના પુસ્તકોમાં ફારસી કરતા અરબીના શબ્દોનુ પ્રમાણ વિશેષ છે તેમા સમય જતા કેટલાક અરબી મૂળ શબ્દોના અર્થ ફારસી ભાષામા બદલાયા છે, જેમકે ઐશ નો અરબીમા સામાન્ય રીતે અર્થ ' જીવન ' ' જિંદગી ' થાય છે અને ફારસીમા તેનો અર્થ ' મોજમજા ' ' આનદ ' એવો થાય છે ' તારીફ ' નો અર્થ અરબીમાં સામાન્ય રીતે 'વ્યાખ્યા' થાય છે અને ફારસીમાં એનો સામાન્ય રીતે અર્થ ' પ્રશસા ' થાય છે કેટલાક એવા ફારસી, અરબી અને તુર્કી શબ્દો ગુજરાતીમા દૂધ અને સાકરની માફક મળી ગયા છે અને અસલ ભાષાનો તેમનો અર્થ પણ ગુજરાતીમાં ગુમાવી બેઠા છે, યા તો વ્યાકરણની રીતે જોતાં પણ ઘણુ જ પરિવર્તન પામ્યા છે બીજી રીતે કહીએ તો ગુજરાતી ખરાદ ઉપર ચડી રૂપ રગ અને ઢગમા ફેરફાર સાથે ગુજરાતી ભાષાના મેદાનમાં ફરતા થયા દષ્ટાંત માટે નીચે થોડા શબ્દો વિશે માહિતી આપવામા આવી છે —

અખત્યાર — ' સત્તા ' ' અધિકાર ' એવો અર્થ ગુજરાતીમાં થાય

છે અરબીમાં ઇખ્તિયાર શબ્દ છે જેનું મૂળ ખ્યર્ (પસંદ કરવું) ધાતુ છે એ જ પ્રકારનો સંસ્કૃત અને ગુજરાતીમાં શબ્દ "અધિકાર" છે[1]

**અખબાર**—ગુજરાતીમાં એ શબ્દ 'છાપું' 'વર્તમાનપત્ર' 'સામયિક' એવા અર્થમાં પ્રચલિત છે એ અરબી શબ્દ ખબર (સમાચાર)નું બહુવચન છે અને એ જ અર્થમાં ફારસીમાં વપરાય છે ગુજરાતીમાં એનો શબ્દાર્થ 'સમાચારો' હોવાને કારણે ઉપર જણાવેલ અર્થમાં વપરાય છે, પરંતુ 'છાપું' અર્થમાં એનો ઉપયોગ ફારસીમાં થતો નથી એ માટે તેમાં રોઝનામહ શબ્દ વપરાય છે

**અફરાતફરી**—અરબીમાં ઇફ્રાતનો અર્થ 'પ્રમાણ કરતાં ઘણું વધી જવું તે' થાય છે, અને તફ્રીતનો અર્થ 'પ્રમાણ કરતાં ઘણું ઓછું થવું તે' થાય છે એ બંને શબ્દો મળીને ઉચ્ચારમાં પરિવર્તન પામેલો શબ્દ 'અફરાતફરી' ગુજરાતીમાં 'ઊથલપાથલ' 'ગોલમાલ' એવા અર્થમાં વપરાય છે

---

1 કેટલાક 'અંતકાળ' અને 'ઇન્તિકાલ'ને એક જ માને છે ગુજરાતીમાં અંતકાળ એના મૂળ વિશે ભુલાવામાં નાખે એવો શબ્દ છે ઇન્તિકાલ મૂળ અરબી શબ્દ છે એ નકલ (ખસેડવું) ઉપરથી બનેલો છે ફારસીમાં એનો અર્થ 'મરણ' થાય છે સંસ્કૃતમાં अन्त (છેડો)+काल (સમય) એવા જ સ્વરૂપમાં છે જેનો અર્થ પણ 'મોત' થાય છે કેટલાક ભૂલથી ઇન્તિકાલ અને अंतकाल ને એક જ ગણે છે

એ જ પ્રકારનો શબ્દ 'દાહોદ' છે કેટલાક એનો ઉચ્ચાર 'દોહદ' કરે છે એ પંચમહાલ જિલ્લામાં એક તાલુકા અને કસ્બાનું નામ છે બાહ્ય સામ્યને લઈને એ શબ્દની વ્યુત્પત્તિ કેટલાક 'दो'+(हद) કરે છે, એટલે કે 'જ્યાં બે હદ મળેલી હોય તે જગ્યા ગુજરાત અને માળવાની હદ ઉપર એ આવેલું છે તેથી એ 'દોહદ' કહેવાય છે એમ દલીલ કરવામાં આવે છે સ્વ હ. હ. ધ્રુવે બુદ્ધિપ્રકાશ (૧૮૮૩ એપ્રિલ)માં એની વ્યુત્પત્તિ આ રીતે કરી છે-દધિપદ્ર પ્રાકૃત = દહિવદ્દ = દહઉદ દાહોદ તે વધારામાં જણાવે છે કે 'દોહદ' શબ્દ તો પાછળથી કૃત્રિમ વ્યુત્પત્તિની અનુકૂળતાએ ઘડવામાં આવ્યો છે

**અફલાતૂન**—પ્રખ્યાત વિદ્વાન પ્લેટો માટે અરબીમાં એ શબ્દ છે એ એરિસ્ટોટલનો ગુરુ અને સોક્રેટિસનો શિષ્ય હતો ફારસીમા પણ अफ़लातून શબ્દ વપરાય છે અને ગુજરાતીમા પણ અર્થમાં તેમજ ઉચ્ચારમાં કઇક પરિવર્તન સાથે એનો ઉપયોગ થાય છે ' અફલાતન ' ગુજરાતીમા ' અતિ સુન્દર ' યા ' સૌથી ઉત્તમ ' એવા અથવા ' કૌતુક આશ્ચર્યજનક ચીજ ' અર્થમા વપરાય છે

**અફીણ**—અરબીમા अफ़्यून છે એશિયા માઇનોરનુ અફીણ આરબો મારફત જાણીતું હતુ ભારતમા એ મુસલમાનો સાથે આવ્યુ, હિંદીમા એનો ઉચ્ચાર अफ़ीम થયો અને ગુજરાતીમા ' અફીણ ' માં પરિવર્તન પામ્યો

**હમેલો**—મૂળ हम्लह છે જેનો અર્થ ' ઓફિસ ' ' આફિસરોનો સ્ટાફ કામ કરનાર એવો થાય છે એ ઉપરથી ગુજરાતીમાં ' હમેલો ' છે જે ' મેલાધેલા બાંધકામ ના અર્થમાં વપરાય છે તે ઉપરાંત ' રૂમ ' ' મકાન ' એવા અર્થો પણ એના થાય છે

**અશરફી**—મિસરના પાદશાહ અલમલેકુલઅશરફ ( હિ સ. ૮૨૫–૮૪૧ ઈ સ ૧૪૨૧–૩૭ )ના નામ ઉપરથી તેણે પડાવેલા સોનાના સિક્કાનુ નામ અશરફી પડ્યુ હતુ એ ૧૦ માસા વજનનો સિક્કો હતો એમ પણ મનાય છે કે એ સોનાનો સિક્કો બધા કરતા શરીફ ( અર્થાત્ ઉમદા' )હતો તેથી એ નામ પડ્યુ હતુ એ હિંદુસ્તાનમા પ્રચલિત હતો અને ગુજરાતના સાહિત્યકારો એ નામથી વાકેફ છે

વળી ચામડી ઉપર ચાઠાં પડે એવા એક દર્દ માટે આ શબ્દ ખભાતમા વપરાય છે

**અસબાબ**—અરબીમાં એ ' સબબ ' (કારણ)નુ બહુવચન છે ફારસીમાં એ અરબીમાંના અર્થ ઉપરાંત ' સામગ્રી ' તેમજ ' સર

સામાન'ના અર્થમાં પણ વપરાય છે. ગુજરાતીમાં પણ એ ફારસીમાં થતા અર્થમાં જ વપરાય છે.

**અસલઃ**—મૂળ શબ્દ અરબીમાં અસ્લ છે. ફારસીમાં એ 'જડ' 'મૂળ' વગેરે અર્થમાં નામ તરીકે વપરાય છે, પરંતુ ગુજરાતીમાં એનો ઉપયોગ વિશેષણ અને ક્રિયાવિશેષણ તરીકે થાય છે. એ મૂળ શબ્દ ઉપરથી ફારસીમાં અસ્લી વિશેષણ તરીકે વપરાય છે અને ગુજરાતીમાં પણ 'અગાઉના સમયના' એવા અર્થમાં એ ઉપરથી 'અસલી' શબ્દ વપરાય છે

'અસલ' ઉર્દૂમાં નામ તરીકે ફારસીની જેમ અને વિશેષણ તરીકે ગુજરાતીની જેમ વપરાય છે, તેથી એમ જણાય છે કે એ શબ્દ ઉર્દૂ મારફત ગુજરાતીમાં આવ્યો હશે.

**અસીલ**—એ અરબી અસ્લ જે 'જડ', 'મૂળ' વગેરે અર્થમાં વપરાય છે તે ઉપરથી છે. 'અસીલ'નો અર્થ અરબીમાં 'શરીફ' 'આડતિયા વગેરે જે પોતે જ લેણદેણ કરે તે માણસ' એવો થાય છે. તે ઉપરથી ફારસીમાં એનો અર્થ 'મૂળ માણસ' થાય છે.

એ ઉપરથી ગુજરાતીમાં એનો મુખ્ય અર્થ 'વકીલને કેસ સોંપનાર' એવો થાય છે. એનું કારણ એમ લાગે છે કે એ કેસ લડનાર એટલે કે જેને માટે વકીલ કેસ લડે છે તે 'મૂળ માણસ' ('અસીલ') છે.

**આબાદઃ**—એ શબ્દ મૂળમા આબ + આદહ હતો. એમાં આદહ સંબંધવાચક પ્રત્યય છે; જેમકે પુઆદહમાં પણ છે. આબ નો અર્થ 'રોનક' થાય છે તેથી 'નવું વસાવેલુ (શહેર)' માટે 'આબાદ' શબ્દ પ્રયોજાયો.

એનાથી ઊલટો શબ્દ 'બિયાબાન' છે. તેમાં બી નો અર્થ 'વગર' અને આબ નો અર્થ 'પાણી' થાય છે; એટલે કે એ 'પાણી વગરનો પ્રદેશ' યા 'રણ' છે. એમાં છેડના આનનો અર્થ 'વાળુ' થાય છે.

ઉદબત્તી—એ ઊદ (અ.) નામના કાળા સુગંધીદાર લાકડા ઉપરથી છે. એ લાકડું આગ ઉપર બાળવાથી ખુશબો બહાર નીકળે છે. ગુજરાતીમાં એને 'અગર' કહે છે. એનાં ઝાડ સિયામ તરફ પુષ્કળ થાય છે. ભારતવર્ષમાં એ બિલકુલ થતાં નહતાં તેમ છતાં ઈંગ્લનમાં એ ઊદે હિન્દી (હિંદનું ઊદ) નામથી મશહૂર છે તેનું કારણ એ કે ઇસ્લામી રૈયામાં આ વસ્તુ હિંદમાં થઈને ગઈ હતી. અબુલફઝલ 'આઈને અકબરી'માં કહે છે કે ગુજરાતના અગાઉના રાજાઓએ એ ઝાડ મંગાવી ચાંપાનેરમાં રોપાવ્યું હતું.[1]

આ 'ઉદબત્તી' શબ્દ વિશેષે કરી મરાઠી ભાષામાં અગરબત્તીના અર્થમાં વપરાય છે. ઉદ અને ચદન એ ઝાડો જુદા પ્રકારના છે. ઉદનું લાકડું કાળુ હોય છે અને ચંદનનું સફેદ પીળાસ પડતું હોય છે. 'આઈને અકબરી'માં પણ એમના ઉલ્લેખો જુદા જુદા[2] કરેલા છે તેમાં ચદન વિશે લખ્યું છે કે 'ચદન શબ્દનું ફારસી चद्ल છે અને તે ઉપરથી અરબીમાં सद्ल શબ્દ બનેલો છે,' કારણ કે અરબીમાં च ઉચ્ચાર નથી

કમાન—એનું ફારસીમાં મૂળ खमान છે. खम (અર્થાત્ વાંક, વાળેલું) ઉપરથી એ છે. કમાનનો આકાર વાંકો હોય છે તે ઉપરથી એનું એ નામ પડ્યું હતું. એમાંથી પ્રચલિત થયેલો कमान શબ્દ ગુજરાતીમાં આવ્યો છે.

કારસ્તાનઃ—ફારસીમાં એ कारिस्तान શબ્દ છે. એમાં स्तान સ્થળસૂચક પ્રત્યય છે. 'કાર'નો અર્થ 'કાર્ય' થાય છે ગુજરાતીમાં 'સ્તાન'ને માટે સં. 'સ્થાન' શબ્દ વપરાય છે. ફારસીમાં कारिस्तानનો અર્થ 'કાર્યની જગ્યા' થાય છે. ગુજરાતીમાં એનો અર્થ 'પ્રપંચ તેમજ લુચ્ચાઈનું કામ' એવો થાય છે.

કિફાયતઃ—અરબી ફારસીમાં किफायतનો અર્થ 'પૂરતુ હોવું

---

1 આ. ૧ પૃ. ૯૫ એમા 'ચદન'નુ ઝાડ મૂળ ચીનનું છે એમ જણાવ્યુ છે.
2 આઈ. ૧ પૃ. ૯૬

તે', 'પૂરતાપણું,' 'ફાયદો ઉઠાવવો' એવો થાય છે એનું વિશેષણનું રૂપ કાફી છે ગુજરાતીમા 'કિફાયત' શબ્દ 'સસ્તુ' યા 'ફાયદા પડતુ' અર્થમાં વિશેષણ તરીકે વપરાય છે

ખમીર—ફારસીમા એનો અર્થ 'કોહવાવેલો આટો' યા 'ખટાશવાળુ ઉભરણુ' થાય છે ગુજરાતીમા એ શબ્દ એ ઉપરાંત 'જોશ' 'તાકાત' એવા અર્થમા પણ વપરાય છે

ખરાદી—અરબીમા મૂળ خرط (લાકડાનો ઘાટ ઉતારવો) શબ્દ છે એ ઉપરથી તે ભાષામાં خراط શબ્દનો અર્થ 'સઘાડિયો' થાય છે ફારસીમા خراط નું خراد થયુ ઉર્દૂમા خراد 'સઘાડો' અર્થમાં વપરાય છે કેટલાક એનો ઉચ્ચાર خراد પણ કરે છે અને એ ઉપરથી સઘાડિયા માટે خرادی શબ્દ છે ગુજરાતીમા 'ખરાદ નો અર્થ 'સઘાડો' અને તે ઉપર કામ કરનાર 'સઘાડિયા માટે 'ખરાદી' શબ્દ પ્રચલિત થયો

ખલાસ—એનો ફારસીમા 'છુટકારો અર્થ થાય છે તે ઉપરથી ગુજરાતીમા એનો અર્થ 'સમાપ્ત' થાય છે

ખસમ—એ અરબી શબ્દ خصم (ઝગડો કરનાર) ઉપરથી છે જેનો અર્થ ફારસીમા 'દુશ્મન' અને 'ધણી થાય છે ગુજરાતીમાં ફક્ત 'પતિ' અથવા 'ધણી ના અર્થમા એ 'ખસમ શબ્દ વપરાય છે ઉર્દૂમાં પણ એનો એ અર્થ એ ઉચ્ચારથી થાય છે તેથી એ ઉર્દૂમાંથી ગુજરાતીમાં આવ્યો છે એમ જણાય છે

ખાતર—અરબી-ફારસીમા خاطر ઉચ્ચાર છે જેનો અર્થ 'હૃદય' 'ઇચ્છા' એવો થાય છે એ ઉપરથી 'ખાતર ગુજરાતીમા 'માટે'ના અર્થમા વપરાય છે ઉર્દૂમા પણ خاطر એ અર્થમાં વપરાય છે એ ઉપરથી એ ઉર્દૂ મારફત ગુજરાતીમા આવ્યો છે એમ જણાય છે

ખેરાત—મૂળ શબ્દ خیر અરબી છે જેનો અર્થ 'ભલાઈ' થાય છે આપણે ગુજરાતીમા જેમ 'ઠીક શબ્દ વાપરીએ છીએ તેજ

રીતે ઉર્દૂમાં પણ ઠૈર નો ઉપયોગ થાય છે. એને આત લગાડી તેનું બહુ-વચન અરબીમાં ઠૈરાત કરવામાં આવે છે જેથી તેનો અર્થ "ભલાઈઓ" થાય છે, પરંતુ ઉર્દૂમાં એ શબ્દ 'સખાવત'ના અર્થમાં એકવચનમાં વાપરવામા આવે છે અને તે ઉપરથી ગુજરાતીમાં તે એ જ પ્રમાણે એકવચનમાં વાપરવામાં આવે છે.

ગરીબઃ—અરબી-ફારસીમાં એ 'અજાણ્યો' અર્થમાં વપરાય છે. ગુજરાતીમાં આવતાં એનો અર્થ બદલાઈ જાય છે અને 'રંક' 'નિર્ધન' અર્થમાં એ વપરાય છે. ઉર્દૂમાં પણ એ જ અર્થમાં એ વપરાય છે તે ઉપરથી એમ લાગે છે કે એ ઉર્દૂ મારફત ગુજરાતીમાં આવ્યો છે.

ગુલાબ—ફારસીમાં એ ગુલ+આબ છે. ગુલ નો અર્થ સામાન્ય કોઈ પણ ફૂલ થાય છે. તે ઉપરાંત એ એકલો શબ્દ ગુલ વાક્યમાં વપરાય તો જે 'એક પ્રકારનું મશહૂર લાલ ફૂલ' હોય છે તે અર્થમાં પણ લેવામાં આવે છે. આબનો અર્થ પાણી થાય છે એટલે ગુલાબનો અર્થ 'ફૂલનુ પાણી' એવો થાય છે, પરંતુ ગુજરાતીમાં મજકૂર લાલ ફૂલને 'ગુલાબ' નામથી ઓળખવામા આવે છે.

ગુસ્સોઃ—ફારસીમાં વિશેષે કરીને ગુસ્સહ (અ.) નો અર્થ 'દિલગીરી' થાય છે, એટલી દિલગીરી કે ગળુ ઘૂટાઈ જાય. કોઈક વખત એનો અર્થ 'રોષ' થાય છે, પરંતુ ઉર્દૂમાં એ 'રોષ'ના અર્થમાં હમેશાં વપરાય છે અને ઉર્દૂમાંથી ગુજરાતીમાં એ એ જ અર્થમાં આવ્યો છે.

ગલોલ અને ગલોલાઃ—એ ફારસી ગલૂલહ (અર્થાત્ 'ગોળા' ઉપરથી છે. ગુજરાતીમાં પથ્થર ફેંકવાના એક પ્રકારના સાધન માટે 'ગલોલ' શબ્દ વપરાય છે અને એ ગલોલ વડે મારવાના ગોળ પથરાને 'ગલોલો' કહે છે.

ચશ્માં (फा० चश्मह):—ફારસીમાં એનો મૂળ અર્થ 'ઝરો' 'નાળુ' યા 'પાણીનું વહેણ' થાય છે. તે ઉપરાંત चश्म (અર્થાત્ 'આંખ') ઉપરથી चश्मह (અર્થાત્ 'આંખને જોવામાં મદદ કરનાર સાધન')

શબ્દ બન્યો છે. ફારસીમાં ચશ્માં માટે चश्मक તેમજ અરબી-ફારસી મિશ્ર શબ્દ ऐनक વપરાય છે એમાં क લઘુતાવાચક પ્રત્યય છે. ઉર્દૂમાં चश्मह અને ગુજરાતીમાં 'ચશ્માં' 'ઉપનેત્ર' યા 'આંખને જોવામાં મદદ કરનાર સાધન'ના અર્થમાં વપરાય છે.

પંદરમી સદીના મધ્ય ભાગમાં છાપેલા લખાણે ચશ્માંની માંગ ઉપસ્થિત કરી સોળમી સદીમાં ઉત્તર ઇટાલી અને દક્ષિણ જર્મનીમાં એનો વેપાર ધમધોકાર ચાલુ થયો.[1] ઈરાનમાં એનો ઉપયોગ લગભગ ઈ. સ. ૧૪૭૮ અને ૧૪૯૦ વચ્ચે ચાલુ હતો.[2] ઈ. સ. ૧૫૭૬માં લખાયેલી પુરાણી ગુજરાતી કવિતામાં એ શબ્દ વિવિધ રીતે વપરાયો છે.[3] આ

1 Encyclopaedia Britannica Vol 21, pp 177-78

૨ મુલ્લા નૂરુદ્દીન અબ્દુર્રેહમાન જામી તેના 'સલામાન-વ-અબ્સાલ' નામના રૂપક-કાવ્ય (લખાયેલુ ઈ. સ. ૧૪૭૮ અને ૧૪૯૦ દરમિયાન)માં 'ચશ્મા' ને લગતો નીચે પ્રમાણેનો ઉલ્લેખ કરે છે—

'अज़ दो चश्मे मन नआयद हीच कार,
अज़ फरन्गी शीशह नागश्तह चहार।'

[મારી બે આંખોથી કંઈ કામ થતુ નથી, જ્યાસુધી ફિરંગી (યુરોપીય) કાચ વડે એ ચાર ન થાય.]

3 Casimā-Śabda-Śat irthi Swādhyāya by Somavimalsūri. 'Two Important Literary References bearing on the History of Spectacles -Dr. B G Sandesara's Paper at the 15th Sesssion of the All India Oriental Conference, Bombay

નજરેર પુસ્તકમા કાવ્યની અગિયારમી લીટીમા છે —

चसि मा मित्र, जीवे तुज्ञ मगउ
चसमां धरी नइ वाचे पणउ।

એ ઉપરાત ડૉ. ભોગીલાલ સાંડેસરાએ અખાની અખેગીતા (ઈ. સ. ૧૬૪૯)માં પણ એક ચરણમા ચશ્માનો ઉપયોગ બતાવ્યો છે —

जेम चश्माना पड विषे रोध न पामे दृष्ट।
तेज अधिकु पोषे आखने, तेम ज्ञानलिंगी प्रत्यक्ष॥

ઉપરથી લાગે છે કે અકબરના અન્ત્ય સમયના શરૂઆતના ભાગમાં ઈરાનના વપારીઓ એ ભારતમાં લાવ્યા હતા અને ગુજરાતમાં પણ એનો પ્રચાર શરૂ થયો હતો

**જગાત**—અરબીમાં جكات છે ઇસ્લામમાં ફરજિયાત પાચ સ્તભ સિદ્ધાંતોમાંનો એક છે કુરાને શરીફમાં 'તમે જકાત આપો' એવો મુસલમાનોને તેનો અમલ કરવા વારવાર આગ્રહ છે એ ધાર્મિક વેરાઓ છે મુસલમાની રાજ્યોમાં એ ઉઘરાવી ગરીબોને દાન યા મદદ તરીકે વહેંચવામાં આવે છે એની હદ આવકનો ૪૦ મો ભાગ બતાવવામાં આવી છે

ગુજરાતીમાં એનો ઉચ્ચાર 'જકાત' અને કેટલીક વાર 'જગાત' કરવામાં આવે છે અને અર્થ પણ 'દાણ' 'વેરો' 'નાકાવેરો' એવો થાય છે

**જનાબ**—અરબી શબ્દ છે એના અર્થ 'કિનારો' 'પડોશ' 'કપાઉ' એવા થાય છે ફારસીમાં એનો અર્થ 'ઉબર' થાય છે પુરાણા જમાનામાં ઈરાનમાં બાદશાહના ઉબર ઉપર ચુબન કરવાનો રિવાજ હતો, કારણ કે બાદશાહ વગેરે જ દૂર અદન તખ્ત ઉપર બેસતો હોવાથી ચુબન કરવા તેની નજીક જવુ મુશ્કેલ હતુ એ ઉપરથી માન આપવા 'જનાબ' શબ્દ ફારસી તેમજ ઉર્દૂમાં વપરાતો થયો ગુજરાતીમાં પણ મુસલમાન ગૃહસ્થોનો ઉલ્લેખ કરતાં 'શ્રી'ને સ્થાને 'જનાબ' સામાન્ય રીતે બોલાય યા લખાય છે

**જરા**—મૂળ અરબી ذرہ શબ્દ છે જેનો અર્થ 'રજકણ' થાય છે એ ઉપરથી 'જરા' ગુજરાતીમાં 'થોડુ' એવા અર્થમાં વપરાય છે

એ જ ઉપરથી ગુજરાતીમાં 'જરાક' 'જરીક' વગેરે શબ્દો પણ બન્યા છે

**જહાંગીરી**—એ જહાંગીર ઉપરથી બનેલો છે 'જહાં'નો અર્થ

'દુનિયા' થાય છે. 'ગીર'નો અર્થ 'લે' કે 'જીત' ઉપરથી 'લેનાર' કે 'જીતનાર' થાય છે. આમ जहाँगीर નો અર્થ 'દુનિયાને જીતનાર' થાય છે. એને ઈ પ્રત્યય લાગતાં એ ભાવવાચક નામ બને છે અને 'દુનિયાનું રાજ' 'દુનિયાની જીત' એવો એનો અર્થ થાય છે. અકબરના પુત્ર સલીમનું નામ જહાંગીર (બાદશાહ) હતું. એ 'જહાંગીર' શબ્દને 'ઈ' લાગતાં વિશેષણ બને છે અને અર્થ 'જહાંગીર સાથે સંબંધ ધરાવનાર' થાય છે. ગુજરાતીમાં 'જહાંગીરી' નો લાક્ષણિક અર્થ 'જોહુકમી' 'આપખુદી' એવો થાય છે. એનો જહાંગીર બાદશાહ સાથે કંઈ સબંધ નથી, પરંતુ પ્રથમ અર્થ એટલે કે 'દુનિયાની જીત' સાથે સંબંધ છે.

જાજરૂ:—દેખાવમાં એ ફારસી શબ્દ છે, પરંતુ ઈરાનમાં એ શબ્દ વપરાતો નથી. ઉર્દૂમાં એ સ્ત્રીઓની ભાષામાં जाये जरूर (અર્થાત્ 'જરૂરી જગ્યા') છે. એમાં જાય ફારસી શબ્દ છે અને जरूर અરબી શબ્દ છે. એની રચના ફારસીની છે. એ ઉપરથી ગુજરાતીમાં એનુ ટૂંકું રૂપ 'જાજરૂ' બની વપરાય છે.

જીલબ્બેઃ—'જી + લબ્બેક' વડે એ બનેલો છે. એમાં 'જી' સામાન્ય રીતે ગુજરાતીમાં ખુશામતવાચક હકાર અર્થમાં વપરાય છે તે છે. लब्बेक એ અરબીમાં अलब्बी लक अलबायन (અર્થાત્ હાજર છું—તારે માટે—સારી રીતે) નું ટૂંકું રૂપ છે. હાજી લોકો મક્કા, મદીના હજ કરવા જાય છે તે વખતે પહેરાતાં હજનાં ખાસ કપડાં (ઇહરામ) પહેર્યા પછી लब्बेक શબ્દ બોલ્યા કરે છે. શેઠ પોતાના નોકરને બોલાવતો હોય અને નોકર 'હું આ રહ્યો' 'હું આ આવ્યો' કહે એવા અર્થમાં એ વપરાય છે. ગુજરાતીમાં એ ઉપરથી 'જીલબ્બે' અતિશય તાબેદારી સૂચવતો ઉદ્ગાર છે. 'જીલબ્બે કરવું'થી 'જી જી કહીને પડતો બોલ ઉઠાવી લેવો' 'ખુશામત કરવી' એવો ભાવ સૂચવાય છે.

જુવાની:—ફારસી जवानी[1] ઉપરથી છે. 'જીભ સાથે સબંધ

[1] जबान (ફા.) અર્થાત્ 'જીભ'

ધરાવનાર' એવો એનો અર્થ થાય છે. ગુજરાતીમાં એ ઉપરથી 'જુબાની' શબ્દ 'સાક્ષીએ આપેલા મજકૂર'ના અર્થમાં નામ તરીકે વપરાય છે.

જાનવરઃ—ફારસીમાં એનો અર્થ 'જેમાં જીવ હોય તે વસ્તુ' થાય છે તેમજ એ 'પશુ પક્ષી'ના અર્થમાં પણ વપરાય છે. ગુજરાતીમાં એ 'પશુ' માટે વપરાય છે આ શબ્દના ઉચ્ચારમાં પરિવર્તન પામી બનેલો 'જનાવર' શબ્દ પણ ગુજરાતીમાં પ્રચલિત છે. સુરત જિલ્લામાં અને સૌરાષ્ટ્રમાં 'સાપ'ના અર્થમાં પણ એ શબ્દ વપરાય છે

જાયદાદ—બાદશાહ તરફથી અમીરોને અપાતાં જમીન યા ગામ એવો અર્થ એનો થાય છે. ધીમે ધીમે એનો અર્થ 'જમીનદારી' થયો. ફારસીમાં એનો ટૂંકો ઉચ્ચાર 'જદાદ' પણ વપરાય છે, પરંતુ ગુજરાતીમાં તો મૂળ 'જાયદાદ' જ રહે છે.

જેબ—શબ્દકોશમાં 'ખીસા'ના અર્થમાં છે. એ અરબી શબ્દ જૈબ ઉપરથી છે જેનો મૂળ અર્થ 'છાતી' તેમજ 'દિલ' થાય છે. તે ઉપરથી કૉલર માટે એ શબ્દ વપરાવા લાગ્યો, કારણ કે તે છાતીના ઉપરના ભાગમાં હોય છે. કેટલાક શબ્દકોશોમાં એ શબ્દ જૌબ અર્થાત્ 'કાપવું' ઉપરથી નીકળેલો જણાવવામાં આવ્યો છે. કૉલર કાપેલો હોય છે તેથી તેનું નામ જૈબ રાખવામાં આવ્યું એમ મનાય છે. અરબ લોકો ઝબ્બા અને કુર્તાના કૉલરની અંદર અથવા નીચે એક થેલી રાખતા અને તેમાં વસ્તુઓ મૂકયા કરતા. સમય જતાં તેનું નામ પણ જૈબ પડ્યુ. તે ઉપરથી પહેરવાના કપડાના કોઈ પણ ભાગમાં જે થેલી મૂકવામાં આવી હોય તેને માટે પણ એ જ શબ્દ વપરાતો થયો. ઈરાનમાં એ થેલી કૉલરથી ઊતરી કમર નીચે આવી રહી અને નામ જૈબ રહ્યું. હવે તો ખીસા ઘડિયાળોના શોખીન લોકોએ તેને છાતીના ડાબા ભાગમાં પણ સ્થાન આપ્યું અને આજ પાટલૂનવાળાઓએ ક્યાંથી ક્યાં પહોંચાડ્યું, એમ છતાં નામ

એ જ જૈવ છે અને અફગનિસ્તાનમાં તો ફૌવર માટે પણ જૈવ શબ્દ જ ચાલુ છે ભારતમા એ શબ્દ ઇરાનમાથી આવ્યો

**ઝાડુ** —મૂળ ફારસી जारूब ઉપરથી કે जा (જગ્યા) + रूब (रुफतन વાળવુ ' ઉપરથી ) એ શબ્દ બન્યો કે ' જેનાથી વાળવામા આવે તે વસ્તુ ' એવો એનો અર્થ ફારસીમા થાય છે એનુ ટૂકુ રૂપ जारू પણ ફારસીમાં વપરાય છે ભારતમા એનો ઉચ્ચાર ' ઝાડુ ' થયો અને તે ઉપરથી ' ઝાડવુ ' પણ ક્રિયાપદના સામાન્ય રૂપ તરીકે ગુજરાતીમા વપરાય છે એ એ જ ઉપરથી 'ઝાડો' 'વિષ્ટા', દસ્ત', 'ટટ્ટી' એવા અર્થમા વપરાય છે દસ્તનુ કામ પેટ સાફ કરવાનુ હોય છે તેથી એ શબ્દ એ અર્થમાં પ્રચલિત થયો

**તકરાર** —અરબી-ફારસીમા એનો અર્થ ' પુનરુક્તિ ' થય છે ગુજરાતીમા એ ' ઝઘડા ' ના અર્થમા વપરાય છે ઉર્દૂમા પણ એ જ અર્થમાં એ વપરાય છે, જો કે પારસીઓ એને મૂળ અરબી-ફારસીના અર્થમા પણ વાપરે છે

**તમાશો** —અરબીમા મૂળ શબ્દ तमाशी છે જે ' સાથ ચાલવુ ' ' ફરવા જવુ તે ' ના અર્થમા વપરાય છે ફારસીમા એ ઉપરથી तमाशा ના ' મહેલ ' ' શોખથી જોવુ તે ' ' જલસો ' ' એન એવા અર્થ થાય છે ગુજરાતીમા એ ' રમત ' એન ' એના અર્થમા વપરાય છે

**તરફેણ**—અરબીમા तरफ़ ( બાજૂ ) ઉપરથી દ્વિવચન तरफ़ैन ( બને બાજૂ ) થાય છે, પરતુ ઉચ્ચારમા પરિવર્તન પામેલો ' તરફેણ શબ્દ ગુજરાતીમાં તરફદારી' ' પક્ષ ' એના અર્થમા વપરાય છે અને ' એક તરફે ' અર્થ સૂચવ છે

**તાબેદાર** —એમાના અરબી તાબિઅ માં જ તાબેદારનો જે ગુજરાતીમાં ભાવ સૂચવાય છે તે આવી જાય છે તેમા दार ની જરૂરહેતી નથી, પરતુ ફારસી તેમજ ઉર્દૂમા આ ખોટો શબ્દ ताबिअदार વપરાય છે અને તે ગુજરાતીમા પણ વપરાય છે

તાયફો —અરબી શબ્દ તાયિફહ નો અર્થ 'ટુકડી' 'સમૂહ' 'મંડળ' એવો થાય છે ગુજરાતીમાં એનો અર્થ એ ઉપરાંત 'ગાવા બજાવવાનું કામ કરનાર ગમ્મતણી અને તેની સાથેનો સમૂહ' થાય છે

તેગ —ફારસીમાં મૂળ શબ્દ તેગ છે તરવાર નામના હથિયારનું એ નામ પડ્યું તેનું કારણ એ હતું કે તે તેજ અર્થાત્ તીક્ષ્ણ હોય છે ગુજરાતીમાં પણ એ હથિયારનું તેગ નામ ફારસીમાંથી આવ્યું છે

તોફાનઃ—મૂળ અરબી છે જેનો ઉચ્ચાર તૂફાન છે એનો અરબી-ફારસીમાં અર્થ 'અતિવૃષ્ટિ' 'વંટોળિયો' 'અતિશય પાણી' 'રેલ' વગેરે છે ગુજરાતીમાં એનો ઉચ્ચાર 'તોફાન'માં પરિવર્તિત થઈ ઉપરના ઉપરાંત 'ઉદ્ધત વર્તન' 'મસ્તી' 'ધીંગાણું' વગેરે અર્થમાં તે વપરાય છે

દર્દી—ફારસીમા દર્દ નો અર્થ 'પીડા' થાય છે અને તે ઉપરથી દર્દી નો અર્થ 'એક પીડા' થાય છે ગુજરાતીમા એનો અર્થ 'બીમાર' થાય છે

દાખલો —અરબી શબ્દ દાખિલ્હ છે જેનો અર્થ 'આંતરિક' થાય છે ફારસીમા 'ખાતામાંની નોંધ' તેમજ 'માલની રસીદ' 'પૈસાની રસીદ'ના અર્થમાં એ વપરાય છે ગુજરાતીમા એ 'Precedent'ના પર્યાય તરીકે તેમજ 'પુરાવો' 'દષ્ટાંત' એવા અર્થમા વપરાય છે

દામ —એક સમય એવો હતો જ્યારે ગ્રીક વિજેતાઓ સમગ્ર એશિયા ઉપર પથરાઈ ગયા હતા તેઓ મિસર, સીરિયા અને ઇરાકથી માંડી ઈરાન અને હિંદુસ્તાન પર્યંત પહોંચ્યા હતા ત્યાં ગ્રીક રાજાઓના અને સિક્કા ચાલતા હતા અને તે સિક્કાનાં યુનાની (ગ્રીક) નામો લોકોની જીભ ઉપર ચઢી ગયાં હતા. યુનાનીઓના ચાંદીના ઓછી કીમતના સિક્કાનુ નામ drachma હતું અરબીમાં તેનુ 'દિર્હમ' થયુ ફારસીમાં એનુ 'દિરમ' (રૂપાનો સિક્કો) થયુ અને હિંદુસ્તાનમા તેનું

'દામ' થયુ સંસ્કૃતમાં द्रम्म સ્વીકારાયો છે. એ શબ્દ યુરોપમાં 'ડ્રામ' થયો અકબરના સમયમા તાંબાના સિક્કાનુ નામ 'દામ' આપવામાં આવ્યુ હતુ જેને હવે પૈસો કહે છે આજે જે 'દામ' શબ્દ 'પૈસા' અથવા 'કીમત'ના અર્થમા વપરાય છે તે એ જ છે અને તે ઉપરથી 'દમડી' શબ્દ પણ વપરાય છે.

દુલાબ } દોલાબ } —અરબીમા દૂલાબ અને ફારસીમા દોલાબ ઉચ્ચાર છે ઉર્દૂમા દોલાબ છે ગુજરાતીમા 'દુલાબ' છે. અરબી–ફારસીમા એ ઘણા અર્થમા વપરાય છે, જેમકે 'રેંટ' 'પૈડું' 'ગરગડી' 'પાણીનો કુંજો' 'દુકાન' 'ખાનાવાળુ ભીતમાનું તાકું' વગેરે ગુજરાતીમા એ છેલ્લા અર્થમા વપરાય છે ઉર્દૂમાં ફક્ત 'રેંટ' અથવા 'ગરગડી'ના અર્થમા વપરાય છે ઇમારતને લગતા ઘણા અરબી ફારસી શબ્દો ગુજરાતીમાં વપરાય છે તેમાંનો આ એક છે

નકલ —અરબીમા नक़्ल નો અર્થ 'કોઈ વસ્તુને એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જવુ' થાય છે એ ઉપરથી અરબી તેમજ ફારસીમાં એ 'અનુકરણ કરવુ' 'વાતો કહેવી' 'રિપોર્ટ કરવો' 'ઇતિહાસ લખવો' વગેરે ઘણા અર્થમા વપરાય છે, પરંતુ ગુજરાતીમા એનો અર્થ ફક્ત 'ઉતારો' 'અનુલેખન' કે 'અનુકરણ' કરવામાં આવે છે ઉપરાંત એ 'ઠીખળ' 'મશ્કરી'ના અર્થમા પણ પ્રયોજાય છે

નજર —એ અરબી नज़र ઉપરથી છે એનો અર્થ 'દૃષ્ટિ' થાય છે ગુજરાતીમા એ 'દેખરેખ'ના અર્થમા પણ આવે છે તદુપરાંત ગુજરાતીમા એ ઉપરથી 'નજર લાગવી' અર્થાત્ 'ખરાબ દૃષ્ટિની અસર થવી' એવો રૂઢ પ્રયોગ બન્યો છે

નસિયત —મૂળ અરબી શબ્દ नसीहत છે તેનો અર્થ 'શિખામણ' થાય છે એ ગુજરાતીમાં આવતાં ઉચ્ચારમા પરિવર્તન પામ્યો છે અને સામાન્ય રીતે 'શિક્ષા' 'સજા' એવા અર્થમા વપરાય છે

**પ્યાલો** —એ શબ્દ ગુજરાતી ભાષામાં પ્રચલિત છે કાચના, પિત્તળના કે કોઈ પણ ધાતુના કે લાકડાના અમુક પ્રકારના આકારના વાસણને એ નામથી ઓળખવામાં આવે છે મૂળ એ ચીની શબ્દ છે ચીની ભાષામાં Pei નો અર્થ 'પીવાનો કપ' થતો હતો જે પુરાણા જમાનામાં લાકડાનો બનતો હતો અને Lei નો અર્થ કાચના જેવો અર્ધપારદર્શક પદાર્થ હતો એ પદાર્થમાંથી પ્રથમ ચીનમાં લગભગ ઈ સ. ૪૨૪ માં કપ બનાવવામાં આવ્યો હતો[1] તે વખતથી Pei-Lei શબ્દ ત્યાં ચાલુ થયો

ઈરાનમાં એનો ઉચ્ચાર પ્યાલહ થયો જેનો અર્થ ત્યાં પણ 'નાનો કપ' થાય છે

ગુજરાતીમાં નાના કપને 'પ્યાલો' કહેવામાં આવે છે અને ગે વાટના એક ખાસ પ્રકારના મોટા વાસણને 'પ્યાલી' નામ આપવામાં આવ્યું છે હવે તો એ ઉપરથી 'પ્યાલું' 'પવાલું' 'પવાલો' વગેરે શબ્દો ગુજરાતીમાં વપરાય છે

**બજાર** —ફારસી શબ્દ બાઝાર છે એને માટે કહેવાય છે કે એ બાઝ+આરનો બનેલો છે બાઝ (ફરીને ફરીને)+આર (આવુર્દન 'લાવવું'નું આજ્ઞાર્થ રૂપ) એટલે કે 'ફરી ફરીને લાવવું' એ ઉપરથી બાઝારનો અર્થ 'જ્યાંથી વારંવાર ઉપયોગ માટે વસ્તુઓ લાવવામાં આવે તે જગ્યા' એવો થાય છે કેટલાક કહે છે કે એ બિયા+ઝારનો બનેલો છે બિયા[2] નો અર્થ 'શેરવો' 'સૂપ' જેવો થાય છે અને ઝાર સ્થળવાચક પ્રત્યય છે આમ એનો અર્થ 'શેરવા વેચવાની જગ્યા' થાય છે અને તે ઉપરથી 'ચૌટું' 'પીઠું' 'હાટડી', 'હાટ'નો ભાવ એનાથી સૂચવાય છે

---

1 H A Giles—A Chinese-English Dictionary, London 1892 [ Journal of the University of Bombay, 1949 September p 112 ના આધારે ]

2 ફારસીમાં બિયા એ શોરબાનું ટૂંકું રૂપ છે જે ઉપરથી ગુજરાતીમાં 'શેરવો' શબ્દ છે

ખુરાસાન અને તુર્કસ્તાનમાં અમુક દિવસે અમુક ગામોમાં અઠવાડિયામાં એક કે બે વાર બજારો ભરાતા આવ્યાં છે આસપાસના ગામોમાંથી લોકો ઘોડા ગધેડા વગેરે ઉપર કે પગપાળા સવારે વહેલા છોડી ત્યાં આવે છે, જાનવરો, અનાજ ધંધાદારી લોકોએ બનાવેલી વસ્તુઓ, ફળફળાદિ વગેરે માલના વિનિમય અને વેચાણ ત્યાં થાય છે બજારના દિવસે કોઈ વ્યક્તિ પોતાના ઘરથી નીકળે અને સામે કોઈ બજારથી આવતી વ્યક્તિને પૂછે "શું ખબર છે બજારની?" તો જવાબ મળે કે "જાઓ, જાઓ, ગરમ છે" મોંઘુ થઈ ગયું હોય તો કહે "તૂટવાની તૈયારી છે" કોઈ કહે "બજાર તેજ છે," કોઈ કહે "બજાર નરમ છે" ફારસીમાં બજારને લગતા આવા રૂઢ પ્રયોગ ઘણા છે

ગુજરાતમાં જ્યાં મુસલમાન સુલતાન યા ઉમરાવે સ્થળ વસાવેલું હોય ત્યાં પણ બજાર ભરાવાનો રિવાજ તેણે ચાલુ કર્યો હતો તે ઉપરથી બીજાં સ્થળોએ પણ દાખલ થયેલો

બજાર ભરાવાનું તો મુસલમાનોના આગમન અગાઉ પણ અહીં ચાલુ હશે પરંતુ મુસલમાનો સાથે જ્યાં જ્યાં સંબંધ છે ત્યાં એ માટે ફારસી શબ્દ 'બજાર' વપરાય છે, 'હાટ' વપરાતું નથી¹

¹ શુક્રવારનો દિવસ મુસલમાનોનો છુટ્ટીનો દિવસ હોવાથી તેમજ તે દિવસે જુમા મસ્જિદમાં નમાજ પઢવાને લોકો ભેગા થતા હોવાથી જૂના વખતથી ગુજરાતના સુલતાનોના સમયમાં અમદાવાદ શહેરમાં ભદ્રના દરવાજાની સામે ત્રણ દરવાજા સુધીના રસ્તા પર શુક્રવારી બજાર ભરાતું હતું તે દિવસે આસપાસના દસ દસ પંદર પંદર ગાઉ દૂરના કસબા અને ગામડાઓમાંથી લોકો આવતા અને માલનું વેચાણ સાટાણું કરતા એ સાથે જુમાની નમાજ પઢવામાં પણ તેઓ દાખલ થઈ જતા આ રિવાજ ઔરંગઝેબના સમય સુધી ચાલુ હતો તે વખતે એક નાઝિમ (ગવર્નર)ના અધિકાર દરમ્યાન કોઈ અમુક કારણને લઈને એ બજાર મંગળવારે (કે જે પણ છુટ્ટીનો દિવસ હતો) ભરવાનું નક્કી થયું મુસલમાનોને નમાજ માટે ભેગા તો થવું જ પડે એ વાત ધ્યાનમાં લઈ નાઝિમના નાયબ અબ્દુલહમીદખાને (હિ સ ૧૧૩૮

વળી ગુજરાતી ભાષામાં પણ ઉપરના જેવા રૂઢ પ્રયોગ પ્રચલિત પામ્યા છે તે પણ ફારસી ઉપરથી મુસનમાનોના બજારને લઈને જ હશે.

તે ઉપરાંત નોંધયુક્ત એ છે કે ગુજરાતીમાં જે 'ગુજરી' શબ્દ પ્રચલિત છે તે ફારસી गुजर (અર્થાત્ રસ્તો) ઉપરથી છે જેનો અર્થ 'બજારના રસ્તાની બાજૂએ પાછલા પહોરે વેચનારા આવીને બેસી જાય છે તે જગ્યા' એવો થાય છે

બિરંજ (અ).—એ ફારસી શબ્દ પિરિંગનુ અપભ્રંશ છે ફારસીમાં એનો અર્થ 'ચોખા' થાય છે ગુજરાતીમા એ ઘી અને ખાંડમા ગધેલા ચોખા માટે જ ખાસ મર્યાદિત અર્થમા વપરાય છે

બુરખો —એ અરબી શબ્દ बुर्कअ ઉપરથી છે માથાથી પગ સુધી આખુ શરીર ઢંકાઈ જાય એવા એક પ્રકારના સીવેલા વસ્ત્રનુ એ નામ છે ભારતમાં એ વસ્ત્ર સાથે શબ્દ આવ્યો અને ગુજરાતમાં ઉચ્ચારમા પરિવર્તન સાથે 'બુરખો' શબ્દ પ્રચલિત પામ્યો મુસનમાનોના આગમન પછી ઘણું કરીને બુરખા ઉપરથી ઘૂમટાનો રિવાજ પણ ઠેરઠેર ચાલુ થયો તે આજ પર્યંત છે

બેસિતમ —ગુજરાતીમાં એનો અર્થ પુષ્કળ થાય છે, પરંતુ ફારસીમાં એ અર્થમાં એ વપરાતો નથી, ફારસીમાં ब અથવા बे એટલે 'સાથે' અને सितम એટલે 'જુલમ છે એ રીતે આખા શબ્દનો અર્થ 'જુલમથી' યા 'જુલમ વડે' એવો થાય છે એ ઉપરથી એ ઉચ્ચારમાં પરિવર્તન પામી બન્યો હોય એમ સભવે છે બીજી એક સભાવના बेशतर ઉપરથી હોય એવી છે, જે बेश (વધારે)નુ તુલના દર્શાવનારુ રૂપ છે અને અધિકતા સૂચવે છે

ઈ સ. ૧૭૦૭ પર્યંત) સાઠ વરસ સુધી જે રિવાજ ચાલુ હતો તે બધ કરી મગળવારને બદલે શુક્રવારનો દિવસ એ માટે નક્કી કર્યો.

[ મિરાતે અહ્મદી ભા ૨, પૃ ૧૩ (ફારસી) ]

એ રિવાજ આજ પર્યંત ચાલુ છે, પરંતુ સ્થળ બદલાયુ છે

**મજકૂરઃ**—અરબી मज़कूर 'આગળ જણાવેલું' અર્થમાં વિશેષણ તરીકે વપરાય છે. ગુજરાતીમાં એ 'હેવાલ' 'હકીકત' એવા અર્થમાં નામ તરીકે વપરાય છે.

**મજલઃ**—અરબીમાં શબ્દ मन्ज़िल છે જેનો અર્થ 'મુસાફરીમાં ઊતરવાની જગ્યા' 'પડાવ' 'ઘર' એવો થાય છે. ગુજરાતીમાં એનો અર્થ 'એક દિવસની મુસાફરી' 'સામાન્ય ટપ્પો' યા 'મુસાફરી' થાય છે.

**મજલોઃ**—અરબીમાં मन्ज़िलह છે જેનો અર્થ 'ઊતરવાની જગ્યા' 'મકાન' એવો થાય છે. ગુજરાતીમાં એનો અર્થ 'માળ' 'મેડો' એવો થાય છે.

**મહાવરોઃ**—મૂળ અરબીમાં मुहावरह શબ્દ છે. અરબી-ફારસીમાં એનો અર્થ 'વાતચીત' તેમજ 'રૂઢિપ્રયોગ' થાય છે. ઉર્દૂમાં એ ઉપરાંત 'અભ્યાસ' 'વહીવટ' 'ચાલુ કામ' 'ટેવ' એવા અર્થમાં વપરાય છે અને ગુજરાતીમાં પણ આ પાછલા અર્થમાં એનો ઉપયોગ થાય છે.

**મંદીલ કે મંદીલઃ**—અરબીમાં એનો ઉચ્ચાર मिन्दील થાય છે અને અર્થ 'રૂમાલ' 'ટુવાલ' એવો થાય છે. ફારસીમા પણ એ જ ઉચ્ચાર રહે છે અને અર્થ 'રૂમાલ' 'પાઘડી' 'કેડે બાંધવાનું લુગડું', એવો થાય છે. ગુજરાતીમાં એનો અર્થ 'કસબી બારીક વણાટની પાઘડી કે ફેંટો' એવો થાય છે.

**માતબરઃ**—અરબીમાં मुअ़तबर છે. એનો અર્થ 'જેનામાં લોકો વિશ્વાસ કરે એવો વિશ્વાસુ' થાય છે. ગુજરાતીમાં એનો અર્થ 'શ્રીમંત' 'બળવાન' 'સમૃદ્ધ' થાય છે.

**મિજબાનીઃ**—મૂળ એ ફારસી मेज़ (મેજ) ઉપરથી બન્યો છે. એનો અર્થ 'જમવા માટે પાથરવામાં આવતું કપડું' હતો. પછીથી ટેબલ ઉપર લોકો જમવા લાગ્યા તેથી 'मेज़'નો અર્થ 'ટેબલ' થયો. जमे ઉપરથી ફારસીમાં मेज़्बान (મહેમાનગીરી કરનાર) શબ્દ છે.

એ ઉપરથી ભાવનાચક નામ મેજૂવાની છે જે ઉપરથી 'મિજબાની'નો ગુજરાતીમાં ઘણો ઉપયોગ થાય છે

•

**મિનારો** —અરબીમાં મૂળ મનાર છે એમાં મ સ્થળસૂચક પૂર્વગ છે અને નૂરત નો અર્થ 'રોશન થવું' 'પ્રકાશ આપવો' છે આ ઉપરથી 'પ્રકાશની જગ્યા' એવો મનારનો અર્થ થાય છે એ એવી જગ્યા હોય કે જ્યાં દીવો સળગાવવામાં આવે છે મોટી મસ્જિદોમાં ઊંચા થાંભના માથા ઉપર રાખવામાં આવતા જે ઉપર રાત્રે દીવા સળગાવવામાં આવતા મોટા કપાઉંડની મસ્જિદોમાં આજ પર્યંત એ જોવામાં આવે છે એ ઉપરથી મિનારાનો અર્થ 'દીવાદાંડી' પણ થાય છે મસ્જિદોમાં ઊંચો ઘૂમટ હોય છે જ્યાંથી નમાજ માટે અઝાન પોકારવામાં આવે છે તેને 'મિનારો' કહે છે એ ઉપરથી ગુજરાતીમાં થાંભના આકારના એક જાતના બાંધકામને 'મિનારો' નામથી ઓળખવામાં આવે છે

**મિસ્રી** —એ મૂળ 'મિસ્તર' ઉપરથી છે જે એક જાતનું હથિયાર, સાધન હોય છે અરબી સત્ર એટલે 'લીટી' ઉપરથી એ શબ્દ બન્યો છે એ સાધનથી લીટીઓ સીધી કરવામાં આવે છે પોથીઓ લખાય ત્યારે એક જાડા કાગળ ઉપર માપીને દોરીઓ સમાંતર બાંધેલી હોય તે ઉપર લખવાનો કાગળ મૂકી લીટીઓ ઉપસાવવામાં આવતી હતી ઇમારતોમાં દીવાલોનું સીધાપણું નક્કી કરવા માટે જે સાધનનો ઉપયોગ કરતા તે પણ 'મિસ્તર' કહેવાતો એ ઉપરથી જે એનો ઉપયોગ કરે તે હિંદુસ્તાનીમાં 'મિસ્રી' કહેવાયો એ શબ્દ હવે સામાન્ય રીતે ગુજરાતીમાં 'સુથાર' 'કડિયા' 'લુહાર' વગેરે માટે વપરાય છે એ લોકો હમેશાં સીધી લીટી માટે દોરીનો ઉપયોગ કરે છે

**મુકદ્દમો** }
**મુ-દ્દમો** } —અરબીમાં એ મુકદ્દમહ છે જેનો અર્થ 'આગળ

કરેલું,' 'આગળ કરેલી વસ્તુ' થાય છે. અરબી-ફારસીમાં એના ઘણા અર્થ થાય છે; જેમકે 'આગળ જનાર' 'લશ્કરની આગળ ચાલનારી ટુકડી' 'દીવાચો' 'કેસ' વગેરે; પરંતુ ગુજરાતીમાં એ કોર્ટના દાવાના અર્થમાં જ વપરાય છે.

**મુર્ગ:**—ફારસી (मुर्ग)માં એનો અર્થ 'પક્ષી' થાય છે. એ ઉપરથી ગુજરાતીમાં નર જાતિ માટે 'મરઘો' અને નારી જાતિ માટે 'મરઘી' શબ્દો કુકડા માટે જ મર્યાદિત અર્થમાં વપરાય છે. ઉર્દૂમાં પણ એ જ રીતે એ વપરાય છે.

**મુચરકો:**—એ તુર્કી શબ્દ मुचल्कह ઉપરથી છે. ફારસીમાં એનો અર્થ 'પ્રતિજ્ઞાપત્ર જેમાં ભવિષ્યમાં કોઈ અયોગ્ય કામ ન કરવા તથા કોઈ ઠરાવેલ વખતે અદાલતમાં ઉપસ્થિત હોવાની બાંહેધરી ગુનેહગાર તરફથી આપવામાં આવે છે તે' થાય છે. 'ફરીને કરું અથવા મુદ્દતે હાજર ન થાઉં તો જે દંડ કે શિક્ષા થાય તે ભોગવું' એવો ગુનેગારે કરી આપવાનો લેખ એમાં હોય છે. ગુજરાતીમાં એનો અર્થ (ગુનેગારનુ) 'જામીનખત' થાય છે.

**મુસલમાન:**—મૂળ અરબી શબ્દ *मुस्लिम* છે. એનુ ફારસી બહુવચન मुस्लिमान છે. એ શબ્દ मुसलमान ઉચ્ચાર સાથે ફારસીમા પણ એકવચનમાં વપરાય છે. તે ઉપરથી ઉર્દૂ તેમજ ગુજરાતીમાં પણ એ રીતે જ એનો ઉપયોગ થાય છે.

**મોજું**
**મોજડી** }:—મૂળ શબ્દ मोजह છે. એનો અર્થ કપડાંના એક જાતના જોડા થાય છે. વરરાજાને જે પગરખું પહેરવામાં આવે છે તે કપડાંનું હોય છે. તેથી તેને 'મોજડી' કહે છે અને તે ઉપરથી નાના ઘાટના ચામડાના જોડા પણ 'મોજડી' કહેવાય છે. હાથ પગનાં ગૂંથેલાં ઢાંકણને मोजह ઉપરથી એકવચનમાં 'મોજુ' અને બહુ વચનમાં 'મોજાં' કહે છે.

**મોસલઃ**—અરબી મોરુસિલ ઉપરથી છે. એનો અર્થ 'ઉઘરાવનાર' થાય છે. 'એક મોટું રાજ્ય નાના રાજ્ય ઉપર જેની સાથે હુકમ મોકલે તે વ્યક્તિ' એવો 'મોસલ'નો ખાસ અર્થ ગુજરાતીમાં છે; તેનો ખર્ચ નાના રાજ્ય ઉપર પડે છે.

**રૂમાલઃ**—જે અર્થમાં એ શબ્દ ગુજરાતમાં બોલાય છે યા લખાય છે તે અર્થમાં હિંદમાં જ વપરાતો હતો. ફારસીમાં એ માટે **રૂપાક** શબ્દ છે, પરંતુ હવે ત્યાં પણ અહીં જે અર્થમાં વપરાય છે તે અર્થમાં રૂમાલ શબ્દ વપરાવા લાગ્યો છે.

**રોજગારઃ**—એનો ઉચ્ચાર રોજગાર છે અને અર્થ 'દુનિયા' 'સમય' એવા થાય છે. ગુજરાતીમાં એ નોકરી ધંધાના અર્થમાં વપરાય છે. ઉર્દૂ મારફત એ ગુજરાતીમાં આવ્યો છે.

**રોશન, રોશની, રોશનાઈઃ**—ફારસીમાં 'રોશન'ના અર્થ 'પ્રકાશિત' 'ચમકદાર' 'વિદિત' 'પ્રકટ' 'જાહેર' એવા થાય છે. ગુજરાતીમાં પણ એ એ જ અર્થમાં વપરાય છે. એ શબ્દ ઉપરથી ફારસીમાં ભાવવાચક નામ 'રોશની' છે જેનો અર્થ 'પ્રકાશ' 'અજવાળું' 'જ્યોત' 'તેજ' છે, પરંતુ ઉર્દૂ અને ગુજરાતીમાં તે ખાસ કરીને 'દીપમાળાનો પ્રકાશ' 'ઘણા દીવાઓનો પ્રકાશ' એવા અર્થમાં વપરાય છે;[1] જો કે ફારસીમાં જે અર્થમાં એ વપરાય છે તેમાં પણ સામાન્ય રીતે એનો ઉપયોગ થાય છે.

'રોશનાઈ' એ 'રોશન' ઉપરથી ભારતમાં બનેલો ફારસી શબ્દ છે. એનો અર્થ 'પ્રકાશ' થાય છે, પરંતુ ઉર્દૂમાં અને તે ઉપરથી ગુજરાતીમાં એ 'લખવાની શાહી'ના અર્થમાં વપરાય છે. ગુજરાતીમાં 'રૂશનાઈ' ઉચ્ચાર પણ પ્રચલિત છે.

---

૧ એ અર્થમાં વૈષ્ણવ સંપ્રદાયમાં 'રોશની' અને 'રોશનાઈ' કે 'રૂશનાઈ' શબ્દો બહુ સામાન્ય છે.

**લાલ**—મૂળ ફારસી શબ્દ છે એનુ મુઅર્બ એટલે કે અરબીમા બનેલુ રૂપ લઅ્લ્ છે એ ગતા રગનુ એક પ્રકારનુ પ્રસિદ્ધ રત્ન એટલે કે 'માણેક' છે ગુજરાતીમા એ 'લાલ' શબ્દ 'માણેક રગનુ' એટલે કે 'રાતુ'ના અર્થમા વિશેષણ તરીકે વપરાય છે

**વરખ**—અરબી-ફારસી વરક (અર્થાત્ 'ચોપડીનુ પાનુ' 'પાતરુ') ઉપરથી ગુજરાતીમા પરિવર્તિત થયેલો એ ઉચ્ચાર છે અને ગુજરાતીમાં એ 'સોનાના તેમજ રૂપાના પાતળા પતરા' ના અર્થમા વપરાય છે

**વિલાયત**—ફારસીમા એનો અર્થ 'રાજ્ય,' 'દોસ્તી,' 'ગવર્નરનો હોદ્દો' 'દેશ' થાય છે મોગલ સમયમા ઈરાનીઓ ઈરાનથી આવતા ત્યારે 'અમે વિલાયતથી આવ્યા' એમ કહેતા એમા કહેવાનો ભાવાર્થ પોતાના દેશમાથી આવ્યાનો રહેતો તે ઉપરથી અગ્રેજો માટે પણ એ શબ્દ એ અર્થમાં ચાલુ રહ્યો અને પરિણામે ગુજરાતીમા વિલાયતનો અર્થ 'ઇગ્લેન્ડ' કરવામા આવે છે મૂળ 'વિલાયત'નો અર્થ 'સ્વદેશ' છે પણ ગુજરાતીમાં 'વિલાયતી 'પરદેશી' અર્થમા વપરાવા લાગ્યો જેમકે 'વિલાયતી માલ' સૌ કોઈ સમજે છે

**વીમા**—એ મૂળ ફારસી 'બીમ' (ડર) ઉપરથી છે એ ટપાલની નવી રીત હતી 'લુગાતે કિશોરી' નામના ફારસી શબ્દકોશમા બીમહ ના અર્થ માટે જણાવવામા આવ્યુ છે કે બીમહ શબ્દ ચોર ડાકુના ભયને લઈને શાહુકારને માલના રોકડા પૈસા પહોચાડવાને જે કઈ મહેસૂલ આપવામા આવે અને તે તેનો જુમ્મેદાર રહે એ રીત માટે વપરાય છે બીમહ ઉપરથી ગુજરાતીમા 'વીમો' શબ્દ છે

**શરબત**—અરબી ફારસીમાં એનો અર્થ 'કોઈ પણ પીણું' યા 'પીવાની વસ્તુ' થાય છે ગુજરાતીમા લીબુ નારગી વગેરે ફળોનો રસ સાકર ખાડ વગેરેના પ્રવાહી સાથે મેળવીને બનાવેલી વસ્તુને જ 'શરબત' કહેવામાં આવે છે

**શરાબ**—મૂળ અરબીમાં એનો અર્થ 'પીવાની વસ્તુ' યા 'પ્રવાહી પીણું' થાય છે. ફારસીમાં એનો અર્થ 'મદ્ય' થયો. તે ઉપરથી ગુજરાતીમાં પણ 'મદ્ય' અર્થમાં એ વપરાય છે.

**શાહ**:—ઈરાનમાં શાહો અતિ ઠાઠથી રહેતો. પાદશાહો માટે બધું જ શાન અને શૌકતવાળું રહેતું, તેથી કોઈ પણ વસ્તુની મહત્તા અને મોટાઈ વધારવા તેના નામની આગળ 'શાહ' મૂકવાની પદ્ધતિ પડી ગઈ હતી; જેમકે 'શાહરાહ' 'શાહબૈત' વગેરે. વગેરે. એક વખત જહાંગીર કાબુલમાં હતો ત્યારે એક ઠેકાણે ઉત્તમ પ્રકારનાં આલુ તેની નજરે પડ્યાં. જોઈને ખુશ થઈ તેનું નામ તેણે 'શાહઆલૂ' આપ્યું.[1]

**શાહી**—એ 'શાહ' ઉપરથી ફારસીમાં સંબંધદર્શક વિશેષણ છે. એ આ શબ્દ ઉપરથી ગુજરાતીમાં વપરાય છે; એનો અર્થ 'શાહ સંબંધી' 'સામ્રાજ્યને લગતુ' થાય છે. એનો એક બીજો અર્થ પણ ગુજરાતીમાં થાય છે. ફારસીમાં સિયાહી (અર્થાત 'કાળાશ') શબ્દ છે. તેનો ઉચ્ચાર ગુજરાતીમાં 'શાહી'માં પરિવર્તન પામીને જેને લખવાની રોશનાઈ કહેવામાં આવે છે તે અર્થમાં તે વપરાય છે. અગાઉ સામાન્ય રીતે કાળી રોશનાઈનો ઉપયોગ થતો. તે માટે 'સિયાહી' ઉપરથી 'શાહી' શબ્દ લોકોને મોઢે ચડી ગયો હતો. પછી તો નીલી લાલ વગેરે વિવિધ રંગોની પણ બની, પરંતુ તે સર્વ માટે અગાઉનો પ્રચલિત થયેલો શબ્દ 'શાહી' જ કાયમ રહ્યો.

**સહી**:—અરબી શબ્દ सहीह (અર્થાત્ 'ખરૂ') છે. વાજબી રીતે લખાયેલી બાબત ઉપર તેમ કરાવનારનું નામ લખવામાં આવે છે. તે ઉપરથી 'સહી' શબ્દ ગુજરાતીમાં 'હસ્તાક્ષર' યા 'મતું'ના અર્થમાં વપરાય છે.

---

[1] ગુજરાતીમાં અટક તરીકે જે 'સાહ' અથવા 'શાહ' આવે છે તે સંસ્કૃત 'સાધુ' (એટલે કે 'વેપારી' યા 'વાણિયા') ઉપરથી છે.

સાહેબઃ—અરબીમાં એનો અર્થ 'સાથી' થાય છે. ફારસીમાં એનો અર્થ 'માલિક' થયો. તે પછી સંબોધન માટે એ માનવાચક શબ્દ બન્યો; જેમકે અમીર સાહેબ, મિર્ઝાસાહેબ વગેરે.

ઈરાની લોકો ઘણા વિનયી હોય છે. મહેમાનગીરીમાં એમની તોલે કોઈ પ્રજા ભાગ્યેજ આવી શકે. એમના સાહિત્યના અભ્યાસથી ગુજરાતીમાં વિનયના ઘણા શબ્દો દાખલ થયા. 'શરીફ'નો તો સાધારણ ઉપયોગ થાય છે, પરંતુ આદરાર્થે બહુવચનમાં વ્યક્તિવાચક અને અધિકારવાચક નામ પછી 'સાહેબ'નો ઉપયોગ ઘણો જ સામાન્ય થઈ ગયો છે; જેમકે શાસ્ત્રી હોય તો 'શાસ્ત્રી સાહેબ', પંડિત હોય તો 'પંડિત સાહેબ' વગેરે વગેરે. ખુદ સંસ્કૃતના કેટલાક પંડિતો પણ સામા ઊભેલા શેઠને સંબોધતાં 'સાહેબ' જ શબ્દથી નવાજે છે.

મહારાજાની સાથે તો સાહેબનો ઉપયોગ ઉપરનાં કારણોને લઈને થાય એ સ્વાભાવિક છે, પરંતુ અરબી **साहिबह** ( **साहिब** ઉપરથી નારી જાતિનો શબ્દ ) વાપરવાને બદલે ગુજરાતીમાં મહારાણી સાથે 'સાહેબ'નો જ ઉપયોગ થાય છે અને તે જ પ્રમાણે 'મેમ સાહેબ' પણ બોલાય છે. વળી સૌરાષ્ટ્રમાં તો કેટલાક ઠાકોર કુટુંબોમાં સ્ત્રી સગાં વહાલાંના શબ્દો સાથે પણ 'સાહેબ' શબ્દ બહુમાન દાખવવાને જોડી દેવામાં આવે છે; જેમકે 'મા સાહેબ' 'ભાભી સાહેબ' 'મામી સાહેબ' વગેરે.

ધંધાનાં નામોની સાથે પણ એ શબ્દ સંયુક્ત થાય છે; જેમકે માસ્તર સાહેબ, દાક્તર સાહેબ વગેરે અંગ્રેજી રાજ્યમાં અમલદારોને સંબોધતાં અથવા તેમના વિશે વાતો કરતાં હોદ્દાના નામ સાથે આ માનવાચક શબ્દ વપરાવા લાગ્યો; જેમકે પ્રિન્સિપાલ સાહેબ, કલેક્ટર સાહેબ, મામલતદાર સાહેબ વગેરે. એ તો ઠીક, પરંતુ એ શબ્દે હિંદુ ધર્મમાં પણ પગ પેસારો કર્યો છે સુરતથી દસ માઇલ દૂર ભીમપોર[1] ગામમાં

૧ ભાદરવા સુદ ચૌદશે તેમજ અષાઢ મહિનાના દરેક શનિવારે સુરતના લહેરી સુરતીઓ તથા આજુબાજુના લોકો ત્યાં જાય છે. અગાઉ એક્કા નામની

ફારસી શાયર હાફિઝ (મૃ. ઈ. સ. ૧૩૮૯) તેની એક મશહૂર ગઝલમાં એ શબ્દ 'કાળા' અર્થમાં વાપરે છે.

अगर आँ तुर्के शीराजी बदस्त आरद दिले मारा।
बखाले हिंदुयश बक्षम समरकंदो बुखारा रा ॥

[જો પેલી શીરાઝી તુર્ક (માશુક) મારું દિલ છીની લે તો હું સમરકંદ અને બુખારા તેના ગાલના કાળા તલને ખાતર સમર્પી દઉં.]

ફારસીમાં 'હિંદુ'નો અર્થ 'ગુલામ' પણ થાય છે અને એ અર્થમાંથી જ એના અર્થના અધઃપતનની પ્રક્રિયા સમજી શકાય છે. એમ જણાય છે કે ઈરાની મુસલમાનો સીમાડા ઉપરના લૂંટ કરનારા અથવા લડાઈમાં પકડાયેલા હિંદુઓને ગુલામ તરીકે પોતાના દેશમાં વેચતા હશે. આ ગુલામોને તેઓએ કાળા અને ચોર કહ્યા હશે. ગુલામીમાં પડેલા માણસો એવા થાય એ પણ સ્વાભાવિક છે. બીજી સંભાવના એ પણ છે કે આપણા દેશના કિનારા ઉપર ચાંચિયાગીરીનું પ્રમાણ ઘણું હતું. પરિણામે અરબ અને ઈરાની વેપારીઓ ઘણા હેરાન, પરેશાન થતા હતા. તેથી ડાકુ શબ્દ હિંદુ માટે આરોપાયો હોય એમ પણ બને.

એક જ સીમાડાવાળા ભાગોમાં લોકોમાં એકબીજા પ્રત્યે તિરસ્કાર અને સ્પર્ધા હોય છે. તે પણ આ અર્થના અધઃપતનનું કારણ હોય. આવી રીતે એ શબ્દ ખરાબ અર્થમાં વ્યંજક થયો, પણ મુસલમાન રાજ્ય હિંદમાં થયું અને ત્યાંના હાકેમો અહીંની પ્રજાના ઊંચા વર્ગના પરિચયમાં આવ્યા તે પછી પાછો આ શબ્દ સામાન્ય કોમવાચક થયો. તેમાં 'હિંદ' દેશનું જ નામ છે અને એવી રીતે 'હિંદુ' શબ્દ વપરાયો છે. હિંદુઓએ એ શબ્દ અપનાવ્યો પછી તિરસ્કારની વ્યંજના એમાં રહી નથી.

મુસલમાનો અહીં આવ્યા ત્યારે તેમણે આ દેશની ભાષાને 'હિંદી' કે

'હિંદવી'[૧] કહી મલેક મોહમ્મદ જાયસીએ 'પદ્માવત'[૨] માં 'હિંદવી' નો ઉપયોગ બરાબર કર્યો છે—

तुर्की अरबी हिन्दवी भाषा जेती आहीं ।
जामे मारग प्रेम का सबै सराहैं ताहीं ॥

સામાન્ય રીતે 'હિંદી'નો ઉપયોગ 'હિંદનો રહેવાસી' અથવા 'હિંદની ભાષા'ના અર્થમાં થાય છે એ ભાષા અમુક સ્વરૂપમા રેખ્તા તેમજ ખડીબોલી નામથી પણ ઓળખાતી હતી, પરંતુ કહેવાય છે કે શાહ-આલમ પહેલાં કોઈ એને ચોક્કસપણે ઉર્દૂ નામથી ઓળખતું ન હતું. અઢારમી અને ઓગણીસમી સદીમાં અંગ્રેજોએ ઉર્દૂભાષા તરફ બરાબર ધ્યાન આપ્યુ અને એનું નામ 'હિંદુસ્તાની'[૩] રાખ્યુ

हिन्दसह શબ્દ ફારસી–અરબીમા ભૂમિતિ અને એન્જિનિયરિંગ માટે વપરાય છે. એ हिन्दज (सं. सिन्धु+ज) ઉપરથી છે. ज નો અર્થ જન્મેલુ છે તેથી આખા શબ્દનો અર્થ 'હિંદમા જન્મેલુ' થાય છે અને અરબીમા દાલ (द માટે) વર્ણ અને ज (ज માટે) વર્ણ એક શબ્દમા પાસે પાસે આવતા ઉચ્ચાર કાઢવામાં મુશ્કેલી હોવાથી જ નો ઉચ્ચાર સીન (स માટે) મા બદલવામાં આવ્યો. પરિણામે શબ્દ हिन्दसा થયો અને આખરે અરબોની રીતનો हिन्दसह થયો[૪]

૧ 'હેરાત'ને લગતુ 'હરવી' તેમ હિંદને લગતુ 'હિંદવી' ફારસીમા પ્રયોજાય છે તે ઉપરાંત એજ અર્થમા 'હિંદી' પણ વપરાય છે, જેમકે હિંદની તરવાર માટે તેને हिंदी નો ઉપયોગ થાય છે

૨ લખવાની શરૂઆત ઈ સ. ૧૫૪૧

૩ એ શબ્દ પ્રથમ ઈ. સ. ૧૭૮૭મા ડૅા. ગિલ્ક્રિસ્ટે વાપર્યો હતો.

૪ આંકડા મૂળ ભારતના હતા. તે અરબસ્તાનમા પ્રગતિ કરી યુરોપમા ગયા હતા અને તેથી યુરોપમા અને પછી પશ્ચિમની દુનિયામા એ એરેબિક આંકડા તરીકે ઓળખાયા. અંગ્રેજી ભાષામા જે આંકડા આપણે વાપરીએ છીએ તે એજ છે.

હનુમાન છે તે 'બીબીગોરિયા હનુમાન' મટી 'બીબીપાગિયા સાહેબ મહેરબાન' બન્યા છે વળી સુરત શહેરમાં એક પાતાળ હનુમાન છે જે 'પાતાળી સાહેબ' કહેવાય છે તે ઉપરાંત જૈનોમાં પણ માનનીય અને પૂજનીય વ્યક્તિઓને સાહેબ સાથે સંબોધવામાં આવે છે, જેમકે જૈન સાધુઓને 'મહારાજ સાહેબ'થી સંબોધન કરવામાં આવે છે

**હમામ**—મૂળ અરબી શબ્દ हम्माम (ગરમ પાણીથી નાહવાની જગ્યા) છે જે हमम (ગરમ થવું) ઉપરથી છે વળી અરબીમાં हमामનો અર્થ 'ગળામાં પટાવાળું કોઈ પણ પક્ષી' થાય છે, જેવું કે 'કબૂતર' ગુજરાતીમાં हम्माम ઉચ્ચારને બદલે 'હમામ' કરવામાં આવે છે અને તે મજકૂર પહેલા અર્થ('સ્નાનાગાર')માં વપરાય છે હમામ ઈરાનની એક ખાસિયત છે અને મોગલ જીવનનું એક આવશ્યક અંગ છે ત્યાં જાહેર હમામખાનાં હોય છે અને તેમાં મોટા ઓરડા હોય છે ઘુમ્મટ અને દીવાલો ઉપર વિવિધ ચિત્રો વગેરે સુંદર દૃશ્ય હોય છે તેમની બાંધણી પણ આરોગ્યની દૃષ્ટિએ હોય છે

ભારતમાં ઈરાની રીતના હમામનો રિવાજ અકબરના સમયમાં અબ્દુર્રહીમ ખાનખાનાને (મૃ. ઈ સ. ૧૬૨૭)ચાલુ કર્યો હતો ગુજરાતમાં પણ તેણે તેની શરૂઆત કરી હતી.

**હરકત**—અરબી ફારસીમાં એનો અર્થ 'હિલચાલ' થાય છે ગુજરાતીમાં એ 'અડચણ' અર્થમાં સામાન્ય રીતે અને 'મહેનત' ના અર્થમાં ક્વચિત્ વપરાય છે

**હિંદ, હિંદુ અને હિંદી**—આ ત્રણે શબ્દો આપણા દેશને લાગુ પાડવામાં આવે છે, પરંતુ એ પરદેશી શબ્દો છે અને પછીથી

એક બળદની રમણી જેવી નાની ખાસ ગાડીઓમાં તેઓ જતા તે પછીથી વિક્ટોરિયા કે સગરામ પણ વપરાતા અને હવે મોટરો જાય છે શ્રી કનૈયાલાલ મુનશી 'વેરની વસૂલાત'માં "કોઈક ભેંટ્યો એક્કો અને બકરી જેવડો બળદિયો" એવું હાસ્યરસિક વર્ણન મજકૂર એક્કા વિશે કરે છે

આપણી ભાષામાં રૂઢ થયેલા છે. જર્મની વિશે પણ આમ જ થયેલું છે. 'જર્મન' અને 'જર્મની' શબ્દો જર્મન શબ્દો નથી.

'હિંદ' ભૂમિનો સૌથી પુરાણો ઉલ્લેખ દારા બાદશાહ (ઈ. સ. પૂ. ૫૨૧–૪૮૫) ના શિલાલેખોમાં ઉત્કીર્ણ થયેલો જણાય છે. ત્યાં 'હિંદુ' (દેશ) શબ્દ સિંધુ પ્રદેશ માટે વપરાયેલો છે.[1] સંસ્કૃત 'स' અવસ્તામાં ह છે તેથી તે ह થયો છે. એનો એ શબ્દ અલબેરૂની (મૃ. ૧૦૪૮) તેના પુસ્તક किताबुलहिंद માં આખા ભારત માટે વાપરે છે.

ફારસી સાહિત્યના મધ્યકાળમાં આ શબ્દના અર્થનું અધઃપતન થયું; જેમકે નિઝામી ગન્જવી (મ. ઈ. સ. ૧૨૦૩) નામનો ઈરાનનો ફારસી શાયર 'હફ્ત પૈકર'[2] નામની તેની મસ્નવી (ગદ્યકાવ્ય)માં બહેરામ ગોર માટે મહેલ બાંધવાનો કોન્ટ્રાક્ટ જેને આપવામાં આવ્યો હતો તે સિમનાર નામના કારીગરની કાબેલિયતનો ખ્યાલ આપતાં નીચેની શે'ર કહે છે તેમાં 'હિંદુ' ડાકુના અર્થમાં તેણે વાપર્યો છે:—

रूमियाँ हिंदूवाने[3] पीशअे अ,
चीनियाँ रीज़ह्चीने तीशअे अ ॥

[રોમનો તેના ધંધાના "ડાકૂઓ" છે. ચીની લોકો તેના વાંસલાથી પડેલા ટૂકડા વીણનાર છે અર્થાત્ રોમન અને ચીની કારીગરો તેમની આગળ હિસાબમાં નથી.]

---

૧ પર્સીપોલી, હમદાન અને નક્શે રૂસ્તમના ખિવારોકી શિલાલેખોમાં દેશોના નામો ગણાવવામાં આવ્યા છે તેમાં हिंदु (દેશ) શબ્દ વપરાયેલો છે.

Select Inscriptions, Vol I (edited by D. C. Sircar)

૨ નવલકિશોર આવૃત્તિ, પૃ–૧૯

૩ એમાં हिंदवान શબ્દ हिंदू નું બહુવચન છે.

ફારસી શાયર હાફિઝ ( મૃ. ઈ સ ૧૩૮૯ ) તેની એક મશહૂર ગઝલમાં એ શબ્દ ' કાળા ' અર્થમા વાપરે છે

अगर ऑ तुर्के शीराज़ी बदस्त आरद दिले मारा ।
बखाले हिंदुयश वक्षम समरकंदो बुखारा रा ॥

[ જો પેલી શીરાઝી તુર્ક ( માશૂક ) મારુ દિલ જીતી લે તો હુ સમરકદ અને બુખારા તેના ગાલના કાળા તલને ખાતર સમર્પી દઉં ]

ફારસીમાં 'હિંદુ'નો અર્થ 'ગુલામ' પણ થાય છે અને એ અર્થ-માંથી જ એના અર્થના અધ પતનની પ્રક્રિયા સમજી શકાય છે એમ જણાય છે કે ઈરાની મુસલમાનો સીમાડા ઉપરના લૂટ કરનાર અથવા લડાઈમાં પકડાયેલા હિંદુઓને ગુલામ તરીકે પોતાના દેશમા વેચતા હશે આ ગુલામોને તેઓએ કાળા અને ચોર કહ્યા હશે ગુલામી મા પડેલા માણસો એવા થાય એ પણ સ્વાભાવિક છે બીજી સંભાવના એ પણ છે કે આપણા દેશના કિનારા ઉપર ચાંચિયાગીરીનુ પ્રમાણ ઘણુ હતુ પરિણામે અરબ અને ઈરાની વેપારીઓ ઘણા હેરાન પરેશાન થતા હતા તેથી ડાકુ શબ્દ હિંદુ માટે આરોપાયો હોય એમ પણ બને.

એક જ સીમાડાવાળા ભાગોમાં લોકોમા એકબીજા પ્રત્યે તિરસ્કાર અને સ્પર્ધા હોય છે તે પણ આ અર્થના અધ પતનનુ કારણ હોય આની રીતે એ શબ્દ ખરાબ અર્થમાં વ્યજક થયો, પણ મુસલમાન રાજ્ય હિંદમાં થયુ અને ત્યાના હાકેમો અહીંની પ્રજાના ઊચા વર્ગના પરિચયમાં આવ્યા તે પછી પાછો આ શબ્દ સામાન્ય કોમવાચક થયો તેમાં ' હિંદ ' દેશનુ જ નામ છે અને એરી રીતે ' હિંદુ ' શબ્દ વપરાયો છે હિંદુઓએ એ શબ્દ અપનાવ્યો પછી તિરસ્કારની વ્યજના એમાં રહી નથી

મુસલમાનો અહીં આવ્યા ત્યારે તેમણે આ દેશની ભાષાને ' હિંદી ' કે

'હિંદવી'[1] કહી. મલેક મોહમ્મદ જાયસીએ 'પદ્માવત'[2] માં 'હિંદવી' નો ઉપયોગ આ પ્રમાણે કર્યો છે —

तुर्की आरबी हिन्दवी भाषा जेती आहीं ।
जामे मारग प्रेम का सबै सराहैं ताहीं ॥

સામાન્ય રીતે 'હિંદી'નો ઉપયોગ 'હિંદનો રહેવાસી' અથવા 'હિંદની ભાષા'ના અર્થમાં થાય છે એ ભાષા અમુક સ્વરૂપમાં રેખ્તા તેમજ ખડીબોલી નામથી પણ ઓળખાતી હતી પરંતુ કહેવાય છે કે શાહ આલમ પહેલાં કોઈ એને ગૌરવપણે ઉર્દૂ નામથી ઓળખતું ન હતું અઢારમી અને ઓગણીસમી સદીમાં અંગ્રેજોએ ઉર્દૂભાષા તરફ ખાસ ધ્યાન આપ્યું અને એનું નામ 'હિંદુસ્તાની'[3] રાખ્યું

हिन्दसह શબ્દ ફારસી–અરબીમાં ભૂમિતિ અને એન્જિનિયરિંગ માટે વપરાય છે એ हिन्द (स सिन्धु+ज) ઉપરથી છે जा નો અર્થ જન્મેલું છે તેથી આખા શબ્દનો અર્થ 'હિંદમાં જન્મેલું' થાય છે અને અરબીમાં દાલ (द માટે) વર્ણ અને જ (ज માટે) વર્ણ એક શબ્દમાં પાસે પાસે આવતાં ઉચ્ચાર કાઢવામાં મુશ્કેલી હોવાથી ज નો ઉચ્ચાર સીન (स માટે) મા બદલવામાં આવ્યો પરિણામે શબ્દ हिन्दसा થયો અને આખરે અરબોની રીતનો हिन्दसह થયો[4]

1 'હેગત'ને લગતુ 'હરૂફી' તેમ હિંદને લગતુ હિંદવી ફારસીમાં પ્રયોજાય છે તે ઉપરાંત એ જ અર્થમાં 'હિંદી' પણ વપરાય છે જેમકે હિંદની તલવાર માટે તેગે હિંદી નો ઉપયોગ થાય છે

2 લખવાની શરૂઆત ઈ સ. ૧૫૪૧

3 એ શબ્દ પ્રથમ ઈ સ. ૧૭૮૭માં ડૉ. ગિલ્ક્રિસ્ટે વાપર્યો હતો.

4 આંકડા મૂળ ભારતના હતા તે અરબસ્તાનમાં પ્રગતિ કરી યુરોપમાં ગયા હતા અને તેથી યુરોપમાં અને પછી પશ્ચિમની દુનિયામાં એ એરેબિક આંકડા તરીકે ઓળખાયા અંગ્રેજી ભાષામાં જે આંકડા આપણે વાપરીએ છીએ તે એ જ છે

હુક્કો:—એ અસલ ચીની શબ્દ છે. એ Huo-Kuo અથવા Ho-Ko[1] શબ્દ છે જેનો અર્થ 'સગડી' થાય છે. મુખ્ય પદ એમાં Kuo છે જેનો અર્થ 'રાંધવાનું વાસણ' થાય છે. કેટલાક શબ્દકોશોમાં એ Kwo પણ લખાયું છે. 'ક' નહિ બોલના ક ઉચ્ચાર તરફ તુર્કીનું વલણ વધારે હોય છે તેથી તેમણે Kwoનો ઉચ્ચાર ક્ક કર્યો. પહેલું પદ Huoનો અર્થ 'આગ' થાય છે જેનો ઉચ્ચાર કેટલાક શબ્દકોશોમાં Hwo યા Ho છે. તુર્કીમાં એ હુ થયો.

આ રીતે ચીની શબ્દ Huo-Kuo યા Hwo-Kwo યા Hoko તુર્કીમાં હુક્ક થયુ. શરૂઆતમાં એ સાધનનો ઉપયોગ ચીનમાં ખુશબોદાર અર્ક કાઢનારે કર્યો અને તે પછી તંબાકુ પીવાની ચુંગી તરીકે એ વપરાયુ તુર્કી લેખકોએ ફારસીમાં ઘણું લખ્યું છે. આથી આ શબ્દ ફારસીમાં વપરાવા લાગ્યો અને તે પછી અરબીમાં ગયો.[2] અમેરિકામાંથી તમાકુ તો સોળમી સદીમાં હિંદુસ્તાનમાં આવી. અફીણનો ઉપયોગ તે અગાઉથી પણ ચાલુ હશે અને ખુશબોદાર અર્ક કાઢવાનુ સાધન તો તે અગાઉથી વપરાતું હતું[3] પરંતુ હુક્કાનો રિવાજ ભારતમા ઈ. સ. ૧૬૧૯ (હિ. સ ૧૦૨૯)માં જહાંગીરના સમયમા શરૂ થયો.

### કહેવતો

દુનિયાની દરેક ભાષામાં ઓછીવત્તી કહેવતો તો હોય છે. એ કહેવતો દ્વારા પ્રજાનો અનુભવ અને ડહાપણ બહાર પડ્યાં

૧ ચીનમાં તાંબાના એક પ્રકારના નાના વાસણ માટે એ શબ્દ વપરાય છે જેમાં વચ્ચે થોડા સળગતા કોલસાથી ભરેલી નાની સગડી રાખવામાં આવે છે જેને લઈને ખોરાક ગરમ રાખી શકાય છે.

૨ શબ્દકોશોમાં સામાન્ય રીતે એને અરબી ભાષાનો શબ્દ જણાવવામાં આવ્યો છે.

૩ Journal of the University of Bombay, 1949 September, p. 110

છે અને એક માણસને મોઢેથી બીજા માણસને મોઢે એમ એક જમાનાથી બીજા જમાનામા વારસા તરીકે ઊતરતા આવ્યાં છે કોઈ વખતે કે સામાન્ય વ્યવહારમાં કોઈ સિદ્ધાન્તને અસરકારક રીતે રજૂ કરવો હોય ત્યારે એ કહેવતો ઘણુ કામ આપે છે "ભોજનને માટે જેમ નિમક તેમ બોલીને માટે કહેવતો" હોય છે

ગુજરાતી ભાષામા કહેવતોનો ભડોળ નાનોસૂનો નથી, બલ્કે સારા ભરેલો છે એમાંની કેટલીક કહેવતો ફારસી ભાષામાથી આવેલી છે અને કેટલીક ફારસી કહેવતોનો શબ્દશ અનુવાદ છે

દેશોની કહેવતોમા સામ્ય પણ હોય છે જેમકે ગુજરાતીમા 'પૈસો પૈસાને વધારે'[1] અને ફારસીમા ज़र रा ज़र कशद છે[2] એમા ફક્ત ભાષાનો જ ફેર છે, પરંતુ અમુક કહેવતો અમુક દેશની ભાષાની જ હોઈ શકે એવી હોય છે ત્યાના લોકો બીજા દેશોમાં જઈ વસવાટ

---

1 જમશેદજી નસરવાનજી પીતીત–કહેવતમાળા ભા ૨, પૃ ૫૬

2 ज़र रा ज़र कशद । કહેવત વિશે ફારસી શાયર નિઝામી ગન્જવી (ઈ સ ૧૧૪૧ ૧૨૦૩)એ પોતાના મહાકાવ્ય સિકંદરનામએ બર્રી (પૃ ૧૯–૨૦ કરીમી પ્રેસ મુંબઈ)મા જે એક રસિક વાત કહી છે તે આ છે એક બેકાર ભટકતા પુરુષના હાથમા એક દીનાર આવી તે વખતે કોઈ પાસેથી સાભળેલી વાત તેને યાદ આવી કે પૈસો પૈસાને અને ભડાર ભડારને ખેચે છે દીનાર વડે દીનાર ખેચવાને તે બજાર તરફ ઊપડ્યો કાળ એક ઝવેરીની દુકાને જઈ પહોચ્યો ત્યા તેની નજર ન હિ જેટના એટલા પૈસા જોયા ત્યા મોટો ઢગલો ખેચવાને તેણે પોતાની દીનાર (ઢગલા તરફ) ફેકી તે ઝવેરીના ઢગલામા જઈ બેઠી. એમની સોનાના ઢગલામા પોતાની એક પણ હાથમાથી ગયેલી જોઈ તે ત્યા કલ્પાત અને કકળાટ કરવા લાગ્યો કે મહા મહેનતે મે એ મેળવેલી હતી મે મૂર્ખાએ એટલુજ માન્યું કે પૈસાની પાસે પૈસો મૂકો તો તે ખેચી લાવે છે પરંતુ મારી દીનાર તો તેનીમા ખેચાઈ ગઈ ઝવેરી તો ખડખડાટ હસવા લાગ્યા તેણે કહ્યુ કે ' ભલા! પણ ઓછા તરફ નહિ એક સો તરફ આવે સો એક તરફ નહિ

ફરે તેમની મારફત ત્યાંની ભાષાઓમાં તે પ્રચાર પામે છે. તે તેના રૂપ, રંગ, સૂર તેમજ અન્ય બાબતો ઉપરથી અસલ પરદેશી મૂળની છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે; જેમકે ઈરાનમાં વરુઓનો ઉપદ્રવ વધારે હોય છે. એ જાનવર લુચ્ચાઈ[1] માટે અતિ પ્રચલિત હોવાથી ત્યાં કહેવત પડેલી છે કે—

ફારસીમાંથી આવેલી કેટલીક કહેવતોમાં ફારસી શબ્દો કાયમ રહ્યા છે, પરંતુ કેટલાકમાં તો થોડી ઘણી ફારસી રચના પણ આવી ગઈ છે; જેવી કે 'હિમ્મતે મર્દાં તો મદદે ખુદા'માં 'હિમ્મતે મર્દાં[1] એ ફારસી રચના છે. ગુજરાતીમાં 'મરદોની હિંમત' એવો અર્થ થાય છે. 'મદદે ખુદા' નો અર્થ 'ખુદાની મદદ' થાય છે.

ગુજરાતી કહેવતોમાંની કેટલીક પારસીઓના વસવાટને લઈને ફારસીમાંથી થયેલા અનુવાદોની પ્રચલિત થયેલી છે. તેમાં કેટલાક ઉચ્ચાર પણ તેમના જેવા જ છે. તે મોટે ભાગે પારસીઓમાં જ વપરાય છે; જેવી કે:—

૧ ખોદાની લાકડીને અવાજ નથી.[2]

૨ ખોદા ચાહે તે કરે.[3]

૩ એક દરવાજો બંધ તો ખોદા સો ઉઘાડે.[4]

કેટલીક કહેવતો ઉર્દૂ ભાષા મારફત આવેલી છે, જેવી કે:—

ખલક કી ઝબાન ખોદા કા નકારા[5] [ પંચ બોલે તે પરમેશ્વર ]

---

૧ 'મર્દ'નું ફારસીમા બહુવચન 'મર્દાં' છે.

૨ જમશેદજી નસરવાનજી પીતીત-કહેવતમાળા; ભા-૧, પૃ. ૧૯૭
એ માટે ફારસીમા નીચેની છે—
चोबे ख़ुदा सदा न—दारद ।
લાકડી ખુદા(ની) અવાજ ને—નથી

૩ જમશેદજી નસરવાનજી પીતીત-કહેવતમાળા; ભા-૧, પૃ-૧૯૫
એ માટે ફારસીમાં નીચેની છે:—
हर चेह ख़ुदा ख़ास्त हमाँ मी—शवद ।
દરેક જે ખુદા(એ) ઇચ્છા કરી તે જ થાય—છે

૪ એ માટે ફારસીમા નીચેની છે—
यक दर बस्तह व हज़ार दर वा ।
એક દરવાજો બંધ અને હજાર દરવાજા ઉઘાડા

૫ જમશેદજી નસરવાનજી પીતીત-કહેવતમાળા, ભા-૧, પૃ-૫૬

કેટલીક કહેવત ફારસીમાંથી ઉર્દૂમાં અને ઉર્દૂમાંથી ગુજરાતીમાં અનુવાદ થઈને આવી હોય એમ સામ્ય ઉપરથી લાગે છે. કેટલીક મુસલમાનોનાં રિવાજો, ખાસિયતો, ગુણો વગેરેને લગતી હોય છે તે તેમની મારફત આવી છે; જેમકે (મુસલમાન) સૈયદો સામાન્યતઃ સત્યવક્તા, પ્રામાણિક અને ટેલ હોય છે અને તે સાથે સાથે સુસ્ત, વિલાસી અને ખર્ચાળ પણ હોય છે. તેમની આ ખામીઓને તેઓ 'તવક્કુલ' અર્થાત્ "અલ્લાહની મરજીને તાબે થવા" બરાબર ઓળખાવે છે. તે ઉપરથી કહેવત છે કે :—

'દૌલત મિલે તો મીર, નહીં તો ફકીર, મરે તો પીર' અર્થાત 'પૈસા મળે તો અમીર, નહિ તો ફકીર, અને મરે ત્યારે પીર.' એ ઉપરથી ગુજરાતીમાં 'મળે તો મીર નહિ તો ફકીર' કહેવત પ્રચલિત છે.

તે ઉપરાંત બીજી એક કહેવત આ જ કારણથી બનેલી છે તે આ છેઃ—

'હોય તો ઈદ નહિ તો રોજા' યા 'ઈદ પછી રોજા.'

આવી રીતે ફારસી ભાષા અહીં રાજભાષા થઈ અને તે પછી ગુજરાતી લોકોએ આ પૂર્વનાં પ્રકરણોમાં જણાવેલાં કારણોને લઈને તેનો અભ્યાસ કર્યો તથા મુસલમાનો અને પારસીઓ સાથે તેઓ સમૂહમાં રહ્યા તેથી મોટા ભાગની કહેવતો આવી છે. તે ઉપરાંતની કેટલીક કહેવતો એક યા બીજા ફારસી રંગથી રંગાયેલી માલૂમ પડે છે તેનું કારણ પણ એ જ છે.

ફારસીમાંથી આવેલી કહેવતોમાંથી થોડીક નીચે ઉદાહરણ માટે આપવામાં આવી છે. ડાબી બાજૂએ ગુજરાતી લિપિમાં અનુવાદ તરીકે કે ફેરફાર સાથે જે કહેવતો ગુજરાતીમાં પ્રચલિત છે તે આપવામાં આવી છે અને જમણી બાજૂએ ફારસી ભાષામાં વપરાતી અસલ કહેવતો નાગરી લિપિમાં લખવામાં આવી છે.

| | |
|---|---|
| આઈને નહિ લાગે, ને દાઈને લાગે. | दायह अज़ मादर मिह्रबान-तर। દાઈ ના કરતાં મા(આઇ) લાગણી વધારે ધરાવનાર |

| | |
|---|---|
| ઇશ્ક આંધળો છે. | आशिक़ कूर बाशद ।<br>આશક અંધ છે |
| ઇદ પછી રોજા.<br>હોય તો ઇદ નહિ તો રોજા. | आयद रोज़ी, नयायद रोज़ह ।<br>આવે રોજી ન આવે રોજા |
| એક અનાર, સો બીમાર | यक अनार, सद बीमार ।<br>એક દાડમ સો બીમાર |
| એક દમ, ને હજાર ઉમેદ.<br>એક કોડે એકાવન ઉમેદ. | यक दम, हज़ार उमीद ।<br>એક દમ હજાર ઉમેદ |
| એક મિયાનમાં બે તલવાર નહિ માય. | दो शमशेर दर यक नियाम न गुन्जद ।<br>બે તલવાર અંદર એક મિયાન નહિ માય |
| એક મુલકમાં બે પાદશાહ નહિ સમાય. | दो पादशाह दर अिक्लीमी न गुन्जन्द ।<br>બે પાદશાહ અંદર એક મુલક નહિ સમાય<br>(શેખ સા'દી) |
| એક સાથે બે તરબૂચ[1] નહિ ઊચકાય | ब यक दस्त दो तर्बुज़ न तवां बरदाश्त ।<br>થી એક હાથ બે તરબૂચ નહિ શકાય ઊંચકી |
| ઇશ્ક, કેશક, મુશક, ખાસી,<br>ખૂન, ઝેહર, મય્પાન;<br>એ તો છૂપ્યાં છૂપે નહિ,<br>પ્રગટ હોય નિધાન. | अिश्क़ व मुश्क पिनहां नमी मानद ।<br>ઇશ્ક અને મુશ્ક છૂપાં નહિ રહે |
| કૂતરાની પૂંછડી વાંકી ને વાંકી જ. | दुमे सग रास्त न शवद ।<br>પૂંછડી કૂતરા(ની) સીધી ન થાય |

---

1 ઇરાનમાં એનો પુષ્કળ પાક થાય છે.

| | |
|---|---|
| ખલક કી ઝબાન ખોદા કા નક્કારા. | ज़बाने ख़ल्क़, नक़्क़ारए ख़ुदा ।<br>જબાન ખલક(ની), નગારું ખુદા(નું) |
| ખુશામત ખારી નહિ લાગે.<br>ખુશામત ખુદાને પ્યારી. | ख़ुशामद हर के रा गुफ़्ती<br>ખુશામત દરેક જે ને કહી (કરી)<br>ख़ुदा आमद ।<br>પસંદ આવી |
| ખોદા કરે તે થાય. | ख़्वास्तए ख़ुदा रा चारह नीस्त।<br>ઇચ્છા ખુદા(ની)ને ઇલાજ નથી |
| ગઈ વાત ગુજરી.<br>ગઈ ગુજરી સંભારવી નહિ. | गुज़श्त आँचेह गुज़श्त ।<br>થઈ ગયું જે કંઈ થઈ ગયું |
| ગધેડા ઉપર સાતીનનું જીન.<br>ગધેડા ઉપર અંબાડી. | ख़र अर जुले अतलस पुशद<br>ગધેડો જો ઝુલ સાતીન(નું) પહેરે<br>ख़र अस्त ।<br>ગધેડો છે |
| ગજા પ્રમાણે ખર્ચ કરવો. | ख़र्च ब अन्दाज़ए दख़्ल बु<br>ખર્ચ માં પ્રમાણ ઊપજ(ના) |
| તકદીર આગળ તદબીર નહિ ચાલે. | तक़्दीर चूँ साबिक़ अस्त तद<br>તકદીર જ્યારે આગળથી છે તદ<br>चेह शवद ?<br>શું થાય |
| તોખમે તાસીર ને સોબતે અસર. | तुख़्म तासीर सोहबत असर ।<br>બી અસર સોબત અસર |
| દરદીની વાત દરદી જાણે.<br>ગત જાનહીગો દરદી દરદી કી.<br>—પ્રેમસાગર | ब दर्द कसी रसद चे<br>આગળ દરદ તે પહોંચે<br>दर्दी दारद ।<br>દરદ ને—છે |
| દરદ હોય ત્યાં દવા હોય.<br>દરદ માત્રની— | हर दर्द रा दरमानी मुक़र्रर<br>દરેક દરદને દવા નિયુક્ત |

| | |
|---|---|
| દીવાલને પણ કાન હોય છે. | दीवार हम गोश दारद ।<br>દીવાલ પણ કાન ને–હોય છે |
| દુનિયા ખાતર દીનને વેચવું. | दीन रा ब दुनिया न बायद<br>દીન ને ખાતર દુનિયા ન જોઈએ<br>फ़रूख़्तन ।<br>વેચવું |
| દોરડી બળે પણ વળ ન જાય. | रीसमान सूख़्तह लेकिन<br>દોરડી બળી પણ<br>कज्जीश बीरून न रफ्तह ।<br>તેનો વળ બહાર ન ગયો |
| ધણીધણિયાણી રાજી ત્યાં શું કરે કાજી? | ज़न राज़ी, शव्हर राज़ी<br>ધણિયાણી રાજી ધણી રાજી<br>को जबे काज़ी ?<br>ક્યાં બળજબરી કાજી(ની) |
| નાદાન દોસ્ત કરતાં દાનો દુશ્મન ભલો.<br>મૂરખ મિત્ર કરતાં દાનો દુશ્મન સારો. | दुश्मने दाना बेह अज़<br>દુશ્મન ડાહ્યો બહેતર ના કરતાં<br>दोस्ते नादान ।<br>દોસ્ત નાદાન ! |
| નાપાક શેતાન પર લ્યાનત હજો. | लअ़नत ब कारे शैतान ।<br>લ્યાનત પર કાર્ય સેતાન(ના) |
| પાણી પહેલાં મોજાં ઉતારવાં. | आब न दीदह मोज़ह कशीदन।<br>પાણી ન જોયે મોજું ખેચવું |
| ભલાનું ભલું થાય, ભૂંડાનું ભૂંડુ થાય. | नेकी नेक रा बदी बद रा।<br>ભલા ભલાઈ ને ભૂડુ ભૂડા ને |
| ભાગ્યમાં હોય એટલું જ મળે. | आँचेह नसीब अस्त बहम मी रसद।<br>જે કંઈ ભાગ્ય હોય મળે |
| ભૂડાની સાથે ભલાઈ કરવી ને ભલાની સાથે ભૂંડાઈ કરવી બરાબર છે. | नेकूई बा बदाँ कर्दन चुनाँ अस्त<br>ભલાઈ સાથે ભૂડા કરવું જેમ છે<br>केह बद कर्दन ब जाये नेक मर्दान।<br>કે ભૂંડું કરવું એ જગ્યા ભલા લોકો(ની, |

| | |
|---|---|
| માગ્યા કરતાં મરવું ભલું. | दर नीस्ती मुर्दन बेह केह<br>માં ગરબી મરવું વધારે સારું કરતાં<br>हाजत पीशे कसी बुर्दन ।<br>જરૂરિયાત આગળ કોઈ લઈ જવી<br>વ્યક્તિ |
| મુરબ્બી વડે મુરબ્બો ખવાય.<br>મુરબ્બી વગર કંઈ મુરબ્બો ખવાય ?[1] | मुरब्बी बेयार व मुरब्बह बुखुर ।<br>મુરબ્બી લાવ અને મુરબ્બો ખા |
| રંજનો બદલો ગંજ.<br>રંજનું ગંજ. | नाबुर्दह रंज गंज मुयस्सर<br>નહિ વેઠ્યું સંકટ ભંડાર પ્રાપ્ત<br>नमी शवद ।<br>નહિ થાય |
| વગર તેડે ખુદાને ઘેર પણ ન જવાય. | ना खान्दह ब खानअे<br>નહિ તેડે માં ઘેર<br>खुदा न तवाँ रफ्त ।<br>ખુદા (ના) ન શકાય જઈ |
| હરકતમાં બરકત | अज़ तू हरकत<br>તરફથી તું ક્રિયા<br>अज़ खुदा बरकत<br>તરફથી ખુદા બરકત |

આ કહેવતોમાંની મોટા ભાગની પારસીના તૈયાર કરેલા[2] સંગ્રહમાંથી લેવામાં આવી છે. તેથી એમાંની મોટા ભાગની પારસીઓમાં વધારે પ્રચલિત હોય એમ લાગે છે. થોડી પારસી સિવાયના લોકોમાં પ્રચલિત છે.

---

૧ એ નાગર યા કાયસ્થોએ ભારતમાં બનાવી હોય એમ લાગે છે. ઈરાનમાં એ ચાલુ નથી.

૨ જમશેદજી નસરવાનજી પીતીત-કહેવત માળા, ભા-૧ અને ૨

તે ઉપરાંત 'ગુજરાતી કહેવત સંગ્રહ'નો પણ આધાર લેવામાં આવ્યો છે.[૧]

આ ઉપરાંત કેટલીક ઉર્દૂ કહેવતો પણ ગુજરાતીમાં આવી છે. ઉર્દૂ ભાષાનું મૂળ હિંદી છે. ફારસી ભાષાના પ્રખર પ્રભાવથી હિંદીએ ઉર્દૂનો જામો પહેર્યો હતો. ફારસીની પ્રબળ અસર ગુજરાતી ઉપર હોવાથી તથા ઉર્દૂભાષી મુસલમાન પ્રજાના ગાઢ સંપર્કમાં આવવાથી આપણી ગુજરાતી ભાષામાં ઉર્દૂ કહેવતો પણ પ્રચલિત થઈ ગઈ છે. એમાં કોઈક કોઈક ઠેકાણે શબ્દોમાં તેમજ ઉચ્ચારણમાં ફેર પડે એ સ્વાભાવિક છે. દૃષ્ટાંત માટે નીચે થોડીક આપવામાં આવી છેઃ—

અંધેકી ગાવડીકા અલ્લા રખેવાળ.
અંધેકી જોરૂકા ખુદા રખેવાળ.

આખૂનજી લકડી તોડશો તો કહે વો તો કાફરકા કામ અને આખૂનજી ખીચડી ખાશો ? તો કહે બિસ્મિલ્લાહ.
કમજોર ગુસ્સા બ્હોત વો માર ખાનેકી નિશાની.
કાજી દુબલે ક્યું કે સારે ગામકી ફિકર.
જર ચાહે સો કરે.
ટૂંક ગરદનિયો મહાપાપી
ટૂંકી ગર્દન ટૂંકી પીશાની, વો હરામજાદેકી નિશાની.
ટૂંકી ગરદન લમ્બે કાન, હરામજાદેકા નિશાન.
દગા કિસીકા સગા નહીં.
દામ કરે કામ, લોંડી કરે સલામ.[૨]
નાદાનકી દોસ્તી ઔર જીવકા જાન.
બૂંસે બગડી હોજસે ન સુધરે.

૧ સ્વ. આશારામ દલીચંદ શાહ—ગુજરાતી કહેવત સંગ્રહ; વિ.સં. ૧૯૭૯-સને ૧૯૨૩ (બીજી આવૃત્તિ)
૨ ઉર્દૂમાં છે કે दाम करे सब काम, बीबी करे सलाम.

મા, મે ભના કે મેરા ભાઈ, તો કહે એક ટે. ઔર દુસરા કસાઈ
લેને ગઈ પૂત ઓર ખો બેઠી ખસમ
દાન જાય, દવાન જાય, ગદ્દેમ ખ્યાન ન જાય

કેટલીક કહેવતો ઉર્દૂ ઉપરથી ગુજરાતી ભાષામા આવી છે તેમા ફારસી શબ્દો પણ મોટા પ્રમાણમા રહી ગયા છે તેમાંની થોડી નીચે પ્રમાણે છે તેમા એ ભાષા બોલનારાઓનાં રીતરિવાજોની યા તેમના ગુણોની યા તેમની માન્યતાઓની યા કોઈ એવી અન્ય અસર સ્પષ્ટ રીતે જણાઈ આવે છે અને કેટલીકમા ફારસી અરબી શબ્દોનું બાહુલ્ય છે —

ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા સાભળો ગપ્પીજી, બાર હાથનુ ચીભડુ ને તેર હાથનુ બી

ગૂગે મારી ગપ
જમીન આસમાનનો ફરક[1]
જમીન જોરુ ને જર એ ત્રણ કજિયાના ઘર.
જર કરાવે વેર
જશ તો જાનગરે[2] છે
જાણીતો સિપાઈ ને કોરડા વધારે મારે
જુવાન વહુ ને બુઢ્ઢો લાડો એનો રોજ ઊઠીને ભવાડો
નગારખાનામા તૂતીનો અવાજ શો સભળાય?
નવાબનુ નગારુ ત્યા પૂજિયાનુ તગારુ
પીરનો મહિમા મુજાવર વધારે
બુઢ્ઢી ઘોડી લાલ લગામ ચડનેવાલા મે જવાન
બે આખની શરમ
મફતનુ ખાવુ અને મસીદે સૂવુ

१ ઉર્દૂમા છે કે जमीन आसमान का फ़र्क ।
२ એ ज़ियानगर ઉપરથી છે જેનો અર્થ 'હાનિકારક' થાય છે

લડે સિપાઈ નામ સરદારનુ [૧]
લાગે તો તીર નહિ તો તુક્કો [૨]
શેઠ ગયા તો ચાકરને મઝા
હરામનો માલ પચે નહિ
હરામનો માલ હરામમા જાય
હલકુ લોહી હવાલદારનુ
હનેકા અને હવાલદારી મળી.
હિસાબ કોડીનો બક્ષિસ લાખની
હીરાની કીમત ઝવેરી કરે

કહેવતો પ્રજાના સાચા વિચારો અને ખાસિયતોના દર્પણ સમાન હોય છે અને તેમની ભાષા પણ સામાન્ય રીતે શુદ્ધ હોય છે યા તો હોવી જોઈએ, પરંતુ ફારસી ભાષાના પ્રચંડ પ્રભાવને લઈને ગુજરાતી ભાષાની કહેવતોમા પણ અરબી ફારસી શબ્દો પ્રચલિત થયા છે એવી કેટલીક કહેવતો નીચે પ્રમાણે છે જે ઉપરથી જણાશે કે તેમાં અરબી ફારસી શબ્દોની ભરમાર કેટલે અંશે છે —

એક **નર** ને સો **હુન્નર**
કોઈએ પોતાનું **નસીબ** વગી ખાધુ છે?
ગજા પ્રમાણે **ખર્ચ** કરો
ગધેડાને ડફણા અને તેજીને **ઇશારો** [૩]

---

૧ ઉર્દૂમા लड सिपाही नाम हो सरदार का ।

૨ „ तीर नहीं तो तुका ही सही । ફારસીમા तुकह નો અર્થ 'બૂઠું તીર' થાય છે

૩ ફારસીમા એ વાકયના બીજા ભાગ માટે નીચેની કહેવત છે —
आकिल रा अिशारत बस अस्त ।
ડાહ્યા ને ઇશારો બસ છે

ગરજે ગધેડાને બાપ કહેવો પડે.
**ગરમીને ગરમી** મારે.
ઘરમાં હાલ્લાં **કુશ્તી** લડે ને બહાર તો લાલજી મણિયાર.
ચોરીની ચોરી ને સામે **સિરજોરી.**
ચોરી ઉપર **સિરજોરી.**
ઠોકરો ખાતાં **હોશિયાર** થવાય
**તાજો માલ** તુર્ત ખપે.
થોડે **નફે** બહોળો વેપાર.
**દરદ** ગયું કે વૈદ વેરી.
**નકલ**માં **અકલ** નહિ
**નસીબ**માં હશે તે થશે
**નસીબ** કોઈનાં વેચી ખાધાં છે ?
બાવો ઊઠ્યો બગલમાં હાથ.
ભરમ ભારી ને **ખિસ્સા** ખાલી.
**મફત**નાં મરી તીખાં લાગે ?
રોતો જાય તે મૂઆની **ખબર** લાવે.
શેઠને ચાકર ઘણા તો ચાકરને ઠાકર ઘણા.
**માફ** કર્યામાં **મજા.**
મેહને **મહેમાન** કેટલા દહાડા ?